# આનંદોત્સવ.

આ સમરાદિત્ય કેવળી ચરિત્ર યાને પુણ્ય પ્રભાવ નામનો જૈનસાહિત્યનો અણમોલો ગ્રંથ આજે સચિત્રરૂપે બહાર પાડતાં અને વાચકવર્ગના કરકમલમા મૂકતાં મને સહેજ આનંદ થાય છે. સં. ૧૯૭૭થી મારી લથડતી જતી તબયતને લીધે આવો કોઇ ગ્રંથ આવા સુંદર સ્વરૂપે બહાર મૂકી શકીશ કે કેમ તેની મને શંકાજ રહ્યા કરતી હતી, પરંતુ પરમાત્મકૃપાથી એ સોનેરી તક મેળવવા આજે ભાગ્યશાળી થાઉંછું તે માટે તે નિષ્કારણ કરૂણાળ પરમાર્હત પ્રભુને આ સ્થળે ભાવપૂર્વક કોટિશઃ વંદન કર્યા વિના રહી શક્તો નથી.

સચિત્ર ગ્રંથો તૈયાર કરાવવામાં શી શી જાતની મુશ્કેલીઓ રહેલી છે, તેનો ખ્યાલ ભુક્તભોગી સિવાય ભાગ્યેજ કોઇને આવી શકશે. તેમા પણ ભાઇ ટી–જે–પટેલ અને ભાઇ આપી જેવા ચિત્રકાર–મિત્રોના આકસ્મિક સ્વર્ગવાસથી મને જે મુશીબત અને અગવડ નડી છે, તે ગુજરાતના ચિત્રકળા સાહિત્યને ખમવી પડેલી ભારે ખોટની પાસે, હું તો ભૂલી જવીજ યોગ્ય ધારૂં છું. એ બે સ્વર્ગસ્થ ચિત્રકાર ભાઇઓ મારાં ભાવ–કલ્પના અને આદર્શને અત્યાર સુધી પુરેપુરાં લક્ષમાં લઇ જે ઉમદા કળાના નમુનાઓ રજુ કરી મને સંતોષતા હતા, તે સંતોષ તો હવે મારે શોધવાનોજ રહ્યો. નવા ચિત્રકાર

મેળવી આ ગ્રંથ તૈયાર કરાવવા જતાં એકએક ચિત્ર પાંચ–છ - છ વાર પુનઃ તૈયાર કરાવ્યું છતા તેમાં નિષ્ફળતાજ મળતી રહી. અન્તે સદ્ભાગ્યવશ રા. જી–એન મલકકાર અમને મળી આવ્યા અને તેમની પીંછી કાંઇક મનપસંદ થવાથી આ પુસ્તક પ્રકટ કરવા અમે ભાગ્યશાળી થયા.

ચિત્ર યોજનાનું માન જેમ ચિત્રકાર ભાઇઓને ઘટે છે, તેમ આ ગ્રંથની મૂળ યોજના કરાવવાનું માન હું, જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગના માનદ મંત્ર શ્રીયુત શિવજી દેવશીભાઈનેજ આપવા માગું છું. કારણ કે શ્રીયુત.શિવજીભાઇએ ખંત અને ઉદ્યમથી આવાં પુસ્તકો મુદ્દલ પ્રગટજ ન કર્યાં હોત તો આ ગ્રંથ આ પૃથ્વીનો પ્રકાશ પામત કે નહીં તેની શંકા છે.

જૈન સમાજમાં વાંચનરૂચી હજી જેવી જોઇએ તેવી ખીલી નથી. પૂર્વાચાર્યો પોતાની પાછળ, આપણા માટે સાહિત્યનો જે અનુપમ વારસો મુકી ગયા છે, તેનો ઉપલોગ કરવા જેટલી યોગ્યતા પણ બહુ અલ્પાંશે જોવામાં આવે છે. આવી સ્થિતિમાં જૈન સાહિત્યની ખીલવણી કઇ રીતે થાય એ એક મહત્વનો પ્રશ્ન છે. પૂર્વાચાર્યોના વારસાની ખરેખરી કીમત, અમને લાગે છે કે, મુનિ મહારાજાઓ અને વિદ્વાન બન્ધુઓ સિવાય ક્હાચજ કોઇ કરી શકે. જો તેઓ દેરાસર તથા ઉપાશ્રય વિગેરે ધર્મસ્થાનોમાં થતી વાસણ–વસ્ત્ર કે મીઠાઇની પ્રભાવનાઓ કર-

વાનું મુલતવી રાખી આવા સાહિત્યરત્નોની પ્રભાવના કરવાનું ધોરણ સ્વીકારે તો ધર્મ પ્રભાવનાનો હેતુ સંપૂર્ણ અંશે ફળીભૂત થાય એ નિર્વિવાદ છે. અને સંસારી ભોગ-ઉપભોગની વસ્તુઓ ધર્મપ્રભાવના નિમિત્તે વ્હેંચવી તેના કરતાં આવા ઉપયોગી ગ્રંથો જૈન ગૃહસ્થોના ઘરે ઘરમાં દાખલ કરાવવાં એ શું સૌથી વધારે ઇચ્છવા યોગ્ય અને ઉપાદેય પરંપરા નથી? જે મુનિવરો સંસારની ક્ષણસુખદાયી વસ્તુઓથી ઉદાસીન બની નિત્ય અધ્યયન-અધ્યાપનમાંજ પોતાના જીવનની કૃતાર્થતા સમજે છે તેઓ જરૂર આ સૂચના લક્ષમાં લઇ જૈન સાહિત્યનો પ્રચાર અને પ્રભાવ વિસ્તારવા પોતાથી બનતું કરશે એવી આશા અમો રાખીએ છીએ.

હાલમાં અમારા તરફથી નીચેના પુસ્તકો સચિત્ર તૈયાર થાય છે. અને તેમાંના કેટલાક તો ઘણું કરી સંવત્ ૧૯૭૮ માં પ્રગટ થશે. સીલકમાં ન રહે અને પાછળથી પસ્તાવું પડે તે માટે અમે રસજ્ઞ વૃત્તિવાલા સાહિત્યશોખીન-વાંચક ગ્રાહક વર્ગને ખાસ ભલામણ કરીએ છીએ; કે જેમ આ પુસ્તકના ગ્રાહક અગાઉથી બની લાભ લીધો છે, તેવીજ રીતે હવે પછીના પ્રગટ થતા પુસ્તકોનો લાભ લેશો એવી અમે આશા રાખીએ છીએ.

## હવે પછી બહાર પડનારાં પુસ્તકોનું લીસ્ટ.

(૧) શ્રી મહાવીર ભક્ત મણિભદ્ર યાને શ્રાવિકા રત્નમાલાનું ચરિત્ર સચિત્ર—આ ગ્રંથ હાલમાં છપાય છે અને થોડાજ વખતમાં સચિત્ર પ્રગટ થશે. આ ગ્રંથના અ-

ગાઉથી ડીપોઝીટ ચાર આના મોકલી ગ્રાહક થનાર પાસેથી રૂ. ૧-૦-૦ લેવામાં આવશે. પાછલથી કિંમત રૂ ૧-૮-૦ રાખવામા આવશે માટે અગાઉથી ગ્રાહક થઇ લાભ લ્યો. આ ગ્રંથના કર્તા રા. સુશીલ છે.

(૨) શ્રી સમરાદિત્ય કેવળીનું ચરિત્ર સચિત્ર
(૩) શ્રી જયાનંદ કેવલીનું ચરિત્ર ,,
(૪) શ્રી રતનપાળ વ્યવહારીયાનું ચરિત્ર ,,
(૫) શ્રી ચંદકેવલીનું ચરિત્ર સચિત્ર.
(૬) શ્રી માંડવગઢના પેથડકુમારનું ચરિત્ર ,,
(૭) શ્રી ઉત્તમ કુમારનું ચરિત્ર. ,,
(૮) શ્રી આદર્શ રામાયણ.
(૯) શ્રી અદ્‌ભૂત સુદષ્ટાંતમાલા.
(૧૦) શ્રી જૈન સતી મંડલ ભા૦ ૧-૨
(૧૧) શ્રી પાંડવ ચરિત્ર
(૧૨) શ્રી જૈનધર્મની પહેલી ચોપડી.
(૧૩) શ્રી જૈનધર્મની બીજી ચોપડી.
(૧૪) શ્રી વિવેકવિલાસ આવૃત્તિ ૫ મી.
(૧૫) શ્રી યોગશાસ્ત્ર ભાષાંતર.
(૧૬) શ્રી સતિ શિયલવતીનું ચરિત્ર.
(૧૭) શ્રી માનતુંગ માનવતીનું ચરિત્ર.
(૧૮) શ્રી ચંદરાજાનું ચરિત્ર.
(૧૯) શ્રી કુમારપાળ ચરિત્ર.

આ મહાન્ ગ્રંથો ઉંચામાં ઉંચા કાગલો ઉપર છાપવામાં આવશે અને તેની શોભામાં કોઇપણ રીતની ખામી ન રહે તેવો પ્રયત્ન કરવામાં કચાશ રાખવામાં આવશે નહિં. આ તમામ ગ્રંથો રોયલ ૧૬ પેજી સાઇજમાં બહાર પડશે.

રહેવાનું સ્થળ:—
શેઠ મેરજી ભીમાનો માળો
ચોથે દાદરે, દિવાનખાનામાં,
માંડવી; કાથાબજાર–મુંબઇ.

લી૦ સેવક,
મેઘજી હીરજી બુકસેલર.






# પ્રસ્તાવના.

*સમરાદિત્ય કેવળીની કથા આર્હત પ્રજામા સારી રીતે પ્રખ્યાત છે. તે વસ્તુ ઉપર સંસ્કૃત તથા પ્રાકૃત ભાષામાં ગદ્યાત્મક અને પદ્યાત્મક રચના થયેલી છે. તેને નવલકથાના આકારમા મૂકવા આ નવી યોજના કરવામાં આવી છે. કર્ત્તાના ઉદ્દેશનું કેંદ્રસ્થાન વૈરાગ્ય છે, તે વિષયને મુખ્ય પદ આપી પ્રસ્તુત વિષયને વિવિધ વિચારો સાથે અલંકૃત કરવામાં આવ્યો છે, જે ઉમળકાથી તથા અતી આદરભાવથી વાંચવાની પ્રેરણાને ઉત્તેજીત કરે તેવી સંકળનાથી ગોઠવવામાં આવ્યો છે.

આ ચરિત્રના નાયક સમરાદિત્યનું જીવન કેવી સ્થિતિમાંથી કેવી ઉચ્ચ સ્થિતિમાં આવ્યું હતું અને તે દરમીયાન તેના પૂર્વ ભવોમાં કેવા ચમત્કારી બનાવો -બનેલા હતા, તે સુબોધક પ્રસંગોને નવલકથા રૂપે ગોઠવવામાં આવ્યા છે. તેની અંદર વૈરાગ્યરસનો જમાવ એવી રીતે કરવામાં આવ્યો છે કે, જે વાચકોના હ્રદયમાં તે વિષેની અતિ ઉચ્ચ ભાવનાઓ જગાડે છે. તે સાથે તે અતિ ભવ્ય, રમણીય અને અર્થગંભીર કલ્પનાઓની સમૃદ્ધિ દર્શાવે છે આ પુણ્યપ્રભાવની સંકળના

---

* આ ગ્રંથ પ્રસિદ્ધવક્તા રા રા. શીવજી દેવશિંહે સ્થાપીત કરેલ શ્રી જૈનધર્મ વિદ્યા પ્રસારક વર્ગ પાલીતાણાની સસ્થાએ પ્રથમાવૃત્તિ સં. ૧૯૬૮ ની સાલમાં પ્રસિદ્ધ કરેલ હતી, તેની આ બીજી આવૃત્તિ અમોએ સચિત્ર કરી પ્રસિદ્ધ કરેલ છે.

શ્રીપ્રદ્યુમ્નાચાર્યના રચેલા સમરાદિત્ય સંક્ષેપ નામના સંસ્કૃત ગ્રંથ ઉપરથી ઉપજાવવામાં આવી છે. તે વિદ્વાન્ ગ્રંથકારે વાર્તાના મુખ્ય નાયક સમરાદિત્યના નવભવોનું વર્ણન મહાકાવ્યની પદ્ધતિએ કરેલું છે. તેમની સંસ્કૃત કૃતિ પ્રાસાદિક અને અતિ મનોહર છે, તેના આધારથીજ આ લેખની યોજના કરવામાં આવી છે. હાલના સમયમાં લોકોના હૃદયોને ધાર્મિક ભાવનામાં જાગૃત કરવાનું, તત્ત્વજ્ઞાન તથા વ્યવહારિક જ્ઞાન પ્રસારવાનું અને તેમના વર્ત્તન ઉપર સારા સંસ્કારો રોપવાનું અસરકારક સાધન નવલકથાનું સ્વરૂપ છે. અને તે વ્યવહાર દૃષ્ટિથી તેમજ પોતાનું કર્ત્તવ્ય યોગ્ય રીતે પાળી શકવાની ધર્મદૃષ્ટિથી પણ તેની આવશ્યક ઉપયોગિતા સિદ્ધ થાય છે. વળી ધર્મની દિશામાં આગળ વધવા ઇચ્છતા મનુષ્યોને આવી પ્રાચીન ભાવનાવાળા ચરિતાનુયોગનું નવીન રૂપે વાંચન ઘણું ઉપકારક બને છે. વાર્તાના આરંભથી બે નાયકોનું ચરિત્ર ઉપસ્થિત કરવામાં આવ્યું છે. તે નાયકોનાં નામ ગુણસેન અને અગ્નિશર્મા છે. આ ઉભય આત્માઓ દરેક ભવમાં સહચારીરૂપે ચાલ્યા આવે છે. એક આત્માનું ચરિત્ર નિર્મળ છે, ત્યારે બીજા આત્માનું ચરિત્ર મલિન અને દૂષિત છે. ગુણસેનનો જીવ સુકૃતની શ્રેણીએ ચડતો જાય છે અને અગ્નિશર્માનો જીવ પાપોની મલિન શ્રેણી ઉપર ચડતો જાય છે. અગ્નિશર્માની કષ્ટરૂપી સ્થિતિના વર્ણનથી વાર્તાની પીઠિકા બંધાય છે. તેની ઉપર ગુણસેને કરેલી વિટંબનાનું વર્ણન ચિત્તાકર્ષક છે. પુરો-

શોધ કરવા નીકળી પડે છે. તે લક્ષ્મીની શોધના પ્રસંગમા બનેલો બનાવ ઘણા અદ્ભૂત રસથી ભરપૂર છે. દુરાચારી લક્ષ્મીના દુરાચારના પ્રકાશનું વર્ણન ઘણુંજ શિક્ષણીય રૂપે આપવામાં આવ્યું છે, તે પછી પ્રાકંદી નગરીના ઉદ્યાનમા ફરતા ધરણને એક મહાત્મા અર્હદ્દત્ત નામના મુનિનો મેળાપ થઇ આવેછે. મહામુનિ અર્હદ્દત્તનો વૃત્તાંત ઘણોજ ચિત્તાકર્ષક અને વૈરાગ્ય રસનો પોષક છે, જે વાચવાથી આ દુઃખમય સંસારનું પૂર્ણ ભાન થઇ આવે છે પવિત્ર ધરણ ચારિત્રધારી થાય છે. આખરે દ્વેષવતી લક્ષ્મી પોતાના મહાત્મા પતિનો પણ ભારે દ્વેષ કરેછે, અને લક્ષ્મીને તેનાં દુષ્ટ કાર્યોનું ફળ ભોગવવું પડેછે. અહિં છઠ્ઠા ભવની સાથે ષષ્ટ ખંડની પૂર્ણતા થાય છે.

સપ્તમ ખંડમાં આ વાર્ત્તાના નાયકોના સાતમા ભવનો આરંભ થાય છે. આ ભવની અંદર સેન અને વિષેણ નામે પિતૃવ્ય બંધુના અદ્ભૂત પ્રસંગનું વર્ણન આવે છે. ચંપા નગરીના મહારાજા અમરસેનને ત્યા ગુણસેનનો પવિત્ર આત્મા સેન રૂપે ઉત્પન્ન થાય છે, અને તે મહારાજાના લઘુ બંધુ હરિષેણને ત્યા અગ્નિશર્માનો આત્મા વિષેણ રૂપે ઉત્પન્ન થાય છે. તે બનેના જીવનમા એકના હૃદયને વિષે પૂર્વનો વૈરાગ્નિ પ્રગટી ઊઠેછે. પ્રથમ સોમા પ્રવર્ત્તિનીના ચમત્કારી વૃત્તાંતથી આ બાળ સ્વરૂપનો આરંભ થાય છે. એ પ્રવર્ત્તિનીનો વૃત્તાંત સાભળી રાજા અમરસેન વૈરાગ્ય પામી પોતાના હરિષેણને રાજ્ય આપી, દીક્ષા લઇ ચાલી નીકળે છે. ત્યારથી તેનો પુત્ર

સેન, હેરિષેણના આશ્રય નિચે આવે છે. દુર્ગુણી વિષેણના હૃદયમાં સેન તરફ વૈર બુદ્ધિ જાગ્રત થાય છે, અને તે સેનના પ્રાણ હરવાને અનેક યુક્તિઓ રચે છે. આ પ્રસંગે સેન કુમારની સજ્જનતાનો વિષય નીતિ ધર્મના સ્વરૂપને પ્રત્યક્ષ કરાવે છે, તે પછી વિયોગ અને સંયોગના પ્રકરણમા જે વૃત્તાત દર્શાવ્યો છે, તે સહૃદય વાચકોને અદ્ભૂત રસ સાથે ઘણોજ આનંદરસનો પોષક થઈ પડે છે. આ વૃત્તાંતને અંગે રાજર્ષિ હરિષેણ સૂરિનો સુબોધક પ્રસંગ આવે છે. તે મહર્ષિએ કહેલી ઉપદેશ કથા ઘણી પ્રબોધદાયક વર્ણવવામા આવી છે. તેની અસરથી સેન પોતાના પુત્રને રાજ્ય આપી, સ્ત્રી સહિત દીક્ષિત થાય છે. છેવટે દુષ્ટમતિ વિષેણ પૂર્વ વૈરના આવેશથી સેન મુનિનો ઘાત કરવા તૈયાર થાય છે, તેવામા ક્ષેત્રદેવી આવી તે પવિત્ર મુનિની રક્ષા કરે છે, આ સાતમા ભવનો સુબોધક પ્રસંગ અહીં સમાપ્ત થાય છે.

આઠમા ખંડમાં તે ઉભય આત્માઓના આઠમા ભવનું, વર્ણન આવે છે. આ ભવમાં તે ઉભય આત્માઓનું ઘણું રસિક વૃત્તાંત આપવામા આવેલું છે. અયોધ્યા નગરીના રાજા મૈત્રીબળને ઘેર ગુણસેનનો જીવ ગુણચંદ્ર નામે પાટવીકુમાર તરીકે ઉત્પન્ન થાય છે. અને અગ્નિશર્માનો જીવ વૈતાઢ્ય પર્વત ઉપર આવેલા રથનપુર નગરમા વાનમંતર નામે વિદ્યાધર તરીકે ઉત્પન્ન થાય છે. તેમના ભવના આરંભથીજ વિદ્યાધર વાનમંતર ગુણચંદ્રનો કટ્ટો વૈરી બને છે. શંખપુરના રાજા

શંખાયનની પુત્રી રત્નવતીનો વિવાહ સંબંધ એ ચિત્રકા-
રોની મારફત ગુણચંદ્ર સાથે જોડાય છે. તે પ્રસંગે તે બંને
રસિક યુગલના પવિત્ર પ્રેમનો અતિ ચાતુર્ય ભરેલો ચિતાર
આપવામાં આવ્યો છે. રસિક સમસ્યાથી પરીક્ષા કરી જોડાએલા
એ જોડાનું બુદ્ધિ ચાતુર્ય અલંકારથી ભરપૂર દર્શાવવામાં
આવ્યું છે. આ પ્રસંગે પ્રાચીન કાળના જૈન સાહિત્યની પ્રભા
કેવી પ્રકાશતી હતી, તેનો ખ્યાલ વિદ્વાન વાચકોને આવી શકે
છે તે પછી આપેલા દંપતિવિલાસના વૃત્તાંતમાં શુદ્ધ પ્રેમ.
વાળા દંપતિનો ગૃહાવાસ કેવો આનંદજનક બને છે, તે સિદ્ધ
કરી બતાવ્યું છે. તે પછી રણવાર્તાના પ્રસંગનું વીરરસથી
વર્ણન કરી, પૂર્વકાળમાં આર્ય પ્રજામા કેવું શૌર્ય હતું, તે
બતાવી આપ્યું છે. રાજકુમાર ગુણચંદ્રને વિગ્રહ રાજાની સાથે
વિજયધર્મ નામના એક મહાત્મા સૂરિનો મેળાપ થાય છે.
તે પ્રસંગે તે મહાત્માએ આપેલો પોતાનો જીવન વૃત્તાંત
ઘણોજ અદ્ભુત છે. અને તેમાંથી વૈરાગ્યરસને પોષણ કરનાર
શાંતરસનો પ્રવાહ પ્રગટી આવે છે. દુષ્ટ વિદ્યાધર વાનમંતર કે
જે ગુણચંદ્રનો નિષ્કારણ વૈરી છે, તે ગુણચંદ્ર કુમારનું હરણ
કરી, તેના મરણની ખોટી વાર્તા ફેલાવે છે. આથી સતી રત્નવતી
અગ્નિ પ્રવેશ કરવા તૈયાર થાય છે. જે ઉપરથી પૂર્વકાળની
સ્ત્રીઓ પોતાના પતિ તરફ કેવી શુદ્ધ પ્રેમી હતી? તેનો
આબેહૂબ ચિતાર ખડો થાય છે. અને આર્ય નારીઓમાં કેવું
સત્વ હોવું જોઈએ, તેનો પૂરેપૂરો ખ્યાલ આવે છે. આ પ્રસંગે
સાધ્વી સુસંગતાનો રત્નવતીને મેલાપ થાય છે. સાધ્વી સુસં-

ગતાએ તે પ્રસંગે આપેલો બોધ ચિત્તાકર્ષક અને સ્રીઓને ખાસ બોધનિય થઇ પડે તેવો છે.

રાજા ગુણચંદ્રને ઋતુના દેખાવ ઉપરથી વૈરાગ્યોત્પાદક બોધ થઇ આવે છે. અને તે દીક્ષિત થઇ સર્વસ્વ ત્યજી દે છે. અનુક્રમે તે સૂરિપદધારક મહાત્મા થઇ પુણ્યના પ્રબંધને વધારે છે, અને છેવટે સર્વાર્થસિદ્ધ વિમાનના નિવાસી થાય છે. તેમને વારંવાર ઉપદ્રવ કરનાર દ્વેષી વાનમંતર વિદ્યાધર અશુભ કર્મ યોગે સાતમી નરકે પીડા પામતો પ્રગટ થાય છે. અને અહિં તેમના આઠમા ભવનું મર્મવસાન થાય છે.

નવમા ખંડમાં જે આત્મા આઠ ભવ સુધી પુણ્ય પ્રકૃતિરૂપે ચાલ્યો આવે છે, તે ગુણસેન ઉજ્જયિની નગરીના રાજા પુરૂષસિંહની રાણી સુંદરીના ઉદરથી સમરાદિત્ય નામે અવતરે છે. તે આ સવિસ્તાર નવલકથાના મુખ્ય નાયક રૂપે પ્રખ્યાત થાય છે. આ ખંડના આરંભમાં મિત્રગોષ્ટીના પ્રથમ પ્રકરણમા તે પવિત્ર નાયકના સદ્વર્તનનો આવિર્ભાવ દર્શાવવામા આવ્યો છે. જાણે તેણે ગર્ભમાંથીજ પ્રતિબોધ પ્રાપ્ત કર્યો હોય, તેમ તેમના બાલ્યવયમાથીજ આ સંસાર તરફની વૈરાગ્ય ભાવના દેખાઇ આવે છે. રાજા પુરૂષસિંહ પોતાના પુત્રને સંસારની વાસનાનો સ્વાદ ચખાડવા ઘણી યોજનાઓ ઉભી કરે છે, પણ તે ધર્મવીર આખર સુધી અડગ રહી, પોતાની ભાવનામા કાંઇ પણ ફેરફાર કરતો નથી. આ પ્રસગે આપેલ વસંતવિલાસમાં પણ વૈરાગ્ય બોધનું પ્રકરણ મનન પૂર્વક વાચવા

જેવું છે. જેની અંદર મહાત્મા સમરાદિત્યની ઉચ્ચ વૈરાગ્યવૃત્તિ વાચકોના હૃદયને શાત રસના શીતળ પ્રવાહમા વહન કરાવે છે. વિવાહિત થયેલા મહાત્મા સમરાદિત્યના નવવધૂના વિલાસનો પ્રસંગ ઘણોજ સુબોધક અને ઉપદેશ રસથી ભરપૂર છે, જે પવિત્ર ગોષ્ટીના પ્રકરણમાં આપવામા આવેલ છે. ગુરૂજનને ઉપદેશ એ વિષયમાં કરેલું વિવેચન વિરક્તભાવને પરિપૂર્ણ પુષ્ટિ આપનારૂં છે. એક શાંત વૃત્તિવાળો પુત્ર પોતાનાં પૂજ્ય માતપિતાના હૃદયમાં ઉપદેશથી વૈરાગ્યભાવના જાગ્રત કરી, પ્રવૃત્તિના માર્ગમાંથી નિવૃત્તિના માર્ગ તરફ દોરી જાય, એ અદ્ભૂત પ્રસંગ વાચકોને શાંત વૃત્તિનો પૂર્ણ રીતે પ્રેરક બને છે. આ પ્રસંગે રાજા પુરૂષસિંહ પોતાના પુત્રથી પ્રતિબોધ પામી, સંસાર ઉપર વિરક્ત થઈ જાય છે; જે પ્રસંગ અભિનવ શાંત રસને વર્ષાવનારો વર્ણવ્યો છે.

પ્રથમથી આઠ ભવ સુધી દુષ્ટ વૃત્તિને વહન કરનારો અગ્નિશર્માનો આત્મા આ નવમા ભવમાં ઉજ્જયિની નગરીમાં ગ્રથિક નામના એક માતંગને ઘેર ગિરિસેન નામે કુરૂપી પુત્રરૂપે ઉત્પન્ન થાય છે. તે પૂર્વના સ્વભાવ પ્રમાણે મહાત્મા સમરાદિત્યના ઉદયનો ઇર્ષ્યાળુ બને છે અને તે મહાત્માને હાની કરવાની પ્રવૃત્તિ આચરે છે.

તે પછી મહાત્મા સમરાદિત્ય ગુરૂ પ્રભાસનાચાર્યના હાથથી ચારિત્રધારી બને છે. તે પ્રસંગે તેમના ચરિત્રવર્તનનો વૃત્તાંત મનોરંજક અને શાંત વૃત્તિને પૂર્ણ ઉત્તેજક આપવામા

આવેલો છે; જે વાચકોના હૃદયને હૃદયંગમ લાગે છે. મહાનુભાવ સમરાદિત્યસૂરિ ગુરૂની આજ્ઞા મેળવી વિહાર કરતા અયોધ્યા નગરીની બાહેર આવેલા શક્રાવતાર ચૈત્યમાં આવે છે. મહાત્માના આગમનના ખબર સાંભળી અયોધ્યા નગરીનો રાજા પ્રસન્નચંદ્ર, તેમને વંદન કરવા આવે છે. આ પ્રસંગે રાજા પ્રસન્નચંદ્ર, ઇંદ્રશર્મા બ્રાહ્મણ, ચિત્રાંગદ, વિપ્ર અગ્નિભૂતિ, ધનવૃદ્ધિ શ્રાવક, અશોકચંદ્ર અને ત્રિલોચન નામના પુરૂષોએ વિવિધ પ્રશ્નો ઉપર તે મહાત્માએ આપેલા સમાધાનનાં વિવેચનો અત્યંત સુબોધક છે. તેની અંદર તે મહાત્માએ પોતાની વિદ્વત્તા ભરેલી વાણીના જે વિલાસો પ્રગટ કરેલા છે, તે અત્યંત મનનપૂર્વક વાચવા યોગ્ય છે.

અયોધ્યા નગરીમાંથી વિહાર કરી મહાત્મા સમરાદિત્ય એક મનોહર ઉદ્યાનમાં પ્રતિમારૂપે રહે છે; તેવામાં તેમના ભવપરંપરાનો દ્વેષી પેલો ગિરિસેન આવી ચડે છે. મહાત્માને જોતાંજ તેના હૃદયમાં ક્રોધની મહાજવાળા પ્રગટ થઇ આવે છે. તે દુષ્ટ ગિરિસેન પોતાના ક્રોધાગ્નિને શાંત કરવા માટે પ્રતિમારૂપે રહેલા તે પવિત્ર મહાત્માના શરીરને દગ્ધ કરવાનો પ્રયોગ કરે છે. આ પ્રસંગે જેમના શરીરમાં અગ્નિ લાગેલો છે, એવા તે મહાત્મા જે ચિંતવન કરે છે, તે તેમના ચિંતવનના શબ્દો અપૂર્વ દિવ્ય ભાવનાથી ભરેલા છે; અને તે ચિંતવન સાથેજ તેઓ કેવળજ્ઞાનના ભાજન બનવાને ક્ષેપકશ્રેણી પર આરૂઢ થઇ, પોતાના આત્માને કર્મમળથી રહિત કરી, પરમ

યોગમાં સ્થાપિત કરે છે તેજ સમયે તેમને લોકાલોકને પ્રકાશ કરનારૂં કેવળજ્ઞાન પ્રગટ થઈ આવે છે અને તેઓ આ રસિક નવલકથાના પુણ્યપ્રભાવ અથવા સમરાદિત્ય કેવળી એવા નામને સાર્થક કરનારા બને છે. આ પ્રસંગ વાચકોને પરમ રસમાં મગ્ન કરનારો છે. પેલો દુષ્ટ ગિરિસેન કે જે, તે મહાત્માના શરીરને દહન કરવારૂપ ઘોર કર્મ કરનારો થયો છે અને તેથી તે મહાતમઃ પ્રભા નામની નરકભૂમિનો અધિકારી પણ થાય છે.

તે પછી મહાત્મા સમરાદિત્યકેવળીનો નિર્વાણમહોત્સવ કરવાને દેવ સહિત ઇંદ્ર આવે છે. તે ઇંદ્રની સાથે વેલંધર નામનો એક દેવ આવે છે, તેવામાં મુનિચંદ્ર નામનો રાજા કે જે, મહાત્મા સમરાદિત્ય કેવળીને વંદના કરવા આવેલ, તે વેલંધર દેવને પ્રશ્ન પુછે છે અને વેલંધર દેવ તેનું સમાધાન કરે છે. તે પ્રસંગે મહાત્મા સમરાદિત્ય કેવળીની પવિત્ર ધર્મદેશનાની વાણીને પલ્લવિત કરવામાં આવી છે. તે પછી વેલંધર દેવ અને રાજા મુનિચંદ્રની પ્રિયરાણી નર્મદા દેવીના પ્રશ્નો ઉપરથી કેવળી ભગવાને નારકીની પીડાઓનું અને દિવ્ય વિમાનોનું વર્ણન કરી, સર્વની અંતરવૃત્તિ ઉપર અનિત્ય ભાવનાની ઉંડી છાપ પાડે છે. તે પછી મુનિચંદ્ર રાજાની બીજી રાણી સુલોચનાના પ્રશ્ન ઉપરથી સિદ્ધ ભગવંતના નિરૂપમ સુખનું બ્યાન, એવા રસિક દ્રષ્ટાંતથી આપવામાં આવ્યું છે કે, જે વાંચતા વાચકોની મનોવૃત્તિ શાંતિ સુધાના દિવ્ય સ્વાદનો અનુભવ કરે

છે, અને તે પછી મહાત્મા સમરાદિત્ય કેવળીના અદ્ભૂત જીવનના નિર્વાણ સમયનું સંક્ષિપ્ત વર્ણન આપી, આ અભિનવ કથાના રસિક લેખની સમાપ્તિ કરવામા આવી છે. એકંદર અધ્યાત્મ રસનો ઉત્તેજક અને વૈરાગ્ય ભાવનાનો પોષક, આ મહાન ગ્રંથ આદર પૂર્વક વાંચવા યોગ્ય છે. અદ્ભૂત અને ઐતિહાસિક વસ્તુ સંકળના ઘણીજ ઉચ્ચ પ્રકારની છે. દરેક પ્રસંગે દર્શાવેલા વિચારો નિર્દોષ, ગહન અને બોધક છે. પ્રસંગ પ્રસંગનાં વર્ણન તથા સ્વભાવનાં ચિત્રો ઉત્કૃષ્ટ ભાવથી ભરપૂર છે. કેટલાએક પ્રસંગમાં સ્વભાવિકપણે ઉપજેલા વિરાગના વિચારોનો નિર્ણય ધાર્મિક તેમજ વ્યવહારિક વિષયમાં ગ્રંથકારના ઉત્કૃષ્ટ જ્ઞાનની પ્રતીતિ આપે છે. આ લેખમા મુખ્ય વસ્તુને અંગે અવાતર પ્રસંગો ઘણા આવે છે. તેઓ દયા, પ્રેમ, વૈરાગ્ય અને શાંતિના ઉત્તમોત્તમ ભાવનું દર્શન કરાવે છે. " અજ્ઞાનતા અથવા બુદ્ધિની અપૂર્ણતા ભૂલોનું કારણ છે, જગતમાં સદ્ગુણોનો સર્વદા વિજય થાય છે. કર્મોના સંયોગથી સ્વભાવ ઘડાય છે. સ્વભાવ પ્રમાણે કાર્યો થયા કરે છે. દુર્ગુણો માણસોને દુર્માર્ગે દોરી જાય છે. મન અને શરીરના સ્વભાવિક વેગો તૃપ્તિ પામ્યા વગર વિરમતા નથી, અને ગ્રહણ તથા ત્યાગની ઇચ્છા, પ્રેમ, ભય, કામ, ક્રોધ, લોભ, ભાવ અને અભાવ વગેરે અંતઃકરણની સ્વાભાવિક વૃત્તિઓનો તેના સમ્યગ્ યોગમાં ઉપયોગ થાય છે." ઇત્યાદિ ધાર્મિક અને નૈતિક તત્વોનું સ્વરૂપ આ લેખમાં સ્થળે સ્થળે આવે છે. તેથી આ ગ્રંથ દરેક જૈન

વિદ્વાન, અભ્યાસી, વાંચનોત્સાહી અને ધાર્મિક પુરૂષ વા સ્ત્રીને આદ્યંત વાચવા યોગ્ય છે. આવા ઉપયોગી ગ્રંથોના આવિર્ભાવથી જૈન સાહિત્ય પુરવેગથી વૃદ્ધિ પામ્યા વગર રહેશે નહી. આ મહાન ઉપયોગી મૂળ ગ્રંથના પ્રણેતા મહાનુભાવ પ્રદ્યુમ્નસૂરિએ પોતાની સુબોધક કૃતિથી સર્વ જૈન પ્રજાનો ભારે ઉપકાર કરેલો છે. તેવા નિઃસ્વાર્થ પરોપકારી મહાત્માના ચારિત્ર જીવનને જેટલો ધન્યવાદ આપીએ, તેટલો થોડો છે. એવા મહાત્માઓ આ ભારત ઉપર પુનઃ પ્રગટ થાય, એજ અંતરની અભ્યર્થના છે.

પ્રકાશક.



# અનુક્રમણિકા.

ભાર સુધી તેનો પિતા નિશ્ચિંત થયેલ છે. તે રાજકુમાર સર્વ રીતે ગુણી છે, તે છતાં તેનામાં કેલિપ્રિય થવાની ટેવ પડેલી છે. વિવિધ જાતના કૌતુકે જોવાની અને જાત જાતની ગમતો કરવાની તેનામાં ભારે ટેવ છે. કોઈ રમુજી દેખાવ કે હાસ્ય આવે એવી વાર્તા હોય તો તે વધારે ખુશી રહેતો હતો. તેની એ ટેવ પૂરી પાડવાને તેની આસપાસ કેટલાએક મિત્રો અને હજુરીઆઓ એકઠા થઇ રહેતા હતા અને તેની આગળ નવી નવી ગમત કરવાના સાધનો હાજર કરતા હતા. રાજમેહેલની પાસે બેઠેલા કુમારને આ વખતે કોઈએ આવી વાત કેહી કે " રાજકુમાર, કોઇ વિચિત્ર રૂપનો તરૂણ બ્રાહ્મણ આપણા ગામમાં રહે છે, તેને જોવાથી આપને ઘણી ગમત મળશે. તેનું મસ્તક ત્રિકોણાકાર છે, તેની આંખો પીળી છે, તેનું નાક ચપટું છે, કાન લાંબા અને રાસ્ડાના જેવા છે. દાત લાંબા છે, હોઠ મોટા છે, ડોક વાંકી છે, છાતી ટુંકી છે અને પેટ મોટું છે. તેના નિતંબ એક તરફ ઊંચા છે, બંને સાથળ વિષમ છે, જાંઘ નાની છે, બંને પગ જાડા અને સુપડાને આકારે છે અને તેના કેશ અગ્નિજ્વાલા જેવા પીળા છે, તે પુરૂષના મુખથી આવું વર્ણન સાંભળી રાજકુમાર તેને જોવાને ઇંતેજાર થઇ ગયો. તરત તેણે ઉત્કંઠાથી આજ્ઞા કરી કે " જાઓ એ ગંમત આપનારી મૂર્તિને અહિં લઇ આવો ?" કુમારની આવી આજ્ઞા થતાંજ રાજસેવકો ઉતાવળા દોડ્યા અને તે કુરૂપી બ્રાહ્મણને પકડી સત્વર કુમાર પાસે લઈ આવ્યા. કુમારે જ્યારે તે વિચિત્ર બ્રાહ્મણને જોયો કે તરત તે ખુશી ખુશી થઇ ગયો, તેના ઉપર કેટલીક ચેષ્ટાઓ

કરવા માંડી, અને તેને નચાવા માંડયો. રાજકુમાર વારંવાર આજ્ઞા કરી તેને વિટંબના કરાવતો અને પોતે તેના કુરૂપને જોઇ હૃદયમાં ગંમત મેળવતો હતો. કોઈ વાર તેના હાથ પકડી તેને ઉછાળતો અને કોઇ વાર તેને સપાટી ઉપર દોડાવતો હતો. આ કમનશીબ કુરૂપી બ્રાહ્મણ રાજકુમારની મરજી સાચવવાને તે બધું સહન કરતો પણ તે પોતાના હૃદયમાં વારંવાર ખેદ પામતો હતો.

પ્રિય વાંચનાર ! આ અદ્‌ભુત પ્રસંગની જિજ્ઞાસા તારા હૃદયમાં જાગ્રત થઇ હશે. એ રાજકુમાર કોણ હશે ? અને પેલો કમનશીબ કુરૂપી બ્રાહ્મણ બટુક કોણ હશે ? તેની જિજ્ઞાસા તારા હૃદયને સંકલ્પ વિકલ્પ કરાવી ક્ષોભ આપતી હશે. તે જિજ્ઞાસા પૂર્ણ કરવાને આ સ્પષ્ટીકરણ ધ્યાનમાં રાખજે. જે રાજકુમાર છે, તે સાત ક્ષેત્રોને પ્રકાશ કરનાર જંબુદ્વીપમાં આવેલા ક્ષિતિપ્રતિષ્ઠિત નગરનાં રાજા પૂર્ણચંદ્રનો પાટવી કુમાર છે. તેનું નામ ગુણચંદ્ર છે. તે મહારાજા પૂર્ણચંદ્રની રાણી કુમુદિનીના ઉદરથી ઉત્પન્ન થયેલો છે. મહારાજા પૂર્ણચંદ્રની રાજધાની ક્ષિતિપ્રતિષ્ઠિત નગર અપર વિદેહ ક્ષેત્રમાં આવેલું છે. તે નગરની રમણીયતા ઘણી સુંદર છે. તેની આસપાસ ગગનચુંબી કિલ્લો આવેલો છે. સ્વચ્છ અને મધુર જલથી ભરેલા સરોવરો, મધુર ફલોને આપનારા વૃક્ષો અને પૂર્ણ અન્નને ઉત્પાદન કરનારા ક્ષેત્રોથી ક્ષિતિપ્રતિષ્ઠિત નગર ઘણું સમૃદ્ધિવાન્ થયેલું છે. રાજા પૂર્ણચંદ્ર કલા કલાપથી પૂર્ણ થઇ પૂર્ણચંદ્રના જેવો પ્રકાશે છે. તેની કીર્ત્તિરૂપી કૌમુદી

જંબૂદ્વીપના સર્વ પ્રદેશમાં પ્રકાશી રહી છે. મહારાણી કુમુદિની પૂર્ણચંદ્રના યોગથી ખરેખર કુમુદિની બની છે.

રાજકુમાર ગુણસેન પોતાના ગુણોથી પિતા પૂર્ણચંદ્રને અને માતા કુમુદિનીને આલ્હાદક થયેલો છે. એ સદ્ગુણી કુમાર ઉપર રાજ્યની ધુરાને આરોપિત કરી નરપતિ પૂર્ણચંદ્ર નિશ્ચિંત થઇ ધર્મારાધન કરતો હતો. અને તેથી પોતાના રાજ જીવનની સાર્થકતા માનતો હતો.

જે કુરૂપી યુવાન બ્રાહ્મણ કુમાર ગુણસેનને ગંમતનું સાધન થઇ પડ્યો છે, તે યજ્ઞદત્ત નામના પુરોહિતનો પુત્ર છે. તેનું નામ **અગ્નિશર્મા** છે. યજ્ઞદત્તની **સોમદેવા** નામની સ્રીથી અગ્નિશર્માનો જન્મ છે. યજ્ઞદત્ત નીતિજ્ઞ, જનમાન્ય અને છ અંગને જાણનારો વિદ્વાન્ બ્રાહ્મણ છે. તે સાથે તે ઘણો સંતોષી હોવાથી ક્ષિતિપ્રતિષ્ઠિત નગરમાં સારી પ્રતિષ્ટા પામેલો છે. મહારાજા પૂર્ણચંદ્રનો તે પુરોહિત હોવાથી રાજ્ય તરફથી તેનો સત્કાર થતો હતો.

યુવાન્ અગ્નિશર્મા તેવા વિદ્વાન્ બ્રાહ્મણને ઘેર જન્મ્યો હતો, છતાં કોઇ પૂર્વ કર્મના યોગથી તે ઘણો કુરૂપી થઇ ગયો હતો. પોતાનો પુત્ર આવો કુરૂપી છે, તેને માટે યજ્ઞદત્તને સદા અફસોસ થતો હતો. અને તેથી ઘણે ભાગે તેને તે ઘરની અંદર રાખતો હતો. દૈવયોગે તે કમનશીબ કુરૂપી કોઇ રાજ-પુરૂષની નજરે ચડ્યો. અને તેથી તે કેલિપ્રિય અને ગંમતી સ્વભાવવાલા રાજકુમાર ગુણસેનની પાસે આવી ચડ્યો હતો.

તે કુરૂપી બ્રાહ્મણની ગંમત રાજકુમારને એટલી બધી પ્રિય થઈ પડી કે, તે હંમેશા તેને પોતાની પાસે બોલાવવા લાગ્યો અને અનેક પ્રકારે તેની વિટંબના કરવા લાગ્યો. એવી રીતે ઘણા દિવસ કરવાથી બીચારો અગ્નિશર્મા કંટાળી ગયો હતે, તથાપી સત્તાવાન્ રાજકુમાર તેને બળાત્કારે બોલાવી તેની ચેષ્ટા કરતો અને વારંવાર તેને નચાવી કુદાવી હેરાન કરતો હતો

પુરોહિત યજ્ઞદત્ત પોતાના પુત્રની આ વિટંબનાની હકીકત જાણતો હતો, પણ રાજમાનને આધીન થઇ તે અટકાવી શક્તો ન હતો. કૌતુકપ્રિય રાજકુમાર થોડેથોડે તેની સાથે ગંમતમાં એટલો બધો વધી ગયો કે, પોતે કુરૂપીને ગધેડા ઉપર બેસારી તેની પર ધુડનો વર્ષાદ વર્ષાવી માથે બનાવટી છત્ર ધરાવી વાજિંત્રોના નાદ સાથે તેને ગામમા ફેરવવા માંડ્યો. તે વખતે હજારો છોકરાઓ તેની પાછળ હોકારા કરતા દોડતા અને તે કુરૂપી તરફ ધૂલી ફેંકતા હતા.

એક વખતે અતિ વિટંબનાથી દુઃખી થયેલો કુરૂપી અગ્નિશર્માએ પોતાના મનમાં વિચાર કર્યો કે—" અહો ! મારી ઉપર રાજકુમાર જુલમ ગુજારે છે. હમેશા મારે માથે બહુ વીતે છે. આવો મારો પરાભવ શા માટે થતો હશે ? આ મારા પરાભવનો હેતુ રાજકુમાર છે, એમ મને લાગે છે, પણ તે મારી કલ્પના વૃથા છે. આ બધો મારા પૂર્વ ભવના કર્મનો દોષ છે. મારૂં આ કુરૂપ કાંઇ રાજકુમારે કરેલું નથી, પણ તે

મારા પૂર્વ કર્મથીજ થયેલું છે. હવે એ કર્મના બંધને તોડવાને જો હું દુસ્તપ તપ કરૂં, તોજ મારો ઉદ્ધાર થશે. એટલુંજ નહિ પણ તેવી ઉગ્ર તપસ્યાથી ભવિષ્યમાં પણ મારી આ સ્થિતિ થશે નહિ.”

આ પ્રમાણે ચિંતવી કુરૂપી અગ્નિશર્મા તેજ વખતે નગરમાંથી બાહેર ચાલ્યો ગયો. જેના હૃદયમાં વૈરાગ્ય ભાવના જાગૃત છે અને જે આ સંસાર ઊપર વિરક્ત થયેલો છે એવો તે કુરૂપી બ્રાહ્મણ વનના ફલ જલથી નિર્વાહ કરતો ઘણે દૂર નીકળી ગયો હતો.



## પ્રકરણ ૨ જું.

### જંગલમાં.

પૂર્વ કર્મના પ્રભાવથી કુરૂપી બનેલો, અને રાજકુમાર ગુણસેનની વિટંબનાથી દુઃખી થયેલો અગ્નિશર્મા ક્ષિતિપ્રતિષ્ઠિત નગરના સીમાડા ઉપર ફરતો હતો. ‘ક્યાં જવું અને શું કરવું?’ એવા પ્રશ્નો તેના હૃદયમાં ઉત્પન્ન થતા હતા. તેની વિરૂપ આકૃતિ જોઈ જંગલના પશુઓ પણ બ્હીતા હતા. કોઇ પણ સત્વગુણી અથવા તમોગુણી શિકારી પ્રાણી તેની નજીક આવતું ન હતું. આ પ્રમાણે જંગલમાં ફરતા એ દુઃખી આત્માને એક માસ વીતી ગયો હતો. આ તરફ તેનો પિતા યજ્ઞદત્ત પોતાનો પુત્ર ઘેર ન આવ્યો, તેથી ચિંતાતુર થઈ તેની શોધ કરતો હતો.

તે સાથે રાજકુમાર ગુણુસેન પણ પોતાને, ગંમતની ખાતર એ કુરૂપી બ્રાહ્મણુની શોધને માટે અનેક રાજદૂતોને વિવિધ સ્થલે મોકલી તેની તપાસ કરાવતો. તેનો પિતા યજ્ઞદત્ત પુત્રવાત્સલ્યથી તેની શોધ કરતો હતો, ત્યારે રાજકુમાર પોતાની ગંમતની ખાતર તેની શોધ કરાવતો હતો. આખરે તેઓ બંનેને અગ્નિશર્માનો પત્તો લાગ્યો નહિ. અગ્નિશર્મા ઉપલબ્ધ ન થવાથી તેના પિતા યજ્ઞદત્ત અને સોમદેવા ચિંતાતુર થઈ ગયાં અને કેટલાએક દિવસ સુધી તેમણે પુત્ર શોકનો અતિવિલાપ કર્યો હતો. પુત્ર વિરૂપ હતો, તોપણ તેની પર માતાપિતાનું વાત્સલ્ય અપ્રતિમ હતું. કારણકે, સ્વાભાવિક વાત્સલ્ય અને પ્રેમ, રૂપ કે ગુણની અપેક્ષા રાખતા નથી. તેમાં પણ માતાપિતાનું વાત્સલ્ય સર્વથી વિલક્ષણ છે, તેની અંદર લોકોત્તર દિવ્ય પ્રેમનું સ્વરૂપ પ્રત્યક્ષ થાય છે.

એક સુંદર તપોવન આવેલું હતું. તેની અંદર અનેક જાતના વૃક્ષો ફૂલોથી લચી રહ્યાં હતાં. પશુ પક્ષીઓ પોતાનું શાશ્વત વૈર છોડીને સંપથી રહેલાં હતાં. હોમના ગંધથી બધો વન પ્રદેશ સુગંધમય બની ગયો હતો. તપસ્વીઓના હૃદયને પરિતોષ આપનારા સમિધો અને દર્ભો રહેલા હતા. તે વન સંગ પરિતોષ એવા નામથી ઓળખાતું હતું. તે વનની અંદર એક મહાન્ તપસ્વી બેઠો બેઠો ધર્મ ધ્યાન કરતો હતો. તેના શરીર ઉપર તપસ્યાનું ઉગ્ર તેજ પ્રકાશી રહ્યું હતું. ભસ્મની ઉજ્વલ પ્રભાથી તે વિશેષ સુશોભિત લાગતો હતો. તેના નેત્રોમાં કરૂણાના અંકુર સ્ફુરી રહ્યાં હતાં. શરીરની

ભવ્ય હતી, તે છતાં તપસ્યાને લઇને તેની અંદર અતિ કૃશતા દેખાતી હતી.

સંગપરિતોષ નામના પવિત્ર તપોવનમાં રહેલા તે તપસ્વીની આગળ પુરૂષ આવી ઉભો રહ્યો. તે તપસ્વીના દર્શન થતાંજ તેનું શરીર રોમાંચિત થઇ ગયું. તરત પોતાના પાંચ અંગથી પૃથ્વીને સ્પર્શ કરી તેણે તે તાપસ પતિને ભક્તિથી નમન કર્યું. તે પુરૂષની વિચિત્ર આકૃતિ જોઇ તે તપસ્વી ક્ષણવાર વિચારમાં પડયા. પણ ક્ષણવારે તેણે તે પુરૂષને કુશલ પુછી આસન આપી બેસાડ્યો. પછી તપસ્વીએ તેની પર દયા લાવી પુછયું, " ભદ્ર તું કોણ છે ? અને અહિં કયાંથી આવ્યો છું ?" તે પુરૂષ વિનયથી બોલ્યો. "મહાનુભાવ ! હું અગ્નિશર્મા નામે દુઃખી બ્રાહ્મણ છું. ક્ષિતિપ્રતિષ્ઠિત - ગરમાંથી દુઃખી થઇ હું આપના શરણે આવ્યો છું. મારા પિતાનું નામ યજ્ઞદત્ત છે, તે ક્ષિતિપ્રતિષ્ઠિત નગરના રાજા પૂર્ણચંદ્રના પુરોહિત છે. રાજા પૂર્ણચંદ્રને ગુણસેન નામે એક કુમાર છે, તે ઘણો કૌતુકી અને ગંમતિ સ્વભાવનો છે. પૂર્વ કર્મના યોગથી મારી કુરૂપ આકૃતિ જોઇ તે કુમારે મારી અતિવિટંબના કરવા માંડી અને તેથી હું ઘણો દુઃખી થવા લાગ્યો. રાજ્યના માન અને દ્રવ્યની ઇચ્છાવાળા મારા પિતા તે કુમારને કાંઇ કહી શકયા નહિં; તેથી આખરે કંટાળીને હું નગર છોડીને અહિં નાસી આવ્યો છું. "

કુરૂપીના મુખથી આ વૃત્તાંત સાંભળી તે તાપસને તેની

પર અતિ દયા ઉત્પન્ન થઈ આવી. તે શાંત સ્વરે બોલ્યો-'વત્સ, હવે તું નિશ્ચિંત થા. કલેશથી તપેલા આત્માને શાંતિ આપનારૂં આ તપોવન છે. આ પવિત્ર તપોવનને આશ્રિત થયેલા આત્માઓ દુઃખી રહેતા નથી.' તપસ્વીની મધુરી વાણી સાંભળી કુરૂપી અગ્નિશર્મા નમ્રતાથી અંજળિ જોડી બોલ્યો "મહાનુભાવ, જો આપને હું યોગ્ય લાગતો હોઉં તો મને તાપસ વ્રત ધારણ કરાવો, આપની પવિત્ર દિક્ષાથી દીક્ષિત થયેલો હું આત્મસાધન કરવાનો અધિકારી થઇ શકીશ" અગ્નિશર્માની આ પ્રાર્થના સાંભળી તે કુલપતિએ કહ્યું, "ભદ્ર, મારૂં નામ આર્જવકૌંડિન્ય છે. મારા તે નામની તને દીક્ષા આપી હું તારા આત્માને દુઃખમાંથી મુકત કરીશ." કુલપતિના આવા વચન સાંભળી તે કુરૂપી બ્રાહ્મણ હૃદયમા ખુશી થઇ ગયો. અને તે પવિત્ર તાપસપતિના ચરણમાં નમી પડયો પછી શુભ દિવસે કૌંડિન્ય તાપસે તે અગ્નિશર્માને તાપસ દીક્ષા આપી અને તાપસના આચારનો તેને ઉપદેશ આપ્યો.

અગ્નિશર્મા યથાર્થ તાપસ થઈ પોતાના આચાર પ્રમાણે વર્ત્તતો હતો, તેના હૃદયમાં પૂર્ણ વૈરાગ્ય હોવાથી તેની મનોવૃત્તિ સદા પવિત્ર ભાવના ભાવ્યા કરતી હતી એક વખતે વૈરાગ્યના વેગથી તેણે પોતાના ગુરૂની સમક્ષ એવી પ્રતિજ્ઞા કરી કે, "આજથી મારે એક માસના ઉપવાસ કરવા. એક માસ પછી એકજ ઘરે ભિક્ષા લેવા જવું, જો તે ઘરમાંથી ભિક્ષાનો લાભ ન થાય તો પછી બીજા માસના ઉપવાસ કરવા. જ્યાં સુધી

આગેવાનો...વધ રચના જોતાં અને તે ઉપરથી હૃદયમાં વૈરાગ્ય-
સાન • વધારતા બંને તરૂણુ તાપસો તપોવનમાં વિચરતા હતા. ફરતા ફરતા તે મહા પુરૂષો સહસ્રઆમ્ર વનમાં આવી પોહોંચ્યા હતા. તે વનમાં પ્રવેશ કરતાં કેટલાએક ઘોડેસ્વારો તેના જોવામાં આવ્યા, તેઓની વચ્ચે એક તેજસ્વી સ્વાર શ્રાંત થઇ વૃક્ષ નીચે બેઠો હતો. બીજા સ્વારો પોતપોતાના અશ્વોને વૃક્ષ સાથે બાંધી તે તેજસ્વી પુરૂષની ખીજમત કરતા હતા. આ દેખાવ જોઇ તે તાપસ કુમારો વિચારમાં પડી ગયા હતા, તેઓમાંથી એક તાપસ શાંત સ્વરે બોલ્યો "ભદ્ર, આ પવિત્ર તપોવનમાં આટલા બધા ઘોડેસ્વારો કેમ આવ્યા હશે ? તેઓની વચ્ચે તે તેજસ્વી પુરૂષ વૃક્ષનો આશ્રય લઈ બેઠો છે, તે કોણુ હશે ?" બીજા તાપસે ચિંતન્ કરી કહ્યું, "ભદ્દ, આ દેખાવ ઉપરથી અનુમાન થાય છે કે કોઈ રાજા વન જોવાના કૌતુકથી આ સ્થળે આવેલો છે. અને ઘણીવાર ફરી ફરી શ્રાંત થયેલો તે રાજા વિશ્રાંતિ લેવા બેઠો છે. મને લાગે છે કે કોઈ શીકારી રાજા આ પવિત્ર વનમાં શીકાર કરવાને આવ્યો હશે. જો એ અનુમાન સત્ય હોય તો આપણે તેને કહેવું જોઇએ કે આ સહસાસ્ર વન શીકારનું સ્થાન નથી. પણુ તપસ્યાનું સ્થાન છે." બીજાએ તર્કથી જણાવ્યું—"જે તેજસ્વી પુરૂષ આ વૃક્ષ તળે બેઠો છે, તેની આકૃતિ ઉપરથી જણાય છે કે તે શીકારી નથી. કારણુ કે તેની શાંત મુદ્રા ધાર્મિક વૃત્તિને જણાવી આપે છે." આ પ્રમાણે વિવેચન કરી બંને તાપસો જ્યાં મહારાજા વિશ્રાંત થઇ બેઠો હતો, ત્યાં આવ્યા.

વાંચનાર તમે ચાલતા પ્રસંગને અનુસારે જો તમારા હૃદયમાં વિચાર કરશે તો તમે આ મહારાજાને ઓળખી શકશો. તથાપી લેખ પદ્ધતિને અનુસારી આ સ્થળે તેનું વિવેચન કરવું યોગ્ય છે. વસંતપુમાં આવેલો મહારાજા ગુણસેન આજે વાહકેલિ ( અશ્વક્રીડ ) કરવાને કેટલાએક સ્વારોને લઇને આ સહસ્રાગ્ર વનમાં આવ્યો છે. અશ્વારોહણ કરી વન ભૂમીમાં ઘણીવાર ફરવાથી શ્રાંત થયેલો ગુણસેન વિશ્રાંતિ લેવા અહિં સપરિવાર બેઠો છે. તે વખતે જે આ બે તાપસ કુમારો આવેલા છે, તે આર્જવકૌંડિન્ય કુલપતિના પરિવાર માંહેલા છે. તેમનો પ્રસંગ વાંચનારને હમણાજ વાંચનારૂપ દ્રષ્ટિગોચર થયો છે.

તે બંને તાપસ કુમારો રાજા ગુણસેનની પાસે આવી ઉભા રહ્યા અને તેમણે પોતાના સિદ્ધાંત પ્રમાણે રાજાને આશીષ આપી. પવિત્ર તાપસ કુમારોનું દર્શન થતાં મહારાજા ગુણસેન બેઠો થઈ સામો આવ્યો અને યોગ્ય આસન આપી તેમનું સન્માન કરી બેસાર્યા. રાજાની ભક્તિ અને પવિત્ર વૃત્તિ જોઇ તે તાપસો પ્રસન્ન થઇ બોલ્યા " રાજેન્દ્ર આ વનની પાસે અમારા ગુરૂ આર્જવ કૌંડિન્યનું તપોવન છે. તમારા અશ્વ પરિવારનો ધ્વનિ સાંભળી અમારા ગુરૂએ તે જાણવાને મોકલ્યા છે. અમે તે જિજ્ઞાસાથી વનમાં ફરતા હતા ત્યાં અમોને આ સ્થળે તમારો મેળાપ થયો છે. તમે રાજા વર્ણાશ્રમના ગુરૂ છો માટે તમારા રાજ્યના સાત અંગની પ્રવૃત્તિ અને તેની કુશળતા પૂછવાની અમારા ગુરૂની ઇચ્છા છે."

તાપસોના મુખથી આવી મધુર વાણી સાંભળી મહારાજા ગુણસેન હૃદયમાં પ્રસન્ન થઇ ગયો. પછી તરતજ તે ત્યાંથી ચાલી તેમની સાથે તપોવનમાં આવ્યો અને ત્યાં આવી પવિત્ર ભક્તિ ભાવથી કુલપતિ કૌડિન્યના ચરણમાં પ્રણામ કર્યા. તાપસો ના પરિવારથી પરિવૃત થયેલા અને તપસ્યાના તેજથી પ્રકાશતા એવા કુલપતિની પ્રસન્ન અને શાંત મૂર્તિ જોઇ રાજા ગુણસેન હર્ષ પામ્યો અને તેના શરીરપર રોમાંચ પ્રગટ થઇ આવ્યા. રાજાની ભક્તિમય મનોવૃત્તિ જોઈ પ્રસન્ન થયેલા કુલપતિએ તેને હૃદયથી આશીષ આપી. પછી રાજાની પવિત્ર ઇચ્છા જાણી તે મહાનુભાવે તેની સાથે કેટલીએક ધર્મવાર્ત્તા કરવા માંડી; જે સાંભળી નરપતિ ગુણસેન પોતાના આગમનને કૃતાર્થ માનવા લાગ્યો. ધર્મવાર્ત્તા સાંભળતાં કેટલોક સમય પસાર થયો. જ્યારે ધર્મવાર્ત્તા પૂર્ણ થઇ એટલે તપસ્વીભક્ત મહારાજાએ નમ્રતાથી કહ્યું, " મહાનુભાવ આજે હું ધન્ય થયો છું. આપના જેવા નિઃસ્પૃહ મહાપુરૂષે કૃપા કરી મારી પાસે બે શિષ્યોને મોકલ્યા અને મારી તથા મારા રાજ્યની ખબર પૂછી તેને માટે હું મારા આત્માને પુણ્યવાન્ માનું છું. આપના જેવા તપસ્વી પુરૂષો નિઃસ્પૃહ છતાં જેની પર સ્પૃહા બતાવે, એ પુરૂષનું જીવન કૃતકૃત્ય છે એમ હું માનું છું. ભગવન્ ! હવે આપની પાસે મારી એટલી પ્રાર્થના છે કે આપ મારા ઘરની ભિક્ષા ગ્રહણ કરવા મારી પર અનુગ્રહ કરો. આપના જેવા પવિત્ર મહાત્માઓ જો મારી ભિક્ષા ગ્રહણ કરે તો મારો ગૃહસ્થાશ્રમ સર્વ રીતે સાર્થક થાય." રાજા ગુણસેનની આ પ્રાર્થના સાંભળી કુલપતિ

બોલ્યા—" રાજન્ તમે સર્વ પ્રજાના વર્ણાશ્રમના ગુરૂ છો. તમારે અમારા જેવા આશ્રમવાસીઓની ખબર લેવી જોઇએ. તેમાં પણ તમારી ભાવના અને ભક્તિ જોઇ તમારે ઘેર ભિક્ષા અર્થે આવવાની ઈચ્છા થાય તેવું છે. તથાપિ તમારો નિવાસ મેહેલમા હોવાથી તમારે ઘેર અમ લોકોને આવવું અશકય છે. તે છતાં તમારી ઈચ્છા હોયતો મારા આશ્રમમા અગ્નિશર્મા નામે એક તપસ્વી તપ કરે છે. તે સદા માસોપવાસી છે એક માસને અ તે એકજ ઘરમાથી ભિક્ષા લઇ પારણું કરે છે. જો તે ઘરમાંથી ભિક્ષા ન મળે તો પુનઃ બીજા માસમા ઉપવાસી રહે છે તે તાપસ ધ્યાનમા રહી મનોજય કરવામાં સાવધાન રહે છે અને તેણે રસના ઇદ્રિય પર મહાન્ જય મેળવ્યો છે. એ મુનિ સિવાય મારો બીજો પરિવાર તમારા ઘરની ભિક્ષા લેવા આવશે તે મુનિ નહિં આવી શકે તેને માટે હૃદયમા અસંતોષ રાખશો નહિં. કારણકે તે તપસ્વી જે ધર્મધ્યાન કે તપ કરે છે, તેના પુણ્યનો છઠ્ઠો ભાગ તમને સ્વતઃ પ્રાપ્ત થાય છે " કુલપતિના આ વચન સાભળી રાજા ગુણસેન સાનંદાશ્ચર્ય થઇ ગયો અને તે મહાતપસ્વીના દર્શન કરવાની ઉત્કંઠા વૃદ્ધિ પામી. તેણે ઇતેજારીથી પૂછ્યું " ભગવન્ એ મહાનુભાવ કયાં છે ? તે પવિત્ર તપસ્વીના મારે દર્શન કરવા છે. રાજાની અતિશય ઉત્કંઠા જોઇ કુલપતિ બોલ્યા—" રાજેંદ્ર ! આશ્રમની પાસે જે આમ્રવનની સીડી દેખાય છે, તે સ્થળે તે મહાશય ધ્યાનસ્થ થઈ તપ કરે છે." તે સાભળતાંજ રાજા ગુણસેન તે -

ઉતાવળો ગયો અને ત્યાં ધ્યાન કરી રહેલા તપસ્વી તેના જોવામાં આવ્યા. અગ્નિશર્મા તાપસની શરીર આકૃતિ પૂર્વના જેવીજ હતી, પણ તપસ્યાના તેજને લઇને શરીરમાં દિવ્ય પ્રકાશ થઇ રહ્યો હતો, આથી રાજા ગુણુસેન તેને તરત ઓળખી શક્યો નહિ. તે પવિત્ર તાપસને જોતાંજ રાજાના નેત્રમાં આનંદાશ્રુ આવી ગયાં. પૃથ્વી તળપર મસ્તક નમાવી તેણે પ્રણામ કર્યા. મહારાજાના પ્રણામથી તપસ્વી ધ્યાનમાંથી જાગ્રત થયા અને તેમણે શાંતતાથી રાજાને આશીષ આપી. વિનયધર ગુણુસેન નમ્રતાથી બોલ્યો–"મહાનુભાવ, આપને આવું ઉગ્ર તપ કરવાનો શો હેતુ છે ? આવી ઉગ્ર તપસ્યાથી ધર્મના સાધન રૂપ શરીરનો ક્ષય થઇ જાય છે." તપસ્વી ગંભીર સ્વરે બોલ્યા "ભદ્ર, દુઃખ તથા દારિદ્રનો પરાભવ, આ કુરૂપી શરીર અને મારો કલ્યાણ મિત્ર ગુણુસેન રાજકુમાર આ મારી તપસ્યાના હેતુ છે." મુનિના આ વચન સાંભળી રાજા ગુણુસેન આશ્ચર્ય પામી ગયો. તેની તપસ્યાના હેતુમાં પોતાનું નામ આવવાથી તેના હૃદયમાં ખેદ ઉત્પન્ન થઇ આવ્યો. તેણે શીઘ્રતાથી પ્રશ્ન કર્યો, "મહાનુભાવ, રાજકુમાર ગુણુસેન તમારો કલ્યાણ મિત્ર શી રીતે થાય ? એ મને સમજાવો." તપસ્વી બોલ્યા,–"રાજન, આ જગતમાં ત્રણ પ્રકારના મનુષ્યો થાય છે, જેઓ પોતાની મેળે ધર્મને ભજે તે ઉત્તમ, જે કોઇ પ્રેરણાથી ધર્મ ભજે તે મધ્યમ અને જેઓ કોઇ પણ રીતે ધર્મને ભજે નહિ તે અધમ કહેવાય છે. તેમાં જે મનુષ્ય કોઇ પણ નયથી જીવને ધર્મમાં પ્રેરે છે તે કલ્યાણ મિત્ર ગણાય છે. તેવો મિત્ર આ

સંસાર રૂપ ચારકમાંથી આકર્ષે છે. " તપસ્વીના આ વચન સાંભળી ગુણુસેનને પોતાની કુમાર અવસ્થા સ્મરણમાં આવી, તે જિજ્ઞાસાથી બોલ્યો, " ભગવન્, તે ગુણુસેને તમને ધર્મ કરવામાં કેવી રીતે પ્રેર્યા હતા ? " પછી અગ્નિશર્માએ ગુણુસેનનું પૂર્વ ચરિત્ર કહી સંભળાવ્યું. જે સાંભળી વિશાળ હૃદય ગુણુસેન હૃદયમાં ચિંતવન કરવા લાગ્યો " અહા ! આ અગ્નિશર્મા ખરેખર મહાત્મા બની ગયેલ છે. પૂર્વે કુમાર અવસ્થામાં મેં તેની અતિ વિટંબના કરી હતી, તેમનો મહાન પરાભવ કર્યો હતો, તે છતાં તેઓ મારા જેવા પાપીને ધર્મનો પ્રેરક માને છે. " આવું ચિંતવી ગુણુસેન સાશ્રુ વદને બોલ્યો, " મહાનુભાવ, એ પાપી ગુણુસેન હું પોતેજ છું. આપના જેવા ઉત્તમ પુરૂષને દુ:ખ આપનાર આ પાપી હજુએ મલિન જીવનને ધારણ કરી રહ્યો છે. " મુનિ આશ્ચર્ય પામી બોલ્યા– " શું તમે પોતેજ ગુણુસેન ? તમારા દર્શનથી મને હૃદયમાં પૂર્ણ સંતોષ પ્રાપ્ત થાય છે. કોઈને પિંડ પણ નહિ આપનાર આ કુરૂપી અગ્નિશર્માને આવી ઉત્તમ સ્થિતિમાં મુકનાર તમે છો. " ગુણુસેન નમ્રતાથી બોલ્યો–" મહારાજ, મારે માટે આપના વચનો અતિશયોકિત ભરેલા છે. પ્રાયે કરીને મુનિ લોકો પ્રિયવંદ હોય છે. ચંદ્રમાંથી અંગારાની વૃષ્ટિ થાયજ નહિં. મહાશય, એ મારી પૂર્વની બાલચેષ્ટાની વાર્ત્તા છોડીદો. હવે આપનું પારણું કયે દિવસે છે ? તે કૃપા કરી જણાવો. અને તે દિવસે મારા ઘરની ભિક્ષા લેવાની કૃપા કરો. " તાપસ હાસ્ય કરતા બોલ્યા. " રાજા, પાચ દિવસ પછી મારૂં

પારણું છે. જ્યારે તે દિવસ આવશે ત્યારે જોઇ લઇશું. કારણ કે આ ક્ષણ જીવિતમાં કાલની વાતનો નિશ્ચય થઇ શકતો નથી. તે ઉપર એક મહાનુભાવ નીચેનો શ્લોક લખે છે.

" यस्य मैत्री यमेन स्या द्ज्ञानं वा भुवनाद्भुतम् ।
सएवं कन्येदः, कारिष्याम्य परः कथम् " ॥ १ ॥

" જેને યમરાજની સાથે મૈત્રી હોય, અથવા જગત્‌માં અદ્‌ભૂત એવું જ્ઞાન હોય, તે માણસ "હું આ કામ કાલે કરીશ," એમ કહી શકે છે. તે સિવાય બીજો કહી શકતો નથી. "

"હે રાજેંદ્ર, આ ઉપરથી કોઇપણ વાત ભવિષ્યને માટે નિશ્ચિત કરવી એ યોગ્ય નથી. તમારી મનોવૃત્તિ શુદ્ધ જોઇ અને તાપસ વૃત્તિ તરફ ભક્તિ જોઇ પ્રાયે કરીને આ વખત માસોપવાસનું પારણું તમારે ત્યાં થશે, પછીતો દૈવેચ્છા. " મુનિના આ વચન સાંભળી રાજા ગુણસેન અંતરમાં આનંદ ધરીને બોલ્યા. " મહાનુભાવ, જો કોઇ જાતનો અંતરાય ન આવેતો આપ મારી ભિક્ષા ગ્રહણ કરવા કૃપા કરજો. " આ પ્રમાણે કહી રાજા ગુણસેન કુલપતિને સપરિવાર આમંત્રણ આપી વસંતપુરમાં આવ્યો હતો. બીજે દિવસે મોટા આડંબરથી તેણે કુલપતિને સપરિવાર ભિક્ષા આપી હતી અને બહુ માનથી તેમની સેવાભકિત કરી હતી.

પ્રિય વાંચનાર, આટલા પ્રસંગોમાંથી ઉત્તમ બોધ ગ્રહણ કરજો. ગુણસેન કુસંગના સંગથી ગંમતનો શોખીન થઇ ગયો હતો અને તેથી તે પોતાના સ્વરૂપનું ભાન ભુલી ગયો હતો.

તેણે પોતાના પુત્રવત્સલ પિતા પાસેથી ઉત્તમ પ્રકારના સદ્ગુણો મેળવ્યા હતા. રાજનીતિની સારી તાલીમ લીધી હતી, તથાપિ હરામી હજુરીઓના કુસંગથી તેના સર્વ ગુણો આચ્છાદિત થઇ ગયા હતા. સ્વાર્થી હજુરીઆઓએ તેને ગંમતમાં લંપટ બનાવી દીધો હતો, આથી કરીને તેણે પોતાના પુરોહિત યજ્ઞદત્તના કુરૂપી પુત્ર અગ્નિશર્માની અનેક પ્રકારની વિટંબના કરી હતી, અને તે બિચારા ગરીબ બ્રાહ્મણને અત્યંત દુઃખી કર્યો હતો. આ ઉપરથી સર્વ સુજ્ઞ મનુષ્યોએ બોધ લેવાનો છે કે સદ્ગુણી અને કેળવાએલા માણસોએ કુસંગ કરવો નહીં. કુસંગનું મહાવિષ પંડિત અને મૂર્ખ બંનેની ઉપરે અસર કરે છે.

રાજકુમાર ગુણસેન તરફથી જ્યારે અતિ વિટંબના થવા માંડી, ત્યારે લાચાર અગ્નિશર્માએ સુવિચાર કરીને નગરનો ત્યાગ કર્યો અને કૌંડીન્ય તાપસનો આશ્રય લઇ પોતાના આત્માનો ઉદ્ધાર કરવા તપસ્યા કરવાનો નિશ્ચય કર્યો. એ પ્રવર્ત્તન સર્વ વીર પુત્રોએ અનુકરણ કરવા યોગ્ય છે. મનુષ્ય ઉપર જ્યારે શારીરિક અથવા આર્થિક આપત્તિ આવે, ત્યારે તેમણે અગ્નિશર્માની જેમ આત્મસાધનનો માર્ગ ગ્રહણ કરવો જોઇએ. ધર્મનો બોધ લેવાને ગુરૂ ચરણનું શરણ લેવું એ સુખનો સર્વોત્તમ માર્ગ છે.

સદ્ગુણી ગુણસેન મહારાજા બની પૂર્વે પોતે જેને અનેક પ્રકારે દુઃખ આપેલું એવા અગ્નિશર્માને મળી અને ઓળખી પોતાના પૂર્વ દુશ્ચરિત્રને માટે જે પશ્ચાતાપ કર્યો હતો તે સર્વ-

ને અનુકરણીય છે. કદિ દૈવ યોગે કુસંગના યોગથી અથવા કોઇ બીજા કારણથી કોઇ પણ દુરાચાર પોતાથી સેવાઈ જવાયો હોય તેને માટે પશ્ચાતાપ કરી તેનો સર્વદા ત્યાગ કરવો એ આર્યનીતિની ઉત્તમ રીતિ છે. એ રીતિને લઈને ભવિ આત્મા ત્રિકરણ શુદ્ધિ પ્રાપ્ત કરે છે. આર્જવકોડિન્ય કુળપતિની મહત્તા અગ્નિશર્માની પ્રબળ દ્રઢતા અને ગુણસેન રાજાની ધાર્મિક વૃત્તિ એ મહાગુણો આ પ્રસંગમાથી ગ્રાહ્ય છે અને અનુકરણીય છે.

## પ્રકરણ ૫ મું.

### અંતરાય.

રાજ મેહેલમાં દોડાદોડ થઇ રહી છે, વૈદ્ય લોકો ઉપચાર કરવાને હાજર થયા છે, એક તરફ વિવિધ જાતના ઔષધો વટાય છે, બીજી તરફ ઔષધીઓ લેવાને ઘોડેસ્વાર દોડી રહ્યા છે, કડવા મધુરા અને કપેલા કવાથો બની રહ્યા છે, સર્વ રાજપુરૂષના ચેહેરા ચિંતાતુર દેખાય છે, અંતઃપુરમાંથી દાસીઓ તબીયત પુછવાને વારંવાર આવ્યા કરે છે, કવાથ, લેપન, ચુર્ણ અને ગુટિકાઓ જથ્થાબંધ તૈયાર થાય છે, રાણી, રાજકુટુંબ અને વફાદાર નોકરોના નેત્રોમાંથી અશ્રુધારા ચાલે છે, સર્વ રાજકીય પરિવાર પોત પોતાનું કામ છોડી ચિંતાતુર થઇ બેઠો છે, છડીદારો, કંચુકિઓ અને રસોઇઆઓ શૂન્ય ચિત્તે ક્રીયા કરે છે, રાજવૈભવના વિલાસો અને સર્વ જાતની ક્રીડાઓ બંધ થઇ ગઈ છે.

આ વખતે એક તાપસ રાજદ્વારમાં ભિક્ષા લેવાને આવ્યો. તે મહાપય તપના ઉગ્ર તેજથી ચળકતો હતો. તપસ્યાના પ્રભાવથી તેના મુખ ઉપર શાંતતા અને સૌમ્યતા છવાઇ રહી હતી એક હાથમાં ભિક્ષાપાત્ર ધરેલું હતું અને તેની દૃષ્ટિ સ્થિર અને શાંત હતી. તેને રાજદ્વારમાં પ્રવેશ કરતો જોઇ ત્યાં રહેલા રાજસેવકો અનેક તર્ક કરતા હતા. કોઇ તેને એક સામાન્ય ભિક્ષુક જાણતા હતા. અને કોઇ તેને મહારાજની તબીયત મંત્ર પ્રયોગથી સુધારવા આવેલો ધારતા હતા. કોઇએ તે પવિત્ર તાપસને અટકાવ્યો નહિ. તેણે ભિક્ષાપાત્ર સાથે અંદર પ્રવેશ કર્યો, ત્યા, ઉપરની ગડબડ તેના જોવામાં આવી. રસનાઇંદ્રિયને જિતનારો તે નિઃસ્પૃહ તાપસ તરત ત્યાંથી પાછો વળ્યો, અને ભીધે માર્ગે પોતાના સ્થાન તરફ ચાલ્યો ગયો. ભિક્ષા નહિ મળવાથી કે કોઇએ પોતાનું માન નહિ કરવાથી તેના હૃદયમાં કષાયનો કાંઇ પણ વિકાર ઉત્પન્ન થયો નહિ.

પ્રિય વાચકવૃંદ, આ આકસ્મિક પ્રસંગ જાણવાની તમારી ઇચ્છા થઇ હશે. જો તે ઇચ્છા તૃપ્ત કરવી હોય તો તેનું આ સ્પષ્ટીકરણ ધ્યાનમાં રાખજો ક્ષિતિપ્રતિષ્ઠિત નગરનો મહારાજા આજે અચાનક આજારી થઇ પડ્યો છે. તેના મસ્તકમાં મહા વેદના પ્રગટ થઇ આવી છે. એ વેદનાના ખબર સાંભળી તેના રાજકુટુંબમા ભારે શોક પ્રસરી ગયો છે. તેનો ઉપચાર કરવાને માટે વસંતપુરના પ્રખ્યાત વૈદ્યોને બોલાવવામાં છે અને તેને શમાવવાના અનેક ઉપચાર ચાલે છે.

આ વખતે જે તપાસ રાજમહેલમાં આવ્યો હતો તે અગ્નિશર્મા હતો. મહારાજા ગુણસેન જ્યારે કુલપતિના આશ્રમ માં ગયેલો, ત્યારે પારણાને માટે તેને આગ્રહ કરી આવ્યો હતો, તેથી તે પારણાની ભિક્ષા લેવાને ગુણસેનના રાજદ્વારમાં આવ્યો હતો. રાજા ગુણસેનને અચાનક શિરોવેદના થઇ આવી અને તેથી તેના દરબારમાં મોટી ગડબડ ચાલી રહી હતી, આથી તે પવિત્ર તાપસ ભિક્ષા વગર પાછો ફર્યો હતો. એક માસના ઉપવાસે એકજ ઘેરથી પારણું કરવાનો તેનો નિયમ હતો. તેથી તાપસ અગ્નિશર્માએ પાછા વળી બીજા માસના ઉપવાસ કરવાની ધારણા કરી હતી. રાજા ગુણસેન શિરોવેદનાથી પીડિત હોવાને લઇને તે તાપસના પારણાની વાત તદન ભુલી ગયો હતો.

હવે પવિત્ર તાપસ અગ્નિશર્મા ગુણસેન રાજાના ઉતારેથી પાછો વળી પોતાના આશ્રમમાં આવ્યો, તાપસોએ તેને ગ્લાનિ પામેલો જોઇ પુછયું કે "મુનિ, શું ગુણસેન રાજાને ઘેર તમારૂં પારણું ના થયું ?" અગ્નિશર્માએ ઉત્તર આપ્યો "રાજા પોતે રોગથી પીડિત છે અને તેથી બધું રાજકુટુંબ અને રાજપરિવાર શોકાતુર છે, તેથી ભિક્ષાનો યોગ થાય એવું મને લાગ્યું નહિ, એટલે હું પાછો ચાલ્યો આવ્યો છું" તાપસના આ વચનો સાંભળી બીજા તાપસોએ કહ્યું, "ભદ્ર, તમે કહો છો, તે સત્ય છે. રાજા ગુણસેન ખરેખરો તાપસ ભક્ત છે. તેમાં ખાસ કરીને તમારી ઉપર તેની વિશેષ પ્રિતિ છે." "હા, એ વાત સત્ય છે. દૈવ ઇચ્છાથી જે વાત બની તે સારાને માટે બની છે. મને મારા

તપમાં વિશેષ લાભ થશે " આ પ્રમાણે કહી તાપસ અગ્નિશર્માએ બીજા માસના ઉપવાસ કરવાનો સંકલ્પ કર્યો હતો.

આ તરફ રાજા ગુણસેન વૈદ્યોના ઉપચારથી સ્વસ્થ થયો હતો. તેની સિરોવેદના તદન શાંત થઇ ગઇ, જ્યારે તેની પ્રકૃતિ સર્વ રીતે સ્વસ્થ થઇ, એટલે તેના આસ્તિક હૃદયમા અગ્નિશર્મા તાપસના પારણાની વાત યાદ આવી. તરત તેણે પોતાના સેવકોને બોલાવીને પુછ્યું, "કોઇ મહામુનિ આપણા દરબારમા ભિક્ષા માટે આવ્યા હતા કે નહી ? " સેવકોએ નમ્રતાથી કહ્યું "મહારાજ, એક તપસ્વી મુનિ ભિક્ષા માટે આવ્યા હતા, પણ આપની તબીયત સારી ન હોવાથી સર્વ રાજકુળ આકુળ વ્યાકુળ હતું. એથી કોઇએ તેમને આદર આપ્યો ન હતો. " સેવકોના આ વચનો સાભળી રાજા ગુણસેન અપસોષ કરવા લાગ્યો " અરે ! હું કેવો અધન્ય અને પુણ્યહીન ! મારે ઘેર કલ્પવૃક્ષ સ્વતઃ આવ્યું, પણ તે મને ફળ આપ્યા વગર ચાલ્યું ગયું. સુકૃતી પુરૂષોને એવા મહાત્માઓનું પારણું પુણ્યનું કારણ થાય છે, તેજ પારણું મારા જેવા પાપીને પુણ્યનું વારણ થઇ પડયું." આ પ્રમાણે ચિંતવતા રાજા ગુણસેનના મુખમાથી નીચેનો શ્લોક પ્રગટ થઇ આવ્યો—

" भेषजैः शांतिमायाता शिरसो वेदना मम ।
मनसो वेदनायास्तु शमने ऽस्या न भेषजम् " ॥ १ ॥

" મારા મસ્તકની વેદના ઔષધોથી શાંત થઇ, પણ હવે આ મારા મનની વેદનાને શાંત કરવાનું ઔષધ નથી. ૧

આ પ્રમાણે ઘણો અપશોષ કરી રાજા બીજે દિવસે પ્રાતઃકાલે વ્હેલો ઊઠી તપોવનમાં ગયો.

લજ્જાથી નમ્ર મુખ કરી તેણે કુલપતિના ચરણમાં નમસ્કાર કર્યો. રાજાના મુખ ઉપર ગ્લાની જોઇ કુલપતિએ પ્રશ્ન કર્યો " રાજેંદ્ર તમારા મુખ ઉપર ખેદ કેમ દેખાય છે ? ખેદનું કારણ મને કહેવા યોગ્ય હોય તો મને કહેશો " "મહારાજ, મારા ખેદનું કારણ કહેતાં મને લજ્જા ઉત્પન્ન થાય છે. તેને માટે મારી વાણી સ્ખલિત થાય છે. તથાપિ તમારી આજ્ઞાને આધીન થઇ હું કહું છું. " તમારા શિષ્ય અગ્નિશર્મા કે જે મારી પૂર્વની દુશ્ચેષ્ટાથી તાપસવ્રતને પ્રાપ્ત થયેલા છે. તેના વ્રતધારી મુનિ ઉપર પણ મારી દુશ્ચેષ્ટા પાછી પ્રવર્તાવી છે. મેં તેમને માસોપવાસના પારણાનું નિમંત્રણ આપ્યું હતું, તે છતાં તેમને મારા તરફથી પારણાનું ભોજન મળ્યું નથી. એ મહા મુનિ મારે ઘેરથી ભોજન રહિત નિરાશ પાછા વળ્યા છે, આ મહા પાપ મને મારી મસ્તક વેદનાએ કરાવ્યું છે. એવા પવિત્ર મહાત્મા મારે ઘેર ભોજન લીધા વિના પાછા વળ્યા એ ભારે ખેદ મારા હૃદયને દહન કરે છે. "

કુલપતિ શાંત સ્વરથી બોલ્યા. " નરપતિ, એવો ખેદ કરશો નહિં, શિરો વેદનાને લઇને તમારી અસ્વસ્થતા હતી, તેથી તમો નિરઅપરાધિ છો. મુનિ અગ્નિશર્માને પારણાનો લાભ ન મળ્યો, તેથી તેમને કાંઇ હાનિ થવાની નથી, પણ તપની વૃદ્ધિનો મહાન્ લાભ થશે. " રાજા ગુણસેને ખિન્ન

ષદને જણાવ્યું, " ભગવાન્, જ્યાં સુધી એ પવિત્ર તાપસ મારે ઘેર ભિક્ષા લેશે નહિ, ત્યાંસુધી મારા મનમાંથી આ ખેદ દૂર થવાનો નથી. " રાજાના આ વચન સાંભળી તાપસાચાર્યના હૃદયમાં રાજાની ભક્તિને માટે ઉંચો વિચાર આવ્યો. પછી તેમણે તરતજ અગ્નિશર્માને પોતાની પાસે બોલાવીને કહ્યું, " વત્સ, તારૂં હૃદય અને તપ ઉદાર છે, તેમજ તારામાં રહેલ સમતાભાવ અને અભિગ્રહ પણ ઉદાર છે. તું આ શ્રદ્ધાળુ રાજાને ઘેરથી ભિક્ષા વિના પાછો આવ્યો, તેથી આ તાપસ-ભક્ત મહારાજાનું હૃદય ખેદાતુર રહે છે. તેનું આસ્તિક હૃદય અતિશય બળ્યા કરે છે, માટે હવેનું પારણું તેને ઘેર કરવાનું તેને માન આપ " ગુરૂના આ વચનને અગ્નિશર્માએ અંગીકાર કરી રાજાને કહ્યું, " નરેંદ્ર, તમે મારા પારણાનો અંતરાય કર્યો નથી, પણ મારા તપની વૃદ્ધિ કરી છે. આ માસને અંતે તમારે ઘેર પારણાની ભિક્ષા લેવા હું આવીશ. "

અગ્નિશર્માના આ વચનો રાજાના હૃદયમાં આનંદદાયક થઇ પડ્યાં. " હું આ મુનિશ્વરના પારણાને અંતરાય કરનાર છું તે છતાં આ પવિત્ર મહાત્મા તે મારા અતરાયને તપના લાભ રૂપે ગણે છે. ધન્ય છે આવા પવિત્ર મહાત્માને " આ પ્રમાણે હૃદયમાં ચિંતવતો અને ભક્તિભાવથી ઉલ્લસિત થતો ગુણ-સેન, ગુરૂ અને શિષ્ય બંનેના ચરણમાં નમી પડ્યો. અને પછી તેમની આજ્ઞા લઈ પોતાના રાજમેહેલમાં આવ્યો હતો.

પ્રિય વાંચનાર, મહાનુભાવ તાપસાચાર્ય અને અગ્નિશર્મા

તાપસની પવિત્ર વૃત્તિનો વિચાર કરી તમારા હૃદયમાં તેવી ઉત્તમ ભાવના ભાવ્યા કરજો. અગ્નિશર્મા માસોપવાસી થઈ ગુણસેન રાજાને દ્વાર ભિક્ષા લેવા આવ્યો. રાજાની પ્રકૃતિ અસ્વસ્થ હોવાથી ત્યાં તેનો આદર થયો નહિં. તથાપિ તે મહાનુભાવ હૃદયમાં ક્ષોભ પામ્યો નહિં. અને પોતાના તપની વૃદ્ધિનો મહાન્ લાભ માની હૃદયમાં આનંદ પામ્યો હતો. આ કેવી પવિત્ર વૃત્તિ ? કેવો તપોગુણ ? કેવું સત્વ ? કેવું ધૈર્ય ! આવા પુરૂષોની વૃત્તિ ખરેખર ભાવના કરવા યોગ્ય છે

રાજા ગુણસેનનો ભક્તિભાવ અપૂર્વ હતો. પોતે મહારાજા છતાં પોતાને ઘેર તાપસનો અનાદર થયો, તેને માટે તેના આસ્તિક હૃદયમાં ભારે ખેદ થયો હતો. એક મહારાજા સત્તાધારીના હૃદયમાં વનવાસી તાપસને માટે આવી લાગણી થાય, એ પૂર્ણ આસ્તાનું સ્વરૂપ છે. આવી ઉત્તમ આસ્તા ધારણ કરવાથી આર્ય જીવન ખરેખરૂં ધાર્મિક બને છે. પૂર્વ કાલે ગુણસેન જેવાં ગુરૂભક્ત આર્ય રાજાઓ અને આર્જવ કૌંડિન્ય તથા અગ્નિશર્મા જેવા તપસ્વીઓ ભારત ભૂમિપર વસતા હતા, તેથી તે કાળે આર્ય પ્રજા સર્વ પ્રકારની ઉન્નતિ સંપાદન કરતી હતી. વાંચનાર, એ સમયનું સ્મરણ કરી તેવી સ્થિતિપર આવવાની ભાવના ભાવજો, અને તેવી ધર્મ તથા ગુરૂની ભક્તિથી ભાવિત થવાને સદા તત્પર થજો.



# પ્રકરણ ૬ ઠું.

## તાપસ કોપ.

તપોવન આશ્રમના પવિત્ર માર્ગ ઉપર એક વૃદ્ધ બ્રાહ્મણ ચિંતાતુર થઇ ચાલ્યો જાય છે. તેનું લલાટ ચિંતાને લઇને ત્રિવલી ધારણ કરે છે. તેના લોચન ક્ષણમાં આકાશ તરફ, ક્ષણમાં દિશાઓ તરફ અને ક્ષણમાં ભૂમિ પર દૃષ્ટિને પ્રસાર કરતા હતા. 'હવે શું કરવું? અને તે મહાત્માને શું કહેવું;' એમ તેના હૃદયમાં સંકલ્પ-વિકલ્પ થતા હતા. જ્યારે તપોવનનો આશ્રમ નજીક આવ્યો, એટલે તેણે પોતાના આત્માને ઉદ્દેશીને કહ્યું; "અરે આત્મા, તું શામાટે ચિંતા કરે છે? આ ચિંતાનું કારણ તું પોતે જાણી જોઇને થયો છે. આ જગતમાં સેવાવૃત્તિ એ અધમ વૃત્તિ છે. આત્મજીવનને પરાધીનતામાં નિમગ્ન કરવું, એના જેવું કોઇ પણ અધર્મ કાર્ય નથી. હે આત્મા, તેં એવી અધમ વૃત્તિ શામાટે અંગીકાર કરી? રાજસેવાના મહાપાશમાં પડવાથી તારે આ મહા ચિંતામાં મગ્ન થવું પડયું છે. રાજાએ એ તાપસનો ઘણીવાર અનાદર કર્યો. હવે મારે તેની પાસે જઇને શું કહેવું? એ તાપસ શાંત છે, તથાપિ રાજાના અતિ અનાદરથી મહાન્ ઉગ્ર રૂપ ધારણ કરશે અને વખતે તેનો અતિ કોપ મારી ઉપર આવી પડશે. ઉભય રીતે દુઃખ છે. જો હું રાજાની આજ્ઞા ન ઉઠાવું, તો તે મારી ઉપર નાખુશ થાય અને તે કોપાવેલા તાપસની આગળ જતાં તેના રોષ ભરેલા ભયંકર

વચનો મારે સાંભળવા પડશે." આ પ્રમાણે હૃદયમાં અનેક વિચાર કરતો અને આત્મનિંદા ઉચ્ચારતો તે બ્રાહ્મણ તપોવનના આશ્રમ પાસે આવી પહોંચ્યો હતો.

વાંચનાર, આ પ્રસંગ તમને અદ્ભુત લાગ્યો હશે. એ ચિંતાતુર બ્રાહ્મણ કોણ હશે? અને તે તપોવનમાં શા માટે આવ્યો હશે? એ શંકાઓથી તમારૂં હૃદય આતુર થતું હશે. તેથી તેનું સ્પષ્ટીકરણ કરવાની આવશ્યક્તા છે.

રાજા ગુણસેન અગ્નિશર્માને બીજીવાર પારણું કરાવવાનું આમંત્રણ આપી ઘેર આવ્યો હતો. જ્યારે બીજો માસ પુરો થયો, ત્યારે તાપસ અગ્નિશર્મા ગુણસેનના દરબારમાં ભિક્ષા લેવા આવ્યો. તે પૂર્વે એક બાતમીદારે આવી રાજા ગુણસેનને ખબર આપ્યા હતા કે "પર્વતની સંધિ ઉપર રહેલી તમારી સેના ગફલતમાં રહેલી તે સમયનો લાગ જોઈ માનભંગ નામના શત્રુ રાજાએ અકસ્માત્ આવી તેની પર ધસારો કર્યો અને તેથી તમારી સેના તેને તાબે થઈ ગઇ છે. તે રાજાએ તમારા સૈનિકોને દબાવી તેની ઉપર પોતાના નામનો નિયોગ કર્યો છે" આ પ્રમાણે તે બાતમીદારના વચન સાંભળી માની ગુણસેન ક્રોધાતુર થઈ ગયો. તરત તેના નેત્ર રાતાં થઈ ગયાં અને કોપથી હોઠ ફુરકવા લાગ્યો. તેજ વખતે પૃથ્વી પર હાથ પછાડી તેણે રણવાદ્ય વગાડવાની આજ્ઞા કરી અને યુદ્ધની તૈયારી કરાવી. તેના રણવાદ્યના નાદથી હાથી, ઘોડા, રથ, અને પેદલસેના સજ્જ થઇ ગઈ, તત્કાલ પોતે પણ ઊંચા રથમાં બેશી તૈયાર થયો અને ચતુરંગ સેના સાથે પ્રયાણ કર્યું.

રાજા ગુણુસેનના દરબારમાં આ તોફાન જોઈ મુનિ અગ્નિશર્મા તરત પાછો વળ્યો, અને પોતાને આશ્રમે આવી તેણે ગુરૂ સમક્ષ ત્રીજા માસના ઉપવાસનું મહાવ્રત અંગીકાર કર્યું હતું.

જ્યારે રાજા સૈન્ય સાથે નગરની બાહેર નીકળ્યો, ત્યારે સમય જાણુનારા પુરૂષોએ રાજાને જણાવ્યું કે, 'આજે પેલા અગ્નિશર્મા તાપસનો પારણાનો દિવસ છે. આ ખબર સાંભળતાંજ રાજાએ પોતાના સેવકોને બોલાવી કહ્યું કે, તે મહામુનિ આવ્યા છે કે નહિ ? તેની તપાસ કરો. સેવકોએ નમ્રતાથી જણાવ્યું, "મહારાજ, જ્યારે આપ યુદ્ધની તૈયારી કરવામા આસક્ત હતા, તે વખતે તે મહાત્મા બધી ગડબડ જોઈ નીચેથીજ પાછા વળ્યા હતા." આ ખબર સાંભળતા ગુણુસેનને અતિ પશ્ચાત્તાપ થઇ આવ્યો અને તે તત્કાલ તેજ રથમા બેશી તપોવનમાં દોડી આવ્યો હતો. તેણે રથમાંથી ઉતરી અગ્નિશર્માના ચરણુમા વંદના કરી અને પોતાના અપરાધને માટે તે વારંવાર ક્ષમા માગવા લાગ્યો. તેમજ પોતાના પાપી આત્માને ધિક્કારવા લાગ્યો. તેણે અગ્નિશર્માને તે વખતે ભિક્ષા લેવાનો અતિઆગ્રહ કર્યો, પણ એ દૃઢતાધારી મહાશયે પોતાના નિયમનો ભંગ કરવાની ના પાડી. જ્યારે રાજાએ દીનતાથી આજીજી કરી, ત્યારે તેણે આવતે માસે તેને ઘેર પારણું કરવાનું પાછું વચન આપ્યું હતું. આ વખતે લજ્જાને લઇને ગુણુસેન કુલપતિ પાસે જઇ શક્યો ન હતો. પછી પોતાના શત્રુ માનભંગ રાજાનો વિજય કરવા એકલા સૈન્યને મોકલી પોતે રાજમહેલમા

પાછો આવ્યો અને મુનિના પારણાના દિવસની રાહ જોઇ રહ્યો હતો.

ફરીવાર પારણાનો દિવસ આવ્યો. ત્રણ માસનો ઉપવાસી અગ્નિશર્મા ભોજનની રાહ જોઈ બેઠો હતો. જ્યાં બરાબર ભિક્ષાનો સમય થયો, તેજ વખતે રાજા ગુણસેનની રાણી વસંતસેનાએ એક કુંવરને જન્મ આપ્યો. એ વધામણી રાજા ગુણસેનને પહોંચાડવામાં આવી. પુત્ર જન્મથી ગુણસેન આનંદમય થઈ ગયો. તત્કાલ તેણે પુત્રજન્મનો ઉત્સવ કરાવવા વસંતપુરમાં આજ્ઞા કરી. અને પોતે અગણિત દ્રવ્યના દાન આપવા લાગ્યો. મંત્રીઓ, રાજસેવકો, અને વસંતપુરની પ્રજાના આગેવાનો રાજા ગુણસેનની આગળ ખુશાલી દર્શાવવા શ્રેણીબંધ આવવા લાગ્યા અને નગરમાં ચારે તરફ ધામધૂમ થઇ રહી.

આ વખતે મુનિ અગ્નિશર્મા ત્રિમાસનો ઉપવાસી ભિક્ષાની ઇચ્છા રાખી રાજદ્વારમાં આવ્યો. કુંવર જન્મની ધામધૂમ થતી જોઇ તે સત્વર નિરાશ થઈ પાછો વળી ગયો. ઉત્સવના આનંદમાં મગ્ન થયેલો રાજા ગુણસેન તે વખતે તે વાત ભુલી ગયો હતો. આ વખતે તાપસ અગ્નિશર્માએ પારણાની પૂર્ણ ઇચ્છા કરી હતી. ત્રણ માસના ઉપવાસથી ખિન્ન થયેલો અગ્નિશર્મા પારણું કરવાને આતુર બની ગયો હતો જ્યારે તે નિરાશ થઇ પાછો ફર્યો ત્યારે તેના હૃદયમાં રોષનો અંકુર ઉત્પન્ન થઇ આવ્યો હતો. તેણે પોતાના હૃદયમાં વિચાર્યું કે " આ રાજા ગુણસેન મારો પૂર્વનો વિરોધી છે. એ વાતની આજે

મને ખાત્રી થઇ, આજે તેણે વક્ર હૃદયથી આ મહોત્સવ ઊભો કર્યો છે. અહા ! એ શઠની ભક્તિ, વિનય, અને ઔદાર્ય માત્ર દેખાવનુંજ હતું. આ સુદ્ધા ત્રણવાર મારો તેણે બુદ્ધિ પૂર્વક અનાદર કર્યો છે." આવું ચિંતવી તે તાપસના અંગે અંગમાં રોષ વ્યાપી ગયો હતો. રાજાની ઉપર તેનો ભયંકર ક્રોધ ઉત્પન્ન થયો હતો. નેત્રમાં લાલ, મુખમાં શ્યામ, ભસ્મથી પાંડું, ક્રોધથી ઉજ્વલ અને જટામાં પિંગલ એમ તે પંચવર્ણી થઇ ગયો હતો. વળી તેણે વિચાર્યું કે "એ દુરાત્મા ગુણસેન બાલ્યવયથીજ મારો શત્રુ છે. એ હત્યારાને મારવોજ જોઇએ. તેને મારવાથી કાંઇ પણ પાપ લાગવાનું નથી." આવું ચિંતવી તે તાપસે અજ્ઞાન દોષથી નિદાન ( નીયાણું ) કર્યું કે "હું ભવે ભવ એ ગુણસેનનો વધ કરનાર થાઉં." આવો અધમ વિચાર લાવી તે અજ્ઞાની તાપસે નિદાન રૂપ કરીયાણાથી તપનો વૈભવ વેચી નાંખ્યો. આજ સુધી ધારણ કરેલ ઉત્તમ વૃત્તિને અધમ રૂપમાં ફેરવી નાંખી. તત્કાલ તે તાપસાભાસ ત્યાંથી આંબાની શ્રેણી તરફ ચાલ્યો ગયો અને ત્યા એક શિલાતલ ઉપર બેસી, તે નિયાણાને નિકાચિત કરતો ચતુર્વિધ આહારનો પરિહાર કરીને રહ્યો હતો.

અગ્નિશર્મા આંબાના વૃક્ષ નીચે શિલાતળ ઉપર બેઠો છે એ વાત બીજા તાપસોના જાણવામાં આવી એટલે તેમણે આવી અગ્નિશર્માને તેનું કારણ પૂછયું. તે ઉપરથી અગ્નિશર્માએ જે વાત બની હતી તે અથથી ઇતિ સુધી તેમને કહી

સંભળાવી હતી. પછી તેણે પોતાનો ગુણસેન તરફનો રોષ પ્રગટ કર્યો હતો. તે તાપસોએ તે વાત કુલપતિને જણાવી. તે ઉપરથી કુલપતિએ અગ્નિશર્માની પાસે આવીને કહ્યું કે "ભદ્ર, રાજા એ વર્ણાશ્રમના ગુરૂ છે, તેની ઉપર આવો રોષ ન કરવો જોઈએ. આવા રોષથી તેં તારા તપનો પ્રભાવ ગુમાવ્યો છે." આ પ્રમાણે કહી કુલપતિ પોતાના આશ્રમમાં આવ્યા હતા અને બીજા તાપસો પણ પોતપોતાને સ્થાને ચાલ્યા ગયા હતા.

પુત્ર જન્મના મહોત્સવથી રાજા ગુણસેન મુનિના આમંત્રણની વાત ભુલી ગયો હતો. પણ થોડીવાર પછી તેને તે વાત યાદ આવી એટલે તેણે સેવકોને બોલાવીને પૂછયું, ત્યારે સેવકોએ રાજાને જણાવ્યું કે, તે ભિક્ષુક આવી ઉત્સવની ગડબડ જોઇ પાછા ચાલ્યા ગયા હતા. આ ખબર સાંભળતાંજ રાજા અતિશય શોકાતુર થઇ ગયો હતો, હવે પોતે તેમને પોતાનું મુખ બતાવી શકે તેમ ન હતો. તેના હૃદયમા તે વિષેની ગાઢ ચિંતા પ્રગટ થઈ આવી અને હવે શું કરવું ? તેને માટે હૃદયમાં ક્ષોભ પામવા લાગ્યો.

આ વખતે તેણે વિચાર્યું કે "એ તપસ્વીને શાંત કરવા કોઇ ઉત્તમ માણસને મોકલું તો વધારે ઉચિત્ત ગણાય." આ ઉપરથી તેણે સોમદેવ બ્રાહ્મણને સર્વ વૃત્તાંત જણાવી તે તાપસની પાસે મોકલ્યો હતો.

સોમદેવ રાજાનો પુરોહિત હતો. તે સ્વભાવે શાંત અને દીર્ઘવિચારી હતો. રાજાએ તપસ્વીનો ત્રણવાર અનાદર કર્યો,

છે, એ વાત જાણી સોમદેવ તે તપસ્વીની પાસે જવાને ખુશી નહોતો. માત્ર રાજાની આજ્ઞાને તાબે થઇ તેને ત્યાં જવાની ફરજ પડી હતી. આથી તે તપોવનને માર્ગે ચિંતા કરતો જતો હતો.

પુરોહિત સોમદેવ અગ્નિશર્માની પાસે આવ્યો. તેણે પવિત્ર હૃદયથી એ તાપસને વંદના કરી. દર્ભના આસન ઉપર બેઠેલા તે તાપસે તે બ્રાહ્મણને પોતાની રક્ત દ્રષ્ટિથી અવલોક્યો. સોમદેવ વિનયથી બોલ્યો—"ભગવન્, આપ શરીરે ક્ષીણ કેમ દેખાઓ છો ?" "બીજા ઉપર નિર્વાહ કરનારા તપસ્વીઓના શરીર કૃશજ હોય છે." તાપસે કટાક્ષ વચનથી કહ્યું "શું આપના જેવાને આહાર આપનાર લોકો આ નગરમાં નથી " પુરોહિતે હાર્દ જાણવાની ઇચ્છાથી જણાવ્યું. તાપસ રોષ દર્શાવી બોલ્યો—"એક ગુણસેન રાજા સિવાય બીજો કોઇ આહાર આપનાર નથી." પુરોહીતે ઇંતેજારીથી પુછ્યું "મહાનુભાવ, એ ધર્મી રાજાએ તમારે માટે શું કર્યું હતું ?" તાપસ રોષથી બોલ્યો—"એ રાજા ખરેખરો ધર્મી છે અને ઋષિઘાતક પણ છે." તાપસના આવા ક્રોધયુક્ત વચન સાંભળી બીજા તાપસે તેને જણાવ્યું કે, "રાજા ગુણસેન ઉપર આ તાપસ અગ્નિશર્માએ અનશન કર્યું છે અને તેને માટે નઠારૂં નિદાન ધાર્યું છે" તે તાપસના આવા વચન સાંભળી સોમદેવ ભય પામી ત્યાંથી ચાલ્યો આવ્યો અને તેણે રાજાની આગળ તે સર્વ વૃત્તાંત જણાવ્યો. આ વૃત્તાંત વિદિત થતાં ગુણસેન શોકાતુર થઇ ગયો અને તરત પોતાના અંતઃપુર સાથે તે તાપસને નમસ્કાર કરી શાંત્વન કરવા તપોવનમાં આવ્યો. કોઇ તાપસે આવી અગ્નિશર્મા

ને રાજાના આગમનના ખબર આપ્યા એટલે તે રોષાતુર ઋષિએ પોતાના ગુરૂને બોલાવીને કહ્યું કે, " નિષ્કારણ વૈરી એવા આ રાજાનું મુખ જોવાને હું ઇચ્છતો નથી. તેને જે તે ઉત્તર આપી પાછો વિદાય કરો." શિષ્યનો આવો મહા રોષ જોઇ કુલપતિ પોતે રાજાની પાસે આવ્યા અને રાજાને પોતાના આશ્રમમાં લઇ ગયા તેમણે પ્રેમ દર્શાવી રાજાને કહ્યું, " રાજેંદ્ર તમે અંતઃપુર સાથે અહીં આવ્યા તે તમે વિશેષ પડતું કર્યું છે. આપ રાજાને તેમ કરવું ઘટે નહીં." રાજાએ નમ્રતાથી કહ્યું, " ભગવન્ તે વિષે મારા મનમા કાંઇ પણ નથી, પરંતુ મારા નિમિત્તે આ ઋષિનો ઘાત થાય છે તે અનુચિત છે. કોઈ ઉપાય વડે મને એ પાપમાથી મુક્ત કરો. " કુલપતિ ગંભીરતાથી બોલ્યા-" રાજન્ એ તાપસ દુરાગ્રહી છે. તે હમણા કઠોર ધ્યાન કરે છે માટે કોઇ પણ ઉપાયથી તે સાધ્ય થઇ શકે તેમ નથી. જો તમારા મનમાં તેને વંદન કરવાની ઇચ્છા હોય તો તેને દુરથી માત્ર વંદન કરી ચાલ્યા જાઓ " કુલપતિના આવા વચન સાંભળી રાજા ગુણસેન અગ્નિશર્મા તાપસની પાસે આવ્યા અને દુર તેને વંદના કરી કુલપતિને પ્રણામ કરી હૃદયમાં કચવાતો વસંતપુરમાં ચાલી આવ્યો હતો. પાછળથી તેના જાણવામાં આવ્યું કે, " અગ્નિશર્મા નિદાન કરી પોતાનું વેર લેવા ઇચ્છે છે." આથી રાજા ગુણસેને વિચાર કર્યો કે, હવે આ નગરમાં રહેવું યોગ્ય નથી. અહીંથી ચાલ્યા જવું વધારે ઉત્તમ છે. આવું વિચારી મહારાજા ગુણસેન પોતાના સર્વ પરિવાર સાથે વસંતપુર છોડી પોતાની રાજધાની ક્ષિતિપ્રતિષ્ઠિત નગરમાં

આવી પહોંચ્યો હતો અને ત્યાં સર્વતોભદ્ર નામના રાજમહેલમાં આવી વસ્યો હતો.

વાંચનાર, અગ્નિશર્મા તાપસની પ્રથમની વૃત્તિને માટે તને બહુ માન થયું હતું તે યોગ્ય હતું. તેવી વૃત્તિને માટે તું કાયમ બહુ માન રાખજે. પણ પાછલથી તે તાપસ પોતાની પવિત્ર વૃત્તિમાંથી ચલીત થયો હતો. એ અધમ વૃત્તિનો અનાદર કરજે. ઉત્તમ પ્રકારની તપસ્યા કરી છેવટે તે તપસ્યાનો નિદાનથી ગેરઉપયોગ કરવો એ લઘુ અને કઠોર વૃત્તિ છે. આર્હત શાસ્ત્રમાં તેવી વૃત્તિને મિથ્યાત્વનો વિલાસ કહેલો છે. પવિત્ર જૈન મુનિઓ તપસ્યા કરતા પણ તેવી અધમ વૃત્તિ રાખતા ન હતા, તેથી તપસ્યાથી કર્મ નિર્જરા કરી મોક્ષના અધિકારી થતા હતા.

વળી આ પ્રસંગે " અગ્નિશર્મા જેવા ઉગ્ર તપસ્યાવાળા તાપસને એવી વૃત્તિ શામાટે થઇ હતી ? " તેનો વિચાર કરવાથી જણાઇ આવશે, કે તેના હૃદયમાં ક્રોધ ઉત્પન્ન થયો હતો. ક્રોધરૂપ મહાઅગ્નિએ તેની સાત્વિક વૃત્તિને દહન કરી નાખી અને તેનામાં તામસીવૃત્તિ પ્રગટ કરી હતી. અગ્નિશર્માએ જેવી રીતે ઇંદ્રિયો ઉપર વિજય મેળવ્યો હતો, તેવી રીતે તે મન ઉપર વિજય મેળવી શકયો નહોતો. જો તેનામાં મનોજય કરવાની મહાશક્તિ પ્રગટ થઇ હોત તો તેની અંદર રોષને અવકાશ મળતજ નહિં. જ્યારે ક્રોધનો પ્રચંડ વેગ તેના મનમા પ્રગટ થયો, ત્યારે તેની દૃષ્ટિમાં વિકાર ઉત્પન્ન થઇ આવ્યો. પૂર્વે તેની જે દૃષ્ટિ રાજા ગુણસેનને એક પરમ ભક્તરૂપે જોતી હતી,

તેજ દૃષ્ટિ અત્યારે તેને શત્રુ તરીકે જુવે છે. એ બધો પ્રભાવ ક્રોધનોજ છે. તેથી ઉત્તમ જીવોએ હમેશાં ક્રોધ ન કરવો, એ ક્રૂર કષાયથી સર્વદા દૂર રહેવું. એજ પ્રતિબોધ આ પ્રસંગમાંથી ગ્રાહ્ય છે અને શિક્ષણીય છે.

# પ્રકરણ ૭ મું.

## અપૂર્વ લાભ.

એક સુંદર ઉદ્યાન વિવિધ વૃક્ષોથી ખીલી રહ્યું છે. વિવિધ પક્ષીઓના ધ્વનિથી શબ્દાદ્વૈત થઇ રહ્યું છે. આસપાસ ખીલી નીકળેલા પુષ્પો ઉપર ભમરાઓ ગુંજારવ કરી રહ્યા છે. શીતલ અને સુગંધી પવન મંદ મંદ વાય છે. આ સુંદર ઉદ્યાનમાં એક મહાત્મા શિષ્યના પરિવાર સાથે આવી ઉતર્યા છે. તેમની આકૃતિ ભવ્ય અને તેજસ્વી છે. શરીર ઉપર અનગારપણાના ચિન્હો રહેલા છે, તથાપિ તેમાં રાજતેજનો પ્રકાશ જોવામાં આવે છે. શારીરિક ચિન્હો ઉપરથી ' તેઓ રાજર્ષિ છે, ' એમ સ્પષ્ટ જણાય છે.

આ વખતે એક રાજા પોતાનો પરિવાર લઇ ત્યાં આવ્યો. તે વિનયથી તે મહાત્માને વંદન કરી આગળ બેઠો. તેની વિનીત આકૃતિ જોઇ તે મહાત્મા પ્રસન્ન થયા અને તેની તરફ પ્રેમદૃષ્ટિથી અવલોકન કર્યું. તેની પ્રસન્નદૃષ્ટિ પડવાથી તે

રાજા પોતાને કૃતકૃત્ય માનવા લાગ્યો અને તે કાંઇપણ પ્રશ્ન કરવાની ઇચ્છા કરવા લાગ્યો.

વાંચનાર, આ બંને પુરૂષોને ઓળખવાને ઇંતેજાર થયા હશે તેથી આ સ્થળે તેનું વિવરણ કરવાની આવશ્યક્તા છે. જે મહાત્મા આ ઉદ્યાનમાં આવેલા છે, તે વિજયસેન નામે રાજવંશી સૂરિ છે. દ્વાદશાંગીને જાણનારા, ચતુર્જ્ઞાની, યુવાન અને મનોહર છે. તેમણે યુવાન વયમાંજ ચારિત્ર લીધુ છે. ચારિત્ર ધર્મને યથાર્થ પાળવાથી તેઓ આ ભૂમિરૂપ ભામનીના મંડન રૂપ અને જંગમ ક્ષમારૂપ છે. જે ઉદ્યાનમાં તેઓ સમોસર્યા છે, તે અશોક ઉદ્યાન કહેવાય છે. કારણ કે, અશોકદત્ત નામના શ્રેષ્ટીએ તે રચાવેલું છે. જે રાજા તે મહાત્માને વંદન કરવાને આવેલો છે, તે ક્ષિતિ પ્રતિષ્ઠિત નગરનો મહારાજા ગુણસેન છે. અગ્નિશર્મા તાપસના કોપથી હૃદયમાં ખેદ પામતો ગુણસેન પોતાનું રાજ્યકાર્ય ઉંચે મને કરતો હતો. તાપસના કોપનું કારણ પોતે બન્યો છે, એથી તેના હૃદયમાં સર્વદા અસંતોષ રહેતો હતો.

એક વખતે રાજા સભામાં બેશી ધર્મવાર્ત્તા કરતો હતો, તેવામાં તે આસ્તિક નરપતિએ સભા વચ્ચે પ્રશ્ન કર્યો—"કુલીન, યોગમાર્ગમાં લીન, સર્વ ગુણોથી યુક્ત એવા કોઇ ગુરૂ કોઇના જોવામાં આવ્યા છે ?" રાજાનો આ પ્રશ્ન સાંભળી કલ્યાણક નામના એક પુરૂષે વિનયથી જણાવ્યું, "મહારાજ, આજે મેં એક ગુરૂને જોયા છે. તે આપના કહેવા પ્રમાણે બરાબર ઉત્તમ ગુરૂ છે. તેઓ અશોકદત્ત શ્રેષ્ટીના અશોક ઉદ્યાનમાં

ઉતરેલા છે તેઓ પૂર્વે ગધાર દેશના રાજા સમગ્સેનના પૌત્ર છે, અને તેમનુ નામ વિજયસેનસૂરિ છે ' કે ચાણુકનુ આવુ કલ્યાણકારી વચન સાભળી રાજા ગુણુસેન ખુશી થઇ ગયો હતા અને તત્કાલ પરિવાર સાથે તે મહાત્માને વદન કરવા અશોક ઉદ્યાનમા આ યો હતો

રાજા ગુણુસેને મુનિને વદના કરી એટલે તે મહાત્માએ તેને ધર્મલાભ આશીષ આપી તે પછી તેણે તેમના બીજા શિષ્યોને પણ વદના કરી હતી આ ગજવશી મુનિ ની આકૃતિ જોઇ રાજા ગુણુસેને અજલિ જોડી પૂછયુ " મહાનુભાવ, આપની આકૃતિ કોઇ રાજવશને સૂચવે છે મહાન રાજસપત્તિને આવી યુવાન વયમા છોડી આ મહા વ્રત લેવાનુ શુ કારણ છે ? " જૈન ગજયોગી પ્રસન્ન થઇને બોલ્યા " રાજન, આ ચતુર્ગતિમય સસારમા વિચાર કરતા સર્વ વસ્તુ નિર્વેદનુ કારણુ થઇ પડે છે સર્વ સ્થલે દરેક પ્રા ણીને જન્મ અને મૃત્યુ રહેલા છે સર્વ સપત્તિઓ ચપલ છે ' હુ કયાથી આવ્યો અને કયા જઇશ " એ વાત કોઇ પ્રાણી જાણી શકતુ નથી આ માનુષ જન્મ દુર્લભ છે, આ જીવિત ચચલ છે અને વિષયભોગ સર્પના ભોગ જેવા પરિણામે ભયકર છે આ સસાર દુખમય છતા અને શાશ્વત સ્થાન વિદ્યમાન છતા શ્રી જિન ભગવતે પ્રરૂપેલા તેના ઉપાયને માટે કયો બુદ્ધિમાન્ પુરૂષ યત્ન ન કરે ? આ પ્રમાણે આ સસાર ઉપરથી નિર્વેદ પામવાનુ કારણુ મારે તે સસારજ થયેલ છે

અને બીજું એક કારણ માત્ર નિમિત્ત રૂપ છે. તે સાવધાન થઈને સાંભળો—

આ વિજયમાં ગાંધાર નામે એક પ્રખ્યાત દેશ છે. તેની અંદર ગંધાર નામનું એક નગર છે. તેમા મારો નિત્ય વાસ હતો. તે નગરમાં સોમવસુ નામે એક પુરોહિત હતો. તેને સોમવિત્ નામનો પુત્ર હતો, તેની સાથે મારે ગાઢ મૈત્રી હતી. જાણે મારૂં બીજું હૃદય હોય અથવા મારા આત્માનું પ્રતિબિંબ હોય તેમ તે મિત્ર હમેશાં નખ અને માંસની જેમ ગાઢ સંબંધથી મારી સાથે રહેતો હતો. એક વખતે મારો મિત્ર સોમવિત્ દૈવયોગે રોગાક્રાંત થઈ ગયો. પ્રમાદને લઇ તેનો રોગ વૃદ્ધિ પામી ગયો અને આખરે મૃત્યુને વશ થઇ ગયો. મિત્રના વિયોગથી મને ભારે દુઃખ લાગી આવ્યું અને હું તેનું સ્મરણ કરતો ગાંડાની જેમ ભમવા લાગ્યો. કોઈ ઠેકાણે મારા મનને શાંતિ વળી નહિં. એવામાં મારા એક સેવકે મને ખબર આપ્યા કે, “ ગંધારગિરિની ગુહામાં કોઇ ચાર મુનિઓ આવીને વસેલા છે. ” આ ખબર સાભળી હું ઘણોજ ખુશી થઈ ગયો અને ભક્તિથી તેમને વંદના કરવા દોડી ગયો તે મુનિયોને વંદના કરી અને તેમના મુખથી ધર્મલાભની આશીષ લઈ હું તેમની પાસે બેઠો. તે મહાનુભાવોએ મને ધર્મનો ઉપદેશ આપ્યો. તે ઉપદેશ સાભળી મેં તેમની પાસેથી સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યું. તે મુનિઓ તે સ્થલે ચાતુર્માસ રહ્યા અને તેમણે ચારે માસના ઉપવાસ કર્યા હતા.

એક વખતે તેમના વિહારની રાત્રીના છેલ્લા અર્ધ પોહો-

રે હું તેમને નમસ્કાર કરવા જતો હતો. ત્યાં મેં એક પ્રકાશ જોયો અને જયધ્વનિ સાંભળ્યો તે ગુહાની સમીપે સુગંધી જલ તથા પુષ્પની વૃષ્ટિ મારા જોવામાં આવી અને કેટલાએક દેવતાઓ તે મુનિઓની સ્તુતિ કરતા નજરે પડ્યા. તે દેખાવ ઉપરથી મારા જાણવામાં આવ્યું કે " આ મહાત્માઓને કેવળ-જ્ઞાન ઉત્પન્ન થયેલું છે. " અને તેનો આ ઉત્સવ થાય છે." આ પ્રમાણે જાણી મેં તે કેવળી મુનિઓ કે જેઓ રત્નમય સિંહા-સન ઉપર બેઠા હતા, તેમને મેં પ્રશ્ન કર્યો " ભગવાન્ મારો મિત્ર સોમવિત્ ક્યા હશે ? અને તેની સાથે મારો ગાઢ સ્નેહ થવાનું શું કારણ હશે ?" કેવલી જ્ઞાનથી અવલો-કન કરી બોલ્યા " ભદ્ર, આ નગરમાં ઉપદત્ત નામે એક ધોબી છે. તેને મધુપિંગલા નામે એક કુતરી છે. સંમર્દની નામની નદીના કાંઠા ઉપર તે કુતરીના ગર્ભથી તારો મિત્ર કુ-તરો થઇ અવતર્યો છે. તેને ધોબીના ગધેડાની ખરીયોના ઘાતના ભય માટે બાંધેલો છે અને તે લુખ્ખો થયો છે.

પૂર્વભવને વિષે કુસુમપુરમાં કુસુમસાર નામે એક ગૃહસ્થ રહેતો હતો. તેને શ્રીકાંતા નામે સ્ત્રી હતી. તેનાથી તે ઉત્પન્ન થયો હતો, તે પૂર્વ ભવના અભ્યાસથી તેની પર તારો સ્નેહ થયો છે અને તે અદ્યાપિ શમતો નથી." કેવલીના આ વચન સાંભળી મને મોહ ઉત્પન્ન થયો. અને પછી તે શ્વાનને લેવાને માણસ મોકલ્યા, માણસો તેને લઈને આવ્યા, તે વખતે માંખીઓ અને બગાઓથી આવૃત્ત થયેલો તે શ્વાન મારા જો-વામાં આવ્યો. તે શ્વાન મને જોઇ ઉંચી ડોક કરવા લાગ્યો અને

તેના નેત્રામાંથી અશ્રુધારા ચાલવા લાગી, તે જોઇ મેં કેવળી ભગવાનને પૂછયું કે, "આ શું કહે છે ?" કેવલીએ કહ્યું "એ તારા પૂર્વ સ્નેહનો પ્રભાવ છે." પછી મેં પુનઃ પ્રશ્ન કર્યો "ભગવાન્, પૂર્વના કયા કર્મના વિપાકથી આની આવી સ્થિતિ થઇ છે." કેવળીએ ઉત્તર આપ્યો કે, "જાતિ મદનું આ પરિણામ છે. આની પહેલાના ભવમાં એ પુરોહિતનો પુત્ર થયો હતો તેથી તારી મૈત્રીને યોગે કુલ, જાતિ, બલ અને ઐશ્વર્યના ગર્વથી તે પૂર્ણ થયો હતો. એક વખતે વિયોગીને પરિતાપ કરનારી વસંતઋતુ આવી, આ ઋતુમાં એક વખતે તે ફરવા નીકળ્યો, તેવામાં વસ્ત્રને ધોતા એવા ધોબીઓનો ચર્ચરીધ્વનિ તેના સાભળવામાં આવ્યો. તે સાંભળી પોતે નાખુશ થઇ ગયો અને તરત તેણે સત્તાને લઇને તે બધા ધોબીઓને દુઃખી કર્યા હતા. તેઓમાં ઊપદત્ત નામનો જે ધોબી હતો, તેને તો પકડીને તેણે કારાગૃહમાં પુરી દીધો. જ્યારે વસંતઋતુ નિવૃત્ત થઇ ત્યારે સ્વજનોએ વિનંતિ કરી ઊપદત્ત ધોબીને છોડાવ્યો હતો આથી તારા મિત્રે નીચ કર્મ બાધ્યું હતું. એ કુતરાની જેમ હૃદયમાં અભિમાન ધારણ કરતો હતો, તેથી આ ઊપદત્તને ઘેર કુતરો થઇને અવતર્યો છે અને દુઃખી થાય છે,"

પછી મેં કેવળીને પુનઃ પ્રશ્ન કર્યો "ભગવન, હવે આ જીવને ભવિષ્યમાં કેવા કેવા ભવ થશે ?" મારા આ પ્રશ્ન ઉપરથી કેવલી બોલ્યા, "ભદ્ર, આ તારો મિત્ર એજ ધોબીને ઘેર પાછો ગધેડો થશે. તે ઊપદત્તનો સંબંધી માતૃદિન્ન નામે એક ચંડાલ છે. તેને નદિકા નામે સ્ત્રી છે. તે સ્ત્રીના ઉદરથી નપુંસક

થઈ ઉત્પન્ન થશે, તેને સિંહ મારી નાંખશે. પછી તે ચંડાલને ઘેર પાછો પુત્રી થઇ અવતરશે. તે પુત્રી સર્પદંશથી મૃત્યુ પામી જશે. પછી ઊષદત્તની દાસીમાં નપુંસક થશે. ત્યા અગ્નિથી બળી મરશે પછી પુત્રી થશે, તેને કોઇ હાથી મારી નાખશે. તે ઊષદત્તને કાલંજની નામે એક સ્ત્રી છે. તેના ઉદરથી પાછો પુત્રી થઇ અવતરશે. તે જ્યારે યુવાન થશે, ત્યારે પ્રસવ વખતે તેનું મરણ થઇ જશે. પછી પાછો તેનોજ પુત્ર થશે. તે બાલ્યવયમાં નદીને તીરે ખેલશે, તેવામાં ઊષદત્તનો કોઈ શત્રુ આવી તેને નદીમા ડુબાડી દેશે. પછી એ ભવ્ય જીવ હોવાથી જલમાં મૃત્યુ પામી વ્યંતર દેવતા થશે. તે ભવે આનંદ નામના તીર્થંકરની દેશનાથી પ્રતિબોધ પામી અસંખ્ય ભવો કરી રાજા થશે. તે ભવમાં ચારણ મુનિ પાસે વ્રત અંગીકાર કરી મોક્ષે જશે."

કેવળીના મુખથી આ પ્રમાણે મારા મિત્રનું વૃત્તાંત સાંભળી મારા હૃદયમાં વૈરાગ્ય ઉત્પન્ન થઇ આવ્યો. પછી ઈંદ્રદત્ત નામના ગણધર પાસેથી મે દીક્ષા ગ્રહણ કરી છે. મારા આ સંવેગનું નિમિત્ત કારણ આ પ્રમાણે છે. હે રાજા.ગુણસેન, પ્રથમ મેં જે કહ્યું હતું કે 'શાશ્વત સ્થાન છતાં અને જિનભગવંતે કહેલ ઉપાય છતાં તેમાં કોણ યત્ન ન કરે' એ વાત સાંભળો. જેમાં જન્મ, રોગ, જરા, મૃત્યુ નથી, તેમજ જ્યાંથી ફરીવાર આવવું પડતું નથી, એવું જે સ્થાન તે શાશ્વત કહેવાય છે. તેવા શાશ્વત સ્થાનને મેળવવાનો ઉપાય જિનોપજ્ઞ ધર્મ છે. તે સાધુ ધર્મ અને ગૃહસ્થ ધર્મ એવા બે પ્રકારે છે. તેમા સાધુ ધર્મ દયા, સત્ય, આસ્તેય, બ્રહ્મચર્ય,

ત્યાગ, તપ, ક્ષમા, મૃદુતા, સરલતા અને શૌચ એવા દશ પ્રકારે થાય છે. એ સાધુધર્મના દશ પ્રકાર તે અંધકારની શ્રેણીને હરનારા દશ ઘોડા રૂપ છે. તેઓ સ્વર્ગના અશ્વનો પણ તિરસ્કાર કરનારા છે. બીજો શ્રાવક ધર્મ બાર પ્રકારે છે. તે સર્વ પ્રકાશક ધર્મથી ક્ષીણ થઇ ગયેલો પણ સાધુ ધર્મથી વારંવાર પુષ્ટ થાય છે. પાંચ અણુવ્રત ત્રણ ગુણરૂપ વ્રત અને ચાર શિક્ષાવ્રત એમ બાર પ્રકારે ગૃહસ્થ ધર્મ છે. હિંસા, મૃષાવાદ, અદત્તાદાન, અબ્રહ્મ અને પરિગ્રહ એ પાંચ મોટાની અપેક્ષાએ નિષિદ્ધ અણુવ્રત છે. દિશિ પરિમાણ, ભોગોપભોગ પરિમાણ અને અનર્થ દંડ વિરમણ એ ત્રણ ગુણવ્રતો છે સામાયિક, દેશાવકાશિક, પોષધ અને અતિથિસંવિભાગ-એ ચાર શિક્ષા વ્રત છે. ચંદ્ર અને સૂર્ય જેવા આ બન્ને ધર્મનું સ્થાન સમ્યગ્ દર્શન છે. જેની અંદર એ સર્વ રહેલું છે. જિન ભગવંતે કહેલ જીવાદિ તત્ત્વોની અંદર સ્વભાવથી કે સુગુરૂના ઉપદેશથી જે રૂચિ થાય અને અરિહંત દેવ, સાધુ, ગુરૂ અને સર્વજ્ઞભાષિત ધર્મને વિષે જે નિશ્ચલ બુદ્ધિ થવી, તે સમ્યગ્ દર્શન કહેવાય છે. એ સમ્યગ્ દર્શનથી જનિત એવા સમ્યકત્ત્વના મહિમાને આ પૃથ્વી ઉપર કોણ સ્તવી શકે તેમ છે ? એ સમ્યકત્ત્વ વિના જ્ઞાન અલ્પ ફળવાળું છે, અને ચારિત્ર અતિ દુષ્કર છે. દુર્ભેદ ગ્રંથિને ભેદવાથી સમ્યગ્ દર્શન પ્રાપ્ત થાય છે. અને તે પછી શુદ્ધ શ્રાવકપણું સંપાદિત થાય છે. ઉપર કહેલા બાર વ્રતોને અતિચાર વિના સ્થિર હૃદયથી પાળે તે ખરેખરો શ્રાવક કહેવાય છે. શ્રાવકપણું સંપાદિત થયા પછી જીવ અસંખ્ય

સાગરોપમે પ્રથમ કહેલ અહિંસાદિક યતિધર્મને પ્રાપ્ત થાય છે. જો લઘુકર્મી જીવ હોય તો તે સમ્યકત્વ, શ્રાવકપણું અને નિર્મળ યતિપણું પ્રાપ્ત કરી પછી ક્ષાપક શ્રેણિપર આરૂઢ થઇ તથા કેવલજ્ઞાન સંપાદિત કરી શાશ્વત–પદને પામે છે. ”

વિજયસેનસૂરિના મુખથી આ ઉપદેશ સાંભળી રાજા ગુણસેન આર્દ્ર થઇ ગયો. તેના હૃદયમાં આર્હત ધર્મનો પ્રકાશ પડી ગયો હતો. તેણે અંજલિ જોડી સૂરિવરને કહ્યું, “ ભગવાન, તમારા વચન રૂપ અમૃતનું કર્ણમાં પાન કરી હું ધન્ય થયો છું, તમારૂં નિર્નિમેષ અવલોકન કરવાથી મારામા સૌમનસ્ય પ્રાપ્ત થયું છે. તેથી હવે મને સમ્યકત્વ આપો અને તે શ્રાવકના બાર વ્રત અંગીકાર કરાવો. ” ગુણસેનની આવી પ્રાર્થના સાંભળી સૂરિવરે તેને શ્રાવક ધર્મના બાર વ્રત અંગીકાર કરાવ્યા અને તેણે વિધિથી આનંદ પૂર્વક અંગીકાર કર્યા હતા. તે પછી સપરિવાર ગુરૂને વંદના કરી રાજા ગુણસેન નગરમાં આવ્યો અને તેણે ભોજન કર્યું. રાજા ગુણસેન તે સૂરિના ઉપદેશને બંને કાલ ચિંતવતો હતો. એવી રીતે નિત્ય ચિંતવન કરવાથી ત્રીશ દિવસે તેનામાં શ્રાવકપણું નિશ્ચલ થયું હતું. માસકલ્પ પુર્ણ થયા પછી સ્વાચારને જાણનારા સૂરિવરે ત્યાંથી વિહાર કર્યો હતો.

રાજા ગુણસેન હવે શુદ્ધ શ્રાવક બન્યો હતો. અર્હિ શ્રાવક ધર્મના પ્રભાવથી તેની મનોવૃત્તિ નિર્મલ થઇ હતી પ્રતિદિન જિન પૂજા, ગુરૂ ભક્તિ અને સાધર્મિવાત્સલ્ય આચરતો હતો. તેના ન્યાયી રાજ્યમાં અમારી ઘોષણા ચાલતી

હતી. સર્વ જૈન પ્રજા પોતાના ધર્મ પ્રમાણે વર્ત્તતી અને રાજ્યના ઉત્તમ આશ્રયથી સ્વધર્માચરણને સારી રીતે કરતી હતી. પર્વના પવિત્ર દિવસોમાં આર્હત ધર્મના મહોત્સવો, રાજ્યસમૃદ્ધિથી સુશોભિત થઇ ઉજવાતા હતા અને દશે દિશામા આર્હત ધર્મનો જયનાદ થઇ રહ્યો હતો.

પવિત્ર ગુણસેન રાજાએ પોતાના સાધર્મિ બંધુઓના ઉદ્ધારને માટે અનેક સંસ્થાઓ ઉભી કરી હતી. જ્ઞાનશાળા, સતીશાળા, પાઠશાળા અને આરાધનને માટે ધર્મશાળાઓ સ્થાપી તેણે આર્હત ધર્મનો મહાન ઉદ્યોત કર્યો હતો. સ્વધર્મમા વર્ત્તનારી અને સત્કર્મ ઉપર સ્નેહ રાખનારી જૈન પ્રજા મહારાજા ગુણસેનને બહુ માન આપતી અને ત્રિકરણ શુદ્ધિથી રાજ્યભક્તિ ધારણ કરતી હતી

## પ્રકરણ ૮ મું.

### સંવેગ રંગ.

રાજમાર્ગમા ચાર પુરૂષો એક શબને ઉપાડી જાતા હતા, તેની પાછળ કેટલાએક લોકો રૂદન કરતા જતા હતા હાહાકાર અને વોય શબ્દથી સર્વ પ્રદેશ ગાજી રહ્યો હતો. એ દિલગિરીના દેખાવથી રાજમાર્ગ શૂન્ય જેવો દેખાતો હતો. જાણે કરૂણારસ મૂર્તિમાન્ હોય, તેમ સર્વ સ્થળે વાતાવરણ શોકમય બની ગયુ હતુ. આસપાસ ચાલતા લોકો પણ તે દેખાવ જોઇ

નેત્રમાં અશ્રુ લાવતા હતા, દિગ્યાત્રા કરવાને નિત્ય ઉજમાલ થયેલા યમરાજની જીવલોક ઉપર ચઢાઈ કરવાનું જાણે ભંભા-વાદ્ય વાગતું હોય, નિરપરાધી પ્રાણીને ભય આપનાર ભય નામના રાક્ષસને અટહાસ થતો હોય તેવાં હાહાકારના શબ્દ સાથે મિશ્રિત થયેલું એક ડામર વાજું તે શબની આગળ વાગતું હતું.

આ વખતે રાજા ગુણુસેન પોતાના રાજમહેલના અગ્ર-ભાગે ઉભો હતો, તેની દૃષ્ટિ તે કરૂણાજનક દેખાવ ઉપર પડી.

બધુઓના પોકાર સાથે ચાલતું શબ વાહન જોઈ રાજા ગુણુસેનના હૃદયમાં પરમ સંવેગ પ્રગટ થઈ આવ્યો. તેની નિર્મળ બુદ્ધિમાં વિરક્ત ભાવનાના વિચારો ઉદ્ભવવા લાગ્યા. " અહા ! આ સંસારમા જીવલોક ઈંદ્રજાળના જેવો છે. જેના જન્મ વખતે આનંદ ઉત્સવ કરવામાં આવે છે, એવો પણુ પ્રાણી પરિણામે આ સ્થિતિને પામે છે. આ ઈંદ્રજાળની અદ્ભુત રચના અજ્ઞાની માણસો જાણી શકતા નથી. મોહને વશ થયેલા આ જીવો શબની પાછળ નિષ્ફળ પોકાર કરતા જાય છે, પણ તેઓ વિચારતા નથી કે " આ પ્રમાણે આપણી પાછળ પણ બીજા-ઓને પોકાર કરવાના છે, " આવા પરિણામે વિરસ એવા સંસારમાં તે જીવોને ધન્ય છે, કે જેઓએ ત્રણ લોકના બંધુરૂપ એવા જિનાગમને પ્રાપ્ત કરી અનગાર ધર્મ ગ્રહણ કર્યો છે. પંચ મહાવ્રતને ધારણ કરી નિર્દોષ પિંડનો આહાર કરતા, નિત્યે આઠ શાસનમાતાઓને ચિંતવતા, ચાર અભિગ્રહ સહિત ત્રિગુ-ણુતપને આચરતા, સમતાને સેવન કરતા, અઢાર હજાર શીલાં-

ગને ધારણ કરતા અને પ્રશમ રસથી પૂર્ણ થઇ પૃથ્વીપર વિહાર કરતા એવા જૈન મુનિઓનું જીવનજ ખરેખર સાર્થક છે. ધર્મ-કથારૂપ કિરણોથી ભવ્યજનરૂપ કમલોને વિકાસિત કરી શ્રી જિનોક્ત માર્ગવડે પાદપોપગમ અનશનાદિ લઇ સંલેખના પૂર્વક તેઓ પોતાના દેહનો ત્યાગ કરે છે, એ મહાત્માઓના પવિત્ર માર્ગને મારે પણ અનુસરવું જોઇએ. સંસાર સાગરને તારનારા અને મોહની મહાસેનાને વિદારનારા ગુરૂશ્રી વિજય-સેનસૂરિની પાસે પંચમહાવ્રત અંગીકાર કરી હું પણ તેમની જેમ ભાવના ભાવી મારા આત્માનો ત્યાગ કરૂં."

આવું ચિંતવી મહારાજા ગુણસેને પોતાના સુબુદ્ધિ વગેરે મંત્રીઓને બોલાવ્યા અને તેઓની આગળ પોતાનો અભિપ્રાય જણાવ્યો. પોતાના તે ધર્મી રાજાના સંગથી જેમણે જૈન શાસ્ત્રનો સાર જાણેલો છે, એવા તે મહા બુદ્ધિ મંત્રીઓએ વ્રતાર્થી રાજાને આદરપૂર્વક અનુમતિ આપી પછી રાજાએ નગરના ચૈત્યોમાં અઠ્ઠાઇ ઉત્સવ કરાવી તે પ્રસંગે દીન અને દુઃખી જનોને આદરથી મહાદાન આપ્યાં; તથા પોતાના સ્નેહીઓ, વફાદાર સેવકો તથા નગરજનોનો બહુ સત્કાર કર્યો. પછી ચંદ્રસેન નામના પોતાના જ્યેષ્ઠ પુત્રને રાજ્ય ઉપર બેસાડી પોતે વ્રત લેવાની ઇચ્છાથી મેહેલ છોડી એકાકી નીકળી પડ્યો હતો. માર્ગમાં જતા રાત્રી પડી એટલે તેણે વીચાર્યું કે " આજે આ સ્થળે પ્રતિમા ધારણ કરી રહું. પછી સવારે ગુરૂની પાસે જઇ દીક્ષા ગ્રહણ કરીશ " આવું ચિંતવી મહારાજા ગુણસેન તે સ્થળે એકાંત પ્રતિમા ધરી રાત્રે રહ્યો હતો.

આ તરફ પેલો અગ્નિશર્મા તાપસ નિયાણું બાંધી અનશન કરી મૃત્યુ પામ્યો હતો. તપસ્યાના પ્રભાવથી તે વિદ્યુત્કુમાર દેવતાઓમાં દોઢ પલ્યોપમની સ્થિતિએ દેવતા થયો હતો. વિભંગ જ્ઞાનના યોગથી તેના જાણવામાં આવ્યું કે, મારો પૂર્વ શત્રુ ગુણસેન ચારિત્ર લેવા તૈયાર થયો છે અને તે હાલ રાત્રે પ્રતિમા ધરી રહ્યો છે. આથી તે કોપ કરી જ્યાં ગુણસેન પ્રતિમા ધરી રહ્યો હતો, ત્યા આવી ઉભો રહ્યો. નિર્દોષ ગુણસેનને જોતાજ તેના હૃદયમાં ક્રોધાનળ પ્રજવલિત થઇ આવ્યો. તત્કાલ તેણે તેની ઉપર તપેલી રજની વૃષ્ટિ કરી. ઉજ્વલ ધ્યાનમા હૃદયને સ્થિર કરી રહેલો તે સાત્વિક રાજા તે અસહ્ય તપેલ રજથી દહન થવા લાગ્યો. આ વખતે તેણે હૃદયમાં વિચાર્યું કે, " શરીર તથા મનના દુઃખોથી ચારે તરફ પૂરાયેલા આ સંસારમાં દુઃખ સુલભ છે અને ધર્મની પ્રાપ્તિ દુર્લભ છે. આ ઉપરથી હું મારા આત્માને ધન્ય માનું છું, કે જે આત્માએ આ અપાર સંસારરૂપ મહાસાગરમાં કોટી ભવથી દુર્લભ એવો ધર્મરૂપ ચિંતામણિ પ્રાપ્ત કર્યો છે. એ ચિંતામણિના પ્રભાવથી કદી પણ દુર્ગતિ થતિ નથી. આ અનાદિ ભવમા ભ્રમણ કરતાં આ મારો ભવ સફલ થઇ ગયો. માત્ર મારા હૃદયમાં એકજ વાત મને સાલે છે કે જે મેં મશ્કરીરૂપે અગ્નિશર્મા બ્રાહ્મણની વિટંબના કરી અને તેના ક્રોધને વધાર્યો. આ વાત મારા મર્મસ્થાનનો સ્પર્શ કરે છે. હવે આ વખતે હું સર્વ પ્રાણી માત્રની સાથે મૈત્રી કરૂં છું. તેમાં પૂર્વે પરાભવ કરેલા અગ્નિશર્મા ઉપર વિશેષ મૈત્રી કરૂં છું. જગતના સર્વ

ગુણસેન રાજા અને અગ્નિ શર્મા તાપસ



તત્કાળ તેણે તેની ઉપર તપેલી રજની વૃષ્ટિ કરી

(પાના ૫૦)

આ તરફ પેલો અગ્નિશર્મા તાપસ નિયાણું બાંધી અનશન કરી મૃત્યુ પામ્યો હતો. તપસ્યાના પ્રભાવથી તે વિદ્યુત્કુમાર દેવતાઓમાં દોઢ પલ્યોપમની સ્થિતિએ દેવતા થયો હતો. વિભંગ જ્ઞાનના યોગથી તેના જાણવામાં આવ્યું કે, મારો પૂર્વ શત્રુ ગુણસેન ચારિત્ર લેવા તૈયાર થયો છે અને તે હાલ રાત્રે પ્રતિમા ધરી રહ્યો છે. આથી તે કોપ કરી જ્યાં ગુણસેન પ્રતિમા ધરી રહ્યો હતો, ત્યાં આવી ઉભો રહ્યો. નિર્દોષ ગુણસેનને જોતાજ તેના હૃદયમાં ક્રોધાનળ પ્રજ્વલિત થઇ આવ્યો. તત્કાલ તેણે તેની ઉપર તપેલી રજની વૃષ્ટિ કરી. ઉજ્વલ ધ્યાનમા હૃદયને સ્થિર કરી રહેલો તે સાત્વિક રાજા તે અસહ્ય તપેલ રજથી દહન થવા લાગ્યો. આ વખતે તેણે હૃદયમાં વિચાર્યું કે, " શરીર તથા મનના દુઃખોથી ચારે તરફ પૂરાયેલા આ સંસારમા દુઃખ સુલભ છે અને ધર્મની પ્રાપ્તિ દુર્લભ છે. આ ઉપરથી હું મારા આત્માને ધન્ય માનું છું, કે જે આત્માએ આ અપાર સંસારરૂપ મહાસાગરમાં કોટી ભવથી દુર્લભ એવો ધર્મરૂપ ચિંતામણિ પ્રાપ્ત કર્યો છે એ ચિંતામણિના પ્રભાવથી કદી પણ દુર્ગતિ થતિ નથી. આ અનાદિ ભવમા ભ્રમણ કરતાં આ મારો ભવ સફલ થઇ ગયો. માત્ર મારા હૃદયમાં એકજ વાત મને સાલે છે કે જે મેં મશ્કરીરૂપે અગ્નિશર્મા બ્રાહ્મણની વિટંબના કરી અને તેના ક્રોધને વધાર્યો. આ વાત મારા મર્મસ્થાનનો સ્પર્શ કરે છે. હવે આ વખતે હું સર્વ પ્રાણી માત્રની સાથે મૈત્રી કરૂં છું. તેમાં પૂર્વે પરાભવ કરેલા અગ્નિશર્મા ઉપર વિશેષ મૈત્રી કરૂં છું. જગતના સર્વ



તત્કાળ તેણે તેની ઉપર તપેલી રજની દૃષ્ટિ કરી. (પાના ૫૦)

છવો મારી ઉપર ક્ષમા કરો, હું સર્વને ખમાવું છું. " આ પ્રમાણે ચિંતવતો ગુણુસેન તે તપેલ રજથી દગ્ધ થઇ ગયો. તેનો આત્મા શુભભાવના સહિત ઉપશમ પામી ગયો. પાપી અગ્નિશર્માએ એ સત્વગુણી છવને મારી નાંખ્યો. મૃત્યુ પામ્યા પછી ગુણુસેનનો છવ શુભાધ્યવસાયના પ્રભાવથી સૌધર્મ દેવ લોકના વિમાનમાં ચંદ્રાનન નામે એક સાગરોપમની આયુષ્યવાળો દેવતા થયો, તેને અતુલ્ય દિવ્ય દેહની પ્રાપ્તિ થઇ.

વાંચનાર, આ ચાલતા પ્રસંગના નાયક ગુણુસેન અને અગ્નિશર્માના આ પ્રથમ ભવની આ સ્થળે સમાપ્તિ થાય છે. તે બનેના છવનમાંથી તમોને યોગ્ય લાગે તે બોધ ગ્રહણ કરી તમે તમારા છવનમાં ઉતારજો. આ પ્રસ્તુત પ્રસંગે અજ્ઞાન અને જ્ઞાનનો ભેદ કેવો છે ? તે તમારા જાણવામાં આવશે. જ્ઞાનના પ્રભાવથી રાજા અગ્નિસેન સૌધર્મ દેવલોકનો દેવતા થયો અને અજ્ઞાનના યોગથી તાપસ અગ્નિશર્મા વિદ્યુત્કુમાર થઇ પ્રગટ થયો. મહાકષ્ટથી સાધેલું અગ્નિશર્માનું તપ તેના નઠારા નીયાણાથી વ્યર્થ થઇ ગયું. આખરે ધમેલું સુવર્ણ ધુળરૂપ થઇ ગયું. કોઇપણ સત્કર્મ કુવિચાર અથવા કપટથી ભરપૂર હોય તો તે ઉત્તમ ફળ આપતું નથી, એ વાત આ દૃષ્ટાંત ઉપરથી સિદ્ધ થાય છે. આ ઉપરથી બોધ લેવાનો છે કે, દરેક સત્કર્મ શુદ્ધ ભાવથી આચરવું જોઇએ. દંભથી કરેલા સારા કામો પરિણામે કેવલ શ્રમજ આપે છે. તેમાંથી કાંઇપણ ઉત્તમ ફળ મળતું નથી. ગુણુસેને અગ્નિશર્માના જેવું ભારે તપ

કર્યું ન હતું, પણ તેના હૃદયમાં શુભ પરિણતિ જાગૃત હતી તે પ્રથમથીજ શુદ્ધ ભાવ ધારણ કરતો હતો. અગ્નિશર્મા તરફ તેની પૂજ્ય બુદ્ધિ શુદ્ધ ભાવથી હતી અગ્નિશર્માના પારણામાં તેનું જે પ્રવર્ત્તન થયું હતું, તે ભાવ પૂર્વક ન હતું. પ્રમાદ અથવા મનોબલના અભાવથી તે પ્રવર્ત્તન થયું હતું.

પ્રમાદ થવો એ હૃદયનો દોષ છે. પણ જો શુભ પરિણામ કે શુદ્ધ ભાવ હોય તો તે દોષ ટકી શકતો નથી, પરિણામ અને ભાવની નિર્મલતા આગળ એવા દોષો ટકી શકતા નથી. આત્મા શુભ પરિણામ અને ભાવની નિર્મલતાના પ્રભાવથી ક્ષણવારમાં શુદ્ધ થાય છે. તેથી દરેક ભવિ જીવે એ મહાગુણો સંપાદન કરવાને પ્રયત્ન કરવો જોઇએ



## દ્વિતીય ખંડ.




### પ્રકરણ ૧ લું.

### પ્રેમનો પ્રયોગ.

વસંત ઋતુ પ્રવર્તી હતી કેશુડાના પુષ્પોથી દિગ મંડલ દીપી રહ્યું હતું. આમ્ર વૃક્ષોની મંજરીનો મધુર સ્વાદ લેવાને કોકિલાઓ આતુર બની હતી વિરહાગ્નિથી બલતા મુસાફરોની શ્રેણીના જાણે ધુમાડા હોય તેવા ભમરાઓ ચારે તરફ ભમી રહ્યા હતા વિવિધ વૃક્ષો નવપલ્લવોનો પોશાક ધારણ કરી રહ્યા હતા પુષ્પવતીલતાઓને પવન નૃત્ય કરાવી રહ્યો હતો આ વખતે એક સુંદર બાળા સખીઓનો પરિવાર લઇ ઉદ્યાનમા ફરવા નીકળી હતી તેની આકૃતિ મનોહર હતી મુખની શોભા પૂર્ણચંદ્રને અનુસરતી હતી. નેત્રો હરિણના નેત્રોને હરાવતા હતા. ઊરૂ કદલી સ્તંભને અનુસરતા હતા ઋતુની લક્ષ્મીઓની સાથે જાણે સાક્ષાત્ ઉદ્યાનલક્ષ્મી હોય તેમ તે દેખાતી હતી

આ વખતે એક યુવાન રાજકુમાર તેજ ઉદ્યાનમા ફરવા આવ્યો હતો. વસંતની શોભાને અવલોકન કરતો રાજકુમાર હૃદયમા આનંદનો અનુભવ લેતો હતો. રાજકુમાર જાણે મૂર્ત્તિ-

માન મદન હોય તેવો દેખાતો હતો. તેનામાં યૌવનવય અને સૌંદર્ય પૂર્ણ રીતે વિકાશ પામ્યા હતા. ફરતો ફરતો તે રમણીય રાજકુમાર જ્યાં પેલી સુંદર બાળા સખીઓ સાથે ફરતી હતી, ત્યાં આવી ચડયો. તેની દૃષ્ટિ એ મનોહર બાળાની ઉપર પડી, તેની સાથે કામદેવના કોમળ બાણો પણ તેની ઉપર પડવા લાગ્યા. સુંદરીના લલિત લાવણ્યે તેના હૃદયને આકર્ષી લીધું, તે નીર્નિમેષ દૃષ્ટિથી તેણીને અવલોકવા લાગ્યો. ક્ષણવારે તે બાળાએ પણ એ કુમારને જોયો. તેને જોતાંજ તેણીનું હૃદય મોહિત થઈ ગયું. પરસ્પર દૃષ્ટિનો મેલાપ થયો, અને મહાન રાગદશા પ્રગટ થઈ આવી. તે સાથે પરસ્પર હૃદયની આશાનો પણ બંધ થઇ ગયો.

વાંચનાર, આ સુંદર બાળા કોણ છે ? અને તેનીપર પ્રેમનો બંધ કરનાર રાજકુમાર કોણ છે ? એવી જીજ્ઞાસા તમારા હૃદયમા ઉત્પન્ન થઈ હશે. એ જિજ્ઞાસા તૃપ્ત કરવાને તેનું સ્પષ્ટીકરણ કરવાની આવશ્યકતા છે.

જંબુદ્વીપના અપરવિદેહ ક્ષેત્રમાં જયપુર નામે નગર છે. તે નગરમાં પુરૂષદત્ત નામે રાજા છે, રાજા પુરૂષદત્ત ઘણો ન્યાયી અને પરાક્રમી છે. તેનો પ્રજાવર્ગ બીજાના છિદ્રો જોવામાં અંધ હતો. પરસ્ત્રીઓમાં નપુંસક હતો અને નિંદા કરવામાં મુંગો હતો. તેને ગુણગણથી અલંકૃત શ્રી કાંતા નામે રાણી છે. તે પોતાના રૂપથી ખરેખર શ્રી કાંતા છે. રાજા પુરૂષદત્તને તે શ્રી કાંતા રાણીના ઉદરથી એક કુમાર થયેલો છે. જ્યારે તે કુમાર ગર્ભમાં હતો તે વખત રાણી શ્રીકાંતાને એવું સ્વપ્ન

આવેલું કે જાણે " કોઇ સિંહનું બચ્ચું તેણીના વદન કમળ માં થઈ પેટમાં પેશી ગયું. " આ સ્વપ્નથી જાગ્રત થઇ રાણીએ તે વાત રાજાને જણાવી, તે ઉપરથી પોતાને સિંહના જેવો પરાક્રમી પુત્ર થશે એમ માની રાજા ખુશી થયો હતો. ત્યારથી સગર્ભા થયેલી શ્રીકાંતાને ત્રીજે માસે જિનપૂજા, સત્પાત્રદાન અને દીન તથા અનાથ જનોનો ઉદ્ધાર કરવાનો અને સર્વને અભય આપવાનો દોહદ થયો હતો. તેથી રાજા પુરૂષદત્તને વધારે હર્ષ થયો હતો અને તેણે ઉમંગથી રાણીનો તે દોહદ પૂરો કરાવ્યો હતો. પુર્ણ માસ થયા પછી શ્રીકાંતાએ શુભ દિવસે એક પુત્રને જન્મ આપ્યો હતો. રાજાએ હૃદયમા આનંદ પામી તે પુત્રનો જન્મોત્સવ કર્યો અને સ્વપ્નને અનુસારે તે કુમારનું સિહ એવું નામ પાડયું હતું. શુકલ પક્ષના ચંદ્રની જેમ પ્રતિદિન વૃદ્ધિ પામતો સિંહકુમાર મોટો થયો અને અનુક્રમે યૌવન વયને પ્રાપ્ત થયો હતો. એ સિંહકુમાર આજે ઉદ્યાનમાં વસંત ઋતુની ક્રીડા કરવાને આવેલો છે અને ત્યાં તે સુંદર બાલા ઉપર મોહિત થયેલો હતો.

આ સુંદર બાલાનું નામ **કુસુમાવળી** છે તે લક્ષ્મીકાંત નામના તે સિંહકુમારના મામાની પુત્રી થાય છે. તે આજે પોતાની સખીઓ સાથે ઉદ્યાનમા ક્રીડા કરવાને આવી છે. પૂર્વના યોગ્યથી તે બંનેનું પરસ્પર પ્રેમબંધન થઇ આવ્યું છે. મનોહર યુવાવસ્થાને પ્રાપ્ત થયેલો સિંહકુમારને જોઈ કુસમા વળી શરમાઇ ગઇ. તેણી તે સ્થળેથી ખસવાને તૈયાર થઇ એટલે તેની પ્રિયંકરા નામની દાસી બોલી—" કુસમાવલીબા, શા માટે

નાસો છો ? એ રાજકુમાર તમારી ફુઈ શ્રીકાંતાના પુત્ર સિંહ-કુમાર છે. જો તમે એમને માન નહિં આપો તો, તેઓ તમને અવિવેકી ગણશે. માટે ઉભા રહી તેમને આદરથી યોગ્ય માન આપો." "સખી, એ બાબતમાં તું પોતે કુશલ છે. માટે જે યોગ્ય લાગે તે કર" દાસીએ હાસ્યપુર્વક કહ્યું "બા, એ તમારે જાતે કરવુ જોઈએ. આ મનોહર રાજકુમારને કુશલ પુછી આસન આપો, વસંતના પુષ્પોથી વધાવો અને તમારે હાથે તાંબુલ આપો." કુસમાવળી બોલી–"સખી, મારાથી કાંઇ પણ બની શકે તેમ નથી. મારૂં શરીર રોમાંચિત થઇ ગયું છે. અંગમાં ચારે તરફ પસીનો વરુયો છે અને મારા બે હાથ ધ્રુજે છે. માટે એ કામ તું પોતેજ કર." રાજબાલાના આ વચન સાંભળી પ્રિયંકરા રાજકુમારની પાસે આવી આસન બતાવી તેણીએ કહ્યું કે, "રાજકુમાર, રતિ રહિત કામદેવ રૂપ એવા આપને સ્વાગત છે. મેહેરબાની કરી આ આસન ઊપર બેસો." દાસીના આ વચન સાંભળી રાજકુમારે હસીને કહ્યું, "દાસી, હું પહેલા રતિ રહિત હતો, અત્યારે નથી." આ પ્રમાણે કહી તે યોગ્ય આસન ઉપર બેઠો. પછી પ્રિયંકરાએ એક સુવર્ણના પાત્રમાં તાંબૂલ લઇ વસંત રૂતુના પુષ્પોની માલા સાથે રાજકુમારને અર્પણ કર્યું રાજકુમારે હૃદય ઉપર કુસુમ-માલાની સાથે કુસુમમાળાને ધારણ કરી હતી.

આ વખતે એક સંભરાયણ નામનો કંચુકી આવ્યો. તેણે આવી જોયું, ત્યાં તે કુમારી સિંહ કુમારને પ્રેમથી અવલોકન કરતી જોવામાં આવી. તે દેખાવ જોતાંજ કંચુકીએ વિચાર્યું કે,

" જો વિધિ આ બંનેનો યોગ કરે તો કામદેવ અને રતિના જેવો મેલાપ થાય." આવું ચિંતવી તેણે સમીપ આવી કુમારને પ્રણામ કરી કુસુમાવળીને કહ્યું, " દેવીએ આજ્ઞા કરી છે કે, ચિરકાલ ક્રીડા કરવાથી તમારા શરીરને શ્રમ પડ્યો હશે, માટે સત્વર આવો, હું તમારા વિરહને સહન કરી શક્તી નથી." કંચુકીના આ વચન સાંભળી, 'જેવી માતાની આજ્ઞા' એમ કહી કુસુમાવળી કુમાર તરફ સપ્રેમ દૃષ્ટિથી જોતી ઉદ્યાનમાંથી નીકળી ગઇ. માતાની પાસે આવી તેમને પ્રણામ કરી કુસુમાવળી પોતાના મહેલનાં અગ્ર ભાગે ચડી અને ત્યાં રહેલા એક પલંગપર હૃદયમાં કુમારને ધારણ કરતી તેનુંજ ચિંતવન કરવા લાગી. તેણી ત્યાંથી પોતાના સર્વ પરિવારને વિસર્જન કરી જાણે એકાંત વાર્તા કરવાને ઇચ્છતી હોય, તેમ દેખાવા લાગી. કામદેવની પીડાથી લાંબા નિઃશ્વાસ મુકતી તે બાલા હૃદયમાં તે કુમારનેજ જોતી હતી. તે તેના પ્રેમરૂપ ધરામાં મગ્ન રહેતી, તેથી વાપિકામાં ન્હાતી નહિ તેના અનુરાગમાં યુક્ત હતી તેથી શરીર ઉપર અંગરાગ ધારણ કરતી નહિ. તે સોગઠા બાજી અને કંદુકની ક્રીડા કરતી નહિ. પ્રીતીને કરનારા મેના પોપટને પઢાવતી નહીં, તે તાંબુલને ઉચ્છિષ્ટ માનતી, દેહના આભુષણને દૂષણ જાણતી અને ચંદનને મળ જાણતી હતી.

કુસુમાવળીની આવી સ્થિતિ તેની ધાત્રીઓ જોઇને અનેક ચિંતામાં પડી હતી સર્વના હૃદયમાં જુદી જુદી જાતની શંકાઓ થવા લાગી. કુસુમાવળીને મદનરેખા નામે એક સખી હતી. તે તેણીનું જાણે બીજું મન હોય તેવી વિશ્વાસપાત્ર બની હતી.

રાજકુમારીની પાસે મૂક્યાં. સખીના હૃદયનો ભાવ જાણી એ ચતુરાકુમારીએ હંસને મળવાને ઊત્સુક થયેલી એક હંસલીનું ચિત્ર કાઢી મદન રેખાની પાસે મૂક્યું. ચિત્રનો બરાબર દેખાવ જોઇ મદનરેખાને ખુશી થઇ અને તેણીએ તે આશયને સ્પષ્ટ કરવા તેની નીચે આ પ્રમાણે શ્લોક લખ્યો—

" बिसग्रासेऽप्यनाशंसा, सोत्कंठाप्रियदर्शने ।
पद्मखंडमपश्यंती, बाढं ताम्यति हंसिका " ॥१॥

" પોતાના પ્રિય હંસના દર્શન કરવામાં ઊત્કંઠાવાળી હંસલી કમળના ખંડને જોતી નથી તેથી કમળ તંતુના એક ગ્રાસની પણ આશા નહિ રાખતી અત્યંત તરફડે છે."

પછી મદનરેખા આ ચિત્રપટ અને બીજી ભેટ લઇ સિંહકુમારની પાસે આવી. આ રાજકુમારીની સખી છે, એવું ધારી કુમારે તેણીને માન આપ્યું. દાસી નમન કરી આદરથી બોલી " રાજપુત્ર, કુસુમાવળીએ તમારે યોગ્ય આ ભેટ મોકલાવી છે. અને તેની સાથે આ ચિત્ર આપ્યું છે. રાજકુમારે તે ભેટમાંથી તાંબુલ ગ્રહણ કરી મુખમાં નાખ્યું. પ્રિયંગુલતાની મંજરી કાન ઉપર રાખી અને હંસલીના ચિત્રનું અવલોકન કર્યું. ચિત્રમા દર્શાવેલી હૃદયવેધક હંસલીને જોઇ રાજકુમાર પોતાનું મસ્તક ધુણાવવા લાગ્યો. ચિત્રની અદ્‌ભુત કુશળતાએ તેના હૃદયને અતિ આનંદ આપ્યો. તેણે મદનરેખાને પુછયું, " દાસી આ હસ્ત લાઘવ કોનું છે ? અને આ ચિત્રની અવસ્થાને દર્શાવનારો રસિક શ્લોક કોણે લખ્યો છે ? " મદનરેખાએ

વિનયથી કહ્યું " રાજકુમાર, આ રાજકુમારી કુસુમાવળીએ ચિતરેલું છે. અને તેની નીચે ભાવદર્શક શ્લોક મેં લખ્યો છે." તે સાંભળી પ્રેમના રંગમાં ઉભરાઇ ગયેલો રાજકુમાર બોલ્યો. દાસી, આ ચિત્તહારક ચિત્ર જોઇ હૃદયમાં અતિ આનંદ ઉત્પન્ન થાય છે. તે સાથે ભાવદર્શક શ્લોકનું લાલિત્ય તે ચિત્રના આશયને યથાર્થ રીતે સ્પષ્ટ કરે છે. આટલું કહી રાજકુમારે એક નાગરવેલનું પત્ર લીધું અને તેને કોતરી એક હંસ બનાવ્યો. તે હંસને તે ચિત્રપટમાં મુકી તેની નીચે આ પ્રમાણે ત્રણ શ્લોક લખ્યા—

" प्राणेषु प्रोषितेषु स्यात्प्रिया यानैव संगमः ।
अनेन हेतुना हंसो न विमुंचति जीवितम् ॥ १ ॥
चित्रानुरागिणी त्वं चाहं च चित्रानुरागवान् ।
प्रिये पुनः पुनर्ज्ञाप्यं तत्त्वया चित्रकौशलम् ॥ २ ॥
इदं तु अकृतं मात्राधिकं चित्रं विचार्यताम् ।
स्वयं हि निपुणासि त्वं निपुणस्ते सखीजनः " ॥ ३ ॥

" જો પ્રાણ ચાલ્યા જાયતો પછી પ્રિયાની સાથે સંગમ ન થાય, એ કારણથી આ હંસ પોતાનું જીવિત છોડતો નથી. હે પ્રિયા, તું ચિત્રની રાગી છે, તેમ હું પણ ચિત્રનો રાગી છું. તારે આ પ્રમાણે વારંવાર ચિત્રની કુશળતા દર્શાવવી. આ ચિત્ર માત્ર અધિક કરીને આપ્યું છે, તેનો વિચાર કરજે. તું પોતે નિપુણ છે અને તારો સખીજન પણ નિપુણ છે. " ૧-૨-૩

મદનરેખા આ શ્લોક અને તેની સાથે એક હારની ભેટ

લઈ કુસુમાવળીની પાસે આવી. તેણીએ કુસમાવળીને તે ભેટ તથા શ્લોક અર્પણ કર્યા. શ્લોક વાંચી કુસુમાવળી હૃદયમાં આનંદિત થઈ ગઈ. અને તત્કાળ તેણીએ નીચે પ્રમાણે બે શ્લોક લખી આપી મદનરેખાને રાજકુમાર પાસે મોકલી. તે શ્લોકમાં નીચે પ્રમાણે ભાવાર્થ હતો—

" પ્રિય, મેં તમને વિચારીનેજ ચિત્ર મોકલાવ્યું હતું. તે ચિત્રની સમસ્યા પણ તમે વિચારીને જ મોકલી છે, એથી તમારો ઉપકાર માનું છું સહૃદય સહૃદયને આકર્ષે છે "

આ શ્લોકનો ભાવાર્થ રાજકુમાર વારંવાર ચિંતવવા લાગ્યો, અને પોતાના હૃદયમાં વિચાર કરવા લાગ્યો કે, "અહા ! શ્લોકની રચના કેવી સુંદર છે ? શબ્દશોભા સાથે અર્થ ગૌરવ કેવું દર્શાવ્યું છે ? આ ઉપરથી ખાત્રી થાય છે કે, કુસુમાવળી જ્ઞાન તથા વિદ્યા-ના સુગંધથી સુંદર છે. આવી સુંદર રમણીને હૃદયમાં સ્થાન આપવાથી ઘણો લાભ થાય છે. " આવું ચિંતવી કુમારે પ્રેમદાન કરવાનું વચન આપી સખીને તેની પાસે મોકલી હતી. સખીએ કુમારે આપેલા પ્રેમદાનની વાર્ત્તા કહી કુસુમાવળીને ખુશી કરી હતી.

આવી રીતે રાજપુત્ર સિંહકુમાર અને કુસુમાવળીનો પ્રેમ-પ્રયોગ થયો હતો. તેઓના હૃદયમાં પરસ્પર પ્રેમની પ્રભા પડી હતી. કુસુમાવળી સિંહકુમારના પ્રેમથી પોતાના જીવનને કૃતાર્થ થયેલું સમજતી હતી. તેમ સિંહકુમાર પણ એ વિદુષી રમણી-ના યોગથી પોતાના રાજજીવનને સાર્થક માનતો હતો. તેમની વચ્ચે પ્રેમનો પ્રયોગ થયા પછી રસિક અને પ્રેમદર્શક સમ-

સ્યાઓ પરસ્પર આવતી હતી. પ્રિય અને પ્રિયા બનેને કાવ્ય-વિનોદ પ્રિય હતો. રસાલંકારથી ભરેલી કવિતાઓ રચી પરસ્પર આત્માને આનંદ આપતાં હતાં.

વાંચનાર આ ઉપરથી તમે જાણી શકશો કે, પૂર્વકાલે ભારતભૂમિ ઉપર વિદ્યાવિનોદ કેવો હતો? યૌવનવયના આરંભ પેહેલા દરેક આર્ય બાલક અને આર્ય બાલિકા નવીન કવિતા રચી શકતા અને સમસ્યા પૂરી શકતા હતાં. જૈન સાહિત્યનું પૂર્ણ જ્ઞાન મેળવ્યા પછીજ તેઓનો વિવાહ થતો હતો. પ્રેમનું શુદ્ધ સ્વરૂપ સમજ્યા પછી વિવાહનો યોગ થવાથી તે સ્ત્રી પુરૂષની વચ્ચે દિવ્ય અને પવિત્ર પ્રેમનો નિર્મળ પ્રવાહ વહેછે. આવા શુદ્ધ પ્રેમી અનેક જૈન દંપતી આ ભારતભૂમિને અલંકૃત કરતા હતા. તેવો સમય પુનઃ પ્રાપ્ત થાય, તેને માટે પરમાત્માની પ્રાર્થના કરજો. અને તન, મન અને ધનથી તે સુધારણા કરવામાં પ્રયત્ન કરજો.

---

## પ્રકરણ ૨ જું.

દેખાતું હતું. એક તરફ દ્રાક્ષામંડપ, એક તરફ કદલીગૃહ અને એક તરફ વાસંતી લતાનો મંડપ એમ જુદા જુદા પ્રદેશોએ તેની રમણીયતાને વિશેષ શોભા આપી હતી.

આ રમણીય ઉદ્યાનના પ્રાસુક પ્રદેશમાં એક જૈન મુનિ ઊતર્યા હતા. તેમની સાથે બીજા ઘણા મુનિઓનો પરિવાર હતો. સર્વ પરિવારના અગ્રેસર મુનિ ઘણા તેજસ્વી હતા. તેમની સુંદર મૂર્ત્તિ મુનિલિંગને ધારણ કરતી, તથાપિ તેમનું સ્વાભાવિક સૌંદર્ય ઝળકી નીકળતું હતું. જાણે મૂર્ત્તિમાન્ મુનિધર્મ હોય, એવા એ મુનિ દેખાતા હતા. તેમના હૃદયમાં દ્વાદશાંગીએ નિવાસ કર્યો હતો.

આ વખતે એક તરૂણ પુરૂષ ઘોડેસ્વાર થઇ ત્યાં આવ્યો હતો. શ્રાંત થઇ ગયેલા અશ્વ ઉપરથી ઊતરી તેણે એક વૃક્ષ નીચે વિશ્રાંતિ લીધી તે પુરૂષના શરીર ઊપર રાજતેજ પ્રકાશી રહ્યું હતું. તેની મુખમુદ્રા ઊપર પસીનાની કણીઓ જામી ગઇ હતી. ક્ષણવાર વિશ્રાંત થયા પછી તેની દૃષ્ટિ પેલા મુનિઓ ઊપર પડી. તરત તે બેઠો થયો. અશ્વને એક વૃક્ષની શાખા સાથે બાંધી અને શસ્ત્ર, ઉપાન વગેરેનો ત્યાગ કરી પોતે જ્યાં મુનિઓનો પરિવાર હતો, ત્યાં આવ્યો મુનિઓના પરિવાર વચ્ચે રહેલા તેજસ્વી મહા મુનિને જોઇ તારાઓના મંડલમાં રહેલા ચંદ્રનું તેને સ્મરણ થઇ આવ્યું. તે વિર પુરૂષ વિનયથી મુનિપતિને અને બીજા મુનિઓને વંદના કરી સન્મુખ બેઠો. અને મુનીશ્વરની શાંત અને તેજસ્વી મૂર્ત્તિ જોઇ હૃદયમાં પ્રસન્ન થનો એ તરૂણ પુરૂષ અનેક પ્રકારના સંકલ્પવિકલ્પો કરવા લાગ્યો.

વાંચનાર, તારા હૃદયમાં આ પ્રસંગની જિજ્ઞાસા ઊત્પન્ન થઈ હશે. માટે તેનું સ્પષ્ટીકરણ ધ્યાન દઈને સાંભળજે. જે મનોહર ઊદ્યાન વર્ણવેલું છે, તે નાગદેવ નામનું ઊદ્યાન છે. તેની અંદર પરિવાર સાથે જે મહામુનિ આવ્યા છે, તે **શ્રી ધર્મઘોષ મુનિ છે.** એ મહામુનિ પરિવાર સાથે તે ઊદ્યાનમાં વિહાર કરતા આવી ચડ્યા છે. તે તેજસ્વી મુનિ દ્વાદશાંગને જાણનારા અને મુનિધર્મ પ્રમાણે વર્ત્તનારા છે. જે ઘોડેસ્વાર તરૂણ પુરૂષ આવેલો છે, તે આપણા પ્રસ્તુત વિષયનો નાયક સિંહકુમાર છે. સિંહકુમાર કુસુમાવળી સાથે વિવાહિત થયેલો છે. કામપાલે પોતાની પુત્રી કુસુમાવળીને મોટી ધામધૂમથી સિંહકુમારની સાથે પરણાવી હતી. એ વિવાહોત્સવમા સિંહકુમારને ઘણી પહેરામણી કરવામાં આવી હતી. સિંહકુમાર કુસુમાવળી જેવી વિદુષી બાળાને પ્રાપ્ત કરી ઘણો સુખી થયો હતો. એ વિદ્વાન્ દંપતિ રાજમહેલમાં રહી સદા વિદ્યાવિનોદજ કરતાં હતાં. ધાર્મિક અને નૈતિક પુસ્તકો વાંચવામાંજ પોતાનો સમય પ્રસાર કરતાં હતા. કુસુમાવળી કાવ્ય વિનોદથી પતિને આનંદ આપતી અને લેતી હતી. પ્રતિદિન નવીન રસિક કવિતાઓ બનાવી અને પરસ્પર વંચાવી તે યુવાન દંપતિ અતિ આનંદિત થતાં હતાં.

આ પ્રમાણે સિંહકુમાર અને કુસુમાવળીનો ગૃહાવાસ ઘણો આનંદથી ચાલતો હતો. મહારાજ પુરૂષોત્તમે પોતાના વિદ્વાન કુમારને યુવરાજપદ આપી રાજ્યકાર્યમાં પ્રવીણ બનાવ્યો હતો. એક વખતે કૌતુકી રાજકુમાર અશ્વક્રીડા કર-

વાને એકલો વનમાં ગયો હતો. વનનાં ઘણાં પ્રદેશમાં અશ્વને ખેલાવી જ્યારે તે શ્રાંત થયો, ત્યારે આ નાગદેવ નામના ઉદ્યાનમાં વિશ્રાંતિ લેવાને આવ્યો હતો. જેવામાં અશ્વ ઉપરથી ઉતરી સિંહકુમાર વૃક્ષ નીચે બેઠો, તેવામાં તેની દૃષ્ટિ મુનિમંડળ ઉપર પડવાથી તે મહામુનિ ધર્મઘોષની પાસે આવી બેઠો હતો. જે વાત વાંચનારના સ્મરણમાં હશે.

સુંદર અને શાંત સ્વરૂપ મહામુનિને જોઈ સિંહકુમારે વિનયથી પૂછયું,—"મહાનુભાવ, આપની મનોહર મૂર્ત્તિ કોઈ ઉત્તમ રાજ વૈભવની અથવા ગૃહ વૈભવની લોકતા થઈ હોય તેમ દેખાય છે. આવા આપના સુખી શરીરે સંસારનો ત્યાગ શા માટે કર્યો છે ? આ સુખી સંસાર ઉપર આપને શા કારણથી નિર્વેદ થયો છે, એ જાણવાની મારી ઈચ્છા છે.

સિંહકુમારનો આ પ્રશ્ન સાંભળી ધર્મઘોષ મુનિ બોલ્યા " રાજકુમાર, આ સંસારમાં એવું શું છે ? કે જેથી નિર્વેદ ન થાય. સંસાર સંબંધી સર્વ નિર્વેદનુંજ કારણ છે. મને તો એક અવધિજ્ઞાનીનું ચરિત્રશ્રવણ વિશેષ કારણ થયું છે. તે સાવધાન થઇને સાંભળ—

હું આ વિજયોની અંદર આવેલા રાજપુર નગરમાં રહેતો હતો. સ્વભાવથીજ મારૂં ચિત્ત સંસાર તરફ ઉદ્વેગ પામેલું રહેતું હતું. એક વખતે જેમને અવધિજ્ઞાન ઉત્પન્ન થયેલું છે, એવા અમરગુપ્ત નામે કોઇ ગણી સાધુઓના ઘણા પરિવાર સાથે ઉદ્યાનમાં આવી સમોસર્યા હતા. એ મહામુનિને આવેલા

જાણી રાજા અરિમર્દન પોરજન સહિત તેમને વંદના કરવા આવ્યો હતો. તેણે આવી મુનિને વંદના કરી એટલે તે પવિત્ર મુનિએ ધર્મની આશીષ આપી હતી. પછી રાજાએ તે અમર-ગુપ્ત ગણીને વિનયથી પૂછયું " મહાનુભાવ, આપને અવધિ-જ્ઞાન શીરીતે ઉત્પન્ન થયું ? તે વિષે આપનું જે ચરિત્ર હોય તે મને સંભળાવો. રાજાનો આ પ્રશ્ન સાંભળી તે મહામુનિ બોલ્યા—મહારાજા જો તમારે મારૂં ચરિત્ર સાંભળવાનું કૌતુક હોય તો સાંભળો. આ વિજયમા ચંપાવાસ નામે એક નગર છે. તેની અંદર પૂર્વે સુખન્ન નામે એક ગૃહપતિ રહેતો હતો. તેને ધનશ્રી નામે એક સ્ત્રી હતી. તેની સોમા નામે હું પુત્રી થયો હતો, તે નગરમાં રૂદ્રદેવ નામે એક સાર્થવાહનો પુત્ર હતો. તે મારી સાથે પરણ્યો હતો. એકવખતે બાલચંદ્રા નામે એક સાધ્વી વિહાર કરતાં કરતાં ચંપાવાસ નગરમાં આવી ચડ્યાં હતાં. તે સાધ્વીજી શુદ્ધ ચારિત્રને ધારણ કરનારાં હતાં. એક વખતે હું મારા સાસરાના ઘરથી પિતાને ઘેર જતી હતી તેવામાં એ બાલચંદ્રા સાધ્વી મારા જોવામાં આવ્યા. મેં વિનયથી અને શુદ્ધ ભાવથી તેમને પ્રણામ કર્યા. સાધ્વીએ પવિત્ર દૃષ્ટિથી મારી સામે જોઇ મને ધર્મલાભ આશીષ આપી. સાધ્વીની શાંત મુદ્રા અને પવિત્ર વૃત્તિ જોઇ મને તેમનો વિશેષ સમાગમ કરવાની ઇચ્છા થઈ આવી, એથી મેં તેમને તેમના ઉપાશ્રયનું સ્થાન પુછયું. પછી પિતાને ઘેર આવી, હું તે સાધ્વીને ઉપાશ્રયે ગઇ અને આદરથી તેમની ઉપાસના કરવા માંડી. એ દયાલુ સાધ્વીએ કર્મ રૂપી વનમાં દાવાનળરૂપ અને નિર્વાણ સુખનો

નહી, હું તારો ઉપકાર માનીશ." આ પ્રમાણે તે વિદ્યાધર તે હરિ લાવેલી ચંદ્રરેખાની સાથે તે કુંજમાં સંતાઇ રહ્યો હતો. અને શુકપક્ષી એક નારંગીના વૃક્ષ ઉપર બેઠો હતો. જે વખતે પેલો વિદ્યાધર આવીને ચાલ્યો ગયો, તે વખતે હું હાથિણીઓની સાથે ત્યાં ક્રીડા કરતો આવતો હતો. મને જોઇ તે શુકપક્ષીએ વિચાર્યું કે, "આ મનોરથ પૂરવાનો બરાબર સમય છે." પછી તે શુકપક્ષી મારી પાસે આવી પોતાની સ્ત્રીને કહેવા લાગ્યો. " હે પ્રિયા, મારા ગુરૂ વસિષ્ટ પાસેથી મેં સાભલ્યું છે કે, આ મહા પર્વતમા સર્વ કામનાને પૂર્ણ કરનાર એક પતન સ્થાન છે. તે સ્થાને આવીને ભ્રગુપાત કરવામા આવે તો તે વખતે જે ધારણા કરે તે પ્રાપ્ત થાય છે. મેં વસિષ્ટગુરૂને પૂછયું કે, એવું સ્થાન કયાં છે ? ત્યારે તેમણે જણાવ્યું કે "આ પર્વતની ડાબી પડખે છે." માટે હે પ્રિયા, આપણે તે સ્થાને ભ્રગુપાત કરીએ, જેથી આ તિર્યંચપણામાંથી મુક્ત થઇ શકીશું. પછી તે શુકપક્ષી વિદ્યાધરપણાની ઇચ્છા કરી પ્રિયાની સાથે તે ઉપરથી પડયો. ત્યાં સંતાઇ રહેલા પેલા લીલારતિ વિદ્યાધરને મળી તેણે વાત કરી કે, જે વિદ્યાધર તમારી પાછળ આવવાનો હતો, તે આકાશમાર્ગે ચાલ્યો ગયો છે. પછી તે વિદ્યાધર પેલી હરેલી સ્ત્રી સાથે બાહેર નીકળ્યો. તે જોઇ મારા મનમાં વિચાર થયો કે, " શુકપક્ષી અને તેની સ્ત્રી આ વિદ્યાધર દંપતી થઇને નીકળ્યા છે, તેથી આ તીર્થનો અદ્‌ભુત પ્રભાવ લાગે છે." આવું ધારી મેં તે સ્થાને ભ્રગુપાત કર્યો, મારા ભારે શરીરને લઇને મારા ગાત્રો ભાંગી ગયાં અને તેથી ઘણી પીડા થઇ પડી. તે શુકપક્ષનું જોડું

ક્યાં ઊડી ગયું, તે મારા લક્ષમાં આવ્યું નહિં. હું અકામ નિર્જરાના યોગથી મૃત્યુ પામીને વ્યંતર દેવતા તરીકે ઉત્પન્ન થયો અને તે શુકપક્ષી નારકી થયું. હું ત્યાંથી આવીને આજ વિજયમાં ચક્રવાળા નામના નગરમાં અપ્રતિહતચક્ર નામના સાર્થવાહની સુમંગળા નામની સ્ત્રીના ઉદરથી ચક્રદેવ નામે પુત્રરૂપે ઉત્પન્ન થયો.અને પેલો શુકપક્ષી નરકમાંથી નીકળી સોમશર્મા નામના રાજાના પુરોહિતની નંદિવર્દ્ધની નામની સ્ત્રીના ઉદરથી યજ્ઞદેવ નામે ઊત્પન્ન થયો. મારે તેની મૈત્રી થઈ અને તે મારી સાથે કપટ ભાવથી મૈત્રી રાખતો હતો. તે દ્વેષથી મારામાં કાંઇ પણ છિદ્ર જોયા કરતો પણ કોઈ છિદ્ર તેને જોવામાં આવતું નહિં.

એક વખતે તે ચંદન નામના સાર્થવાહનું દ્રવ્ય હરી મારી પાસે આવ્યો અને તેણે મને કહ્યું કે, "આ દ્રવ્ય તારા ઘરમાં યત્નથી છુપી રીતે રાખ." તે અકાલે દ્રવ્ય લઈ મારે ઘેર આવ્યો, એથી મને મનમાં શંકા આવી હતી તો પણ દાક્ષિણ્યતાને લઇને તે દ્રવ્ય મેં મારા ઘરમાં રાખ્યું. બીજે દિવસે પ્રાતઃકાલે મેં તેને પૂછયું કે, "તું આ દ્રવ્ય ક્યાંથી લાવ્યો ? " તેણે મને કહ્યું કે "મારા પિતાના ભયથી મેં તારે ઘેર ગોપવી રાખ્યું છે. તું કોઈ જાતની શંકા રાખીશ નહીં." તેના આવા વચન સાંભળી હું નિઃશંક થઇ ગયો. થોડા દિવસ પછી તે દ્રવ્યના સ્વામી ચંદને પોતાના ઘરમાંથી ચોરાએલા દ્રવ્યને માટે રાજાને જાહેર કર્યું. તે ઉપરથી રાજાએ શહેરમાં ઉદ્ઘોષણા કરાવી કે " જેના ઘરમાં ચંદનનું દ્રવ્ય હોય તેણે આવી

જાહેર કરવું. જો તેમ નહીં થાય અને રાજાના જાણવામાં આવશે તો પછી રાજા ઉગ્ર થઇ તેનો ભારે દંડ કરશે " આ જાહેર ઉદ્‌ઘોષણા થયા પછી પાંચ દિવસે વિશ્વાસીને ઠગનારો યજ્ઞસેન રાજાની આગળ આવીને બોલ્યો " દેવ પોતાના મિત્રના દોષ પ્રકાશ કરવા એ પુરૂષને યોગ્ય નથી. પણ જેમાં રાજાનું અહિત હોય તેની ઉપેક્ષા કરવી ન જોઇએ એવું ધારીને હું આપની આગળ પ્રકાશ કરૂં છું " " એવું શું છે ? " રાજાએ ઇંતેજારીથી પૂછયું. યજ્ઞદેવ બોલ્યો—" રાજા મેં પરિજન પાસેથી જાણ્યું છે કે ચંદનના ઘરમાં ચક્રદેવે ચોરી કરી. છે." રાજા બોલ્યો " એવા કુલીન માણસમાં એ વાત ઘટતી નથી. તે વાત ખોટી હશે." યજ્ઞદેવે ભાર દઈને કહ્યું, "મહારાજ એમ ન જાણવું, પુષ્પોની અંદર પણ કીડા પડે છે. જે વાત હું કહું છું તે સાચી છે. કોઇ પણ ઉપાયે તેના ઘરની તપાસ કરો " પછી રાજાએ પોતાના અધિકારીઓને સૂચના કરી તેની તપાસ કરવાને મોકલ્યા. તે અધિકારીઓએ નાશ પામેલા દ્રવ્યની નોંધવાળું પત્રક સાથે આવી મને પૂછયું કે " આ નોંધમાં જે ચીજો લખેલી છે, તે માંહેલી કોઇ ચીજ તારા ઘરમાં છે ? " તે વખતે મેં નિઃશંકપણે ના કહી તો પણ તેઓ તપાસ કરવાને મારા ઘરમાં દાખલ થયા. ત્યાં યત્નથી ગોપવી રાખેલ ચંદનના દ્રવ્યનું એક પાત્ર તેમના જોવામાં આવ્યું. તેની ઉપર ચંદનનું નામ જોઇ તેઓએ મને પુછયું કે આ પાત્ર તારા ઘરમાં ક્યાંથી ? મેં કહ્યું " એ પાત્ર મારૂં છે, પરંતુ આ નામમાં કાંઈ ફારફેર થઇ ગયો છે " " આ પાત્રની શી કીંમત છે ? "

તેમણે પુછ્યું " હું જાણતો નથી " મેં બેદરકારીથી જણાવ્યું. પછી તેમણે પોતાની નોંધમાં જોયું ત્યાં તેની દશ હજાર સોનામહોરની કીંમત જોવામાં આવી એટલે તેઓ બોલ્યા કે, " આ નોંધની સાથે આ પત્રની કીંમત મળે છે તેનું શું કારણ ? જવાબ દે " મેં કહ્યું " એ કાંઇ મારા જાણવામાં નથી " આથી તે રાજ્યાધિકારીઓ મારી ઉપર ગુસ્સે થઇ ગયા અને મને રાજાની પાસે લઇ ગયા. અને એ બનેલો સર્વ વૃત્તાંત પ્રચંડશાસન રાજાની આગળ કહી સંભળાવ્યો. તે સાંભળી રાજા જો કે પ્રચંડ શાસનવાળો હતો, પણ મારી સાથે શાંત વચનથી બોલ્યો -"હે સાર્થવાહના પુત્ર, તું આ લોક તથા પરલોક બંનેના માર્ગ જાણે છે. આ વાત તારે માટે અસંભવિત લાગે છે, તથાપી જે સત્ય હોય તે કહી દે." રાજાના આ વચન સાંભળી મિત્રના સ્નેહથી મોહ પામેલો હું કાંઇ પણ બોલ્યો નહિ. નેત્રમાં આસુ લાવી ફક્ત મૌન ધરીને ઉભો રહ્યો. મારી આવી સ્થીતિ જોઇ રાજાના મનમાં શંકા આવી. તેથી મારા પિતાના બહુ માનને લઇને રાજાએ મને વિરૂપ કર્યો નહિં. પણ ફક્ત પોતાના દેશની હદપાર થવાની આજ્ઞા કરી. પછી રાજાના પુરૂષો મને પુરની બાહેર નગરદેવીના વનની નજીક મૂકી નગર તરફ ચાલ્યા ગયા. તે વખતે મેં વિચાર્યું કે, " જ્યારે મારા માનનો ભંગ થયો તો પછી જીવીને શું કરવું છે ? તેથી આ વડના વૃક્ષ નીચે ગળે ફાંસો ખાઈ હું મરી જાઉં " આવું ચિંતવી હું વડની પાસે જવા તૈયાર થયો, તેવામાં નગરદેવીએ અવધિજ્ઞાનથી જાણી મારી પર દયા કરીને રાજાની માતામાં આવિષ્ટ

થઈ,જે યથાર્થ વાત હતી તે જણાવી. તેણે રાજાને તે વાત કહી, તે ઉપરથી રાજાએ તેને કહ્યું કે, "તું જઇ તેને મૃત્યુથી અટકાવ અને તેને સન્માન પૂર્વક નગરમાં પ્રવેશ કરાવ." આ પ્રમાણે કહી યજ્ઞદેવને બાંધી લાવવા માટે સુભટોને તેણે આજ્ઞા કરી. પછી રાજા પોતે વાયુવેગી અશ્વ ઉપર ચઢી વનમાં મારી પાસે આવ્યો. મને ગળે ફાંસો નાંખતો જોઇ ઉંચો હાથ કરી કહ્યું કે, "સાર્થવાહ પુત્ર, સાહસ કર નહિ." એમ કહી મારા ગળાનો ફાંસો છેદી નાખ્યો. અને મને વાહન ઉપર બેસાર્યો. અને બહુ માન કરી કહ્યું કે, "સાર્થેશ પુત્ર, તેં મને કાંઇ પણ કહ્યું નહિં, તથાપિ દેવીએ મારી માતાના શરમાં આવી બધી વાત જણાવી છે. હવે મારા જાણવામાં આવ્યું છે કે, ચક્રદેવ નિર્દોષ છે અને યજ્ઞદેવ દોષિત છે. મેં ખરી બીના જાણ્યા વગર તને દેશપાર થવાની આજ્ઞા કરી તેની ક્ષમા કરજે." રાજાના આ વચન સાંભળી મેં શાંત સ્વરે કહ્યું, "રાજેંદ્ર, તમે ન્યાયની શોધ બરાબર કરી છે. તેમાં તમારો દોષ નથી. હવે તમારે તે બ્રાહ્મણની ખરેખરી તપાસ કરવી જોઇએ." રાજાએ જણાવ્યું "સાર્થેશ સુત, તે યજ્ઞદેવને માટે જે ખરી હકીકત છે, તે પણ દેવીદ્વારા મારા જાણવામાં આવી છે. તેણે પોતે ચોરી કરીને તારી પર ઢોળી પાડી છે." આ પ્રમાણે રાજા જણાવતો હતો, તેવામાં રાજાના સુભટો તે બ્રાહ્મણને બાંધીને ત્યાં લાવ્યા. તેને જોઇને રાજાએ આજ્ઞા કરી કે, "તેની જીભ છેદી નાંખો અને આંખો ખેંચી લ્યો." આ આજ્ઞા સાંભળી યજ્ઞદેવ ઘણો ખેદ પામી ગયો. તે વખતે મેં રાજાના

પગમાં પડીને નિવેદન કર્યું કે, " મહારાજ, આ અપરાધીને છોડી મુકો. આપની પાસે મારી એજ માગણી છે." રાજાએ આવેશથી કહ્યું, " ભદ્ર, આ અપરાધીને છોડવો યુક્ત નથી. તારી બીજી માગણીને હું માન્ય કરીશ. " પછી મેં અતિ આગ્રહથી રાજાને પ્રાર્થના કરી, ત્યારે રાજાએ તે યજ્ઞદેવને છોડી મુકયો હતો. પછી અતિ સન્માન કરી મને ઘેર મોકલ્યો. યજ્ઞદેવનો દુઃસહ લોકોપવાદ સાંભળી મને આ સંસાર તરફ વૈરાગ્યભાવ ઉત્પન્ન થઇ આવ્યો. મારા હૃદયમાં સંસાર ઉપર એટલો બધો અભાવ થયો કે, એ સંસારનો ત્યાગ કરવાનો મેં તત્કાળ નિશ્ચય કર્યો હતો.

આ વખતે નગરના ઉદ્યાનમાં અગ્નિભૂતિ નામે કોઇ મુનીશ્વર આવી ચડ્યા. તેઓ દુષ્કર્મરૂપ ઘાસમાં દાવાનળ સમાન અને ક્ષમાથી મનોહર હતા. તેમને આવેલા સાંભળી હું નગરની બાહેર આવ્યો, અને તેમને વંદના કરી તેમની સન્મુખ બેઠો. ક્ષણવાર પછી તે મહાનુભાવને મેં ધર્મ વિષે પ્રશ્ન કર્યો. તેમણે મને ક્ષાંતિ વગેરે દશ પ્રકારના ધર્મનું વિવેચન કરી બતાવ્યું, તે ઉપરથી મારા હૃદયમાં શુભ પરિણામ ઉદિત થયાં અને મેં તેમની પાસે મહાવ્રત અંગીકાર કર્યાં. વિધિથી તે વ્રતનું પાલન કરી મૃત્યુ પામી નવસાગરોપમની આયુષ્યે બ્રહ્મલોકમાં હું દેવતા થયો.

પેલો યજ્ઞદત્ત બ્રાહ્મણ નરકની શર્કરાવૃદ્ધિમાં જઇ શ્વાન થઇ અવતર્યો, પછી પાછો નરકમાં જઇ આ લોકમાં અનેકવાર તિર્યંચ થઇ અવતર્યો હતો.

હું દેવલોકમાંથી ચ્યવી મહાવીદેહ ક્ષેત્રમાં રત્નપુર નામના નગરમાં ગંધિલાવતી વિજયની અંદર રત્નસાર નામના સાર્થવાહને ઘેર શ્રીમતીના ઉદરથી ચંદ્રસાર નામે પુત્ર થયો.

પેલો યજ્ઞદેવ અનેક ભવમાં ભમતો ભમતો નર્મદા નામની મારા ઘરની દાસીમાં આનહક નામે પુત્ર થયો. પૂર્વભવના અભ્યાસથી તે સદા મને છેતરવાના પરિણામ ધારણ કરતો હતો. મારો વિવાહ કોઈ એક ગૃહસ્થ ચંદ્રકાંતા નામની પુત્રીની સાથે થયો હતો.

એક વખતે વિજયવર્ધન નામના કોઈ સૂરિ આવી ચડ્યા. તેમના ચરણમાં જઈ મેં વંદના કરી અને તેમની પાસે શ્રાવક ધર્મ અંગીકાર કર્યો હતો. એક વખતે તે નગરનો રાજા કોઈ લાંબી યાત્રાએ જતાં અમે પણ કોઈ બીજે ગામ ગયા હતા. તેવામાં વિંધ્યકેતુ નામના કોઈ પલ્લીપતિએ આવી તે નગરને વિનષ્ટ કરી દીધું. અને કેટલાએક નગરજનોને કેદ કર્યા. આ વાત અમારા સાંભળવામાં આવી, એટલે અમે તે નગર પ્રત્યે આવ્યા, તેવામાં તે નગર શ્મશાનના જેવું શૂન્ય જોવામાં આવ્યું. કેટલાએક મનુષ્યોની શોધ કરતાં જાણવામાં આવ્યું કે, મારી સ્ત્રી ચંદ્રકાંતાને ભીલ્લ લોકો હરી ગયા છે. આ સાંભળી મને મારા હૃદયમાં અતિશય શોક થવા લાગ્યો. આ વખતે દેવશર્મા નામનો કોઈ વૃદ્ધ બ્રાહ્મણ ત્યાં આવી ચડ્યો, તેણે મને કહ્યું, " સાર્થવાહ પુત્ર, વૃથા ખેદ કરીશ નહિં. પૂર્વે આ દેશમાં ભિલ્લ લોકો શ્રીસ્થલ ગામમાંથી ઘણાં લોકોને હરી ગયા હતા. પણ છેવટે ઘણું દ્રવ્ય લઈ તેમને છોડી મુકયા હતા.

મેળવી દેશમા આવવાને નીકળ્યા પૂર્વના દુષ્કર્મના દોષથી મને છેતરવા ઇચ્છા રાખનારા ધનદેવે મારી પાસેથી સર્વ દ્રવ્ય લેવાની ઇચ્છાએ કુબુદ્ધિ ધારણ કરી રસ્તામા ચાલતા સ્વસ્તિમતી નામે નગરી આવી. તે સ્થળે તે ધનદેવે ભાતાને માટે બે મોટા લાડુ કરાવ્યા તેમા એકની અદર વિષ નાખ્યુ જ્યારે અમે તે મોદક જમવા બેઠા તે વખતે ધનદેવ ભુલથી તે ઝેરી મોદક ખાઇ ગયો અને સારો મોદક મારા ખાવામા આવ્યો ક્ષણવારે ધનદેવ વિષથી મૂર્છિત થઇ પૃથ્વી પર પડી ગયો અને તરત મૃત્યુ પામી ગયો તેના વૃત્તાતથી અજ્ઞાન એવો હું તેથી અતિ શોકાતુર થઇ ગયો પછી હુ મારા નગરમા આવ્યો અને બધા લોકોની આગળ તે વાત જણાવી. પછી તે મારૂં અને તેનું બધુ દ્રવ્ય મે શુભ કાર્યમા ખર્ચી નાખ્યુ તેવામા દેવસેન નામે કોઇ મુનિ આવી ચડ્યા તેમની પાસે મે સર્વ ભોગનો ત્યાગ કરી દઇ શુદ્ધ બુદ્ધિએ તે દીક્ષા પાળવા માડી. પછી કાળધર્મને પામી હુ પ્રાણત નામના દેવલોકમા એકત્રીશ સાગરોપમની આયુષ્ય વાળો દેવતા થયો મારો સેવક અનહદ ચોથી નરકીમાથી નીકળી સર્પ થયો પછી તિર્યંચની કેટલીએક યોનિમા ભમવા લાગ્યો. હુ દેવલોકમાથી ચવી પેહેલા દ્વીપના ઐરવત ક્ષેત્રમા હસ્તિનાપુરની અદર હરિનદી નામના ગૃહસ્થની સ્ત્રી લક્ષ્મીવતીના ઉદરથી વીરદેવ નામે પુત્ર થયો અને અનહદ પણ તેજ નગરમા ઇદ્રનાગ શ્રેણીની ઇદ્રમતી સ્ત્રીમા દ્રોણક નામે પુત્ર થયો. અમે બન્ને સાથે કલાચાર્યની પાસે અભ્યાસ કરવા લાગ્યા ત્યા પૂર્વના સબધથી અમારી બનેની મૈત્રી થઇ. સર્વ કલાઓના

અભ્યાસ કર્યા પછી માનભંગ નામના ગુરૂ પાસે મેં ભાવથી ધર્મ અંગીકાર કર્યો અને દ્રોણકે દ્રવ્યથી ધર્મ અંગીકાર કર્યો સ્થિર પ્રીતિવાળા એવા મેં ધર્મમાં ઘણું દ્રવ્ય અર્પણ કર્યું અને દ્રોણકે ઉદ્યમ કરી ઘણું દ્રવ્ય એકઠું કરવા માંડયું. પૂર્વ કર્મના દોષથી તે દ્રોણકે મને છેતરી મારી નાંખવાનો ઉપાય ચિંતવ્યો. તેણે એક નવો મહેલ બનાવી તેમાં એક પડી જાય તેવો ગોખ રચાવ્યો. એક વખતે તેણે મને ભોજન કરાવવાને નિમંત્રણ આપ્યું. અમો બંને ભોજન કર્યા પછી તે ગોખ ઉપર આવ્યા. તે વખતે દ્રોણક ભુલથી બનાવટી ગોખ ઉપર ઉભો રહ્યો, તેવામાં તે ગોખ તુટી પડયો અને જમીનપર પડીને મરી ગયો. તે દેખાવ જોઈ મારા મનમાં વૈરાગ્ય થઇ આવ્યો. પછી તેની ઉત્તરક્રિયા કરી માનભંગ ગુરૂની પાસે દીક્ષા લઈ હું ચાલી નીકળ્યો. અનુક્રમે કાલધર્મ પામી ત્રીજા ગ્રૈવેયક વિમાનમાં પચીશ સાગરોપમની આયુષ્યવાળો હું દેવતા થયો. દ્રોણક રૌદ્રધ્યાનથી મૃત્યુ પામી ધુમ્રપ્રભા નારકીમાં બાર સાગરોપમની આયુષ્યવાળો નારકી થયો. હું દેવલોકમાંથી ચ્યવી આ ચંપાવાસ નગરમાં મણિભદ્ર શેઠની ધારિણી નામની સ્ત્રીનો પુર્ણભદ્ર નામે પુત્ર થયો. જ્યારે હું બોલવા શિખ્યો ત્યારે પ્રથમ અમર એવો શબ્દ બોલ્યો. તે ઊપરથી હું અમરગુપ્ત એવા નામથી પ્રખ્યાત થયો. હું શ્રાવક કુલમા ઊત્પન્ન થવાથી મારામાં બાલ્યવયથીજ સર્વજ્ઞ પ્રભુના ધર્મ ઊપર આસ્તા થઇ હતી.

પેલો દ્રોણક સ્વયંભૂરમણ સમુદ્રમા મોટો મત્સ્ય થઇ

એવી ચિંતા રૂપતણીના મુખનો પ્રકાશ, તેજીના વાયુનો વિકાસ જેવો ભાનુની શોભાનો ઉત્કર્ષ ચિંતાની ભયંકર જવાળામાં પતિ થયેલો હોય, તેમ જણાય છે. મહારાણીના શરીરમાં આટલો બધો ફેરફાર કેમ થઇ ગયો છે ? તેનું કારણ જો તારા જાણવામાં હોય તો મારી આગળ નિવેદન કર. ”

સિંહરાજાનો આ પ્રશ્ન સાંભળી મદનરેખા વિચાર કરીને બોલી–“ મહારાજા, આપ અન્નદાતાની આગળ મારે સત્ય કહેવું જોઇએ તથાપિ આ વાત મહારાણીને કહેશો નહિં. કારણકે, એ વાર્તા આપનાથી છુપી રાખવાની તેમની ઇચ્છા છે. થોડા સમય પહેલાં મહારાણીને એક નઠારૂં સ્વપ્નુ આવ્યું હતું, જાણે તેમનાં ઉદરમાં સર્પે પ્રવેશ કર્યો અને પછી તે સર્પ ઉદરમાંથી બાહેર નીકળી આપને સિંહાસન ઉપરથી પાડી નાંખ્યા, આ અનિષ્ટ સ્વપ્નના દર્શનથી મહારાણી ઘણાં જ ચિંતાતુર થઇ ગયાં. તે પછી તેમનાં ઉદરમાં ગર્ભનો પ્રાદુર્ભાવ થયો. જે વાત આપના જાણવામાં હશે. અનુક્રમે ગર્ભની વૃદ્ધિ થતાં તેમના હૃદયમાં નવનવા દોહદ ઉત્પન્ન થવા લાગ્યા. આજે આપના શરીરના આંતરડાંનું ભક્ષણ કરવાનો નઠારો દોહદ તેમના હૃદયમાં ઉત્પન્ન થયો છે. અને આપની ઉપર દ્વેષબુદ્ધિ પ્રગટ થઇ છે. આવો વિપરિત દોહદ જ્યારે તેમને ઉત્પન્ન થયો, ત્યારે તેમના હૃદયને દગ્ધ કરનારી મહાચિંતા ઉત્પન્ન થઇ આવી. તેમને ચિંતાતુર જોઇ મેં તેનું કારણ પૂછયું, એટલે મહારાણીએ મને કહ્યું કે, “ સખી, આ મારો ગર્ભ કોઇ દુષ્ટ જીવ છે. તેના યોગથી મને આવો વિપરીત દોહદ ઉત્પન્ન થયો છે. માટે આ દોષિત ગર્ભને

પાડી દૂર કરવાની મારી ઇચ્છા થાય છે. ” મહારાણીની આ ઈચ્છાને અટકાવવાને અમે સમર્થ થઇ શક્યા નહિ. પછી તેમણે અનેક ઔષધોના ઉપચારથી તે ગર્ભનો પાત કરવા પ્રયત્ન કરવા માંડયો, પણ નિકાચિત કર્મને લઇને તે ગર્ભનો પાત થયો નહિં. ગર્ભનો પાત કરનારા ઔષધોના પાનથી અને પોતાના દુષ્ટ દોહદના નહિ પૂરાવાથી મહારાણી શરીરે કૃશ અને નિસ્તેજ થઈ ગયાં છે. તે મહા ચિંતાએ તેમના રાજતેજને અને મનોહર લાવણ્યને અસ્તપ્રાય કરી દીધાં છે.”

મદનરેખાની આ વાર્ત્તા સાંભળી સિંહરાજા હૃદયમાં આશ્ચર્ય પામી ગયો. ગર્ભનો આવો વિપરિત દોહદ જાણીને તેના હૃદયમાં ભય ઉત્પન્ન થઇ આવ્યો. તેણે પોતાના હૃદયમાં ચિંતવ્યું—“ અરે આ દુષ્ટ દોહદ પૂર્ણ કરવામાં મને મોટી હાનિ છે; પરંતુ જો તે દોહદ પૂર્ણ નહિં કરૂં તો કુસુમાવળીના નઠારા હાલ થઈ જશે. એ પ્રેમી પ્રિયા પોતાના અમુલ્ય જીવનને ગુમાવી દેશે. ગમે તે યુક્તિ કરીને પણ તેણીનો એ દોહદ પૂર્ણ કરવો જોઇએ. ” આવું ચિંતવી તેણે પોતાના મતિસાગર નામના ચતુર મંત્રીને બોલાવ્યો અને તેને દેવીના તે દુષ્ટ દોહદની વાર્ત્તા કહી સંભળાવી. કળાકુશળ મંત્રીએ વિચાર કરીને રાજાને જણાવ્યું—“ મહારાજા, હું બનાવટી આંતરડાં બનાવી તમારા ઉદર સાથે યુક્તિથી ગોઠવીશ. પછી તે કાઢી કાઢી દેવીને આપીશ એટલે મહારાણીનો દોહદ પૂર્ણ થશે. ” મંત્રીની આ યુક્તિ સાંભળી સિંહરાજા ખુશી થઇ ગયો અને તેણે પોતાના ચતુર

મંત્રીને સાબાશી આપી. પછી ચતુર મંત્રીએ સસલાના આંતરડાં મંગાવી રાજાના ઉદરની સાથે ગોઠવ્યાં પછી કુસુમાવળીને બોલાવી તેને તે આંતરડાં યુક્તિથી કાઢીને રાણીને નિવેદન કર્યાં. કુસુમાવળી તેનાથી હૃદયમાં સંતુષ્ઠ થઇ અને પોતાનો દોહદ પૂર્ણ થયેલો જાણી તેણીના આતુર હૃદયને શાંતિ મળી. પોતે આંતરડાંનું ભક્ષણ કર્યું અને પોતાનો પતિ સજીવન રહ્યા, એ જોઇ તે વિશેષ હર્ષિત થઇ ગઈ.

જ્યારે પ્રસવનો સમય થયો, એટલે ' આ ગર્ભ મારા પતિને હાનિ કરશે ' એવી શંકા રાખતી કુસુમાવળીએ ચતુર મંત્રી મતિસાગને પોતાની પાસે બોલાવ્યો અને સૂચના કરી કે, જ્યારે મારા ઉદરમાંથી આ ગર્ભનો પ્રસવ થાય, ત્યારે તમે એ ગર્ભને કોઈ બીજે સ્થાને.પહોંચાડજો. અને મહારાજાને જણાવજો કે, એ ગર્ભ આવીને મૃત્યુ પામી ગયો. જો આ યુક્તિ નહીં કરો તો આ ગર્ભ મહારાજાને અનિષ્ટકર્ત્તા થઇ પડશે.'' મંત્રીએ પોતાના અન્નદાતાનું શુભ ઇચ્છીને એ વાત અંગીકાર કરી.

જ્યારે બાલકનો જન્મ થયો એટલે ત્યાં હાજર રહેલા મંત્રીએ તે બાલકને લઇ લીધો અને **માધવી** નામની એક દાસીને આપી દીધો. માધવી તે બાલકને લઈ છુપી રીતે જતી હતી, તેવામાં તેજ રસ્તે પસાર થતાં સિંહરાજાએ તેણીને દીઠી. રાજાએ તેણીને બોલાવીને પૂછયું કે, ' આ શું લઈ જાય છે ' માધવીએ કહ્યું, ' તે કાંઈ આપને જાણવા જેવું નથી. ' તેવામાં તે બાળક રોયો એટલે રાજાને શક પડવાથી તરતજ તેણીની

પાસેથી બાલકને લઇ લીધો અને માધવીની ઉપર તેને ગુસ્સો ચડી આવ્યો. રાજાએ ક્રોધના આવેશથી કહ્યું, " અરે પાપિણી ચંડાળથી પણ વધારે આવું પાપકર્મ કેમ કરે છે? " આ બાળક કોનું છે? અને તેને છુપી રીતે કયાં લઈ જાય છે ? "રાજાના કહેવાથી માધવી ભયભીત થઇ ગઇ અને તેણીએ રાજાની આગળ સર્વે સાચી હકીકત નિવેદન કરી. દાસીએ જ્યારે સત્ય વાત જણાવી, એટલે રાજાએ તેને છોડી મુકી. પછી તે બાળક બીજી ધાત્રીઓને ઉછેરવાને સોંપી દીધો. અને જણાવ્યું કે, " જો તમારા પ્રમાદથી આ બાળકને કાંઇ પણ થશે તો તેની ચિંતામાં તમને ઇંધણારૂપ કરવામાં આવશે. " પછી રાજાએ પોતાનાં મંત્રીસાગરને અને રાણી કુસુમાવળીને ઘણો ઠપકો આપ્યો. ત્યારબાદ તેણે એ પુત્રનો છુપી રીતે જન્મોત્સવ કરાવ્યો. રાજા તે પુત્રના જન્મથી આનંદ પામ્યો હતો, તેથી તેણે તે કુમારનું નામ આનંદ પાડયું.

આનંદ કુમાર જેમ જેમ મોટો થતો ગયો, તેમ તેમ તે કળાના જ્ઞાનમાં વધતો ગયો. આનંદની જ્ઞાનકળામાં વૃદ્ધિ જોઇ સિંહરાજા હૃદયમાં અતિ આનંદ પામવા લાગ્યો. રાજાસિંહની આનંદકુમાર ઉપર જેવી પ્રીતિ હતી, તેવી દેવી કુસુમાવળીની તેનીપર પ્રીતિ ન હતી. કુસુમાવળી તે અનિષ્ટકારી કુમાર તરફ અભાવ રાખતી હતી. આનંદ કુમાર પણ તેણીની તરફ પૂજ્ય બુદ્ધિથી જોતો ન હતો. દુષ્ટ સ્વપ્ન અને નઠારા દોહદથી ઉત્પન્ન થયેલો આનંદકુમાર પોતાના મનમાં કુવિચારો લાવ્યા કરતો હતો. પોતાનો પિતા સિંહ રાજા તેનો અતિ ઉપકારી હતો,

તથાપિ તે રાજકુમાર તેના ઉપકારનું વિસ્મરણ કરી તેની ઉપર દ્વેષ બુદ્ધિ રાખતો હતો.

આ જગતમાં જન્મ પામતા સંતાનોના જન્મ પામતાં સમયનું અવલોકન પણ સારી રીતે કરવાનુ છે. જે પુત્ર વા પુત્રી ગર્ભમાં આવતાં તેનાં માતા પિતાને શુભ ચિન્હો પ્રગટ થાય તો તેઓ ઉત્તમ પ્રકારના થાય છે અને અશુભ ચિન્હોથી તેઓ નઠારા થાય છે. આ વાત આર્ય પ્રજા પ્રથમથીજ માનતી આવી છે. અને તે માનવાને પણ સબળ કારણો હોય છે. મહાન્ પુણ્યશાળી આત્મા જ્યારથી માતાના ગર્ભમાં આવે છે, ત્યારથીજ તેમનાં પુણ્યનો પ્રભાવ કોઈ પણ જણાઇ આવે છે, તેને માટે આપણી આર્ય જ્યોતિર્વિદ્યા અતિશય પ્રમાણભૂત છે. શુભદેશ અને શુભકાળ સર્વ ભૌતિક પદાર્થોમાં ઉન્નતિ સૂચક છે. એ વાત શાસ્ત્રસિદ્ધ છે અને તેથીજ નૈમિત્તિક શાસ્ત્રો આર્ય પ્રજામા માનનીય ગણાય છે.



# પ્રકરણ ૬ ઠું.

## પિતૃઘાતી આનંદ.

એક વિશાળ મેદાનમાં મોટા સૈન્યનો પડાવ થયેલો છે. વિવિધ પ્રકારના પ્રદેશોમાં શ્રેણીબંધ તંબૂઓ નાંખેલા છે. એક તરફ ઘોડાઓ હર્ષારવ કરી રહ્યા છે. બીજી તરફ ગજેંદ્રોના ગર્જારવ થઇ રહ્યો છે. ઊંટો, ખચ્ચરો અને પાડાઓનાં ટોળે ટોળાં

આ પ્રમાણે ચિંતવતો તે મહારાજા પોતાના તંબુમાં બેઠો. તેવામાં તેના મંત્રીઓનું મંડળ તેની પાસે આવ્યું. તે મંડળ વિનયથી મહારાજાને નમન કરી તેની સન્મુખ બેઠું. પોતાના સ્વામિના મુખ ઉપર ચિંતાનો આભાસ જોઇ મંત્રીમંડળ વિચારમાં પડી ગયું. તેઓમાંથી એક પ્રધાનમંત્રી વિનીત થઇને બોલ્યો " સ્વામિ, અત્યારે આપના મુખ ઉપર શેની ચિંતા પ્રગટ થઇ છે ? જેની ઉપર આપણે ચડાઇ કરી જઇએ છીએ, તે માણસ સંબંધી કાંઇ વિચાર તો નથી આવ્યો ? મને ખાત્રી છે કે આપના જેવા શૂરવીર નરને તેવો કાયર વિચાર આવે નહિ. " રાજાએ સચિંત થઇ જણાવ્યું— " મંત્રીવર, મારા હૃદયમાં તે સંબંધી કાંઇ વિચાર આવ્યો નથી. આ સંસારના અસાર સ્વરૂપને માટે મારૂં હૃદય ચિંતાતુર થયેલું છે. મારા હૃદયના સર્વ પ્રદેશમાં સંવેગનો રંગ વ્યાપી ગયો છે. આ ચડાઇ, આ સેનાનો આડંબર, આ છાવણી, અને આ રાજ્ય—એ બધું મને ઉપાધી રૂપ લાગે છે."

મહારાજાના આ વચન સાંભળી મંત્રીએ પ્રણામ પૂર્વક પ્રશ્ન કર્યો—" મહારાજ ગઇ કાલ સુધીમાં આપના હૃદયમાં જુદો જ ઉત્સાહ હતો. આપના અંગ ઉપર યુદ્ધોત્સાહ અને વિજયરંગ વ્યાપી ગયો હતો. આજે આ અચાનક શું થયું ? આ પ્રમાણે અકસ્માત્ આપની મનોવૃત્તિમાં વિચારનો વિનિમય થયો, તેનું કારણ છે ?"

મહારાજાએ ઉત્તર આપ્યો. " મંત્રીવર, ગઈ કાલે આપણી સેના સમુદ્રતીરે કુચ કરતી હતી. તે વખતે એક માણસ

' અહોકષ્ટ, અહોકષ્ટ ' એમ બોલતો મારા જોવામાં આવ્યો. મેં તેની પાસે જઇને જોયું ત્યાં એક દેડકાને સર્પે ગળેલો, તે સર્પને ટીંટોડે ગળેલો અને તે ટીંટોડાને અજગરે ગળેલો એવો દેખાવ મારા જોવામાં આવ્યો. સત્પુરૂષોને વૈરાગ્ય ઉત્પન્ન થાય તેવો આ દેખાવ જોઇ મારા હૃદયમાં અતિશય ખેદ ઉત્પન્ન થયો. મેં વિચાર્યું કે, આ દેડકો, સર્પ અને ટીંટોડાને હું કદી છોડાવું તો પણ તેઓ જીવવાના નથી. માટે પ્રતિકાર વગરનો આવો પ્રયત્ન શા માટે કરવો જોઇએ ? આવું ચિંતવી હું છાવણીમાં આવ્યો હતો. પછી રાત્રી પડતાં મારા હૃદયમાં તેજ વિચાર આવ્યા કરતાં મને વૈરાગ્યભાવ ઉત્પન્ન થઇ આવ્યો. રાત્રે સુતાં સુતાં મારા મનમાં થયું કે આ લોકરૂપી દેડકાને સર્પના જેવા અધિકારીઓ ગળે છે. અને તે અધિકારીઓને રાજારૂપી ટીંટોડો ગળે છે. અને તે રાજાને કાળરૂપી અજગર ગળે છે. તેથી આ સંસાર અસાર છે. એવા સંસારને વધારતારા રાજ્યની મારે શી જરૂર છે ? આ પ્રમાણે વિચાર કરતાં મને આખી રાત નિદ્રા આવી નથી, અત્યારે પણ હું તેજ વિચાર ચિંતવું છુ, પોતાના રાજાના આવા વચન સાંભળી તે મંત્રીઓ પણ હૃદયમાં આશ્ચર્ય પામી ગયા હતા. વાંચનાર, આ અનિર્દિષ્ટ પ્રસંગનું વિવેચન જાણવાની તમારી ઇચ્છા થઇ હશે. આ સેનાના દબદબાથી જામેલી છાવણી કોની છે? અને તેની અંદર વૈરાગ્ય ભાવનાને ભાવનારો મહારાજા કોણ છે ? એ જાણવું આવશ્યક છે.

એક વખતે સિંહરાજાની ઊપર દુર્મતિ નામના તેના કોઈ શત્રુએ પોતાની ભુજાના ગર્વથી યુદ્ધ કરવાને કહેવરાવ્યું હતું,

આથી રાજા સિંહે તેનો પરાભવ કરવાને એક મોટું સૈન્ય મોકલ્યું હતું. દુર્મતિએ તે સૈન્યને ક્ષણમાં હરાવી દીધું હતું. પછી રાજાએ ફરીવાર તેની પર સૈન્ય મોકલ્યું તે પણ પરાભવ પામી ગયું, એમ ત્રણ વખત રાજાના સૈનિકોએ મોટી હાર ખાધી એટલે રાજા સિંહ પોતે સૈન્ય લઈ તેની પર ચડી આવ્યો છે. રાજા સિંહ સમુદ્રના તીર ઉપર પોતાની છાવણી નાંખી પડયો છે. અને ત્યાં તેણે જોયેલા પેલા દેખાવથી તેના હૃદયમાં વૈરાગ્ય ભાવના જાગ્રત થઈ આવી છે. જે વૃત્તાંત વાંચનારના જાણવામાં આવેલું છે.

એક વખતે મહારાજાસિંહ આ પ્રમાણે ચિંતવી પ્રાતઃકાલે વેહેલો ઊઠી પોતાના તંબુમાં બેઠો હતો, તેના મંત્રીઓ આવી તેની આસપાસ બેઠા, તેવામાં વિજયવતિ નામે વેત્રીએ આવી મહારાજાને આ પ્રમાણે વિજ્ઞપ્તિ કરી " રાજેંદ્ર ઉગ્ર શાસનવાળા આપ નામદારની ચડાઈના ખબર સાંભળી રાજા દુર્મતિ પોતે કંઠ ઉપર કુવાડો રાખી કેટલાએક માણસોની સાથે દ્વારભૂમિ ઊપર આવ્યો છે. તે આપને મળવાની ઇચ્છા રાખે છે. હવે આપની જેવી આજ્ઞા. "

વેત્રીના આ વચન સાંભળી રાજાએ પોતાના મંત્રિવર્ય મતિસાગરની સામે જોયું, એટલે ચતુર મંત્રીએ કહ્યું " ઊત્તમ રાજાઓ આશ્રિત જન ઉપર વાત્સલ્ય રાખનારા હોય છે. " આ વચન સાંભળતાં સિંહ રાજાના મનમાં દયા ઉત્પન્ન થઇ આવી, તેણે વેત્રીને આજ્ઞા આપી કે, તે રાજાને અંદર પ્રવેશ કરાવો. રાજાની આજ્ઞા થતાંજ વેત્રી ઉતાવળો ચાલ્યો અને તેણે દ્વાર

ઊપર રહેલા દુર્મતિને અંદર પ્રવેશ કરાવ્યો. દુર્મતિ "આ મારો કંઠ અને આ કુવાડો આપને યોગ્ય લાગે તે કરો." એમ કહી સિંહ રાજાને નમી પડયો. દયાળુ સિંહ રાજાએ તેને અભયદાન આપી સત્કાર કર્યો. પછી તેને તે રાજ્યમાં મોકલી પોતે પોતાના જયપુર નગરમાં આવ્યો. જેના હૃદયમાં પેલા દેખાવથી વૈરાગ્ય ભાવના પ્રગટ થઇ આવી છે, એવા સિંહ રાજાએ પોતાના મંત્રિઓને એકઠા કરી કહ્યું કે, "આ રાજ્યનો ત્યાગ કરી વ્રત લેવાને મારી ઇચ્છા છે," પછી તેણે જોષીને બોલાવી પોતાના આનંદ કુમારને રાજ્યાભિષેક કરવાનો શુભ મુહૂર્ત્તનો દિવસ પૂછયો. જોષીએ તે દિવસથી પાંચમે દિવસે રાજ્યાભિષેકનું મુહૂર્ત્ત આપ્યું. પછી મૃત્તિકાના પિંડ, દંહીં, સર્સવ, ચામર, ગોરોચન, સિંહનું ચર્મ; શ્વેતછત્ર, પુષ્પ અને ભદ્રાસન વગેરે અભિષેકની માંગલ્ય વસ્તુઓ મંગાવવામાં આવી. સર્વ પ્રકારની તૈયારી કર્યા પછી નીતિમાન રાજાએ હૃદયમાં ચિંતવ્યું કે, આનંદ કુમારને રાજ્ય ઉપર બેસાડી હું ધર્મઘોષ ગુરૂની પાસે જઇશ. આ પ્રમાણે મુમુક્ષુની જેમ નિસ્પૃહ થઈ રાજ્યાભિષેકના શુભ દિવસની રાહ જોવા લાગ્યો.

યુવરાજ આનંદકુમાર પૂર્વના દુષ્ટકર્મના દોષથી હૃદયમાં અવળા વિચાર કરવા લાગ્યો. તે પેલા દુર્મતિની સાથે મળી ગયો, કોઇ પણ યુક્તિથી રાજાને મારી નાંખવો; આ પ્રમાણે તે બંનેએ વિચાર કર્યો. રાજા સિંહ પોતાને રાજ્ય આપનાર છે, એ વાત તેના મનમાં આવી નહિં. રાજ્યાભિષેકની વાત તેના જાણવામાં આવી હતી, તથાપિ તેને તે

વાત વિપરીત ભાસી. તેણે પેલા દુર્મતિની સાથે વિચાર કરી રાજાને છળથી મારવાનો નિશ્ચય કર્યો. તે દુરાચારીએ પોતાના હૃદયમાં વિચાર્યું કે, " જો રાજાને મારી રાજ્ય પ્રાપ્ત કરૂં તો વધારે સારૂં. રાજાનો વિનાશ કર્યા વિના રાજ્યની પ્રાપ્તિ થવી અશક્ય છે. " આ પ્રમાણે વિચારી અનાચારી આનંદ હૃદયમાં આનંદ પામવા લાગ્યો.

પોતાના પુત્રની ઉપર પવિત્ર પ્રેમ ધારણ કરનાર સિંહ રાજાએ આનંદ કુમારને બોલાવવાને એક દૂત મોકલ્યો. અધમ વૃત્તિવાળો આનંદ પોતાના પિતાએ બોલાવ્યો તો પણ આવ્યો નહિં. તે દુર્મતિની સાથે દુષ્ટ વિચાર કરતો રાજાનુ અનિષ્ટ ચિંતવવા લાગ્યો. જ્યારે દુરાચારી આનંદ આવ્યો નહિં એટલે સિંહ રાજા પોતે પ્રતિહારને સાથે લઇ કુમારની પાસે આવ્યો. રાજાને પોતાની પાસે આવેલો જાણીને દુર્મતિ કુમારે ચિંતવ્યું કે, ' આજ વખતે આ રાજા સાધ્ય થાય તેમ છે. " આવું વિચારી તેણે અચાનક ખડ્ગનો ઘા કરી પ્રતિહારને મારી નાંખ્યો. પછી રાજાને ગાઢ પ્રહાર કરી અસમર્થ કરી નાંખ્યો. અને તેના સર્વ અંગ શિથિલ કરી નાંખ્યાં. આ વાત નગરમાં જાહેર થઇ ગઇ અને લોકોમાં મહાન્ કલકલ ધ્વનિ પ્રવર્ત્યો. રાજાના પ્રક્ષના માણસો આનંદ કુમારની સામે યુદ્ધ કરવાને તત્પર થયા. તે વખતે, રાજાએ આજ્ઞા કરી તેઓને અટકાવ્યા અને કહ્યું કે, " હું મરાયો છું, માટે એ કુમારને મારશો નહિં. હવે એજ તમારો રાજા છે અને તેનો મારા રાજ્ય ઉપર અભિષેક કરો. " રાજાના આ વચન સાંભળી તે લોકો પાછા ફર્યા,

પછી દુષ્ટ આનંદે પોતાના મિત્ર દુર્મતિને આજ્ઞા કરી કે, "મારા પ્રહારથી શિથિલ થયેલા આ રાજાને દઢ બંધનથી બાંધીને કારાગૃહમાં પૂરો." આનંદની આવી આજ્ઞા થતાં, દુષ્ટ દુર્મતિએ રાજા સિંહને બાંધીને કારાગૃહમાં પૂરી દીધો. પછી આનંદ કુમાર પોતાના પિતાના પક્ષના કેટલાએક લોકોને મારી અને કેટલાએકને પદભ્રષ્ટ કરી પોતે રાજ્યાસન ઉપર બેઠો, અને તેણે રાજ્યના સામંતોને તથા મંત્રીઓને પોતાને તાબે કરી લીધા. રાજા સિંહને જે કારાગૃહમાં પૂરવામાં આવ્યો હતો, તે કારાગૃહ ઘણુંજ નઠારૂં હતું. તેની અંદર મૂત્રની અપવિત્ર દુર્ગંધ પ્રસરતી હતી, તેની ભીંતોની અંદર સરપોળીઆ રહેતા હતા. ચારે બાજુ ઘરોળીઓ ફરતી હતી, મચ્છર અને માખીઓ તેમાં ગણગણતી હતી. ઉંચે સર્પોની કાચલીઓ લટકતી હતી. અને ચો તરફ કરોળીઆના પડ બાઝેલા હતા. આથી તે દુઃખ-પ્રકાળનું આવાસમંદિર હોય તેવું દેખાતું હતું. અધર્મની લીલાભૂમિનો જાણે સેંચો હોય, સર્વ દુઃખોની વાસભૂમિ હોય અને મૃત્યુનો વિશ્રામ મંડપ હોય તેવું તે દેખાતું હતું.

આવા ભયંકર કારાગૃહમાં સિંહ રાજાને બેડીઓ નાખી પુરેલા સાંભળી કુસુમાવળી વગેરે અંતઃપુરની રાણીઓ આક્રંદ કરતી ત્યાં આવી. લોઢાની બેડીઓથી બાંધેલા રાજાને જોઇ તેમણે પોકાર કરી રૂદન કરવા માંડયું. આ વખતે સુજ્ઞ મહારાજાએ તેમને જણાવ્યું—"ભદ્રે તમે શા માટે રૂદન કરો છો? આ વખતે શોક કરવાની કાંઇ જરૂર નથી જે વિષયમાં માનુષી શક્તિ ચાલતી નથી, તે વિષયે શોક કરવો તે મૃથા છે. આ

સંસાર વિચિત્રરૂપ છે. સર્વ પ્રાણીઓ એ સંસારના ખેલાડી છે. કર્મોની શક્તિ દુર્વાચ્ય છે. સમૃદ્ધિઓ ચપલ છે અને સ્નેહ સ્વપ્નના જેવો છે, તેથી વિલાપ કરવો નકામો છે. હે રાણીઓ તમોએ ભગવંતના દુર્લભ પ્રવચનને પ્રાપ્ત કરેલું છે, તેથી એ પ્રવચનને અનુસરી સર્વ દુઃખોના ક્ષયનો ઉપાય આચરો." મહારાજાના આ વચનો સાંભળી ગંધર્વદત્તા નામની એક સાધ્વી પાસે વ્રત ગ્રહણ કરી તે ચાલી નીકળી હતી.

કારાગૃહમાં પૂરાએલા સિંહરાજાને દુષ્ટ આનંદ અનેક પ્રકારની પીડા આપવા લાગ્યો. અને અનેક રીતે તેને રીબાવવા લાગ્યો. જ્યારે દુર્બુદ્ધિ આનંદ તેનાપર અતિશય જુલમ કરવા માંડયો, ત્યારે રાજા સિંહ તેથી કંટાળી ગયો. છેવટે તેણે પોતાના જીવનનો અંત લાવવાને અનશનવ્રત અંગીકાર કર્યું. રાજા અનશન લઈ પોતાના જીવનનો અંત લાવવા ઈચ્છે છે, એ વાત આનંદના જાણવામાં આવતાં, તે અત્યંત કોપ પામ્યો. તેણે દેવશર્મા નામના એક પુરૂષને રાજાને બળાત્કારે ખવરાવવાને મોકલ્યો. તે દેવશર્મા સુજ્ઞ અને સજ્જન હતો. આનંદની આજ્ઞા પ્રમાણે તેણે રાજાની ઉપર જુલમ કરી બળાત્કાર કર્યો નહિ. તેણે નમ્રતાથી રાજાને કહ્યું-" મહારાજા, આ જગતમાં મનુષ્યોને દૈવયોગે કાર્યની ગતિ વિષમ થાય છે. દૈવ એવો વિપરીત છે કે, તે ગુણોને વશ થતો નથી અને વિનયથી આરાધવા યોગ્ય થતો નથી. એ મૂર્તિમાન્ અનર્થ છે, અને સમયને નહિ જાણનારો છે. તે મદોન્મત્ત હાથીની જેમ સ્વચ્છંદી

અને નદીના પ્રવાહની જેમ કુટિલ છે. એ દૈવનું રૂપ કર્મો છે. એ કર્મરૂપ દૈવ પુરૂષાર્થથીજ સાધ્ય છે. જો માણસ દૃઢતાથી પુરૂષાર્થ કરે તો તે દૈવ સાધ્ય થઇ શકે છે. માટે આપ મહારાજા અનશન છોડી ભોજન કરો. જો માણસ જીવતો હોય તો તે વિપત્તિને ઉલંઘન કરી પુનઃ સંપત્તિને પામે છે."

દેવશર્માના આવા વચન સાંભળી સિંહરાજા મંદ અને શાંતસ્વરથી બોલ્યો —" ભદ્ર, તમારૂં કહેવું યથાર્થ છે. સન્માર્ગના શનયને યોગ્ય એવો પુરૂષાર્થ મેં છોડયો નથી. મેં જે અનશનવ્રત ગ્રહણ કરેલું છે, તે ભાવથી ગ્રહણ કરેલું છે. અને તેને હું એક પુરૂષાર્થરૂપે માનું છું. વળી મારે સંપત્તિની ઇચ્છા નથી. મેં યોગ્યતા વિચારીનેજ અનશનવ્રત ગ્રહણ કરેલું છે." રાજાના આવા પ્રતિવચન સાંભળી દેવશર્મા બોલ્યો— "રાજેંદ્ર, તમે આવો આગ્રહ છોડી દો. જો તમે જમશો નહિં તો રાજા આનંદ વધારે ગુસ્સે થશે. તેનો ગુસ્સો કારણ વગરનો છે." આ પ્રમાણે દેવશર્મા રાજાને સમજાવતો હતો, તેવામા 'દેવશર્માને વિલંબ થવાનું શું કારણ હશે?' એમ વિચારી ક્રોધાતુર થયેલો આનંદ હાથમા ઊઘાડી તરવાર લઇ કારાગૃહમા આવ્યો. તેણે તરવાર ઉગામી રાજાને કહ્યું, "જો તું આહારને ગ્રહણ નહિં કરે તો આ તીક્ષ્ણ તરવારથી તારૂં મસ્તક છેદી નાખીશ." દુરાચારી આનંદનું આ વચન સાંભળી સિંહરાજા બોલ્યા. "પુત્ર આ જીવીત મરણાંત છે. માટે મને મરણનો ભય લાગતો નથી. જ્યારથી પ્રાણી ગર્ભમાંથી

બહાર આવે છે, ત્યારથી હાણે ક્ષણ તેનીપર મૃત્યુ રહેલું છે તેને લોકો જીવે છે એમ જે કહે છે, તે મૃષાવચન છે. કી કોઇ સાર્થના ટોળામાંથી આગળ ચાલ્યો જાય તો તેને શો લાભ છે ? કસાઇવાડામાં રહેલા પશુની જેમ પ્રાણીને જીવવાની આ શા રાખવી ફોગટ છે. વિધિ ( કર્મ ) રૂપી શીકારી, મનુષ્ય રૂપી મૃગોના ટોળાને વીંધવાની બુદ્ધિથી વૃદ્ધત્વરૂપ ધનુષ્ય લઇ વ્યાધિરૂપ બાણોને ફેંકતો પાસે આવે છે. તે પ્રસન્નાયરૂપી ઊ પાપને ગણતો નથી. તે સ્વેચ્છાથી મનુષ્યરૂપ હરિણોનો શીકાર કરે છે. આવું સમજનારા પુરૂષો આ સંસારને નાશ કરનારૂં દુશ્ચર તપ આચરે છે, તેઓ જન્મ અને મૃત્યુથી કંટાળી તપશ્ચર્યા કરવામાં તત્પર રહે છે. આનંદકુમાર, હું પણ એવા વિચારવાળો છું અને તેથીજ મેં અનશનવ્રત લીધું છે. મેં જીન ભગવંતના વચનરૂપ અમૃતનું પાન કર્યું છે. તેથી હું હવે મરણથી બ્હીતો નથી. જેમાં સ્વર્ગ અથવા મોક્ષ હોય ત્યાં મૃત્યુ થાય તેને હું મહોત્સવરૂપ ગણું છું. યુદ્ધ કે પલાયન કરવાથી યમરાજરૂપ હાથી પાસેથી મોક્ષ થતો નથી. તે યમરાજરૂપ હાથીને સોંઢ હોતી નથી, પણ તે જેને પકડે છે, તેને તે છોડતો નથી. જેમ ખેડુત વખત આવ્યે પાકેલા ધાન્ય લણી નાંખે છે, તેમ યમરાજ જન્મેલા પ્રાણીઓને આયુષ્યના અંત વખતે મારી નાંખે છે. જેમ મનુષ્યો જરા રહિત-યુવાન છે, તેમની ઉપર પણ મૃત્યુના પાસ પડે છે. તો જે જરાગ્રસ્ત છે તેને માટે શું કહેવું ? તેવો મનુષ્ય તો મૃત્યુના પ્રમાદથીજ જીવે છે. હે કુમાર મેં તો અનશનવ્રત

જાણવામાં આવ્યો તે વખતે તારા હૃદયમાં ઉત્તમ પ્રકારની ભાવના પ્રગટ થઈ આવી. તેં ચિંતવ્યું કે, " અહો ! મોહની વિચિત્રતા કેવી છે? આ સંસાર કેવો નઠારો છે? મંગલકે દ્રવ્યની કામનાથી જિનમતી જેવી પવિત્ર સ્ત્રીને કલંક આપ્યું અને મારા શરીર ઉપર છરીનો ઘા કર્યો. જો કે જિનમતી અખંડ શીલવતી છે, તથાપી હવે મારે એ સ્ત્રીની પણ જરૂર નથી, આ સંસારજ દુઃખરૂપ છે. જો હું વ્રત ગ્રહણ કરીશ તો તત્વને જાણનારી જિનમતિ પણ મારી પાછળ વ્રત ગ્રહણ કરશે. એટલે એ પવિત્ર સ્રી પણ આ સંસારસાગરને ઉતરી જશે. " આવું ચિંતવી તેં અનંગદેવ મુનિની પાસે વ્રત ગ્રહણ કર્યું. કેટલેક દિવસે તારા વ્રત ગ્રહણની વાર્ત્તા જિનમતીના સાંભળવામાં આવી, અટલે જિનમતીનું હૃદય સંવિગ્ન થઈ ગયું. પછી તેણીએ તારી પાસે આવી તારી સ્તુતિ કરી હર્ષથી દીક્ષા અંગીકાર કરી, ગુરૂએ ઇર્ષ્યા વગેરે સ્રીનો સ્વાભાવિક દોષ જાણી તેણીને સુમતિ નામની ગુરૂણીને શિષ્યા તરિકે અર્પણ કરી.

તે પછી અનુક્રમે નિરતિચાર સાધુપણું વિધિથી પાળી તું મૃત્યુ પામી ગયો. મૃત્યુ પામીને પચ્ચીશ સાગરોપમની આયુષ્યે ગ્રૈવેયક વિમાનમાં દેવતા થયો. તારો ભાઈ મંગલક તે દ્રવ્યના નિધાનને મોટી શિલાઓથી આચ્છાદિત કરી તેના મોહથી ત્યાં વાસ કરી રહ્યો અને ત્યાં રહી માંસનો આહાર કરવા લાગ્યો. કેટલેક દિવસે તે મૃત્યુ પામી બાવીશ સાગરોપમની આયુષ્યે છઠ્ઠી નરક ભૂમિમાં નારકીપણે ઉત્પન્ન થયો.

પાસે ચાલ્યો જા, હુ તારી સાથે આવવાનો નથી " તારા આવા વચન સાભળી મગલકે હૃદયમા વિચાર્યું કે " આ સમુદ્રદત્ત મને છેતરીને આ દ્રવ્યનો નિધિ લેવાની ઇચ્છા રાખે છે માટે તેને અહિ મારી નાખવો યોગ્ય છે " આવુ ચિતવી મગલક મધુર વાણીથી બોલ્યો " બન્ધુ, આવા સ્થાનમા તમને એકલા મુકી મારા પગ કેમ ઊપડે ? " તેના આવા વચન સાભળી તે કહ્યુ, "ભાઇ મગલક, જો તારે એવો આગ્રહ હોવતો આપણે કોઇ સાધુને પૂછવા ચાલો અનગદેવ મુનિ પાસે જઇએ" આ પ્રમાણે વિચાર કરી તમે બને તે માર્ગે ચાલ્યા આગળ ચાલતા કોઇ વિષમ જગલ આવ્યુ, એટલે તે દુર્બુદ્ધિ મગલકે પોતાની પાસે રહેલી છરી વડે તને ઘાયલ કર્યો, તેવામા અનગદેવ મુનિના શિષ્યો આગળ ચાલતા હતા, તેમણે તને જોયો, એટલે મગલક છરી છોડીને ત્યાથી નાશી ગયો એ છરીને જોઇ અને ઓળખી તારા જાણવામા આવ્યુ કે, " મંગલકે પેલા દ્રવ્યના નિધાનના લોભથી આ કામ કર્યું હશે તેમ વળી મારી શ્રાવિકા સ્ત્રી જિનમતીના વૃત્તાત પણ તેણે ખોટો કહ્યો હશે કારણ કે, તે કુલીન શ્રાવક બાળા કદિ પણ લોક વિરૂદ્ધ કામ કરેજ નહિ, " આ પ્રમાણે તુ વિચારતો હતો તેવામા અનગદેવ મુનિ સાધુઓની સાથે ત્યા આવી પહોચ્યા તેમણે તને જોઇ અને ઓળખ્યો જ્યારે તને તે વિષે પૂછ્યુ એટલે તે તેમની પાસે યથાર્થ વાત કહી બતાવી પછી તેમની સાથે તુ સ્થાનેશ્વર નગરમા ગયો અને ત્યા એક માસકલ્પ સાથે રહેતા તને લાગેલો છરીનો ઘા રૂઝાઇ ગયો તે પછી તારી સ્ત્રી જિનમતીનો સત્ય વૃત્તાત તારા

જાણવામાં આવ્યો તે વખતે તારા હૃદયમાં ઉત્તમ પ્રકારની ભાવના પ્રગટ થઈ આવી. તેં ચિંતવ્યું કે, " અહો ! મોહની વિચિત્રતા કેવી છે? આ સંસાર કેવો નઠારો છે? મંગલકે દ્રવ્યની કામનાથી જિનમતી જેવી પવિત્ર સ્ત્રીને કલંક આપ્યું અને મારા શરીર ઉપર છરીનો ઘા કર્યો. જો કે જિનમતી અખંડ શીલવતી છે, તથાપી હવે મારે એ સ્ત્રીની પણ જરૂર નથી, આ સંસારજ દુઃખરૂપ છે. જો હું વ્રત ગ્રહણ કરીશ તો તત્ત્વને જાણનારી જિનમતિ પણ મારી પાછળ વ્રત ગ્રહણ કરશે. એટલે એ પવિત્ર સ્ત્રી પણ આ સંસારસાગરને ઉતરી જશે " આવુ ચિંતવી તેં અનંગદેવ મુનિની પાસે વ્રત ગ્રહણ કર્યું. કેટલેક દિવસે તારા વ્રત ગ્રહણની વાર્ત્તા જિનમતીના સાંભળવામા આવી, એટલે જિનમતીનું હૃદય સંવિગ્ન થઈ ગયું. પછી તેણીએ તારી પાસે આવી તારી સ્તુતિ કરી હર્ષથી દીક્ષા અંગીકાર કરી, ગુરૂએ ઇર્ષ્યા વગેરે સ્ત્રીનો સ્વાભાવિક દોષ જાણી તેણીને સુમતિ નામની ગુરૂણીને શિષ્યા તરિકે અર્પણ કરી.

તે પછી અનુક્રમે નિરતિચાર સાધુપણું વિધિશી પાળી તું મૃત્યુ પામી ગયો. મૃત્યુ પામીને પચ્ચીશ સાગરોપમની આયુષ્યે ગ્રૈવેયક વિમાનમા દેવતા થયો. તારો ભાઈ મંગલક તે દ્રવ્યના નિધાનને મોટી શિલાઓથી આચ્છાદિત કરી તેના મોહથી ત્યાં વાસ કરી રહ્યો અને ત્યાં રહી માશનો આહાર કરવા લાગ્યો. કેટલેક દિવસે તે મૃત્યુ પામી બાવીશ સાગરોપમની આયુષ્યે છઠ્ઠી નરક ભૂમિમાં નારકીપણે ઉત્પન્ન થયો.

ત્યાંથી નીકળી આ ( વિજય ) માં આવેલા રાષ્ટ્રવર્દ્ધન નગરમાં **વલ્લીયક** નામના ચાંડાળને ઘેર બકરા રૂપે ઉત્પન્ન થયો. તે બકરો જ્યારે યૌવન વયમાં આવ્યો, ત્યારે તે બકરીઓના ટોળા માં રહી વિષય સુખ ભોગવવા લાગ્યો. એક વખતે ઘણી બકરીઓના ટોળા સાથે તે આ દ્રવ્યને સ્થળે આવી ચઢ્યો, તેવામાં આ સ્થળને જોતાંજ તેને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થઇ આવ્યું, તે જ્ઞાનના યોગથી તે લોભાંધ થઇ ત્યાંજ અડીને ઉભો રહ્યો, તેના ધણી વલ્લીયકે બળાત્કારે હાંકવા માંડયો, તો પણ તે ચાલ્યો નહિ. એટલે ગુસ્સામાં આવેલા વલ્લીયકે તેને છરીથી મારી નાંખ્યો. ત્યારપછી તે તે સ્થળે ઉંદર થઇને અવતર્યો. ને તેણે પૂર્વની જેમ તે દ્રવ્યના સ્થાનનો આશ્રય કર્યો.

એક વખતે **સોમચંદ્ર** નામનો કોઇ જુગારી આ સ્થળે આવ્યો. તેણે પોતાની આગળ ભમતા તે ઉંદરને મારી નાંખ્યો, તે પછી નાક તથા કાન વીના તેનીજ સ્રીમાં તે પુત્ર રૂપે ઉત્પન્ન થયો. તેનું રૂદ્રચંડ એવું નામ પાડવામાં આવ્યું. તેને ખાતર પાડતાં શૂલી ઉપર ચડાવવામાં આવ્યો. તે પછી તે નારકી થયો. તેમાં ત્રણ સાગરોપમની આયુષ્ય પૂર્ણ થતાં તે આ વિજયમાં અને આજ નગરમાં **અશોકદત્ત** નામના શ્રેષ્ઠીની શુંભકરા નામની પત્નિમાં શ્રી નામે પુત્રી થઈ જ્યારે શ્રી યૌવનવતી થઇ,

પાડયું હતું. જ્યારે સાગરદત્ત યૌવનવયમાં આવ્યો, ત્યારે દેવશર્મા નામના ગુરૂ પાસેથી તેણે આર્હતધર્મને પ્રાપ્ત કર્યો. તે પછી ઇશ્વરસ્કંદ નામના શ્રાવકની નંદિની નામની પુત્રીની સાથે સાગરદત્તનો વિવાહ થયો. તેની સાથે ભોગ ભોગવતા તારે એક પુત્ર ઉત્પન્ન થયો. તેનો જન્મોત્સવ કરવાને તું આ સ્થળે આવ્યો. અહિં આવી તે પુત્રના પારણાને માટે એક સ્થંભ લેવાને તેં આ સ્થળે ખાડો કર્યો, તેવામાં તે દ્રવ્યના ભંડારનો કાંઠો તારા જોવામાં આવ્યો પછી તેને પૂરી દઈ બીજે સ્થળે ખાડો કરી ભુખ્યા લોકોને ભોજન કરાવી પોતે ભોજન લઇ સ્વજન વર્ગની સાથે નગરમાં આવ્યો. તું માતૃભક્ત હતો તેથી તેં તારી માતાને તે દ્રવ્યના નિધાન વિષે પૂછયું, એટલે તેણીએ કહ્યું કે, ' તે નિધિ જોયા પછી હું તને યોગ્ય લાગશે તે કહીશ ' માતાના આ વચન સાંભળી તું માતાને તે નિધિના સ્થાનમાં લઇ ગયો. તે નિધિને નજરે જોઈ તારી માતાએ લોભથી, અજ્ઞાનથી અથવા પૂર્વના અભ્યાસથી હૃદયમા વિચાર્યું કે, " આ પુત્રને મારી હું એકલી એ દ્રવ્ય લહું " આવું ચિંતવી માતા બોલી " વત્સ, આ નિધાનનું દ્રવ્ય ઘણું છે, માટે જો આપણે તે ઘેર લઇ જઇશું તો તે વાત રાજાના જાણવામા આવ્યા વગર રહેશે નહિ, જો રાજા જાણશે તો પછી તે તેની સાથે આપણું ઘરનું દ્રવ્ય પણ લઇ લેશે; માટે આ દ્રવ્ય કોઈ સમયે લેવું. હમણા તો તેને પૂરી દેવું. " માતાના આ વચન સાભળી તેં માતાને કહ્યું કે, " માતા, તમારી જેવી આજ્ઞા હોય તેમ કરીશ " પછી તમો બંને માતા અને પુત્ર નગરમાં આવ્યાં.

કેટલાએક દિવસો સુખમાં ચાલ્યા ગયા. પૂર્વ ભવના અભ્યાસથી લોભના ક્ષોભવાળી તારી માતા તે દ્રવ્ય લેવાને તારો વધ ચિંતવવા લાગી. એક વખતે તેં પૌષધવ્રત ગ્રહણ કરેલ તેના પારણાને દિવસે તને વિષ આપ્યું. દ્રવ્યના લોભથી લુબ્ધ થયેલી માતાએ પુત્રનો ઘાત કર્યો. જ્યારે તને મુર્છા આવી ત્યારે તારી માતા નંદિનીએ લોકોની આગળ શુદ્ધ રહેવાને મહાન્ કોળાહલ કરવા માડ્યો. તેનો કોળાહલ સાંભળી સ્વજન વર્ગ એકઠો થયો. તેવામા કોઇ એક સિદ્ધ પુરૂષ તારે ઘેર આવી ચડ્યો. તને પોતાનો સાધર્મી જાણી મંત્રના પ્રભાવથી વિષ રહિત કરી દીધો. તે પછી આયુષ્યની ક્ષણિકતા જાણી તારામાં વૈરાગ્ય ઉત્પન્ન થઇ આવ્યો. વૈરાગ્યના પ્રભાવથી તેં દેવશર્મા ગુરૂની પાસે સત્વર વ્રત ગ્રહણ કર્યું. તે વ્રતને નિરતિચારપણે પાળી અનુક્રમે કાળધર્મ પામી ત્રીશ સાગરોપમની આયુષ્યે તું ગ્રૈવેયકમાં દેવતા થયો. તારી માતા તે દ્રવ્યના નિધિ ઉપર પીઠ કરી ત્યાંજ મૃત્યુ પામી, પન્નર સાગરોપમની આયુષ્યે પાચમી નરકે ઉત્પન્ન થઈ. તે પછી નરકમાંથી નીકળી વિવિધ પ્રકારની તિર્યંચ યોનિમાં ભ્રમણ કરી લોભના દોષથી આ નાળીયેરી રૂપે ઉત્પન્ન થયેલી છે. તું ગ્રૈવેયક વિમાનથી ચ્યવી સાગરદત્ત શ્રેષ્ઠીની સ્ત્રી શ્રીમતીના ઉદરમાં આ પુત્રરૂપે ઉત્પન્ન થયેલો છે. આ પ્રમાણે આ દ્રવ્ય સંબંધી તમારો બન્નેનો વૃત્તાંત છે."

હે શીખી, આ પ્રમાણે તે મહાનુભાવ પાસેથી મારો પૂર્વ વૃત્તાંત સાંભળી મને હૃદયમાં સંવેગ ઉત્પન્ન થઇ આવ્યો. હું

આ સંસારરૂપ કારાગૃહમાંથી નિર્વેદ પામી ગયો. પછી શ્રી અજિતદેવની સમક્ષ તે નગરના રાજાને જણાવી તે દ્રવ્ય મેં ગ્રહણ કર્યું. દીન તથા અનાથ જનોને તે દ્રવ્યનું દાન આપી મેં વિજયવર્મા મુનિની પાસે દીક્ષા ગ્રહણ કરી હતી. ભદ્ર, આ પ્રમાણે મારો પૂર્વ વૃત્તાંત છે. દ્રવ્યનો મોહ કેવો દુઃખદાયક છે, એ વિષે તારે પણ વિચાર કરવાનો છે. આ સંસારમા અનેક પ્રકારનો મોહ પ્રાણીઓને દુરાચાર સેવવાની પ્રેરણા કરે છે."

તે મહામુનિ વિજયસિંહના આવા વચન સાભળી શિખીના હૃદયમાં વૈરાગ્યભાવના પ્રગટ થઇ આવી. તે વિરક્ત ભાવને ધારણ કરી બોલ્યો "મહાનુભાવ, આપે કહ્યું તે યથાર્થ છે. આ સંસાર એવોજ છે. પ્રભુની પાસે દીક્ષા લેનારા તમને ખરેખર ધન્યવાદ ઘટે છે. આપ મહાનુભાવે આ મહાવ્રત અંગીકાર કરી માનવજીવનને સાર્થક કર્યું, આપના જેવા મહાત્માઓ આ સંસારના મોહ જીવને દૂર કરવાને સમર્થ થઈ શકે છે. આપની પવિત્ર મનોવૃત્તિ અને વિરક્ત ભાવના જોઇ મારા અંતરમા અપૂર્વ આનંદ ઉત્પન્ન થયો છે. હું આજે આપના દર્શન કરી સંપૂર્ણ કૃતાર્થ થયો છું. આજે આપના સમાગમથી હું મારા જીવનના ઉચ્ચ પ્રદેશમા આવ્યો છુ"

આ પ્રમાણે કહી સુબોધ પામેલો શિખી તે સૂરિવરના ચરણકમળમાં નમી પડ્યો, તેના અંગમાં ગુરૂભક્તિનો પ્રભાવ પ્રસરી ગયો હતો. તેની ઉત્તમ ભાવના જોઇ મહાનુભાવ વિજયસિંહસૂરિ પ્રસન્ન થયા અને તેમણે શિખીના ભવ્ય આત્માને હૃદયથી ધર્મલાભની આશીશ આપી હતી.

---

# પ્રકરણ ૩ જું.

## શિખીનો સદ્બોધ.

સૂરિવર વિજયસિંહની વાણી સાંભળ્યા પછી બ્રહ્મદત્તના પુત્ર શિખીના હૃદય ઉપર સારી અસર થઈ હતી. શિખી પ્રભુના મુખથી પ્રરૂપેલા ધર્મને સાંભળવાને ઉત્સુક થયો હતો. સદ્બુદ્ધિ શિખીએ વિનયથી સૂરિવરને કહ્યું, " મહાનુભાવ, શ્રી જિનભગવંતે ધર્મને કેવી રીતે પ્રરૂપેલો છે ? તે મને કૃપા કરી સંભળાવો. "

શિખીની આ પ્રાર્થના ધ્યાનમા લઇ સૂરિવર વિજયસિંહ બોલ્યા " ભદ્ર, ધર્મ વિષેનો તારો પ્રશ્ન સાંભળી મારા હૃદયમા અતિ આનંદ ઉત્પન્ન થાય છે. પરોપકારી પ્રભુએ ધર્મની પ્રરૂપણા કેવી રીતે કરેલી છે તે તું સાવધાન થઇને સાંભળ— " દાન, શીળ, તપ અને ભાવ—એ ચાર પ્રકારનો મુખ્ય ધર્મ છે. તેમાં પ્રથમ દાનધર્મ અભયદાન જ્ઞાનદાન અને ધર્મોપષ્ટંભદાન—એવા ત્રણ પ્રકારના છે. સર્વ પ્રાણીમાત્ર ની રક્ષા કરવી એ અભયદાન કહેવાય છે. રાજા અને રંકને જીવવાની ઇચ્છા સરખી છે. રાજા જીવવાના લોભથી રાજ્યનો પણ ત્યાગ કરવા તૈયાર થાય છે. જે પ્રાણી એવું ઉત્તમ અભયદાન આપે છે, તે પ્રાણી રૂપવાન, નિરોગી, દીર્ઘાયુ અને શ્રેષ્ટ જીવનવાળો થાય છે.

બીજું જ્ઞાનદાન ઘણુંજ ઉપયોગી છે. જ્ઞાનના દાનને

પ્રાપ્ત થયેલો પ્રાણી બંધ તથા મોક્ષનો કલ્યાણકારી ઉપાય જાણે છે. જે માત્ર જ્ઞાનદાન કરવાથી સુર અસુર અને મનુષ્યની લક્ષ્મીઓનું દાન કરેલું કહેવાય છે, તેવા જ્ઞાનદાનની સમાન બીજું દાન કયું છે ? જ્ઞાનદાનથી મનુષ્ય આત્મા સર્વજ્ઞપણાનો અધિકારી થાય છે અને અનુક્રમે કર્મનો ક્ષય કરી તે પરમ પદને પ્રાપ્ત કરે છે.

ત્રીજું ધર્મોપષ્ટંભદાન સાધુઓને ઉદ્દેશીને અપાય છે. નવકોટીથી શુદ્ધ એવું એ દાન સર્વદાનોમાં ઉત્તમ છે. પવિત્ર ચારિત્રધારી મુનિને અન્ન પાન વસ્ત્ર પાત્ર શયન ઔષધ અને આસન આપવું તે ધર્મોપષ્ટંભદાન કહેવાય છે. દાતા, ગ્રાહક, કાળ અને ભાવ એવા ભેદથી શુદ્ધ એવું તે દાન ચાર પ્રકારનું છે. કીર્ત્તિ તથા અહંકારથી વર્જિત એવો દાતાર શ્રદ્ધાથી જે ન્યાયોપાર્જિત દ્રવ્ય આપે તે પહેલું દાતૃશુદ્ધ દાન કહેવાય છે. દશ પ્રકારના ધર્મના પાત્ર, ત્રણ ગુપ્તિવાળા અને નિયમધારી મુનિને જે દાન આપવામાં આવે, તે બીજું ગ્રાહકશુદ્ધ દાન કહેવાય છે. માત્ર શરીરના નિર્વાહને માટે યોગ્યકાળે આહાર લેવાની ઇચ્છા રાખનારા સાધુઓને હિતકારી અને માપવાળું જે દાન આપવામાં આવે તે ત્રીજું કાળશુદ્ધ દાન કહેવાય છે. જેમ કાળને અનુસરીને કરેલું ખેતીનું કામ સફળ થાય છે, તેમ કાળને અનુસરીને આપેલું દાન સફળ થાય છે. જેમાં દાતાર છળ-કપટ રહિત થઇ શાંત ચિત્તે અને રોમાંચિત શરીરે-ભક્તિથી દાન આપે તે ચોથું ભાવશુદ્ધ દાન કહેવાય છે. મોક્ષના હેતુના નિદાનમાં એ પુરાતન વિધિ કહેલો છે. જિન ભગવંતે

કદિ પણ દયા દાનનો નિષેધ કર્યો નથી. આ પ્રમાણે પેહેલા દાન ધર્મને માટે જૈનાગમમાં પ્રરૂપેલું છે.

પાત્ર પ્રકારના આશ્રવનો ત્યાગ, કષાયોનો નિષેધ અને ચિત્તમા સવેગની સ્થિરતા એ બીજો **શીળ** ધર્મ કહેવાય છે. એ શીળ ધર્મનો પ્રભાવ દિવ્ય અને ચમત્કારી છે. તેના પ્રભાવનું વર્ણન આર્હત શાસ્ત્રમા સારી રીતે કરેલું છે.

ત્રીજો **તપોધર્મ** છે. છ પ્રકારનું બાહ્ય તપ અને છ પ્રકારનું અંતર તપ—એમ બાર પ્રકારનું તપ એજ તપોધર્મ કહેવાય છે. કર્મની નિર્જરાને કરનારો એ ધર્મ, કર્મોને નિર્મૂળ કરવામાં સમર્થ થાય છે.

ચોથો **ભાવધર્મ** છે. એ ધર્મની અંદર અનિત્યતા વગેરે તથા મૈત્રી વગેરે સોળ ભાવના ચિંતવવાની છે. તે સાથે આત્મનિંદા અને આત્મગર્હા પણ તેમાજ ધ્યાવા યોગ્ય છે. એવો ભાવનામય ધર્મ આત્મસ્વરૂપને પ્રગટ કરાવનારો અને પરમ તત્વનો સંપાદક છે.

આ પ્રમાણે ચાર પ્રકારનો ધર્મ શ્રી જિન ભગવંતે પ્રરૂપેલો છે. ચતુર્વિધને યથાર્થપણે પાળીને અનંત આત્માઓ આ સંસારથી મુક્ત થઇ પરમ સુખરૂપ મોક્ષને પ્રાપ્ત થયેલા છે." ભદ્રશિખી, 'તું આ ચતુર્વિધના સ્વરૂપનું સદા મનન કરજે. એ પવિત્ર ધર્મના મનનથી તારો આત્મા નિરૂપાધી થઈ મોક્ષમાર્ગનો પૂર્ણ અધિકારી થશે. "

સૂરિવરના આ ઉપદેશ વચન સાંભળી શિખી આનંદમય

બની ગયો. તે વખતે તેના હૃદયમાં એક શંકા ઉત્પન્ન થઇ આવી. પોતાની શંકા દૂર કરવાને શિખીએ પ્રશ્ન કર્યો—" મહાનુભાવ, આપે કહેલ ધર્મનું સ્વરૂપ યથાર્થ છે, પરંતુ તેની અંદર મારા હૃદયમાં એક શંકા ઉત્પન્ન થાય છે. તે દુર કરવાને હું આપને નિવેદન કરૂં છું. આપે જે ચાર પ્રકારનો ધર્મ કહ્યો તેમાં દાન ધર્મ સિવાય બાકીના શીળ, તપ અને ભાવ—એ ત્રણ પ્રકારનો ધર્મ આચરવાને ગૃહસ્થ સમર્થ થઇ શકતો નથી, તેથી કેવો માણસ સાધુપણાને યોગ્ય થઇ શકે ? તે મને યથાર્થ રીતે સમજાવો. " શિખીનો આ પ્રશ્ન સાંભળી સૂરિવર બોલ્યા— "ભદ્ર, સંસાર તરફ ઉદ્વેગ પામનારો, કુળવાન, શુદ્ધ બુદ્ધિવાળો, કૃતજ્ઞ, વિનયી, શ્રદ્ધાળુ, લોકસંમત, સ્થિર અને સમુપપન્નવિરક્ત એવો પુરૂષ સાધુપણાને યોગ્ય છે. " સૂરિના આ વચન સાંભળી શિખી બોલ્યો " ભગવાન, હું પોતે સમુપપન્ન છું અને તેને આપ પોતેજ પ્રમાણરૂપ છો. " શિખીની આ વાણી સાંભળી સૂરિ વિચારમાં પડ્યા કે, " આ પુરૂષ સૂક્ષ્મ પ્રશ્નોમાં ચતુર, શાંત, કુલીન અને સંસાર ઉપર વિરાગી લાગે છે; માટે તેને ગ્રહણ કરવો યોગ્ય છે. " આવું ચિંતવી સૂરિવર બોલ્યા— "ભદ્ર, તેં કહ્યું તે યથાર્થ છે, પરંતુ સાધુપણું પાળવું, તે અતિ દુષ્કર છે. શુદ્ધ ચારિત્રને પ્રાપ્ત થયેલા મુનિએ સર્વત્ર સમતા રાખવી, પંચ મહાવ્રત ધારણ કરવાં, રાત્રે આહાર કરવો નહિં, દિવસે પણ શુદ્ધ આહાર કરવો. પાંચ પ્રકારના દોષોને છોડી આહાર કરવો, શાસ્ત્રનું નિરંતર ચિંતવન કરવું. સદા પ્રતિમા ધારણ કરવી, પચીશ પ્રકારની ઉત્તમ ભાવના ભાવવી,

દ્રવ્યાદિકનો અભિગ્રહ લેવો, પૃથ્વીપર શયન કરવું, સ્નાનનો ત્યાગ કરવો, કેશનો લોચ કરવો, પ્રતિકર્મ કરવા નહિં, ગુરૂની આજ્ઞા માનવી, પરીસહો તથા ઉપસર્ગો સહન કરવા અને અઢાર હજાર શીલાંગ રાખવા. આ પ્રમાણે યતિધર્મ પાળવો ઘણો અશક્ય છે. શુદ્ધ ચારિત્રને પાળવું, તે વસ્ત્રથી પવન ધરવા જેવું છે, સામે પૂરે નદી ઊતરવા જેવું છે. એકલાએ સૈન્યને જીતવા જેવું છે, ત્રાજવામાં મેરૂને તોળવા જેવું છે. અને આ ત્રણ જગતનો જયધ્વજ ગ્રહણ કરવા જેવું છે."

સૂરિશ્વરના આ વચન સાંભળી શિખી બોલ્યો "પ્રભુ, એ વાત સત્ય છે, પરંતુ જે મનુષ્ય આ સંસાર ઉપરથી ઉદ્વેગ પામ્યો છે, તેને કાંઇપણ દુષ્કર નથી." સૂરિવરે શાંતતાથી કહ્યું, "ભદ્ર, આ લોક તથા પરલોકના હિતની ઇચ્છા રાખનારા મનુષ્યે સર્વ અનર્થનું કારણ રૂપ એવા મહા મોહને હણવો જોઇએ." શિખીએ ઉત્તર આપ્યો. "ભગવન, તેને હણવાનો ઉપાય ચારિત્ર છે, માટે આપ અનુગ્રહ કરી મને તે ચારિત્રનું દાન કરો." ગુરૂ બોલ્યા—"ભદ્ર, મેં તારી ઉપર અનુગ્રહ કરેલો જ છે. કાંઇ પણ શાસ્ત્રાર્થનો પ્રતિબોધ આપી દીક્ષા આપવી એ મારી મર્યાદા છે. તે મર્યાદા સાચવવા માટેજ મેં તને પ્રબોધ આપેલો છે." શિખી વિનયથી બોલ્યો "મહાનુભાવ દીક્ષિત પુરૂષે પણ શાસ્ત્રની મર્યાદા રાખવી જોઇએ."

આ પ્રમાણે વિજયસિંહસૂરિ અને શિખી વાર્તાલાપ કરતા હતા, તેવામાં શિખીનો પિતા બ્રહ્મદત્ત અનેક લોકોના

પરિવાર સાથે ત્યાં આવ્યો. તેણે આવી ગુરૂને વંદના કરી એટલે ગુરૂએ તેને ધર્મલાભ આશીષ આપી. બ્રહ્મદત્ત આશન ઉપર બેઠો એટલે શિખી પિતાને પ્રણામ કરી બોલ્યો—" પૂજ્ય પિતા મારી એક માગણી છે. તે આપવા કૃપા કરો." બ્રહ્મદત્ત પુત્ર ઉપર પ્રેમ લાવી બોલ્યો " વત્સ, મારો પ્રાણ પણ તારે આધીન છે. જે તારી ઇચ્છા હોય તે માગી લે " પિતાના આવા ઉદાર વચન સાંભળી શિખી શાંત સ્વરે બોલ્યો " પુજ્ય પિતા, કેટલીએક ઘરની હકીકત જાણ્યા પછી હું સંસાર વાસથી કંટાળી ગયો છું. આ લોકમાં મનુષ્યજન્મ દુર્લભ છે, પ્રિય સમાગમ અનિત્ય છે, સમૃદ્ધિઓ ચંચલ છે, યૌવન વય પુરૂષના જેવું છે, કામદેવ પરલોકનો શત્રુ છે, વિષયોનો સમૂહ ભયંકર છે અને મૃત્યુ અનિવાર્ય છે, માટે કૃપા કરી મને મહાવ્રત અપાવો."

શિખીના આવા વિરક્ત વચન સાભળી બ્રહ્મદત્ત ગદ્ગદ્ થઈ ગયો. પુત્રસ્નેહને લઇને તેનુ હૃદય આર્દ્ર થઇ ગયું. તે ક્ષણવાર વિચાર કરીને બોલ્યો " પુત્ર, યતિધર્મ ગ્રહણ કરવાનો આ તારે સમય નથી, હજુ તું યૌવન વયના સુખનો અધિકારિ છે. સંસારનો અનુભવ કર્યા પછી ચારિત્રધર્મના મહામાર્ગનો પથિક્ બનવાને તુ યોગ્ય છે, તારી મનોવૃત્તિ વિરક્ત થયેલી છે, તથાપિ તારી વાસના નિર્મૂળ થવી અશક્ય છે, તેમ છતાં કદિ તું સંસારનો ત્યાગ કરવાને ઉત્સુક થયો છે તો પણ તારાથી દુષ્કર યતિધર્મનું સેવન થઇ શકશે નહિં. ખડ્ગની ધાર જેવા ચારિત્ર ધર્મને આચરવાનો અધિકાર ઘણો દુર્લભ છે. જ્યારે

હંમેશાં શિખીનું અશુભ ચિંતવતી હતી. "પોતાના પુત્રને ઔરસ પુત્રનું અશુભ ચિંતવનારી આર્ય માતા ભારતમાં કોઇ હતી નહિ. આર્ય માતાના હૃદયમાં પુત્રવત્સલ્ય સ્વભાવિક રીતેજ હોય છે. પુત્ર ગમે તેવો દુર્ગુણી, મૂર્ખ અને અવિનીત હોય તો પણ માયાળુ માતા પુત્રદ્વેષણી હતી નથી. પવિત્ર અને પૂજ્ય માતા પોતાના અપરાધી અને અજ્ઞાની પુત્રના અપરાધને માફ કરવા તત્પર થાય છે. જાલિની તેવી માતા ન હતી, પૂર્વ કર્મના યોગથી આર્ય માતાનું લક્ષણ પણ તેણીનામાં હતું નહિ, તે સર્વ રીતે અનાર્ય હતી. શિખી પોતાનો ઔરસ પુત્ર હતો, તો પણ તે તેને સાપત્ન પુત્રના જેવો ગણતી હતી. શિખી ગૃહનો ત્યાગ કરી બાહેર ચાલ્યો ગયો હતો, તથાપિ એ કુટિલ માતાના હૃદયમાંથી તેની તરફનો દ્વેષ જરા પણ ન્યૂન થયો ન હતો. તે પુત્ર નગરમાં, ગામમાં, અરણ્યમાં, કે માર્ગમાં ગમે ત્યાં હોય તો પણ તેનું અશુભ થાઓ તે સર્વ રીતે દુઃખી થાઓ" એમ પાપી જાલિની પોતાના હૃદયમાં ચિંતવતી હતી.

વાંચનાર, તને આ પુત્ર દ્વેષિણી જાલિનીના દુશ્ચરિત્ર ઉપરથી સારો પ્રતિબોધ પ્રાપ્ત થશે. પરિણામે એ દુર્હૃદયા જાલની તેના અનાચારનું ફળ પ્રાપ્ત કરશે. ત્યારે તારા હૃદયમાં નિશ્ચય થશે કે, દ્વેષી અને પાપી આત્માઓની નઠારી ગતિ થયા વિના રહેતી નથી. આ નિશ્ચયથી તું તારા જીવનને તેવા દોષથી દૂર રાખવાને પ્રયત્ન કરજે. જો તારો આત્મા ભવી હશે તો તને એ સન્માર્ગનું દર્શન થયા વિના રહેશે નહિં.

# પ્રકરણ ૫ મું.

## નાસ્તિકતાનો નિરાસ.

પિંગલક નામે એક પુરૂષ બ્રહ્મદત્તનો આશ્રિત હતો. તે ઘણોજ નાસ્તિક હતો. પુણ્ય, પાપ, જીવ, અજીવ, આત્મા વગેરે પદાર્થોને તે માનતો ન હતો. તેની બુદ્ધિમાં મલિનતાની છાયા પ્રસરી ગઇ હતી. ધર્મ એવું નામ સાભળતાંજ તેના હૃદયમાં તિરસ્કાર છુટતો હતો.

આ પિંગલક બ્રહ્મદત્તની સાથે વિજયસિંહસૂરિની પાસે આવ્યો હતો. પિંગલકના નાસ્તિક વિચાર તરફ બ્રહ્મદત્તને અભાવ હતો, તથાપિ તે તેને પોતાની સાથે રાખતો તેનું કારણ તેની સેવાવૃત્તિ હતી. પિંગલકનામાં સેવાવૃત્તિનો ભારે ગુણ હતો, તેથી તે બ્રહ્મદત્ત પિંગલકને અહનિશ ચાહતો હતો.

શિખીએ જ્યારે દીક્ષા લેવાની પવિત્ર ઇચ્છા દર્શાવી અને તેના પિતા બ્રહ્મદત્તે તેને અટકાવવા કેટલાએક વચનો કહ્યા, ત્યારે નાસ્તિક પિંગલક પોતાના વિચાર પ્રગટ કરવાને તત્પર થયો. પિંગલક નાસ્તિક હતો, તથાપિ તે ઘણો બુદ્ધિમાન હતો. પોતાની નાસ્તિકતા સિદ્ધ કરવાને સારી રીતે સમર્થ હતો. જો કોઈ આસ્તિક વિદ્વાન તેની સામે પ્રત્યુત્તર આપવાને સમર્થ ન હોય તો પિંગલક પોતાનો પક્ષ સિદ્ધ કરવાને સમર્થ થઇ શકે તેવો હતો.

સૂરિવર વિજયસિંહ અને બ્રહ્મદત્ત સાંભળતા પિંગલક ઉંચે સ્વરે બોલ્યો " શિખીકુમાર, તારા આવા વિચાર જાણી હું ઘણો દિલગીર થાઉં છું, કોઈ આડંબરી મુનિએ તને છેતર્યો છે, આ શરીરમાં પંચભૂત શિવાય બીજો કોઈ પરલોકગામી જીવ છેજ નહિ. પંચભૂતોનો મળેલો સમવાયજ જીવ કહેવાય છે. જ્યારે તે પંચભૂત આ શરીરથી જુદા થાય છે, ત્યારે પ્રાણી મરેલો કહેવાય છે. ઘડાની ચટકની જેમ દેહથી જુદો આત્મા છેજ નહિ. પરલોકમાં મિથ્યા અભિનિવેશ રાખી તું ભોગ સુખનો ત્યાગ કરીશ નહિ. તેં કહ્યું કે, "મનુષ્યપણું પ્રાપ્ત થવું દુર્લભ છે." પણ તે વાત અસંગત છે. પંચભૂતના સંઘાતથી બનેલા મનુષ્યપણામાં સત્પુરૂષોએ શા માટે આકુલ વ્યાકુલ થવું જોઇએ ? વળી તેં કહ્યું કે, ' આ સંસારમાં પ્રિય સંયોગ અનિત્ય છે ' એ પણ ઘટતું નથી. કારણકે, તું કદી સાધુપણું લઇશ, તેથી પણ એ પ્રિય સંયોગ નિત્ય થવાના નથી. તેમ વળી તારા કહેવા પ્રમાણે ચંચલ એવી સમૃદ્ધિઓ કાંઈ સાધુપણાથી સ્થિર થવાની નથી. દક્ષ મનુષ્યો જો ઉપાય કરી શકે તો તે સમૃદ્ધિઓને સ્થિર કરી શકે છે. તેં કહ્યું કે, " યૌવન પુષ્પના જેવું છે, કામદેવ પરલોકનો શત્રુ છે અને વિષયો દારૂણ છે," એ વાત તદ્દન અસંભવિત છે. યૌવન પુષ્પના જેવું હોય તો તે કાંઇ સાધુપણાથી સ્થિર થવાનું નથી. કામદેવ પરલોકનો શત્રુ છે એ વાત કોઇએ પરલોકમાંથી આવી જણાવી નથી. વિષયો દારૂણ હોય એમ કહેવું યોગ્ય નથી. કારણકે, તેવી રીતે કોઇવાર આહાર પણ દારૂણ હોય છે. તે ઉપરથી શું આહાર ન કરવો ?

હરિણોના ઉપદ્રવથી ભય પામી શું જવ વાવવા નહીં? ઉપાયને જાણનારા પુરૂષની આગળ કોઇ પણ વસ્તુ દારૂણ છેજ નહિં. તેં કહ્યું કે, 'મૃત્યુ અનિવાર્ય છે' એ તો તદ્દન બાલભાષિત છે. કારણકે સાધુને પણ આયુષ્ય પૂર્ણ થતા મરવાનું તો છેજ.' મરવાનું નથી, એમ ધારીને પણ તે શ્મશાનવાસ કરતો નથી. કદી પરલોક છે, એમ માનીએ તો પણ દુઃખ સેવવાથી સુખ નથી. સદા અભ્યાસ કરેલાનોજ ઉત્કર્ષ જોવામાં આવે છે. એ સિવાય આવતો નથી. "ભદ્રશિખી, તેથી તું આ સાધુપણું લેવાના વ્યવસાયથી વિરામ પામ. સાધુપણું લેવામાં કાંઇ પણ સાર નથી, માત્ર કાયાને કષ્ટ આપવાનુંજ છે."

નાસ્તિક પિંગલકના આવા વચન સાંભળી આસ્તિક શિરોમણી શિખી ઉંચે સ્વરે બોલ્યો-" અરે મૂર્ખ પિંગલક, તારા બધા વચનો અનુચિત છે. આ પૂજ્ય ગુરૂની સમક્ષ મારે કહેવું યોગ્ય ન કહેવાય. એ ગુરૂ પોતેજ તને યુક્તિથી સમજાવશે."

શિખીનાં આ વચન સાભળી ગુરૂ ગંભીર વાણીથી બોલ્યાઃ—મહાવિપ્ર, તારા કહેવાનો ઉત્તર આપું તે એક ચિત્તે સાંભળજે. આ શિખીને તેં કહ્યું કે, ' તને કોઇએ છેતર્યો છે,' તે પવિત્ર શિખી કોઇનાથી છેતરાયો નથી. જૈન શાસ્ત્રના શ્રવણથી ઉત્પન્ન થયેલ ક્ષયોપશમ ભાવથી આ સંસારનું સ્વરૂપ જાણી પોતે પોતાની મેળેજ વિરક્ત થયેલો છે. તે કોઇનાથી છેતરાયો નથી.

તેં કહ્યું કે, ' પાંચભૂતોથી જુદો કોઇ જીવ છે જ નહિ.'

એ તારૂં કહેવું તદ્દન અસંભવિત છે. અચેતન એવા ભૂતોથી ચેતના શી રીતે ઉત્પન્ન થાય છે? જો દરેક ભૂતમાં નથી, તે તેના સમવાયમાં કયાંથી આવે? ઘણી રેતી પીલો તો પણ તેમાંથી તેલ ઉત્પન્ન થતું નથી. કદિ તું એમ માનતો હો કે, દરેક ભૂતની અંદર ચેતન રહેલ છે, તો માણસ ઘણા ચેતનનો સમવાય છે એમ સિદ્ધ થયું. તે સાથે એકેંદ્રિય પદાર્થો તથા ઘડા વગેરેમાં પણ ચેતના છે, એમ માનવું પડે. પણ ઘડો એકેંદ્રિય છતાં પણ ચૈતન્ય રહેલું કયાંઇ પણ જોવામાં આવતું નથી તે ઉપરથી સાબીત થાય છે કે, પંચભૂતોથી જુદો કોઈ પરલોકગામી ચેતન છે. હે દુરાગ્રહી દ્વિજ, તેં કહ્યું કે, 'જ્યારે પંચભૂત શરીરથી જુદો પડે છે, ત્યારે માણસ મરેલો કહેવાય છે.' આ તારૂં કહેવું તદ્દન વિરૂદ્ધ છે. જીવ પંચભૂતથી જુદો થાય છે, એ કહેવા માત્ર છે. પ્રત્યક્ષ જણાતું ચૈતન્ય કોનાથી નિષેધ કરી શકાય તેમ છે? વળી તેં કહ્યું કે, 'ઘડાની ચટકની જેમ દેહથી આત્મા બીજો દેખાતો નથી,' તે વાત તો પંચભૂતથી ચેતન જુદો છે, એમ કહેવામાંજ ઉડી ગઇ.

હે વિપ્ર, તેં કહ્યું કે "પરલોકનો અભાવ છે, તેથી મિથ્યા અભિમાન રાખી ભોગ સુખનો ત્યાગ કરીશ નહિં, અથવા જો આત્મા સત્ય હોય તો તેને બતાવ." તે વિષે મારે એટલુંજ કહેવાનું કે, ચૈતન્યની સિદ્ધિ માનવામાં પરભવ છે એમ સાબીત થાય છે. પરભવની સિદ્ધિ થઇ તો પછી બુદ્ધિમાન પુરૂષને મિથ્યા ભિનિવેશ શામાટે હોય? કલ્યાણના શત્રુ રૂપ

એવા વિષયો કે જે પશુઓને તુલ્ય છે અને ક્લેશ તથા પ્રયાસથી ભરપૂર છે તેમને સેવવામાં શું સુખ થાય ? આ આત્મા કે જે સૂક્ષ્મ અને ઇંદ્રિય રહિત છે, તેથી તે શરીરથી ભિન્ન જોવામાં આવતો નથી. સિદ્ધ તથા કેવળજ્ઞાનીઓજ તેને નિત્યે જોઈ શકે છે."

સૂરિવરનાં આવાં યુક્તિવાળાં અને સત્ય વચન સાંભળી પિંગલક હસીને બોલ્યો—મુનિ, તમારા સર્વ વચનો અનુચિત છે. જો પંચભૂત અચેતન હોય તો તેની અંદર ગતિ વગેરે કેમ જોવામાં આવે છે. જેમ અદૃશ્ય એવા પરમાણુઓથી ઘડા વિગેરે જોવામાં આવે છે, અને શીગડામાંથી બાણુ જોવામાં આવે છે, તેમ જેમાં જે ન હોય, તેમાથી તે થાય છે. તમે કહ્યું કે "પ્રત્યેક ભૂતમાં ચેતન ગુણ લઇએ તો માણુસ ઘણાં ચેતનવાળો થાય અને એકેંદ્રિય જીવ તથા ઘડા વગેરેમા ચેતના જોવામાં આવે." એ તમારી વાત તદન અસંગત છે. કારણ કે દરેક ભૂતોની અંદર ચેતના રહેલી છે. ને તેવી જાતના પરિમાણુને લઇને તેનું બાહુલ્યપણું દેખાતું નથી અને અમુક પરિણામને લઇને ઘડા વગેરેમાં ચેતના જોવામાં આવતી નથી.

પિંગલકના આવા અનુચિત વચન સાંભળી ગુરૂ બોલ્યા, મહા વિપ્ર, તેં કહ્યું કે 'જેમ શીંગડામાંથી બાણુ થાય છે' તે ઉપર મારે એટલુંજ કહેવાનું છે કે, તે બાણુ તેના કારણુ પ્રમાણે થાય છે. કેમકે, તેની અંદર જે સૂક્ષ્મપણું અને કોમળપણું આવે છે, તેની અંદર તેના ધર્મનો સંક્રમ થાય છે, તું એમ

માને છે કે, તે બાણુની અંદર કાંઇ વિશેષ જોવામાં આવતો નથી. પણ તે તારૂં માનવું ખોટું છે, કારણ કે જેવો તેની અંદર પ્રયત્ન કરવામાં આવે તેવો વિશેષ થાય છે. અંધ માણસ જોઇ શકે નહિં, તેમાં કાંઇ સૂર્યનો અપરાધ નથી. વળી તેં કહ્યું કે, 'ઘટાદિ દૃશ્ય છે,' પણ તે અદૃશ્ય પરમાણુઓથી દૃશ્ય નથી. કારણ કે, પરમાણુઓ યોગિયોની દૃષ્ટિના વિષયમાં આવે છે. વળી તું ધર્મનો સંક્રમ સત્તાથી માને છે, તે યોગ્ય નથી, કારણ કે, સત્તા સર્વને સાધારણપણાથી નિયામક થાય તે પણ યોગ્ય છે. વળી તારૂં કહેવું એવું છે કે, 'પરિણામ વિના ઘટાદિકમાં ચેતના નથી તેને માટે કોઇ પ્રમાણ નથી.' તે વિષે હું કહું તે સાંભળ, તું પંચભૂતના સમૂહથી જુદા પરિણામનો આદર કહે છે, જો તેમ બને તો પછી બીજા નામથી જીવનો અંગીકાર થઇ ચુક્યો.

સૂરિના આવા પ્રતિવચન સાંભળી પિંગલક જરા પાછો પડ્યો. તથાપિ તે મંદસ્વરે બોલ્યો "ભગવન, જો ઈંદ્રિયગુણ વગરનો જીવ શરીરથી જુદો છે, તો મધુપિંગ નામે મારો પિતામહ પાપી હતો, તે તમારા મત પ્રમાણે નરકમાં પડ્યો હશે, તો તે આવીને મને બોધ કેમ કરતો નથી. સૂરિ બોલ્યા-મહાનિભ્ર, જેમ ગુન્હેગાર માણસ કારાગૃહમાં બંધાયો હોય, તે પોતાના માણસને જોવાને અને શાસન કરવાને શકિતમાન્ થતો નથી, તેમ કર્મવડે બંધાએલો નારકી નરકમાં રહી તેમાંથી નીકળવાને અને પોતાના પુત્રને શિક્ષા આપવાને સમર્થ થઇ શકતો નથી.

પિંગલક—મહારાજ, કદિ નારકી જીવ તેમ કરવાને શક્તિવાન્ ન થાય, પણ મારો સોમપિંગ નામે પિતા ધાર્મિક હતો, તે દેવલોકમાં વસતો હશે, તે આવીને મને શા માટે બોધ ન કરી શકે ?

સૂરિ—ભાઈ પિંગલક, જેમ કોઈ નઠારી સ્થિતિનો માણસ દેશાતર ગયો હોય, ત્યા તેને રાજ્ય મળ્યું હોય, પછી પોતાના લજ્જા ઉત્પન્ન કરે તેવા કંગાળ પુત્રને સંભારે નહિં, તેમ દિવ્ય સમૃદ્ધિને પ્રાપ્ત થયેલો અને સુખસાગરમાં મગ્ન રહેનારો દિવ્ય આત્મા આ દુર્ગંધી પૃથ્વીમાં આવવાને પણ ઇચ્છિતો નથી, તો શિક્ષા આપવાને કેમ આવે ?

પિંગલક—ભગવન્, જો આત્મા-જીવ દેહથી જુદો હોય, તો મરેલા ચોરને છિદ્ર વગરની કુંભમાં નાખ્યો હતો, તો પણ તે જોવામા કેમ ન આવ્યો ?

સૂરિ—કોઇ શંખ વગાડનારો માણસ રાજાના દ્વાર આગળ ઉભો રહી શંખ વગાડવા લાગ્યો; તે શંખના ધ્વનિને રાજાએ બંધ કરેલા દ્વારમાં પણ સાંભળ્યો. એટલે રાજાએ પૂછ્યું કે, આ શંખને તું કયાં વગાડે છે ? એટલે તેણે સત્યવાત જણાવી. પછી રાજાએ તેને કુંભીમા પૂરી તે કુંભીને લાખથી બંધ કરી કહ્યું કે, 'હવે શંખ વગાડ.' ત્યારે તેણે શંખ વગાડયો, તે ઉપરથી સમજવાનું કે, જેમ છિદ્ર વગરની કુંભીમાંથી મૂર્તિમાન્ શબ્દ પ્રગટ થયો, તેમ આ અમૂર્ત એવો જીવ તેવી રીતે નીકળે છે.

બમાવતો શિખી વરઘોડા સાથે ગુરૂના સ્થાન પાસે આવ્યો. ગુરૂની પાસે નજીક આવતા શિબિકા ઉપરથી ઉતરી પડી અને સર્વ શૃંગાર દૂર કરી તે ગુરૂના ચરણમાં નમી પડયો. પછી ગુરૂએ સામાયિક ઉચ્ચાર પૂર્વક વિધિથી તેને દીક્ષા આપી. દયાળુ ગુરૂએ શિખીની શિખાનો ત્રણ મુષ્ટિથી લોચ કર્યો. ચતુર્વિધ સંઘે જયધ્વનિ કરી આકાશમંડળને ગજાવી મૂક્યું. પછી શિખી કેટલાક દિવસવડે માસકલ્પ પૂર્ણ કરી પોતાના ગુરૂ વિજયસિંહ સૂરિની સાથે પૃથ્વીપર વિહાર કરી ચાલી નીકળ્યો. સુબોધક શિખી ચારિત્રને પ્રાપ્ત કરી તે પ્રમાણે વર્ત્તવા લાગ્યો. તપસ્યા રૂપ જ્વાલા વડે કર્મરૂપ ઇંધણાને દહન કરતો અને શમતાના બાહુલ્યને ધારણ કરતો તે અધિકતાથી દીપવા લાગ્યો. તેના હૃદય ઉપર ચારિત્ર ધર્મનું પ્રતિબિંબ પડયું હતું. શિખી મુનિ સર્વ પ્રકારની મમતાથી તદન મુક્ત થયા હતા. આધ્યાત્મિક બલના યોગથી તેના હૃદયમાં સંવેગનો રંગ પ્રકાશિત થયો હતો. તેમના સંવેગી હૃદયમાં તત્વચિંતનનો વિકાસ થયો હતો. તે વિકાસના પ્રભાવથી તેઓ સદા પરમાત્મ સ્વરૂપનુંજ ચિંતવન કરતા હતા. અને તેથી તેઓ આત્માની અલૌકિક સંપત્તિને મેળવી શક્યા હતા.

પ્રિય વાંચનાર, મહામુનિ શિખીના જેવી સદ્દવૃત્તિનું અનુકરણ કરવાની ભાવના ભાવજે, એ ભાવનાના પ્રભાવથી તારા હૃદયમાં સાંસારિક ભાવ તરફ પૂર્ણ તિરસ્કાર ઉત્પન્ન થશે. અને તેથી સંસારમાં રહેતા છતાં પણ તને શમતાનું સુખ પ્રાપ્ત થશે.

પુદ્‌ગલિક પદાર્થો કે જે અનિત્ય છતા નિત્યવત્ ભાસે છે, તે સર્વ પદાર્થો તારા અંતરાત્માની અદર અનિત્ય ભાસશે, એટલે તુ તદન નિર્મોહ થઇ શકીશ અને છેવટે માર્ગાનુસારીપણાથી આ લોકને સુધારી પરલોકની સુધારણાને માટે તત્પર થઇ શકીશ મહાનુભાવ, શિખીએ જે માર્ગ ગ્રહણ કરેલો છે, તે માર્ગનું મનન કરવાથી તારો આત્મા અધમ માર્ગનો અનુયાયી થશે નહિ અને તારા મનમા સમજાશે કે, 'મોહના કટુ પ્રસગથી માનવ જીવન અધમ બની જાય છે '

## પ્રકરણ ૬ ઠ્ઠું.

### ઋષિહત્યા.

પ્રાત કાલનો સમય હતો સૂર્યના તેજસ્વી કિરણો વિશ્વને પ્રકાશ આપતા હતા સર્વ સ્થળે લોકોમા પ્રવૃત્તિના દ્વાર ઉઘડયા હતા આ વખતે એક વિશાળ ઉપાશ્રયમા મહામુનિ સાધુઓની સાથે સૂત્રાર્થની ચર્ચા કરતા હતા સ્વાધ્યાયના ધ્વનિથી ઉપાશ્રયની અવની ગાજી રહી હતી ભાવિક શ્રાવકો શ્રેણીબધ મહામુનિઓને વદના કરવા આવતા હતા ઉપાશ્રયની ભૂમિની ચારે તરફ અભ્યાસી અનગારો દઢ આસન કરી સ્વાધ્યાય ધ્યાન કરતા હતા વદના કરતા શ્રાવકો ઉપરા ઉપર 'ધર્મ લાભ' ની ઉત્તમ આશિષ મેળવતા હતા

આ વખતે એક અજાણ્યો પુરૂષ ઉપાશ્રયની અંદર આવ્યો. તે પુરૂષ મધ્યવયમા આવેલો હતો. કૃષ્ણ અને શ્વેત વર્ણના કેશથી તેની મુખમુદ્રા ભરપૂર દેખાતી હતી. લલાટ ઉપર કરેલા તિલકથી તે ' કઈ જાતિનો છે ' એમ પ્રેક્ષકોના જાણવામાં આવતું હતું. તે પુરૂષે આવી ઉપાશ્રયની ચારે તરફ દ્રષ્ટિ પ્રસાર કરી. તેવામા પેલા મહામુનિ સાધુઓની સાથે ચર્ચા કરતા તેના જોવામાં આવ્યા શાંત મૂર્તિ અભ્યાસી સાધુઓ તેની આસપાસ વીંટાઈને બેઠા હતા. વચમાં વચમા વંદારૂ શ્રાવકોની સુખ શાતાની પૃચ્છા સાભળી તેઓ ધર્મલાભ આશીષ આપતા હતા.

પેલો મધ્યમ વયનો પુરૂષ તે મહામુનિની સમક્ષ આવી ઉભો રહ્યો. તેના હૃદયમાં આર્હત ધર્મના સસ્કારો ન હોવાથી તેણે વિધિ રહિત ઉભા રહીનેજ મુનિઓને વંદના કરી. કૃપાળુ મુનિવરોએ તેને સામ્ય ભાવથી અવલોકી ધર્મલાભની આશીષ આપી હતી.

વાંચનારને આ પ્રસંગ જાણવાની ઇચ્છા થઇ હશે. તેથી તેનું સ્પષ્ટીકરણ કરવું આવશ્યક છે. જે મહામુનિ સાધુઓમાં સૂત્રાર્થની ચર્ચા કરતા બેઠા છે, તે મહામુનિ શિખી છે. શિખી વિજયસિંહ સૂરિની પાસે દીક્ષા લઇ ત્યાંથી વિહાર કરી તેમની સાથે ચાલી નીકળ્યો હતો. અનુક્રમે તે મહાનુભાવ ચારિત્ર ધર્મના યોગથી આગમ પ્રવીણ થયો હતો. તેની ચતુર બુદ્ધિ જોઇ અનેક સાધુઓ તેની પાસે અભ્યાસની ચર્ચા કરવાને આવતા હતા. કાંઇ શંકા પડતી ત્યારે તેઓ વિજયસિંહ સૂરિની પાસે

જઇ નિઃશંક થતા હતા. મહા મુનિ શિખી પોતાના ગુરૂની સાથે આ સ્થળે આવી વસ્યા હતા આ ઉપાશ્રય તામ્રલિપ્તી નગરમાં આવેલો છે. જે મધ્યમ વયનો પુરૂષ આ સ્થળે આવી ચડ્યો છે, તે સોમદેવ નામે બ્રાહ્મણ છે. જ્યારે શિખી ગૃહ છોડી બાહેર નીકળી ગયો, ત્યારે તેની દ્વેષવતી માતા જાલિનીના હૃદયમાં પશ્ચાતાપ થયો હતો. તેણીએ પોતાના મનમાં ચિંતવ્યું હતુ કે, 'શિખી જીવતો બાહેર ચાલ્યો ગયો, એ વાત ઠીક થઇ નહિં'. આવા ચિંતવનથી જાલિની પ્રતિક્ષણે તે વિષેનો અનુતાપ કરતી હતી. પછી તે દ્વેષધારિણી માતાએ વિચાર કર્યો કે, "કોઇ પણ ભેટ મોકલીએ શિખીને પાછો બોલાવી લઉં અને પછી તેનો ઘાત કરૂં" આવા વિચારથી રત્નકંબલની ભેટ આપી તેણીએ સોમદેવને શિખીની પાછળ શોધ કરવા મોકલ્યો હતો. સોમદેવ શિખીને શોધતો ચારે તરફ ફરતો હતો. તેવામાં 'વિજયસિંહ સૂરિની સાથે શિખી દીક્ષિત થઈ તામ્રલિપ્તી નગરમાં આવેલ છે,' આ વૃત્તાંત સોમદેવના જાણવામાં આવતાં તે અહિં તામ્રલિપ્તી નગરમાં આવ્યો છે. હવે વાંચનારના હૃદયમાં આ વૃત્તાંતની સ્પષ્ટતા સારી રીતે થઇ હશે. મહામુનિ શિખી અને સોમદેવની વચ્ચે પછી શો પ્રસંગ બન્યો તે હવે જાણવાનું છે.

સાધુઓની વચ્ચે સૂત્રાર્થની ચર્ચા કરતા એવા શિખીને જોતાંજ સોમદેવ તેને ઓળખી ગયો. તેણે શિખી મુનિને વિનયથી પ્રણામ કર્યો. એટલે શિખીએ સોમદેવને પૂછ્યું, "તું ક્યાંથી આવે છે?" સોમદેવ સ્નેહ દર્શાવી બોલ્યો-"ભદ્ર, હું

ઢોશપુરથી આવ્યો છું. તમારી પુત્રવત્સલ થયેલ માતા જાલિની એ મને તમારી ખબર લેવાને મોકલ્યો છે. તેમના મનમાં ભારે પરિતાપ થાય છે. અને તે તમારા પવિત્ર દર્શન કરવાની ઇચ્છા રાખે છે. "

શિખીએ આશ્ચર્યથી પૂછ્યું "ભાઈ મારી માતાને શામાટે પરિતાપ થયો છે ? " સોમદેવે વિનયથી કહ્યું–" મહારાજ તમે આ સંસાર છોડી દીક્ષા ગ્રહણ કરી, તેથી તમારી માતાને પરિતાપ થયો છે." સોમદેવના આ વચન સાંભળી શિખીએ પોતાના હૃદયમાં ચિંતવ્યું કે—" માતાનું માયાળુ હૃદય સ્નેહાધીન હોય છે, તેથી તે પરમાર્થનું પ્રેક્ષક હોતું નથી અને વળી માતા પિતાના મનનું સમાધાન કરવું ઘણું અશક્ય છે. " આવું ચિંતવી શિખીએ કહ્યું, " ભદ્ર, હું કાંઇ મારા માતાથી કંટાળીને વ્રતધારી થયો નથી, પણ આ સંસારથી કંટાળીને વ્રતધારી થયો છુ. મારી જાલિની માતા વૃથા પરિતાપ શા માટે કરે છે ? " સોમદેવ બોલ્યો–" મહાશય, તમારૂં કહેવું યથાર્થ છે, તથાપિ તમારી માતાના હૃદયમાં પરિતાપ થયા કરે છે. તેમણે કહેવરાવ્યું છે કે, " સ્ત્રી જાતિ ચંચલ, મત્સરી, તુચ્છ હૃદયવાળી, અવિવેકી, પશ્ચાત્તાપ કરનારી, અસતગ્રાહી અને અવિચારી હોય છે અને પુરૂષ જાતિ વિચારીને કામ કરનાર, ગંભીર, કૃતજ્ઞ, વિનયી, સ્થિર, દઢ અનુરાગી અને દીર્ઘદર્શી હોય છે. તેં મારૂં હૃદય જાણ્યા વિના આ કામ કર્યું છે. તું સમતા સહિત છે, તથાપિ એકવાર મને જોવાને આવજે અને મેં મોકલેલું ર...

ત્યારે અવશ્ય ધારણ કરવું." માતાનો આવો સંદેશો સાંભળી શિખીએ કહ્યું, "સોમદેવ, મારી માતા જાલિની વૃથા પરિતાપ શા માટે કરે છે ? તેનો મોકલેલો રત્નકંબલ મારે અવશ્ય ગ્રહણ કરવો જોઇએ, પણ હું હજુ ગુરૂને આધીન છું. ગુરૂની આજ્ઞા વિના મારાથી કાંઇ પણ વસ્તુ ગ્રહણ કરી શકાય નહિં. માટે તું આ સર્વ વૃત્તાંત મારા ગુરૂને નિવેદન કર."

પછી શિખી મુનિના કહેવાથી સોમદેવ, ગુરૂ વિજયસિંહ સૂરિની પાસે આવ્યો. અને તેણે સર્વ વૃત્તાંત ગુરૂની પાસે નિવેદન કર્યો. તે વૃત્તાંત સાંભળી ગુરૂએ શિખીના માનની ખાતર સોમદેવ પાસેથી રત્નકંબલ ગ્રહણ કરી જણાવ્યું કે, "શિખી મુનિને હાલ શાસ્ત્રનું અધ્યયન ચાલે છે, તે શાસ્ત્ર સમાપ્ત થયા પછી હું તેને કોશ નગરમા તેની માતા પાસે મોકલીશ" ગુરૂના આ વચન સાંભળી સોમદેવે કહ્યું કે, "આપે શિખી મુનિની માતાનો ખરેખરો અનુગ્રહ કર્યો છે." આ પ્રમાણે કહી અને સૂરિનો ઉપકાર માની સોમદેવ કોશ નગરમાં પાછો ફર્યો

કેટલાએક દિવસો ગયા પછી ગુરૂની આજ્ઞા લઈ શિખી મુનિ કોશપુર નગરમા માતાને મળવા આવવાને તૈયાર થયા, તેવામા તેના સાંભળવામા આવ્યુ કે, તેના પિતા બ્રહ્મદત્તે સ્વર્ગવાસ કર્યો આ સાંભળી ગુરૂએ કેટલાએક વૃદ્ધ મુનિઓની સાથે શિખીને તેની માતાને મળવા વિહાર કરવાની આજ્ઞા કરી ગુરૂની આજ્ઞાથી શિખીએ વૃદ્ધ મુનિઓના પરિવાર સાથે વિહાર કર્યો કેટલેક દિવસે કોશ નગરની બાહેર આવેલા મેઘવન

નામના ઉદ્યાનમાં તે આવી પહોંચ્યો. રાજા અને નગરજનો શિખી મુનિના આગમનના ખબર સાંભળી તેને વંદના કરવાને આવ્યા. તે મહાનુભાવે આક્ષેપણી વગેરે કથા કહી તે સર્વ જનોને વશ કરી લીધા. બીજે દિવસે શિખી ત્યાંથી નગરમાં આવી પોતાની માતા જાલિનીને ઘેર આવ્યો. બ્રહ્મદત્તના મરણથી વૈભવ વગરની અને દીન હૃદયવાળી થઇ ગયેલી માતા મુનિના જોવામાં આવી. મુનિ પોતાની માતાને ઓળખી શક્યા નહિ, પણ માતાએ મુનિને ઓળખી લીધા. શિખીને જોતાં જ કપટી માતા રૂદન કરવા લાગી, એટલે દયાળુ શિખીએ તેને આશ્વાસન આપ્યું. અને પછી આ પ્રમાણે પ્રતિબોધ આપ્યો " માતા ! દેવતા તથા અસુરો પણ દ્રવ્ય, પરાક્રમ, સૈન્ય અને સ્વજનથી મૃત્યુને પકડી શક્તા નથી, વ્યાધિ તથા જટારૂપ દાઢાવાળો અને દુઃખરૂપી નખવાળો મૃત્યુરૂપી કેશરી જીવરૂપ મૃગલાઓને મારતો કોનાથી રક્ષણ કરી શકાય તેમ છે ? એ નિર્દય મૃત્યુ દૃઢ પ્રેમવાળા પ્રાણીઓને જુદા કરી દે છે. તે અનાર્ય મૃત્યુ મતની જેમ કાર્યના પરિણામને જોતો નથી. તે મૃત્યુએ પકડેલા જીવોને આ ત્રણ જગતમાં ધર્મરૂપ અમૃત સિવાય બીજું ઉત્કૃષ્ટ રક્ષણ નથી. માટે હે જનની, મોહરૂપી મોહા વિષને છોડી અત્યંત સુખનું કારણ રૂપ એવું ધર્મરૂપી અમૃતનું પાન કરવું યોગ્ય છે." મુનિ રૂપ શિખી પુત્રના આવા ઉપદેશ વચનો સાંભળી તે કપટી માતાએ આર્થના પૂર્વક કહ્યું, " વત્સ, હું યતિધર્મને ધારણ કરવાને સમર્થ નથી, માટે મને ગૃહપણાને યોગ્ય એવો ધર્મ આપો. "

માતાની આ માગણી સાંભળી તે સરલ મુનિએ તેણીને સમ્યક્ત્વ મૂળ પાંચ અણુવ્રત વિસ્તારથી કહી સંભળાવ્યા. કપટી જાલિનીએ તે મુનિને મારવાના ઇરાદાથી વિશ્વાસની ખાતર તે પાંચ અણુંવ્રત ગ્રહણ કર્યા. માતાને વ્રત આપી નિષ્કપટ મુનિએ ત્યાંથી ચાલવા માંડયું, એટલે નિર્દય માતાએ શાંતતાથી કહ્યું " વત્સ, આજે તમારે અહિંજ જમવાનું છે." મુનિ વિનયથી બોલ્યા—' માતા એવો આહાર અમારે કલ્પે નહીં. ' પછી શિખી મુનિ હંમેશાં આવી માતાને ધર્મોપદેશ આપતા અને માતા તેનો વધ કરવાનું ચિંતવન કરતી હતી પ્રાણીઓની ચિત્તવૃત્તિઓ કેવી વિચિત્ર છે ?

એમ કરતાં ચતુર્દશીનો દિવસ આવ્યો. માતા જાલિનીએ વિચાર્યું કે " જો આજે શિખીને નહિં મારૂ તો પછી કાલે માસકલ્પ પૂરો થવાથી તે વિહાર કરી ચાલ્યો જશે તેમ વળી આજે ચતુર્દશી હોવાથી સાધુઓ ઉપવાસી હશે માટે પ્રાતઃકાળે વહેલા જઈ શિખીને યુક્તિથી પારણામાં વિષ આપવું. આવો વિચાર કરી જાલિનીએ પ્રાતઃકાળે વેહેલા ઉઠી કંસાર કર્યો અને એક ઝેરનો લાડુ બનાવ્યો તે લઇ જાલિની મુનિઓના આવાસમા આવી. તેણીએ મુનિઓને તે નિવેદન કર્યું. એટલે શિખી બોલ્યા " માતા આ અકલ્પ્ય લઇને કેમ આવ્યા ? " જાલિનીએ ભક્તિ જણાવીને કહ્યુ, " વત્સ હું પુણ્યની ઇચ્છાવાળી છુ. તમારે માટે ભોજન લઇને આવી છું." શિખીએ કહ્યું " માતા એ અનુચિત છે. આધાકર્મી આહાર લેવો એ સાધુનો અનાચાર છે.' જાલિની બોલી " વત્સ જો

તમે આ આહાર નહીં લ્યો તો મારા ચિત્તને સુખ થશે નહીં, તમે ભોજન ન સ્વીકારો તો મારૂં આગમન વૃથા થાય, તમારે સત્વર ભોજન કરવું પડશે." આ પ્રમાણે કહી જાલિની શિખીના ચરણમાં નમી પડી. સરલ હૃદયના શિખીએ તે જોઇ વિચાર કર્યો કે, "અહા ! માતાની ધર્મશ્રદ્ધા અને સ્નેહ કેવો છે ? આવી ધર્મશ્રદ્ધા અને આવા સ્નેહમાં ભંગ કરવો ન જોઇએ." આવું વિચારી તેણે જાલિનીને કહ્યું-"માતા ફરીવાર આવો આરંભ કરશો નહિં," "વત્સ હવે હું કદિ પણ તેમ નહિં કરૂં." માતાએ કપટભાવે ઉત્તર આપ્યો. ત્યારે આ મુનિના હાથમાં ભોજન આપો." શિખીએ માતૃભક્તિને વશ થઇને જણાવ્યું 'જો મારે હાથે તમને ભોજન કરાવું તોજ મને સુખ થાય.' માતાએ-કૃત્રિમ ભાવ દર્શાવી કહ્યું. શિખીએ કહ્યું "પ્રત્યાખ્યાનની વેળા છે માટે તેને પૂર્ણ કરો." પછી તેણીએ બીજા સાધુઓને કંસાર અને શિખીને વિષનો મોદક વહોરાવ્યો. પછી જાલિની પોતાના ઘર તરફ ત્વરાથી ચાલી આવી.

મલિન હૃદયની માતાએ નિર્દોષ શિખીના નાશનો ઉપાય કર્યો. ક્ષણવાર પછી શિખી મૂર્છિત થઇ પડયો. બીજા મુનિઓને સ્વસ્થ જોઇ શિખીએ પોતાના વિષનો આવેશ કોઇને જણાવ્યો નહીં. જ્યારે વિષાકુળ થયેલો શિખી પૃથ્વી ઉપર આળોટવા લાગ્યો, ત્યારે સર્વ સાધુઓ આકુળવ્યાકુળ થઇ ગયા. તેમણે વિચાર કરીને કહ્યું કે અરે ધિક્કાર છે, આ અકાર્ય શિખી મુનિની માતાએ કર્યુ હોય તેમ લાગે છે. લોકો દુઃખના વખતમાં દેવતાની જેમ માતાનું સ્મરણ કરે છે. તે માતાથીજ જ્યારે

માતાના હાથે નિર્દોષ પુત્રનો ઘાત



એ બીજા સાધુઓને કુમાર અને શિખીને વિષના મોદક વહોરાવ્યા.

(પાના ૧૬૬

પુત્રને આવું દુઃખ થાય તો પછી તેની વેદના કયાં જઇને કહેવી ? વિષથી મૂર્છિત પડેલા શિખીમુનિએ અનશન લઈ હૃદયમાં ચિંતવ્યું કે, "અરે ! મેં મારી માતાને તારી નહીં પણ ઉલટી ડુબાડી. લોકો તેનામાં નહિં છતાં તેણીનું અપયશ કહેશે. તથાપિ જૈનધર્મને પ્રાપ્ત થયેલી એ મારી માતાનો શોક કરવો યોગ્ય નથી. આ વખતે મારે આવી ચિંતા શા માટે કરવી ? હવે તો પંચપરમેષ્ટી નમસ્કારના મહામંત્રનું ધ્યાન કરૂં." આવું ચિંતવન કરી મહામુનિ શિખીએ પોતાના પ્રાણનો ત્યાગ કરી દીધો. પવિત્ર શુભધ્યાનના ધ્યાતા એ મહામુનિ શિખી મૃત્યુ પામી પાંચમા દેવલોકની અંદર લક્ષ્મી નામના વિમાનમાં નવ સાગરોપમની આયુષ્યે ઇંદ્ર સામાનિક દેવતા થયા.

પાપી હૃદયા જાલિની પુત્રરૂપ ઋષિહત્યાના મહાપાપથી ત્રણ સાગરોપમની આયુષ્યે બીજી નરક ભૂમિમાં નારકીપણે ઉત્પન્ન થઈ. વાંચનાર, મહામુનિ શિખી અને તેની માતા જાલિનીના ચરિત્રનું મનન કરજો. સિખી મુનિનો આત્મા જેવો ઉત્તમ હતો, તેવો જાલિનીનો આત્મા અધમ હતો. શિખીએ યાવજ્જીવ સુધી પોતાની ઉત્તમતા છોડી નહીં, ત્યારે જાલિનીએ યાવજ્જીવિત પોતાની અધમતાનો ત્યાગ કર્યો નહિં. છેવટે દુષ્ટ હૃદયા જાલિનીએ પોતાના પવિત્ર અને નિરપરાધી પુત્રના પ્રાણનો નાશ કર્યો. સરલ હૃદયના શિખીએ પ્રાણાંતકાળે પોતાની ઘાતક માતાને માટે પણ કેવો વિચાર કર્યો હતો. પુણ્યવાન આત્માનો પ્રભાવ અલૌકીક છે.

ધર્મબંધુ વાંચક વર્ગ, આ ઉભય ચરિત્ર ઉપરથી તમારે

ઉત્તમ શિક્ષણ સંપાદન કરવાનું છે. સર્વદા શિખીના જેવી સૌમ્યવૃત્તિ ધારણ કરજો. સાધુશિરોમણી શિખી પોતાના જીવનને જે સ્થિતિમાં મુકી શકયો હતો, અને પોતે પ્રાણાંત સુધી જે ઉચ્ચ વૃત્તિ રાખી હતી, તેના કારણનો વિચાર કરી તમે તમારા આત્માને સુશિક્ષિત બનાવજો. શિખીના જીવન ચરિત્રના આદ્યંત પાઠ તમારા મનોમંદિરમાં સ્થાપિત કરજો. એ પવિત્ર પાઠના મનનથી તમારી વૃત્તિ સમભાવનુ પોષણ પ્રાપ્ત કરી શકશે. શુદ્ધ વસ્તુ ઉપર તમારો સ્નેહ જામશે, આ સંસારના મોહક પ્રસંગોથી તમારી લોલુપતા દુર થશે. આવશ્યક ગુણ મેળવવાને અલૌકીક તપોબળ વધારવા તમારૂં હૃદય ઉદ્યુક્ત થશે અને હૃદયમાં ધૈર્ય બળની ભારે કળા સિદ્ધ થશે.

મલિન હૃદયા જાલિનીના ચરિત્રને તિરસ્કારની દષ્ટિથી અવલોકજો. તેવા ચરિત્રવાળાના પ્રસંગથી અત્યંત દૂર રહેજો અને તેવી મલિન ભાવના કદી પણ પ્રગટ ન થાય, તેને માટે સદા સાવધાન રહેજો.

" જ્યા ધર્મ ત્યા જય અને જ્યાં પાપ ત્યાં ક્ષય " એ મહા વાકય આ ઉભય ચરિત્રમાં પ્રત્યક્ષ જણાય છે. મહાશિખી નિષ્કપટ ધર્મના આરાધનથી ઇંદ્ર સામાનિકપણાની ઉત્તમ પદવીને પ્રાપ્ત થયો અને કપટી અને મલિન જાલિની બીજી નરકભૂમિના મહાકષ્ટ ભોગવવાની અધિકારીણી થઇ.



# પ્રકરણ ૭ મું.

## પૂર્વ અનુસંધાન.

વાંચનાર, તમારા હૃદયમા અતિ આશ્ચર્ય થયું હશે. અમે રોવી પણ માતા પુત્રનો દ્વેષ કરે અને આખરે પુત્રની હત્યા કરે એ વાત તમને અસંભવિત લાગતી હશે. જાલિનીએ પોતાના પુત્ર શિખી ઉપર અતિદ્વેષ કર્યો. આખરે તેના પ્રાણનો અંત આણ્યો એ વૃત્તાત આર્ય સંસારમા વિચિત્ર લાગે છે, પણ જ્યારે તેનું સ્પષ્ટીકરણ થશે, ત્યારે વાચકોના હૃદયને તે વાત અસંભવિત લાગશે નહિં.

જેમના હૃદયમા આર્હત ધર્મની ઉજ્વલ પ્રતિભા પડી છે, જેઓ ધર્મશ્રદ્ધાને ધારણ કરી જૈન સિદ્ધાંતના સ્વરૂપને સમજે છે, તેઓને આ વૃત્તાત આશ્ચર્યકારી લાગશે નહિં. કારણકે, આર્હત તત્ત્વના જ્ઞાતાઓ કર્મના સ્વરૂપને સારી રીતે સમજે છે. જ્યારે કર્મનું વિચિત્ર સ્વરૂપ તેમના જાણવામાં આવ્યું, એટલે તેઓ આ સસારની વિષમતાને સારી રીતે જાણી શકે છે. પૂર્વ કર્મના યોગથી માતા પુત્રનો દ્વેષ કરે, પુત્ર માતાનો દ્વેષ કરે, મિત્ર શત્રુ થાય અને શત્રુ મિત્ર થાય એ સર્વ કર્મની શક્તિથી બને છે

અહિં જાલિની અને શિખીનો વૈરભાવ પ્રથમથીજ ચાલ્યો આવે છે. પ્રથમ ખંડમા વર્ણવેલા ગુણસેન અને અગ્નિશર્મા વૈરભાવમા પ્રતિબદ્ધ થયા હતા. તે વૈરના અનુભાવથી બીજા ભવમા તેઓ સિંહ અને આનંદ નામે પિતા પુત્ર થયા હતા. અને અ

ત્રીજા ભવમાં જાલિની અને શિખી નામે માતા પુત્ર થઇ અવતર્યા હતા. ગુણસેનનો આત્મા પુણ્યનો પ્રભાવી છે અને અગ્નિશર્માનો આત્મા પાપનો પ્રભાવી છે. ગુણસેન, સિંહ અને શિખી રૂપે અવતરેલો આત્મા પુણ્યની વાસના બાંધી આત્મસાધન કરે છે અને તેથી તે દેવભૂમિનો વારંવાર અધિકારી થાય છે અને અગ્નિશર્મા, આનંદ અને જાલિનીનો આત્મા પાપની વાસના બાંધી આત્માની અધમ ગતિ સાધે છે અને વારંવાર નરક ભૂમિના નિવાસનો અધિકારી થાય છે, આ ઉપરથી વાચનારે જાણવું જોઇએ કે, આ સંસારમા જીવને પુણ્ય અને પાપનો બદલો મળ્યા વિના રહેતો નથી. મલિન હૃદયા જાલિનીએ પૂર્વના વૈરના અનુબંધથી પોતાના પુત્ર શિખી ઉપર દ્વેષબુદ્ધિ ધારણ કરી હતી અને આખરે તેણીએ ઋષિહત્યા કરી પોતાના પાપકર્મમાં ભારે વધારો કર્યો હતો, તેથી તે બીજી નારકીમા ત્રણ સાગરોપમની આયુષ્યે નારકી થઇ અવતરી હતી. પવિત્ર હૃદયવાલો શિખી પોતાની પવિત્રતાના પ્રભાવથી સર્વને પવિત્રજ જાણતો હતો. તેણે પોતાની દ્વેષવતી જાલિની માતાને પણ જાણી નહિં. છેવટે અનગાર અવસ્થામાં પણ ભોળવાઇને માતાની સંભાળ લેવા તે ગયો હતો અને કપટી માતાએ વિષ આપ્યું, તો પણ તેણીને તિરસ્કાર કરવાની બુદ્ધિ રાખી ન હતી. એવી ઉત્તમ વૃત્તિને લઈને શિખી પોતાનો મુનિધર્મ પાળી છેવટે લક્ષ્મી વિમાનમાં ઇંદ્ર સામાનિક થયો હતો. પુણ્ય પ્રભાવી શિખી તે વિમાનમાં નવ સાગરોપમની આયુષ્ય ધારણ કરી દિવ્ય સુખ અનુભવશે.

# ચતુર્થ ખંડ.

## પ્રકરણ ૧ લું.

### અપૂર્ણ પ્રેમ.

એક ગૃહસ્થના ઘરમાં આનંદ ઉત્સવ થતો હતો, તે ઉત્સવ તેના કુટુંબને ઉદ્દેશીનેજ હતો. કુટુંબીજન નવરંગિત વસ્ત્રાભરણ ધારણ કરી ગૃહોદ્યાનમાં ફરતાં હતા. સર્વનાં મુખ ઉપર આનંદના અંકુરો સ્ફુરી રહ્યા હતાં. પરસ્પર હળીમળી તેઓ હૃદયાનંદ મેળવતા હતા. વિવિધ પ્રકારની ગોષ્ઠીઓ અને ગમ્મતો ઉડતી હતી.

આ વખતે એક સુંદર બાળા ગૃહોદ્યાનમાંથી નીકળી બાહેર ફરવા જતી હતી. તેની વય મુગ્ધાવસ્થાથી મુક્ત થઈ તારૂણ્યના દ્વાર સુધી આવી પહોંચી હતી. મુખચંદ્ર ઉપર યૌવનવયની ઝાંખી ઝાંખી પ્રભા પડતી હતી, નેત્રોએ ચપલતાનું પૂર્ણ શિક્ષણ મેળવી લીધું હતું. અંગના બીજા અવયવો વિકાસ પામવાને ઉન્મુખ થઇ રહ્યાં હતાં.

આ સુંદર બાળા એક તરૂણ પુરૂષની દ્રષ્ટિએ આવી. તેણીનું

મનોહર સૌંદર્ય જોઇ તે તરૂણ સ્તબ્ધ થઈ ઉભો રહ્યો. તેના હૃદયમાં મોહની કળા ઉદિત થઇ આવી. એ મનોહર મહિલાએ તેના હૃદયને વશ કરી લીધું, તે બાળાને પ્રાપ્ત કરવાને તે અતિ ઉત્સુક થઇ ગયો. તે વારંવાર તેણીને નીરખતો ઉભો રહ્યો.

ક્ષણવારે તે સુંદરીએ તરૂણની સામે જોયું, તે તરૂણને જોતાંજ તેણીના હૃદયમાં તેની તરફ અભાવ ઉત્પન્ન થઈ આવ્યો: તેણીનું હૃદય દ્વેશથી ભરપુર થઈ ગયું, પેલો તરૂણ તે સુંદરીને સ્નેહથી નિરખતો હતો, ત્યારે તે સુંદરી તેને દ્વેષ દ્રષ્ટિથી અવલોકતી હતી. ઉભયની વચ્ચે નિરીક્ષણ થયું હતું, પણ તે નિરીક્ષણમાં મોટો ભેદ રહેલો હતો.

વાંચનારને આ અપૂર્ણ પ્રેમની જિજ્ઞાસા ઉત્પન્ન થઇ હશે. એક શુદ્ધ પ્રેમી છે, ત્યારે બીજાને પ્રેમને બદલે દ્વેષ ઉત્પન્ન થયો છે. જે પુરૂષ પવિત્ર પ્રેમથી જોનારો છે, તે **સુશર્મ** નામના નગરના નિવાસી **વૈશ્રમણ** નામના સાર્થવાહનો ધન નામે પુત્ર છે. **સુશર્મ** જંબુદ્વીપના ભરતક્ષેત્રની અંદર આવેલું છે. તે નગરમાં શત્રુઓ રૂપ હસ્તીઓને મથન કરવામાં સિંહ સમાન સુધનુ નામે રાજા છે. રાજા સુધનુના દરબારમાં વૈશ્રવણ સાર્થવાહનું સારૂં માન હતું તે સાર્થવાહને **શ્રી દેવી** નામે સ્ત્રી હતી, સદ્‌ગુણી શ્રીદેવી અને વૈશ્રમણનો સંસાર સંપૂર્ણ સુખવાળો હતો. તે પવિત્ર દંપતિ પરસ્પર પવિત્ર પ્રેમ ધારણ કરી વિષય સુખ ભોગવતાં હતાં. તે દંપતિને ઘણો કાલ સુધી કાંઇપણ સંતતિ થઇ ન હતી, જ્યારે તેમણે ધનદેવ નામના કોઇ યક્ષની માનતા કરી ત્યારે તેમને ઘેર એ ધનનો જન્મ થયો હતો.

ધનનો જીવ જ્યારે શ્રી દેવીના ગર્ભમાં આવ્યો, ત્યારે શ્રીદેવીએ સ્વપ્નમાં પોતાને ઉદરે મુખ માર્ગથી પ્રવેશ કરતા એક સુંદર હાથીને જોયો હતો, તે હાથી અતિ ઉંચો, તેજસ્વી, મંદગામી મદવાળો, ભ્રમરાઓના વૃંદને ધારણ કરનારો, ચાર દાંતથી પ્રકાશિત, રાતા તાળવાવાળો, સુવર્ણની સાંકળ સાથે બાંધેલ ઘંટાઓની માળાને ધારણ કરનારો અને કુંભસ્થળ ઉપર અંકુશવાળો હતો. આવા સુંદર હાથીને સ્વપ્નામાં જોયા પછી જાગ્રત થયેલી શ્રીદેવીએ તે વાત પોતાના પતિ વૈશ્રવણને કહી. તે ઉપરથી તે પ્રેમી પતિએ કહ્યું કે, " પ્રિયા, આ સ્વપ્નાના પ્રભાવથી તારે વણિક્‌વર્ગનો નાયક પુત્ર થશે. " પતિના આ વચન સાંભળી શ્રીદેવી ખુસી થઇ હતી. સમય થતાં શ્રીદેવીએ પુત્રને જન્મ આપ્યો હતો. ધન યક્ષના નામ ઉપરથી તે પુત્રનું નામ ધન પાડેલું છે. તે ધન અનુક્રમે મોટો થયો અને આજે પેલી સુંદર બાળાને અવલોકતો ઉભો છે.

જે સુંદર બાળા તે ધનની દ્રષ્ટિએ પડી છે, તે તેજ નગરના પુર્ણભદ્ર નામના શ્રેષ્ટીની ગોમતી નામની સ્રીના ઉદરથી જન્મેલી ધનશ્રી નામે પુત્રી છે. ધનશ્રી આજે યૌવનવતી થઇ છે. તેના પિતા પૂર્ણભદ્રને ઘેર આજે અષ્ટીમીચંદ્રનો મહોત્સવ છે. તે ઉત્સવ પ્રસંગે ધનશ્રી શ્રૃંગાર ધારણ કરી ગૃહોદ્યાનમાથી ફરવા નીકળી છે. તેને જોતાજ ધન મોહિત થયો છે. ધન શુદ્ધ પ્રેમથી તેને અવલોકે છે, ત્યારે ધનશ્રી તેની તરફ અભાવથી જુવે છે. નાયકનો પ્રેમ છે, પણ નાયિકા તેની પર પ્રેમવતી નથી. ઉ-

ભયમાં પૂર્ણ પ્રેમ ન હોવાથી તે અપુર્ણ પ્રેમ કહેવાય છે. એવા અપુર્ણ પ્રેમ સંસારના શુદ્ધ સ્વરૂપનો વિરોધક છે. એવા વિરોધક પ્રેમથી સંસાર સુખરૂપ બનતો નથી, એટલુંજ નહીં, પણ તેવા પ્રેમની અંદર દાંપત્યભાવ પુર્ણ રીતે પ્રકાશી શકતો નથી.

—∞✻◎✻∞—

## પ્રકરણ ૨ જું.

### ધનનો ધનાભિલાપ.

કાર્તિક માસની પુર્ણીમાનો મહોત્સવ હતો. તે સમયે શરદઋતુની સંપૂર્ણ શોભા વનભૂમિમાં પ્રસરી રહી હતી. મેઘના મિત્ર મયૂરપક્ષીઓ પક્ષ રહિત થઇ ગયા હતા. વનભૂમિમાં-ઊગેલા કાશડાના કુસુમોથી જાણે શરદઋતુ હાસ્ય કરતી હોય તેમ દેખાતી હતી. જેની અંદર કમળો વિકાશ પામેલ છે એવા સ્વચ્છ જળવાળા સરોવરની અંદર હંસપક્ષીઓ આવતાં હતાં. તેમને ભ્રમરાઓ પોતાના ગુંજારવથી સ્વાગત કહેતા હતા અને સરોવરો પોતાના તરંગરૂપ હસ્તોને પ્રસારી, તેમને અભિવંદન આપતા હતા. આકાશમાં વાદળાંઓ શુભ કાંતીને ધારણ કરતાં હતાં. વનની અંદર, સપ્તચ્છદના વૃક્ષો નવપલ્લવિત થઇ શરદ્‌ને સંપૂર્ણ રીતે શોભાડતા હતા.

આ વખતે એક તરૂણ કુમાર પોતાની ભુજશક્તિથી મેળવેલા દ્રવ્યવડે ગરીબ અને અનાથ લોકોને દાન આપતો હતો. હજારો યાચકો તેની આસપાસ વીંટાઇ વળ્યા હતા. મનોવાંછિત

દાન લઇ ખુશી થતા ગરીબો ગર્જના કરી તે દાનવીરને ધન્યવાદ આપતા હતા. ચારે તરફ તે તરૂણના દાનના પ્રભાવથી ભારે પ્રશંસા થતી હતી.

તે પુરૂષની આ દાનશ્રેણી જોઈ એક પુરૂષ હૃદયમા અપશોષ કરતો એક તરફ ઊભો હતો. તેણે પોતાના હૃદયમાં ચિંતવવા માંડયું-" અહા ! આ મહાનુભાવ દાનવીર પુરૂષને ધન્ય છે. આવા દાતારનુ જીવન ખરેખર સર્વોત્તમ ગણાય છે. હું આ પુરૂષના જેવો દાનવીર ક્યારે થાઉં ? વિશેષ ખુશીની વાત એ છે કે, આ તરૂણ દાતાર પોતે ન્યાયથી ઉપાર્જન કરેલા દ્રવ્યથી દાન આપે છે. સ્વોપાર્જિત દ્રવ્યથી વૈભવ ભોગવવો. અને પરોપકાર કરવો-એના જેવું બીજું મહત્ કાર્ય શું છે ? ધન્ય છે આ મહોપકાર પુરૂષના જીવનને ! " આ પ્રમાણે ચિંતવન કરી તે પુરૂષ દીર્ઘનિઃશ્વાસ મુકતો હતો.

વાચનાર, આ અવાંતર પ્રસંગની જિજ્ઞાસાથી આતુર થયા હશે. તેથી તેનું સ્પષ્ટીકરણ કરવાની આવશ્યક્તા છે.

વૈશ્રવણ સાર્થવાહનો પુત્ર ધન પૂર્ણભદ્ર શેઠની પુત્રી ધનશ્રીના મોહમા પડ્યો હતો. ધનશ્રી તે ધનના પ્રેમને ચાહતી ન હતી. તેણીનો તેની તરફ પૂર્ણ અભાવ હતો. તથાપિ ધનનો મોહ તેણીની તરફ તેવોને તેવો રહ્યો હતો. સોમદેવ નામે એક પુરોહિતનો પુત્ર ધનનો મિત્ર હતો. તેણે ધનનો આશય જાણી તેના પિતા વૈશ્રવણને જણાવ્યો, જે ઉપરથી વૈશ્રવણે પુર્ણભદ્રની પાસે ધનશ્રીની માગણી કરી હતી. પુર્ણભદ્રે વૈશ્રવણની માગણી ઊપરથી પોતાની પુત્રી ધનશ્રીને ધનની સાથે

પરણાવી હતી. ધનશ્રી ધનને ચાહતી ન હતી. તેથી ધનનો સંસાર અનેક જાતની વિટંબનાથી યુક્ત થયો હતો.

જે પુરૂષ પોતે ઉપાર્જન કરેલા દ્રવ્યથી યાચકોને દાન આપતો હતો તે નગરનો નિવાસી **સમૃદ્ધદત્ત** નામે સાર્થવાહનો પુત્ર છે. તે દાનવીર પોતે ઉપાર્જન કરેલા દ્રવ્યથી ગરીબ તથા નિરાશ્રિતોને અગણિત દાન આપે છે. તે વખતે એક તરફ ઊભો રહી જે પુરૂષ તેનું દાન જોઈ ચિંતા કરે છે, તે ધન છે. ધન પોતે સ્વતંત્રપણે મેળવેલા ધનથી રહિત હતો; તેથી આ દાનવિરને દાન આપતો જોઈ પોતાને તેવી સ્થિતિ પ્રાપ્ત થઇ નથી, તેને માટે હૃદયમાં તે અપશોષ કરતો હતો. વળી પોતે ધનશ્રીના ગૃહવાસમાં દુઃખી થતો હોવાથી તેનાં શોકમાં વધારો થયો હતો.

દુશ્ચારિણી ધનશ્રીએ ધનની સાથે પ્રેમબંધન કર્યું ન હતું. તે હંમેશા તેની તરફ દ્વેષભાવથી વર્ત્તતી હતી. ધનના ઘરમાં નંદક નામનો એક નોકર હતો. દુષ્ટ ધનશ્રી તે નોકરની સાથે અયોગ્ય વ્યવહાર ચલાવતી હતી. સરલ હૃદયનો ધન એ દુરાચારથી તદન અજ્ઞાન હતો. પ્રથમના અગ્નિશર્માના ભવમાં તે નંદક સંગમ નામે તેણીનો મિત્ર હતો. પુર્વ સંબંધના યોગથી તે નંદક રૂપે આજે તેણીનો જારપતિ થયો હતો.

જ્યારે ધને સમૃદ્ધદત્તને દાન કરતો જોયો હતો, અને તેથી તે અફસોસ કરતો હતો, તે વખતે નંદક તેની પાસે રહેલો હતો. ધનનો શોકાતુર ચેહેરો જોઇ નંદક બોલ્યો—"સાર્થેશ પુત્ર, આ ઉદાર પુરૂષને દાન કરતાં જોઇ તમે શોકાતુર કેમ જણાઓ છો? જો તમારી પણ એવી ઇચ્છા હોયતો તમે શા માટે દાન નથી

આપતા ? તમે ધનાઢયના પુત્ર છો. અને તમારી પાસે આ પુરૂષના કરતાં વધારે દ્રવ્ય છે. ”

નંદકનાં આવાં વચન સાંભળી ધન ખિન્ન વદને બોલ્યો— “નંદક, તારૂં કહેવું યથાર્થ છે. પણ મારી પાસે જે દ્રવ્ય છે, તે વડિલોપાર્જિત દ્રવ્ય છે. વડિલોપાર્જિત દ્રવ્યથી મારે દાન આપવું, તે યોગ્ય નથી. જે પુરૂષ સ્વોપાર્જિત દ્રવ્યનું દાન આપે છે, તે પુરૂષ શ્લાઘા કરવા યોગ્ય છે. નંદક, તું મને કોઇ ઉત્તમ પ્રકારનો વ્યાપાર બતાવ્ય કે જેથી હું આત્મશક્તિથી અતુલિત દ્રવ્ય ઊપાર્જન કરૂં. મારે હાલ દ્રવ્ય ઉપાર્જન કરવાનો સમય છે. યૌવન વયમાં જેવું દ્રવ્યોપાર્જન થાય છે, તેવું પછીની વયમાં થતું નથી. વળી તું મારા પિતાને સમજાવ કે, જેથી તેઓ દ્રવ્યોપાર્જન કરવાને મને બાહેરગામ મોકલે.”

ધનના આવા વચન સાંભળી નંદકે તેના પિતા વૈશ્રવણને તે વાત જણાવી. પુત્રવત્સલ વૈશ્રવણે નંદકને કહ્યું કે તું ધનને કહે કે, આપણે વડિલોપાર્જિત દ્રવ્ય ઘણું છે, માટે તારે કમાવાની કાંઇ જરૂર નથી. નંદકે ધનની વતી આજ ઉત્તર આપ્યો કે “ તમારા પુત્ર ધનની વ્યાપારને માટે બાહેર જવાની ઇચ્છા પ્રબળ છે. જો તમે તેને અટકાવશો તો તેના હૃદયમા ઘણો અસંતોષ થશે અને તેથી તે ઘણો પરિતાપ પામશે ” નંદકનો આવો ઉત્તર સાંભળી વૈશ્રમણ શેઠે ધનને બાહેર જવાની આજ્ઞા આપી, શેઠની આજ્ઞા સાંભળી હૃદયમાં ખુશી થતાં નંદકે

આવી તે વાત ધનને જણાવી. ધન મેળવવાની ઇચ્છાવાળા ધનના હૃદયમાં તેથી ઘણો ઉત્સાહ પ્રગટ થઇ આવ્યો. તત્કાલ ધને નીચે પ્રમાણે નગરમાં જાહેર ઘોષણા કરાવી.

" સુશર્મ નગરના સર્વ લોકોને ખબર આપવામા આવે છે કે વૈશ્રમણ શેઠનો પુત્ર ધન આવતી કાલે વ્યાપાર કરવાને માટે તામ્રલિપ્તિ નગરિમા જવાના છે, માટે જે કોઇને સાથે આવવાની ઇચ્છા હોય, તેણે તૈયાર થઈ જવું. જેને ભાતું વગેરે મુસાફરીની વસ્તુઓ નહિં હોય તેને તે પૂરી પાડશે. "

આ જાહેર ઘોષણા સાંભળી કેટલાએક પુરવાસી વ્યાપારીઓ તેની સાથે જવાને તૈયાર થયા હતા. ધને મુસાફરીને માટે વાહન તથા વ્યાપારની સામગ્રી વગેરે તૈયાર કરી લીધી અને પ્રયાણ કરવાનો સમય નિશ્ચિત કર્યો.

આ વખતે મલિનમતિ ધનશ્રીએ પોતાના હૃદયમાં વિચાર્યું કે આ પ્રવાસની વાત બહુ સારી બની, પણ પ્રવાસની અંદર મારો યાર નંદક સાથે જાય છે તે વાત સાંભળી મને ચિંતા થાય છે, માટે કોઇ પણ પ્રકારે મારે પણ સાથે જાવાનું થાય તો વધારે સારૂં. આ પ્રમાણે વિચારી કપટી ધનશ્રી નેત્રમાં કૃત્રિમ આંસુ લાવી ધન પ્રત્યે બોલી " આર્યપુત્ર, તમે હવે મુસાફરી જવા તૈયાર થયા, તો પછવાડે મારે શું કરવું ? " " તમારે વડિલ જનની સેવા કરવી. અને તેમની આજ્ઞામાં વર્તવું " ધને શુદ્ધ હૃદયથી જણાવ્યું. પતિના આવા વચન સાંભળી કપટી ધનશ્રી બોલી–" સ્વામી, એ વાત સત્ય છે. વડિલ જનતો મારા હૃદયમાં

જ છે, પરંતુ જો તમે મને છોડી ચાલ્યા જશો, તો હું મારા પ્રાણને છોડી દઈશ. ” આ પ્રમાણે કહી ઢોંગી ધનશ્રી ઉંચે સ્વરે રૂદન કરવા લાગી. તેવામાં ધનની માતા શ્રીદેવી ત્યાં આવી. માતાના આવવાથી ધનશ્રી ઘરની બાહેર નીકળી. ધનશ્રીની ઇચ્છા જાણી શ્રીદેવીએ તેણીને સાથે લઇ જવાની ધનને આજ્ઞા કરી. પછી માતાએ પુત્રને શિક્ષા આપતાં કહ્યું, “ વત્સ, તારે દીર્ઘ દેશાંતરમાં જવાનું છે, તે દેશમાંથી આવી પુનઃ સંગમ થવો દુર્લભ છે; ત્યાં રહી દ્રવ્ય ઉપાર્જન કરવું, અતિ કષ્ટ ભરેલું છે. તું કોઇ રીતે કંટાળી ખેદ પામીશ નહિં. તું ગુણવાન છે. માટે દ્રઢતાથી વ્યાપારમાં તત્પર રહેજે. અને ક્ષમા વગેરે સદ્‌ગુણો ધારણ કરજે. વારંવાર પત્ર લખી ખબર આપતો રહેજે. અને શરીરને સાચવવામાં પ્રયત્ન કરજે. ” માતાની આ શિક્ષા ધને નમ્રતાથી અંગીકાર કરી. પછી શ્રીદેવીએ ધનશ્રીની માતાને કહેવરાવ્યું કે “ તમારી પુત્રીને પતિ સાથે વિદેશ જવા આજ્ઞા આપો” માતા ગોમતીએ પોતાની પુત્રી ધનશ્રીને પ્રસન્નતાથી આજ્ઞા આપી. મનોધારણા સિદ્ધ થવાથી ધનશ્રી હૃદયમાં ખુશી થઇ.

ધન મોટા સાર્થની સાથે વિદેશમાં ચાલી નીકળ્યો. નંદક અને ધનશ્રી પણ તેની સાથે ઉપરથી સારી રીતે વર્ત્તતાં હતાં. અનુક્રમે માર્ગમાં ચાલતા તેઓ બે માસે તામ્રલિપ્તિ નગરીમાં આવી પહોંચ્યા. ધન ઉત્તમ પ્રકારના પોશાકની ભેટ લઇ તે નગરીના રાજાને મળવા ગયો. રાજાએ ધનનો ઉત્તમ વિવેક જાણી સામો પોશાક આપી તેનો ભારે સત્કાર કર્યો. વ્યાપારકળામાં

કુશળ એવા ધને ત્યાં વ્યાપાર કરવા માંડયો. વ્યાપારમાં મનની ધારણા પ્રમાણે લાભ મળ્યો નહિં, એટલે ધનલુબ્ધ ધને પોતાના હૃદયમાં વિચાર કર્યો—આ સ્થળે વ્યાપાર કરવામા જોઈએ તેવો લાભ મળ્યો નહિં, જ્યાં સુધી મનની કામના પૂર્ણ ન થાય ત્યાં સુધી મારે ઘેર જવું યોગ્ય નથી. હવે સમુદ્રની અંદર સફર કરી મનોવાંછિત દ્રવ્ય સંપાદન કરૂં, તોજ મારો પ્રવાસ સાર્થક થાય. આવું વિચારી ધને પોતાનો તે વિચાર ધનશ્રી અને નંદકને પણ જણાવ્યો. તે કપટી સ્ત્રી પુરૂષે દુષ્ટ ઇરાદાથી તે વિચારને અનુમોદન આપ્યું. સરલ હૃદયનો ધન તરત સમુદ્ર તરવાને તૈયાર થયો. ધનના લોભે લલચાએલો ધન શૂન્ય હૃદયનો થઈ તે કાર્યમાં પ્રવર્ત્યો.

પ્રિય વાંચનાર, ધનલુબ્ધ અને સ્ત્રીનો વિશ્વાસ કરનાર પુરૂષની શી દશા થાય છે, એ વાત આ ધનના ચરિત્ર ઉપ થી તમારા જોવામાં સ્પષ્ટ રીતે આવી શકશે. ધન ધર્મમાં સદા તત્પર હતો, તેની મનોવૃત્તિમાં સદા પવિત્ર વિચારો પ્રગટ થતા હતા.તથાપિ અતિ ધન મેળવવાની ઈચ્છાથી અને પોતાની સ્ત્રી ધનશ્રી ઉપર રાખેલા વિશ્વાસથી તેને કેટલું શોષવું પડશે ? એ હવે પછી જણાઇ આવશે. મનુષ્ય ધર્મી અને સુશીલ હોય, પણ જો નીતિવ્યવહારમાંથી વિપરીત રીતે વર્ત્તનારો હોય અથવા અવિચારી હોય તો તે અનેક રીતે દુ:ખી થાય છે. નીતિ વ્યવહારથી વિપરીત રીતે વર્ત્તવાનું અને અવિચારીપણાનું કટુ ફળ તેને ચાખવું પડે છે. તે માટેજ નીતિકાર લખે છે કે "યદ્યપિ શુદ્ધ હોય તો પણ નીતિ વિરૂદ્ધ કે લોક વિરૂદ્ધ હોય તે આચરવું નહિં."

ત્રમાં ઉત્પન્ન થયો છું. પેહેલા હું પુષ્પપુરમાં કુશળ હતો. કોઇ નઠારા કર્મના યોગે મારામાં જુગારનું કુવ્યસન દાખલ થયું. વિશ્વમાં નિંદવા યોગ્ય એવા એ જુગારના વ્યસનને લીધે મારા સ્વજનોએ મારો બહિષ્કાર કર્યો." તે મહેશ્વરદત્તના આવા વચન સાભળી દયાળુ ધને પોતાના હૃદયમાં વિચાર્યું કે "જરૂર આ કોઇ પુરૂષ મોટા મનવાળો લાગે છે. કારણુ કે તે પોતાનું દુષ્કૃત જાણે છે, અને તેને લઇને હૃદયમા પશ્ચાત્તાપ કરે છે." આ પ્રમાણે વિચારી ધને કહ્યું. "ભદ્ર, આ વખતે હું તારે માટે શું કરૂં, તે જણાવ" ધને આ પ્રમાણે પ્રશ્ન કર્યો એટલે તે જુગારી કાંઇપણ બોલી શક્યો નહિં. તે નીચું મુખ કરી ઉભો રહ્યો. જ્યારે તેના તરફથી કાંઇપણ ઉત્તર મળ્યો નહિં, એટલે ધને તેની પાછળ આવતા જુગારીઓને પૂછવાને નંદકને મોકલ્યો—નંદકે તેઓને જઇને પૂછયું; એટલે તેઓએ કહ્યું કે, આ મહેશ્વરદત્ત જુગારમાં હારી ગયો છે, તેની પાસે અમે સોળ સોના મહોરો માગીએ છીએ. નંદકે તે વાત ધનને જણાવી એટલે ધને તેની વતી સોળ સોનામ્હોરો તે જુગારીઓને આપી તેને મુક્ત કર્યો. પછી મહેશ્વરદત્તને સ્નાન કરાવી સારા વસ્ત્રો પહેરાવ્યા. અને ભોજન કરાવ્યું. સર્વ રીતે તેને સ્વસ્થ કર્યા પછી ધને કહ્યું, ભાઈ, હવે જુગાર રમીશ નહિં. હું તને જોઇએ તેટલું દ્રવ્ય આપીશ, તે વડે વ્યાપાર કર. ઉભય લોકમાં વિરૂદ્ધ એવા જુગાર રમવાની શી જરૂર છે ?"

ધનના આવા વચન સાંભળી મહેશ્વરદત્તના હૃદય ઉપર

સારી અસર થઇ. તેણે પોતાના હૃદયમાં વિચાર કરવા માંડયો– " અરે ! હું કેવો અધન્ય અને નાલાયક છું. આ ધનશેઠ મારા પિતા રૂદ્રદેવની સમાન મારી તરફ કેવું વાત્સલ્ય રાખે છે ? આ લોકમાં પરોપકારી પુરૂષોને ધન્ય છે. તેમણે મારી ઉપર કેવો ઉપકાર કર્યો ! હવે મારે પુરૂષાર્થ કરી મારા પિતાના કુળને ઘટે તેવું કામ કરવું જોઇએ અને આ ઉપકારી પુરૂષને યોગ્ય ઉત્તર આપવો જોઇએ." આવું વિચારી મહેશ્વરદત્ત વિનયથી બોલ્યો—" મહાશય, આજે તમારા દર્શન થયા તેને માટે હું ધન્ય છું. આજથી મેં જુગારનું દુર્વ્યસન છોડી દીધું છે અને પુરૂષવ્રત ગ્રહણ કર્યું છે. મારા આ અપવિત્ર ચરિત્રથી મને શરમ આવે છે. આપની પાસે વધારે શું કહેવું ? પણ આપે મારે માટે જે પરિશ્રમ લીધો છે, તેને હું સફળ કરીશ " આ પ્રમાણે કહી અને ધનને પ્રણામ કરી મહેશ્વરદત્ત તે નગરીની બાહાર નીકળી ગયો. તેણે મનમાં નિશ્ચય કર્યો કે, ' આ લોકમા એક ધર્મજ સ્થિર છે. ' આવા નિશ્ચયથી પોતાના પિતાના પૂર્વમિત્ર યોગિશ્વર નામના એક મહાવ્રતધારી મુનિની પાસે તેણે દીક્ષા ગ્રહણ કરી. અને પોતાના મલિન જીવનને સર્વોત્કૃષ્ટ પણે ઉજ્વલ બનાવી દીધું.

વાંચનાર, પરોપકારી ધનનું આ ચારિત્ર ધ્યાનમાં લેજો. તેણે કાંઇપણ હેતુ વગર મહેશ્વરદત્ત જુગારીનો ઉદ્ધાર કર્યો હતો. તેના મલિન આત્માને સન્માર્ગે ચડાવ્યો. દયા અને પરોપકારથી યુક્ત એવા પુરૂષોનો એ સ્વભાવજ છે. તેઓના હૃદયમાં બીજાના શુભનું ચિંતવન થયાં કરે છે. તેઓ પ્રત્યુપકાર તથા

કીર્ત્તિની ઈચ્છા રાખતા નથી. માત્ર સ્વધર્મ અથવા સ્વકર્ત્તવ્ય જાણીનેજ તેવા કાર્યો કરે છે. ધન્યાવતાર ધને જો મહેશ્વરદત્તને આલંબન આપ્યું ન હોત તો તે જુગારના દુર્વ્યસનમાં વિનષ્ટ થઇ જાત. પણ પરોપકારી ધને તેને એ દુર્વ્યસનરૂપ મહા જ્વાલામાં દગ્ધ થતો બચાવ્યો છે ને તેના જીવનને ઊત્કૃષ્ટ સ્થિતિમાં મૂકયું છે.

પ્રિય વાંચકવૃંદ, તમે પણ આવી પરોપકારવૃત્તિ ધારણ કરવાને સદા ઉત્સુક રહેજો. મહેશ્વરદત્ત જેવા પતિત આત્માનો ઉદ્ધાર કરવાને સદા તત્પર રહેજો. બીજાને સહાય આપી દુઃખમાંથી ઉદ્ધાર કરવો તેના જેવું પુણ્યાનુબંધી કાર્ય એકે નથી. પવિત્ર માનવ જીવનનો ઉપયોગ તેવાજ કાર્યમાં છે. ખરેખરી પરોપકારવૃત્તિ પણ તેજ ગણાય છે. મનુષ્ય જીવનની મહત્તા પણ તેમાંજ છે.

---

## પ્રકરણ ૪ થું.

---

### વિશ્વાસઘાતિ વનિતા.

એક દુઃખી પુરૂષ સમુદ્ર કિનારે ઊભો ઊભો હૃદયમાં શોકાતુર થઇ ચિંતવન કરે છે. સમુદ્ર પોતાના તરંગો ઉછાળી તેને આશ્વાસન આપવાને આવતો હોય તેવો દેખાય છે. જલનિધિના તીર ઉપર વિવિધ જાતના જંતુઓ વિશ્રાંત થઇ બેઠા છે. તે દુઃખી પુરૂષ સરલ હૃદયથી સાગરનો મહાન્ ઉપકાર માને

છે. ક્ષણ વાર વિશ્રાંતિ લીધા પછી તેણે સમુદ્રને ઉદ્દેશીને કહ્યું "હે ગંભીર જળનિધિ તેં મારાપર મહાન્ ઉપકાર કર્યો છે. સાત રાત્રિ દિવસ સુધી મારા શરીરની તેં પૂર્ણ રક્ષા કરી છે. તારામાં વાસ કરી રહેલા મોટા જંતુઓ પણ તારી આજ્ઞાને વશ થઇ મને ભક્ષણ કરી શકયા નથી. તારા ક્ષારજલની સાત દિવસ સેવા કરવાથી હું તદ્દન નીરોગી થઇ ગયો છું. હે મહાનુભાવ મહાસાગર, તેં મને સાત દિવસ શરણ આપ્યું હતું. તેને માટે હું તારો યાવજ્જીવિત્ આભારી છું. વળી તું એક જળમય અને મોટા ક્રૂર પ્રાણીઓને આશ્રય આપનાર છે તે છતાં તેં મારા સ્વજનથી પણ વધારે કાર્ય કર્યું છે. જે માણસ મારી સાથે પવિત્રતાથી જોડાએલ છે, જેનું પોષણ કરવાને હું યાવજ્જીવિત બંધાયો છું અને જેને સુખી કરવાને હું વિદેશમાં વ્યાપાર કરવાને નીકળ્યો છું, તે માણસે મારા વિશ્વાસનો ઘાત કરી મને આ સ્થિતિએ પહોંચાડયો છે. મને વિશ્વાસઘાત કરી દુઃખી કરનાર માણસ કોણ છે ? તે જાણવાની તારી ઇચ્છા થઇ હશે માટે હું તે માણસને તારી સમક્ષ ઓળખાવું છું. તે વિશ્વાસઘાતી વનિતા મારી પોતાનીજ સ્ત્રી છે. એ દુરાચારી દારાએ મને તારા અગાધ જળમાં નાંખી દઇ આ સ્થિતિએ પહોંચાડયો છે. પણ તારી કૃપાથી અને મારા આયુષ્યના બળથી મને એક પાટીયું હાથ આવ્યું અને તે વડે સાત દિવસ સુધી તરીને હું અહીંઆ તીર ઉપર વિશ્રાંત થયો છું. હે જળનિધિ સ્ત્રીજાતી કેવી ક્રૂર અને ઘાતકી છે, તે આજે મેં પ્રત્યક્ષ જોયું છે. તેણીએ મારી ઉપર નિષ્કારણ વૈર રાખી આવું દુષ્ટ કામ કર્યું છે. આ

સંસારમાં સ્ત્રી અસત્ય, છળ, અપાય, દોષ અને સાહસનું મંદિર છે. કલ્યાણના દ્વારની અર્ગલા છે અને નરકના માર્ગની નીઃસરણી છે." આ પ્રમાણે સમુદ્રને ઉદ્દેશીને બોલતો તે પુરૂષ સમુદ્રના તીર ઉપર વિશ્રાંત થઇ બેઠો હતો.

વાંચનાર, તમે આ દુઃખી પુરૂષને ઓળખવાને આતુર થયા હશો; તેથી તેનું સ્પષ્ટીકરણ કરવાની અહીં આવશ્યક્તા છે.

પેલા મહેશ્વરદત્ત જુગારીનો ઉદ્ધાર કરી ધન હૃદયમાં ખુશી થઇ રહ્યો હતો. આ વખતે તેની દુષ્ટ સ્ત્રી ધનશ્રી અને તેનો જાર નંદક એકઠા મળ્યા હતા. તે વખતે દુરાચારી ધનશ્રીએ વિચાર કર્યો કે "જ્યારે ધન અહીંથી વાહાણમાં બેસી વિદાય થાય, ત્યારે આપણે તેનો સમુદ્રમાર્ગે ઘાત કરવો. તેનો ઘાત કર્યા પછી આ સર્વ દ્રવ્ય લઇ આપણે બીજે સ્થળે ચાલ્યા જઈશું." ધનશ્રીના આ વિચારને નંદકે તે વખતે અનુમોદન આપ્યું નહીં. સ્વપ્નમાં પણ સ્વામીનો દ્રોહ ન કરવો જોઇએ એમ નંદકે ધનશ્રીને જણાવ્યું. તથાપિ પતિ દ્રોહણી ધનશ્રીએ તે વાત અંગીકાર કરી નહિં. કુટીલ હૃદયની ધનશ્રીએ નાગદત્તા નામની એક પ્રવ્રાજિકાની પાસે કોઇ પીડાકારી યોગ પોતાને હાથ કરી લીધો હતો.

ધનશ્રીના કહેવાથી ધન સમુદ્રયાત્રા કરવાને તૈયાર થઇ ગયો. તેણે પ્રયાણ વખતે દીન તથા અનાથ લોકોને દ્રવ્યના દાન આપ્યાં હતાં. તે દાનવીર ધન સમુદ્રનું પૂજન કરી પરિવાર સાથે વાહાણ ઉપર આરૂઢ થયો. વાહાણ અનુકૂલ પવનના યોગથી સમુદ્રની સપાટી ઉપર વેગથી ચાલવા લાગ્યું. માર્ગમાં

ચાલતાં પેલી પરિવ્રાજિકાએ આપેલા યોગ ધનશ્રીએ પોતાના પતિ ઉપર અજમાવ્યો. તે યોગના પ્રભાવથી ધન તદ્દન નિર્બળ થઇ ગયો. તેના હાથ પગ સુકાઈ ગયા. પેટ વધી પડયું, મુખ ઉપર સોજા ચડ્યા, ક્ષુધા નાશ પામી અને તૃષા વધી પડી. શરીરની આવી સ્થિતિ થવાથી ધન કંટાળી ગયો. દુઃખી થઇ ગયેલા ધને પોતાના હૃદયમાં વિચાર્યું કે, મારાથી શરીરની પીડા સહન થતી નથી, તો આ સમુદ્રમાં પડી આત્મઘાત કરૂં તો વધારે સારૂં; પણ તેમ કરવાથી આ સેવક નંદક અને પ્રિયા ધનશ્રીને દુઃખ થશે. ચાલતી વખતે માતાએ મને શિખામણ આપી છે કે, કદિ કંટાળવું નહીં અને સદા હીંમત રાખવી. વળી જે બંદર ઉપર મારે જવાનું છે, તે બંદર હવે નજીક છે. આ પ્રમાણે ચિંતવી પ્રાજ્ઞ ધને આત્મઘાત કરવાના વિચાર માંડી વાળ્યો અને મનમાં એકજ નિશ્ચય કર્યો. નિશ્ચય કર્યા પછી તેણે નંદકને કહ્યું "ભાઇ નંદક, કર્મના પરિણામથી મારા શરીરની આવી સ્થિતિ થઇ છે. અને આ બંદર હવે નજીક આવે છે, માટે આ દ્રવ્યનો સ્વામી તું થા અને આ સમુદ્ર ઉતર્યા પછી તું તે દ્રવ્યનો યોગ્ય ઉપયોગ કર. જો આ રોગ મારા શરીરમાંથી દૂર થશે તો સારી વાત છે, નહિતો મારા પિતાના સંબંધથી તું મારે ભ્રાત સમાન છે. આ પતિભક્તા ધનશ્રીને મારા પિતાની પાસે પહોંચાડજે." આ પ્રમાણે નંદકને કહી તેણે ધનશ્રીને કહ્યું "પ્રિયા, હું તને આ નંદકને સોંપું છું, તેની સાથે પાપ વિના મારી જેમ વર્ત્તજે." પવિત્ર ધનના આવા વચન સાંભળી નંદકે હૃદયથી રોવા માડ્યું. તેને

રોતો જોઇ કપટી ધનશ્રીએ પણ રોવા માંડયું. નિષ્કપટી ધને તે બંનેને પ્રતિબોધ આપી સમજાવીને શાંત કર્યાં હતાં

અનુક્રમે તેઓ મહાકટાહ નામના બેટ ઉપર આવી પોહોંચ્યાં. ત્યાં નંદક તે દ્વીપના રાજાને મળ્યો. રાજાએ ઉતારો આપ્યો એટલે તેઓએ તેની અંદર આશ્રય લીધો. નંદક ધનશ્રીના જેવો ક્રૂર ન હતો. અંદરથી સ્વામીભક્ત હતો. તેણે ત્યાં વૈદ્યોને બોલાવી ,ધનના શરીરની ચિકિત્સા કરાવવા માંડી, પણ કોઇ ઉપાય લાગુ થયો નહિં. પછી નંદક પોતાના નગર પ્રત્યે જવાને ઉત્સુક થયો. તે દ્વીપમાં બધો માલ વેચી નંદક ધનને નિરોગી કરવાની ઇચ્છાથી ઉતાવળો વાહાણમાં બેશી ત્યાંથી ચાલી નીકળ્યો હતો.

દુષ્ટ હૃદયા ધનશ્રીએ પોતાના ક્રૂર હૃદયમાં વિચાર કર્યો કે " મારા કરેલા યોગથી આ શત્રુ મૃત્યુ પામ્યો નહિ. હવે જ્યારે તે દેહચિંતા માટે જાય, ત્યારે તેને વેગથી સમુદ્રમાં ફેંકી દઉં. " આવી દુષ્ટ ધારણા કરી ધનશ્રી તે સમયની રાહ જોઈ રહી, ક્ષણવારે ધન વાહાણની અંદર પોતાની પ્રિયાને વિશ્વાસથી કહી દેહચિંતા માટે ગયો. દુષ્ટ ધનશ્રીએ દેહચિંતા માટે બેઠેલા ધનને ધક્કો મારી સમુદ્રમાં ફેંકી દીધો. તેમ કર્યા પછી તેણીએ કપટથી હાહાકાર કરવા માંડ્યો અને શરીરને કૂટવા માંડયું. તત્કાળ નંદક શંકિત થઇ તેણીની પાસે દોડી આવ્યો. ધનને શય્યામાં જોયો નહીં એટલે નંદકે સંભ્રાત થઈને પૂછયું, " સ્વામીની, શેઠ કયાં છે ? " ધનશ્રી સાશ્રુવદના થતી બોલી " તેમણે સમુદ્રમાં ઝંપલાવ્યું. " આ વચન સાંભળતાં

નંદક પાછળ પડવાને તૈયાર થયો એટલે બીજા પરિજને તેને પકડી રાખ્યો. વાહાણ ઉભું રાખી તે સ્થળે આસપાસ તેની તપાસ કરાવી પણ ધનનું શરીર કોઇ ઠેકાણે જોવામાં આવ્યું નહીં, પછી નંદક હૃદયમાં દુઃખ પામતો સ્વદેશ તરફ રવાને થયો હતો.

સમુદ્રમાં પડેલા ધનને આયુષ્યના યોગથી એક ભાંગેલા વાહાણનું પાટીયું હાથ આવ્યું અને તેના યોગથી તે તરતો તરતો તીર ઉપર આવ્યો

જે આ પુરૂષ સમુદ્રના તીર ઉપર વિશ્રાંત થઇ સમુદ્રને ઉદ્દેશીને કહેતો હતો, તે સુશર્મનગરના વૈશ્રવણનો પુત્ર અને દુષ્ટ ધનશ્રીનો પતિ ધન છે. ધન સાત રાત્રી સુધી સાગરને તરતો તરતો અહીં આવી પડયો છે. પોતાની સ્ત્રી ધનશ્રીની દુષ્ટતાને માટે તે તેણીને હૃદયથી ધિક્કારે છે.

પોતાની સ્ત્રી ધનશ્રીના દુશ્ચરિત્રથી સંસાર ઉપર વિરક્ત થયેલો અને હૃદયની પવિત્ર ભાવનાને જાગ્રત કરતો ધન સમુદ્રના તીર ઉપર ક્ષણવાર વિશ્રાંત થઇ ત્યાંથી આગળ ચાલ્યો. ત્યાં એક વસ્ત્રની ગાંઠ તેના જોવામાં આવી, તેણે ગાઠ ઉખેળીને જોયું, ત્યાં તેમાથી એક રત્નાવળી હાર નીકળ્યો. તેની ભારે કાંતિ જોઇ ધન હૃદયમાં વિસ્મય પામી ગયો. તેણે વિચાર્યું કે, આવો સુંદર હાર કોનો હશે. અને તે આ સ્થલે કયાથી આવ્યો હશે ? આવું વિચારતો વારંવાર તે હારની શોભાને નિરખતો ધન પોતાના દેશની સન્મુખ જવાની ઈચ્છાથી હળવે હળવે આગળ ચાલ્યો.

થોડે દૂર જતાં પંચ મહાવ્રતને ધારણ કરનાર એક મહામુનિ તેની દૃષ્ટિએ પડ્યા મુનિના દર્શનથી ધનનું હૃદય આનંદિત થઇ ગયું. મુનિની દૃષ્ટિ પણ ધનની ઉપર પડી, એટલે તેણે ધનને આવી કહ્યું, " ભદ્ર, તમે અહિં ક્યાંથી ? હું તમારો આભારી પેલો જુગારી છું. તમારા પ્રતિબોધથી મેં ચારિત્ર ગ્રહણ કરેલું છે હે ઉપગારી પુરૂપ, તમારી આવી અવસ્થા કેમ થઇ છે ? " મુનિના કહેવાથી ધને તેને ઓળખી લીધા, પછી તે વિનયથી બોલ્યો. મહાનુભાવ, તમે ચારિત્ર લઇ તમારા જીવનનો ઉદ્ધાર કર્યો, તે બહુ ઉત્તમ કર્યું. હું આ સંસારમાં મગ્ન થઇ રહ્યો, તેથી અતિ દુઃખ પામું છું. મારી સ્ત્રી ધનશ્રીએ વિશ્વાસઘાત કરી મને આ સ્થીતિએ પહોંચાડયો છે, હવે મારી શી સ્થીતિ થશે ? તે કહી શકાતું નથી.

ધનના આવા દીન વચન સાંભળી મુનિ બોલ્યા—" ભદ્ર, આ સંસારનું સ્વરૂપ દુઃખરૂપ છે. પૂર્વ કર્મના યોગથી પ્રાણી સુખ દુઃખ પામ્યા કરે છે. દરેક સંસારી ઉદયાસ્તના ચક્રમાં આવ્યા કરે છે. તમે કોઈ જાતની ચિંતા કરશો નહિ. જેમ ક્ષીણ થયેલો ચંદ્ર પાછો પૂર્ણ થાય છે, તેમ તમે પાંછા સારી સ્થિતિમાં આવી જશો. વિપત્તિ ઉપકારકારિણી સંપત્તિ થઇ જાય છે. જેમ અગ્નિ વિના અગુરૂ ચંદનના સુગંધનું માહાત્મ્ય જણાતું નથી, તેમ સાત્વીક પુરૂપનું માહાત્મ્ય આપત્તિ વિના જણાતું નથી તમે મારા ઉપકારી છો. મારે તમને સર્વ પ્રકારની સહાય કરવી જોઇએ, પણ અત્યારે હું મુનિની સ્થિતિમાં છું. સર્વ પ્રકારનો સંગ મેં ત્યજી દીધો છે. મારાથી તમારો

કાંઇપણ ઉપકાર થઇ શકે તેમ નથી, તથાપિ મારી પાસે એક ગારૂડ મંત્ર છે. જે મંત્રને મેં અધ્યયન કરી સિદ્ધ કરેલો છે, તે મંત્ર હું તમને આપું છું, તે ગ્રહણ કરો. કોઇવાર તેનાથી તમારો ઉપકાર થશે " મુનિના આ વચન સાંભળી ધન પોતાના હૃદયમાં ઘણોજ સંતોષ પામ્યો. તે સંતુષ્ટ હૃદયથી બોલ્યો–" મુનિરાજ મેં હવે નિશ્ચય કર્યો છે કે, પુણ્યના ઉદય વિના સંપત્તિ કે સુખ પ્રાપ્ત થતાં નથી. જો મેં પૂર્વે પુણ્યના કર્મ કર્યા હશે, તો મારો સત્વર ઉદય થશે. નહિંતો હું આવી સ્થિતિમાં રહી પૂર્વના પાપકર્મનો ક્ષય કરૂં છું. જે પરિણામે મને લાભકારી છે. આપે જે મને ગારૂડ મંત્ર ગ્રહણ કરવાને કહ્યું, તે વાત મને રૂચિકર લાગતી નથી, કારણકે એવા અપરિચિત મંત્રને સિદ્ધ કરવાની શી જરૂર છે ? "

ધનની આ વાણી સાંભળી તે મહામુનિએ તેને ધન્યવાદ આપ્યો અને અતિ આગ્રહ કરી તે ગારૂડમંત્ર આપ્યો પછી ધનના ઉપકારનું સ્મરણ કરતા મુનિ ત્યાંથી વિહાર કરી બીજે સ્થળે ચાલ્યા ગયા.

ધાર્મિક મનોવૃત્તિને ધારણ કરનારો ધન તે મુનિને વંદના કરી પોતાના દેશ તરફ જવાની ઇચ્છાથી આગળ ચાલ્યો હતો. મુનિના સમાગમથી તેના પવિત્ર હૃદયમા પૂર્ણ સંતોષ થયો હતો, તથાપિ ક્ષણે ક્ષણે પોતાની વિશ્વાસઘાતિની વનિતાનું તેને સ્મરણ થઇ આવતું અને તેથી તે હૃદયમા પરિતાપ પામતો હતો.

વાંચનાર, આ પ્રસંગ તમે તમારા ચરિત્રમા સદા સ્મરણમાં રાખજો. અલ્પમતિ અબળાનો કદિપણ વિશ્વાસ કરશો નહિં. દુરાચારી દારાઓ વિષયને વશ થઇ વિશ્વાસઘાતી થાય છે. કદિ સ્ત્રી કુલીન, વિદુષી અને વિનીત હોય, તથાપિ તેણીની ઉપર પૂર્ણ વિશ્વાસ ધારણ કરવો, એ વિષમ છે. વનિતાના વિશ્વાસમાં દરેક ગ્રહસ્થે દીર્ઘ વિચાર કરવાનો છે.

## પ્રકરણ ૫ મું.

### મંત્ર પ્રભાવ.

સ્મશાન ભૂમીમાં એક શાંત પુરૂષ દીન મુખ થઇ ઉભો છે. ચારે તરફ પ્રેતભૂમિનો ભયંકર દેખાવ થઇ રહ્યો છે, સ્મશાન અગ્નિની ભયંકર જ્વાળાઓ પ્રજ્વલિત થઇ રહી છે. વિશ્વને સંહાર કરનારો કાલ ઉપરા ઉપર શબની આહુતિઓ આપ્યા કરે છે, ભસ્મીભૂત થયેલા મૃત મનુષ્યોની રક્ષાના ઢગલા આજુબાજુ પડ્યા છે. તેમની ઉપર શ્રેણીબંધ સ્મશાનકુંભ આવેલા છે. પ્રેત ભોજનથી તૃપ્ત થનારા શ્વાનો ટોળે ટોળે ફર્યા કરે છે. શબ વાહનની સ્વારીને આવતી જોઇ આનંદમાં ઉછળતા શ્વાનો જાણે સામૈયું કરતા હોય, તેમ સામા જાય છે. કોઇ ઠેકાણે રૂદન ધ્વનિ, કોઇ ઠેકાણે હાય વોયના અવાજો અને કોઇ ઠેકાણે અરે રે ના પોકારો સ્મશાનભૂમિને ગજવી મુકે છે.

આવી શૂન્ય ભૂમિમાં ઉભેલા તે શાંત પુરૂષની પાસે એક ચંડાળ હાથમાં ખડ્ગ લઇને ઉભો છે. જાણે કાળની પ્રતિમા હોય, તેવો તે ચંડાળ દેખાય છે.

ચંડાળે હાથમાં ખડ્ગ લઇને વિચાર કર્યો કે, " રાજાએ આ પુરૂષને વધ કરવાની મને આજ્ઞા કરી છે, પરંતુ આકૃતિ ઉપરથી જણાય છે કે, આ પુરૂષ વધ કરવા યોગ્ય નથી. પણ મારા જેવા સેવકને આ વિચાર શા માટે કરવો જોઇએ ? સ્વામીની આજ્ઞા પ્રમાણે વર્ત્તવું, એજ મારો ધર્મ છે " આ પ્રમાણે હૃદયમાં ચિંતવી તે ચંડાળ બોલ્યો—" હે ભાઇ, રાજાની આજ્ઞાથી આ વખતે તારા જીવિતનો અંત લાવવાનો છે. તું આ જગત્‌ના જીવ લોકને ખમાવી લે. અને તારા ઇષ્ટદેવનું સ્મરણ કરી લે. હું જાતે ચંડાળ છું, પણ કેટલાએક શ્રાવકોની સાથે મારે પ્રસંગ છે, તેથી હું ચંડાળના જેવી દૃષ્ટિવાળો નથી. આવું કામ કરવાની મારી ઇચ્છા નથી, પણ શું કરીએ, અમારે રાજાની આજ્ઞા માન્ય કરવી જોઈએ. જ્યારે રાજાએ મને વધ કરવાની આજ્ઞા કરી, ત્યારે અમોએ રાજાને વિનંતિ કરી હતી કે, વધ કરવા લાયક માણસ જો મુહૂર્ત્ત વાર શુભ ભાવના ભાવે તો અમે ત્યાં સુધી તેને મારીએ નહીં તેમ કરવાને આજ્ઞા આપો. રાજાએ અમારી આ વિનંતિ ધ્યાનમાં લીધી હતી, માટે હું તને ઇષ્ટ સ્મરણ કરવાને કહું છું."

ચંડાળના આવા શુભ વચન સાંભળી તે પુરૂષે પોતાના હૃદયમાં વિચાર કર્યો કે " આ કોઇ જાતિ ચંડાળ લાગે છે,

કર્મ ચંડાળ નથી. આવું ચિંતવી તે બોલ્યો—" અરે ભાઇ, મારૂં શુભ ચિંતન થઇ ગયું છે. પુણ્ય રહિત જીવોને શું ચિંતન કરવાનું હોય ? તું રાજાની આજ્ઞા પ્રમાણે કર " તેના આવા વચન સાંભળી ચંડાળે હૃદયમાં વિચાર્યું " અરે આવા સાધુ પુરૂષને મારે મારી નાખવો એ કેવી વિપરીત વાત કહેવાય ?આ પ્રમાણે વિચારી ચંડાળ ગદ્‌ગદ્ કંઠે બોલ્યો " ભદ્ર ઈષ્ટતાનુ સ્મરણ કરી સ્વર્ગની સન્મુખ ઉભો રહે. ચંડાળના કહેવાથી તે ધીર પુરૂષ સ્વર્ગ સન્મુખ ઉભો રહ્યો પછી ચંડાળે ખડ્ગ ઉગામી ઊંચે સ્વરે કહ્યું, " લોકો સાભળો. આ પુરૂષે રાજપુત્રીને છેતરી ત્રૈલોક્યસાર નામનો રત્નાવળી હાર હરી લીધો છે એ અપ રાધથી રાજા તેનો વધ કરાવે છે." આ પ્રમાણે કહી ચડાળે ખડ્ગ ઉગામ્યું, પણ દયાને લઇને તે ખડ્ગનો ઘા કરી શકયો નહીં. તત્કાળ ખડ્ગ છોડીને તે પૃથ્વી ઉપર પડી ગયો. આ વખત તે ગુન્હેગાર બોલ્યો—" ભાઇ શામાટે ડરે છે ? રાજાની આજ્ઞા પ્રમાણે કર. " ચંડાળે દીનતાથી કહ્યું " ભદ્ર તારા જેવા પવિત્ર માણસ ઊપર મારો ઘા ચાલતો નથી."

આ પ્રમાણે ચંડાળ અને તે પુરૂષની વચ્ચે વાર્ત્તા થતી હતી, તેવામા લોકોનું મોટું ટોળું ત્યા થઇને પ્રચાર થતું હતું તે પુરૂષ અને ચંડાળ સ્મશાનમાથી તેની પાસે આવ્યા. તેવામાં તે ટોળામાંથી આ પ્રમાણે પટહની ઉદ્દઘોષણા થઇ. "રાજાના પ્રથમ પુત્ર સુમગળને સર્પ ડશ્યો છે. તે સર્પના ઝેરથી અચેતન થઇ પડયો છે, મંત્ર તથા ઔષધીનો પ્રયોગ તેની

ઉપર ચાલતો નથી. હવે જે કોઈ એ સર્પના ડશેલા રાજપુત્રને જીવાડશે, તેને રાજા મનોવાંછિત વસ્તુ આપશે."

આ પ્રમાણે ઉદ્દઘોષણા સાંભળી તે અપરાધીએ ચંડાળને કહ્યું " ભાઇ જો તારી ઇચ્છા હોયતો હું આ રાજકુમારને જીવતો કરૂં. પછી તું રાજાની આજ્ઞા પ્રમાણે મને મારજે." ચંડાળે ખુશી થઇ પોતાની ઈચ્છા જણાવી, એટલે તે પુરૂષે આ ઉદ્દઘોષણાના પટહનો સ્પર્શ કર્યો. રાજાના માણસો તેને રાજાની પાસે લઈ ગયા અને તે સર્વ વૃત્તાંત રાજાને જણાવ્યો. પછી રાજાએ આજ્ઞા આપી એટલે તે પુરૂષે ગારૂડ મંત્રથી તે રાજપુત્રને સજીવન કર્યો તે પ્રત્યક્ષ ચમત્કાર જોઇ રાજા ઘણોજ પ્રસન્ન થઇ ગયો. પછી રાજાએ અને રાણીઓએ તેની ઉપર આભૂષણોની વૃષ્ટિ કરી ત્યારે તે વીર પુરૂષે કહ્યું, "રાજન્ મારે દ્રવ્યની ઇચ્છા નથી. જો મારી ઇચ્છા પૂર્ણ કરવી હોય તો મને મારવા આવેલા જાતિથી ચંડાળ એવા ચંડાળની ઇચ્છા પૂરી કરો."

તેના આ વચન સાભળી રાજા ખુશી થઇ ગયો. તેણે પોતાના હૃદયમા વિચાર્યું કે, " આ કોઇ સત્યવાન્ પુરૂષ લાગે છે. તેનો અપકાર કરનાર ચંડાળ ઉપર તે શામાટે ઉપકાર કરતો હશે ? " આવું વિચારી રાજાએ છડીદારને મોકલી તે ચંડાળને બોલાવ્યો. ચડાળ પાસેથી તેનો કેટલોએક વૃત્તાંત સાભળી રાજાએ ચંડાળના મનની ઇચ્છા પુર્ણ કરવાને કહ્યું, એટલે ચંડાળે વિનયથી જણાવ્યું કે " જો મારી ઇચ્છા પુર્ણ કરવી હેય તો વધ કરવાની આ મારી અપવિત્ર આજીવિકાથી મને મુક્ત

કરો." રાજાએ તત્કાળ ચંડાળને તે અધમ આજીવિકામાંથી મુક્ત કર્યો અને તેને કેટલુંએક દ્રવ્ય આપ્યું. તે ચંડાળ પોતાને દ્રવ્યનો લાભ થયો તેના કરતા પેલા પુરૂષને જીવિતનો લાભ થયો તેથી વધારે ખુશી થયો હતો

વાચનાર, પ્રસ્તુત પ્રસંગને જાણવાને આતુર થયા હશે. તેમની આતુરતા દૂર કરવાને તેનું સ્પષ્ટિકરણ કરવાની આવશ્યક્તા છે

મુનિ પાસેથી ગારૂડ મંત્ર લઇને ધન પોતાના દેશ તરફ રવાને થયો હતો. ભવિતવ્યતાથી આકર્ષાએલો ધન ત્યાંથી ચાલતો ચાલતો શ્રાવસ્તી નગરીમા આવી પહોચ્યો હતો. પૂર્વના પીડાકારી કર્મજાળથી ધન હજુ મુક્ત થયો ન હતો. તેના અધમ પ્રારબ્ધમાં હજુ કર્મપીડા ભોગવવાને લખ્યું હતું. શ્રાવસ્તી નગરીના રાજા વિચારધવળનો ખજાનો ચોર લોકોએ લુંટી લીધો હતો. તેની તપાસને માટે રાજપુરૂષો તે નગરીની બાહેર માર્ગમાં આવતા મુસાફરોને પકડતા હતા અને તેમનો ઝાડો લઇ જો તેઓ નિર્દોષ લાગે તો તેમને છોડી મુકતા હતા. દુઃખી ધન પૂર્વ કર્મની પ્રેરણાથી એજ માર્ગે ચડ્યો. રાજાના સુભટોએ તેને પકડ્યો અને પૂછયું કે, " તું કોણ છે ? અને કયાં જાય છે ? " નિર્દોષ ધને જવાબ આપ્યો, " હું સમુદ્રના તીર ઉપરથી આવું છું અને સુશર્મ નગર તરફ જાઉં છું. " ધનના આ ઉત્તર ઉપર તેમણે ધ્યાન આપ્યું નહીં અને તેઓ તેને પકડીને રાજાના મંત્રીની પાસે લઇ ગયા. મંત્રીએ

ધનને પૂછયું. “ તારી પાસે કાંઇ છે કે નહિં ? ” અજ્ઞાન અને લોભના દોષથી ધન દબાઈ ગયો અને તેથી તેણે કહ્યું કે, ‘મારી પાસે કાંઇ નથી ’ પછી મંત્રીએ તેને છોડી મૂકયો. તેવામાં દૈવયોગે તે સ્થળે અશ્વશાળા હતી. તે અશ્વશાળામાંથી એક વાંદર છુટીને ધનને વળગી પડ્યો. તેણે ધનના વસ્ત્ર ખેંચીને ફાડી નાંખ્યા તેવામાં તેમાંથી પેલો રત્નાવળી હાર જમીન ઉપર પડી ગયો. તે જોતાંજ મંત્રીને ખરેખરો શક આવ્યો અને કપિ પાસેથી તેને છોડાવી તેણે તે હાર લીધો અને તરત તેને ઓળખી વિચાર્યું કે, “ જરૂર આ માણુસ રાજપુત્રીનો ખુની છે. તેણે રાજપુત્રીનું ખુન કરી આ રત્નાવલી હાર મેળવેલો છે. ” આવું વિચારી મંત્રીએ ધનને પૂછયુ, “ અરે દુષ્ટ, ખરેખરૂં કહે આ હાર તેં કયાંથી મેળવ્યો ? ” ધન સરલતાથી બોલ્યો “ કટાહ નામના બેટમાથી હું વહાણમા બેશી આવતો હતો તે વહાણ ભાગી જતાં મુશ્કેલીથી સમુદ્ર તીરે આવતાં મને આ હાર મળી આવ્યો છે. ” “ આ બનાવને બન્યા કેટલો વખત થયો ” મંત્રીએ ખરી વાત જાણવાને પ્રશ્ન કર્યો. “ એ બનાવને થયા બે વર્ષ ને બે માસ થયા ” ધને નિડરતાથી ઉત્તર આપ્યો. ધનનો આ ઉત્તર સાભળી મંત્રીએ વિચાર કર્યો કે, “ રાજપુત્રીને ગયા પણ તેટલોજ સમય થયો છે, માટે આજ માણુસ રાજપુત્રીનો ખુની છે. ” આવું ચિંતવી મંત્રીએ તે રત્નાવળી હાર કોશાધ્યક્ષને અને રાજાને બતાવ્યો. તેમણે તે હાર ઓળખી લીધો. પછી રાજાએ ધનને તે વાત પૂછી અને ધને તેજ પ્રમાણે તેનો ઉત્તર આપ્યો. રાજા ધનની ઉપર

ક્રોધાયમાન થઇ ગયો અને તત્કાળ તેણે ધનને મારી નાંખવાની આજ્ઞા કરી હતી.

રાજપુત્રીનો ખુની ઠરેલો ધન કોટવાળના કબજામાં આવ્યો. તેના સર્વ અંગ ઉપર મસ લગાડી ઢોલ વગાડતા તેને વધ્યભૂમિ ઉપર લઇ જવામાં આવ્યો. પેલો રત્નાવળી હાર રક્ત વર્ણનો હતો, તે રાજમાર્ગમાં લઇ જતા હતા, તેવામાં અચાનક બાજપક્ષી આવી તેને માંસ ધારી લઇને ઉડી ગયો. અને તે પોતાના માળામાં પેસી ગયો. આથી રાજા ધન ઉપર વધારે નાખુશ થયો હતો.

વાંચનારને પૂર્વની વાત યાદ હશે કે ધનને ચંડાળ સ્મશાનમાં મારવાને લઇ આવ્યો હતો, પછી સર્પે ડશેલા રાજપુત્રને નિર્વિષ કરવાથી તે હાલ બચી ગયો છે.

ધનની ઉત્તમ વૃત્તિ જોઇ પ્રસન્ન થયેલા રાજાએ પ્રશ્ન કર્યો "ભદ્ર, તમે કોણ છો ? અને ક્યાં રહો છો ?" રાજાનો આ પ્રશ્ન સાંભળી ધન નિઃશ્વાસ નાંખીને બોલ્યો—"મહારાજા, હું સુશર્માનગરનો રહેવાસી છું. મારૂં નામ ધન છે. અને હું શ્રાવક ધર્મનો આરાધક છું." ધનના આ વચન સાંભળી રાજાએ વિચાર કર્યો કે, "આ પુરૂષરત્નનો મેં નાશ કર્યો નહીં, એ બહુ ઠીક થયું. આ કોઇ પુરૂષ જાતિ અને કુળથી ઉત્તમ છે." રાજા આ પ્રમાણે વિચાર કરતો હતો, તેવામાં છડીદારે આવી ખબર આપ્યા કે, "મહારાજા, કોઇ ભાગવાન્ દ્વાર ઉપર, આવ્યો છે, તે કહે છે કે, રાજકુમારીએ મારી સાથે કહેવરાવ્યું છે કે, હું વહાણના ભાંગવાથી પરિવાર રહિત થઇ મેઘવનમાં આવી

છું. પ્રચંડ પવનના યોગથી અમારૂં વહાણુ ભર સમુદ્રમાં ભાંગ્યું હતું, પણ આપના પ્રભાવથી હું જીવતી રહી છું. અહિં મેઘવનમાં રહેલી વિનયવતીની સારવારમાં છું" છડીદારના મુખથી આ શબ્દો સાંભળી રાજા સાનંદાશ્ચર્ય થઈ ગયો. તત્કાલ તે પોતાની જાતે મેઘવનમાં આવ્યો અને રાજકુમારીને મળી તેને સંભ્રમથી પૂછયું, "બ્હેન તારો રત્નાવળી હાર ક્યાં છે" રાજબાળા બોલી "પિતાજી, જ્યારે વાહાણુ ભાંગ્યું, તે દિવસે તીર ઉપર આવેલા એક આંબાની પાસે હું રહી હતી. રત્નવાળી હાર કયાં ગયો, એ વિષે મને કાંઇ ખબર નથી." પછી ધનની સામે જોઇને પૂછયું" આ રત્નવાળી હાર તમારે હાથ કયાંથી આવ્યો હતો ? "ધને કહ્યું, સમુદ્રના તીર ઉપર કોઈ સ્ત્રીના વસ્ત્ર સાથે તે રહેલો હતો. તે મેં મારા હાથમાં લીધો હતો. આ કાર્યને હું અદત્તાદાન માનું છું અને તેથી હું મારા આત્માને અકૃત્ય કરનાર જાણું છું " રાજાએ કહ્યું, " ભદ્ર, તેવો પ્રસંગ ગૃહસ્થ માણસોને ઘણીવાર આવી પડે છે, તે અદત્તાદાન કહેવાતું નથી. તમે રાજકુમારને જીવિત આપનાર મ્હાગ મહાન્ ઉપકારી છો. તમે મંત્રના પ્રભાવથી મારા પુત્રને જીવિતદાન આપ્યું છે. તમારા મંત્રનો પ્રભાવ દિવ્ય છે. એ ચમત્કારી પ્રભાવથી તમારામાં દિવ્ય શક્તિ પ્રકાશે છે." આ પ્રમાણે કહી રાજાએ ધનને પ્રેમથી પ્રણામ કર્યો અને તે ઉત્તમ રત્નાવળી હાર તેને ભેટ કર્યો.

પૂર્વે જુગારી અવસ્થામાં આભારી થયેલા પેલા મુનિએ

આપેલા ગારૂડ મંત્રના પ્રભાવથી ધન શ્રાવસ્તી નગરીમાં વિજયવંત થયો હતો. કૃતજ્ઞ પુરૂષ કરેલા ઉપકારનો બદલો આપ્યા વિના રહેતો નથી "એ નિતિસૂમંત્રનું સ્મરણ કરતો ધન શ્રાવસ્તી નગરીના રાજાની આજ્ઞા લઇ ત્યાંથી આગળ ચાલ્યો હતો. શ્રાવસ્તીપતિએ તેની સાથે સહાયભૂત થવાને કેટલાએક માણસો મોકલ્યા હતા.

વાચનાર, ધનના આ ચરિત્રનું મનન કરી વિચાર કરજો કૃતજ્ઞ પુરૂષ ઉપર કરેલો ઉપકાર કદિ પણ નિષ્ફળ થતો નથી. પેલા જુગારીનો ઊપકાર ધનને આ પ્રસંગે પૂર્ણરીતે સહાયભૂત થયો હતો. ગરૂડી મંત્રના પ્રભાવથીજ ધનના જીવતનો અને યશનો બચાવ થયો હતો. જો તેની પાસે ચમત્કારી મંત્ર ન હોત તો ધનની શી સ્થિતિ થાત, તે વાંચનારના ખ્યાલમાં છે. આ પ્રસંગે પેલા દયાળુ ચંડાલના પ્રવર્તન ઉપર પણ વિચાર કરવાનો છે. ચંડાળ જાતિમાં પણ એવા સજ્જનો પ્રગટ થાય છે અને તેઓ તેમના ગુણકર્મમાં પણ પોતાની સજ્જનતા પ્રગટ કર્યા વિના રહેતા નથી. ચંડાળ કહેવાથી ચંડાળ થતા નથી. ધનનો વધ કરવાને આવનારો ચંડાળ હતો, પણ તેનામાં કેવી સજ્જનતા હતી ? તે ધનની આકૃતિ જોઈ વિચારમાં પડયો હતો. ધનનો વધ કરવાને માટેજ રાજાએ તેની યોજના કરી હતી, પણ દયાના પ્રભાવથી તે ધનનો વધ કરવાને શક્તિમાન્ થયો નહતો. આ પ્રસંગે ધને પણ તે ચંડાળ તરફ કેવો ભાવ રાખ્યો હતો. તે ચંડાળના મનવાંછિત પૂરા કરવાની માગણી કરી હતી. જે

માગણીનો રાજાએ સ્વીકાર કર્યો હતો. અને તે ઉત્તમ ચંડાળ પોતાની નીચ વૃત્તિથી મુક્ત થયો હતો.

પ્રિય વાચકવૃંદ, આવા ઉત્તમ ચરિત્રોનું મનન કરી તમારા જીવનની સુધારણા કરવા તત્પર થજો. અને પરોપકાર વૃત્તિના મહાવ્રતને અંગીકાર કરી આ અમૂલ્ય માનવજીવનને સાર્થક કરજો. સજ્જનતાના આવા દ્દષ્ટાંતો માનવજીવનની ઉચ્ચતાને પોષણ કરનારા અને માર્ગાનુસારીના પવિત્ર ધર્મને પ્રતિબોધ કરનારાં છે.



## પ્રકરણ ૬ ઠું.

### રત્નાવળીનો પુનર્લાભ.

શ્રાવસ્તી નગરીના રાજા વિચારધવળની પાસેથી પ્રતિષ્ઠા મેળવી અને રાજાએ આપેલા માણસોને સાથે લઈ ધન ત્યાંથી આગળ ચાલ્યો હતો. તેના હૃદયમાં સ્વદેશ તરફ જવાની અતિ ઉત્કંઠા હતી. ધન હવે દુઃખથી મુક્ત થઈ રાજપુરૂષોને સાથે લઇ ઉત્સાહ પૂર્વક સ્વદેશ તરફ જતો હતો, પણ તેનાં પૂર્વ કર્મોએ તેને હજુ તદન મુક્ત કર્યો ન હતો. હજુ તેની પર બીજી આપત્તિ ઊન્મુખ થઈને ઉભી છે. એ આપત્તિની વાત ધનના સ્વપ્નામાં પણ નથી. પોતાની સાથે ચાલતા મોટા પરિવારથી તે તદ્દન નિર્ભય હતો. પણ તેના પૂર્વ કર્મો ઉજમાલ થઇ તેને આપત્તિમાં નાંખવાને તૈયાર થયાં હતાં. રાજપુરૂષોના પરિવાર સાથે

આપણી પ્રસ્તુત વાર્તાનો નાયક ધન ગિરિસ્થલ નામના એક નગરના સીમાડા ઉપર આવી પોહોંચ્યો હતો

આ સમયે ગિરિસ્થલ નગરના રાજા ચંડસેનના ખજાનામા મોટી ચોરી થઇ હતી. તે નગરના સીમાડા ઉપરના માર્ગમાં જે કોઇ મુસાફરો નીકળતા તેમને બાધીને રાજાની પાસે લઇ જવામા આવતા હતા.

ધન તેના પરિવાર સાથે એજ માર્ગે આવી ચડ્યો હતો. સપરિવાર ધનને જોતાજ રાજાના પોલીસોએ તેમને પકડ્યા અને તેમની પાસે જે સામાન હતો, તે કબજે કરી લીધો. તેઓને બાંધી કોટવાળની પાસે લઇ જવામાં આવ્યા. કોટવાળે ગર્જના કરી પૂછ્યું, " તમે કોણ છો ? કયાં જાઓ છો ? અને તમારી પાસે શું છે ? " તેમણે ઉત્તર આપ્યો—" શ્રાવસ્તી નગરીના રાજાના હુકમથી અમે સુશર્મનગર તરફ જઇએ છીએ. આ સાર્થવાહ ધનની પાસે રાજાએ આપેલું એક આભૂપણુ છે, તે સિવાય બીજું કાંઈ નથી." કોટવાળે કહ્યું " તે આભૂષણ કેવું છે ? તે બતાવો." કોટવાળના કહેવાથી તેમણે તે આભૂપણ બતાવ્યું. આભૂષણને કોટવાળે ઓળખી લીધું. તે ઘણાં વખત પહેલાં ખોવાયું હતું. પછીતેમને પકડી રાજાની પાસે લાવવામાં આવ્યા. " મારા રાજ્યમાં જે જે ચોરી થાય છે, તે આ લોકોજ કરાવે છે," એવું ધારી રાજાએ તેમને કારાગૃહમાં પૂરી દીધા, અને તેમની પાસે મજુરીનું કામ લેવાની આજ્ઞા કરી.

ધન વગેરે બધાઓ દુઃખી થઇ કારાગૃહમાં પડ્યા હતા.

આ વખતે રાત્રે પોલીસ લોકોએ પકડેલો એક સંન્યાસી રાજાના મંત્રીની પાસે બાંધીને લાવવામાં આવ્યો. તે સંન્યાસી ચોર હતો. તેની પાસે ચોરીનું દ્રવ્ય હતું. તેણે સંન્યાસીનો વેષ લઈ આ ચોરી કરી હતી. મંત્રીએ રાજાની આજ્ઞા લઇ તેને વધસ્થાનમાં મોકલી દીધો. પોલીસ લોકો, જ્યારે તેને વધસ્થાનમા લઇ ગયા, ત્યારે તેના અંગ ઉપર મસીનો લેપ કરવામાં આવ્યો હતો. તેના કંઠમાં કટોરાનો હાર પેહેરાવ્યો હતો, મસ્તક ઉપર કરવીરના પુષ્પોની માળા નાંખી હતી, માથાપર નઠારૂં છત્ર ધરાવ્યું હતું. તેને ગધેડા ઉપર બેસાર્યો હતો. અને તેની આગળ ડિંડિમ વાદ્ય વાગતું હતું. આ પ્રમાણેના સરઘસથી તેને વધ્યસ્થાન ઉપર લાવવામા આવ્યો હતો

જ્યારે તે વધ્યસ્થાન ઉપર આવ્યો, ત્યારે તેણે નિસાસો નાખી અને લોકોને જોઈને પોતાના હૃદયમા વિચાર્યું કે, " મને પેલા મુનિએ જે કહ્યું હતું, તે અન્યથા થયું નહીં. હવે દ્રવ્યના સ્થાનો જે મારા જાણવામાં છે, તે આ લોકને કહી આપું."આવું વિચારી તે પોલીસ લોકો પ્રત્યે બોલ્યો-"સાંભળો, હું મારી સત્ય વાત જણાવું છું. આ નગરમાં બધી ચોરીઓ મેં કરેલી છે. તે દ્રવ્ય તે તે લોકોને સોંપી દઇ પછી મને મારી નાખો." ચોરના આ વચન પોલીસ લોકોએ મંત્રીને જણાવ્યાં. પછી મંત્રીએ તે વાત કબુલ કરી તે તે સ્થાનોમાં જઈ તપાસ કરી તો તે બધું દ્રવ્ય હાથ લાગ્યું. પણ પેલુ આભુષણ જોવામાં આવ્યું નહીં આવી રીતે ચોરના વચનની સત્યતા જોઇ મંત્રીએ તે

શાંતતાથી કહ્યું, " ભાઈ; તારૂં પ્રવર્ત્તન વિશ્વાસપાત્ર લાગે છે. તું કોણ છે ? અને તારામાં સન્યાસપણું અને ચોરપણું-બન્ને પરસ્પર વિરોધી કેમ દેખાય છે ? "

તે ચોર બોલ્યો-મંત્રીશ્વર, સાવધાન થઈ મારૂં વૃત્તાંત સાંભળો-" પુંડ્રદેશની અંદર પુંડ્રવર્ધન નામે નગર છે. તેમાં અગ્નિવેશ્યાયન ગોત્રનો **દેવશર્મા** નામે એક બ્રાહ્મણ હતો. તેનો **નાગાયણ** નામે હું પુત્ર છું. 'હિંસા કરવાથી સ્વર્ગ મળે છે' એમ લોકોની પાસે હું પ્રતિપાદન કરતો હતો. એક વખતે કેટલાએક પુરૂષોને વધસ્થાનમાં લઇ જવામાં આવતા હતા, તેમને જોઇ મેં કહ્યું કે, ' આ ચોર છે. તેમને મરાવી નાંખો.' આ વખતે કોઇ અવધિજ્ઞાની મુનિ તે સ્થળે આવી ચડ્યા. મારૂં એ વચન તેમના સાંભળવામાં આવ્યું. એટલે તેઓ બોલ્યા " અહા અજ્ઞાનતાનો વિલાસ કેવો કષ્ટ ભરેલો છે ! આ પુરૂષ શાંત છતાં કેવું કઠોર વચન બોલે છે ! " મુનિના આ વચન સાંભળી મેં પ્રણામ કરીને તેમને પૂછ્યું " પ્રભો મારામાં શી અજ્ઞાનતા છે ? " મુનિ શાંતતાથી બોલ્યા-" કદાગ્રહથી અને વિરૂદ્ધ ઉપદેશથી આ લોકો ચોર નથી, તે છતા તેમને તું ચોર કહે છે અને તેમને મારવાની આજ્ઞા કરે છે. કદિ સત્ય હોય, તો પણ જેનાથી બીજાને પીડા થાય, તેવું વચન ન બોલવું જોઈએ. વળી આ ચોર નથી, તેમને ચોર કહેવા, તે સર્વ રીતે અસત્ય છે. તેમજ તું ' હિંસાથી સ્વર્ગ મળે છે ' એવો વિરૂદ્ધ ઉપદેશ આપે છે. કારણ કે 'પ્રાણી માત્રની હિંસા કરવી જોઇએ', એવું સર્વ ધર્મમાં કહેલું છે. તેમ વળી પૂર્વે કરેલા કદાગ્ર-

હતું ફળ તને પ્રાપ્ત થયેલું છે અને બાકી રહેલું તેનું ફળ તને અલ્પ દિવસમાં પ્રાપ્ત થશે. "

તે મુનિના આવા વચન સાંભળી મેં તેમને વિનયથી પૂછયું-" મહારાજ, મેં પૂર્વે તેવું શું કર્યું છે? અને તેનું ફળ મને શું મળ્યું છે? અને શું મળવાનું છે? "

મારો આ પ્રશ્ન સાંભળી મુનિ બોલ્યા-" ઉત્તરદેશમાં ગર્જન નામે એક નગર છે. તેમાં આષાઢ નામે બ્રાહ્મણ હતો તેને રુદ્રચુકા નામે સ્ત્રી હતી. તેમને સોમદેવ નામે તું પાચમે ભવે પુત્ર થયો હતો. તારા પિતા આષાઢે તને વેદ તથા શાસ્ત્રોનો અભ્યાસ કરાવ્યો હતો અને તે નગરના વીરસેન નામના રાજાનો તું આશ્રિત થયો હતો. રાજા તને સારી રીતે માન આપતો હતો.

તે નગરમાં વિનીત નામે એક શેઠને વીરમતિ નામે વિધવા પુત્રી હતી. તે કોઇપણ સન્યાસી આવે તેની સારી ભક્તિ કરતી હતી. એક વખતે વિધવા વિષયોથી આક્રાંત થઇ વિહ્વલ બની ગઇ. તેથી તે સિંહલ નામના કોઇ માલીની સાથે નાશી ગઇ. તે વીરમતીનો પૂજ્ય યોગાત્મા નામે સન્યાસી હતો. તે સારા આચારવાળો અને પવિત્ર હતો. દૈવયોગે જે દિવસે વિરમતિ ગઇ, તેજ દિવસે તે યોગાત્મા સંન્યાસી પણ ત્યાંથી ચાલ્યો ગયો. સિંહલશેઠની વિધવા પુત્રી વીરમતી નાશી ગઇ એ વાત લોકોમાં ચાલતા તારા જાણવામાં આવી. તેજ વખતે નગરમાંથી યોગાત્મા પણ ચાલ્યો ગયો છે એ વાત પણ તને વિદિત થઇ, તે ઉપરથી તને સંકલ્પ થયો કે, વીરમતી યોગા-

સ્વામીની સાથે નાશી ગઇ હશે. તે પછી એક દિવસે રાજાની સભામાં તું બેઠો હતો, તેવામાં રાજાએ તને પૂછયું કે, "વીરમતી કોની સાથે ગઈ હશે ?" તેજ વખતે તેં કહ્યું કે, "તે વિધવા યોગાત્મા સંન્યાસીની સાથે ગઇ છે, એ વાત હું સારી રીતે જાણું છું." રાજાએ કહ્યું, "તે યોગાત્મા તો ઘણો પવિત્ર અને નિઃસ્પૃહ છે. મેં તેની સારી પ્રશંસા સાંભળી છે. તેવો ઉત્તમ માણસ એવું નીચ કામ કરે, એ અસંભવિત છે." રાજાના આવા વચન સાંભળી તેં કહ્યું 'તે યોગાત્મા સારો ન હતો. પરસ્ત્રીમાં સ્પૃહાવાળો હતો, એવા પાંખડી લોકો ઉપરથી સારા લાગે છે, પણ વસ્તુતઃ તેઓ ઉત્તમ હોતા નથી." તારા આવા વચન સાંભળી રાજા અને બીજા કેટલાએક પુરૂષો તે યોગાત્મા ઉપર વિરક્ત થઇ ગયા.

એ વાર્ત્તા સાંભળી બીજા સંન્યાસીઓએ પણ તેનો બહિષ્કાર કર્યો. આ કાર્ય કરવાથી તેં એવું નિબિડ કર્મ બાંધ્યું કે, જેથી તું બકરો થઇ અવતર્યો. બકરાના જન્મમાં તારી જીભ ઉપર મોટું વ્રણ થયું અને તેની પીડાથી તારૂં મૃત્યુ નીપજ્યું, તે પછી તું શિયાલ થયો. તે ભવમાં પણ જીભના સડવાથી તારૂં મૃત્યુ થયું; તે પછી સાકેત નગરના રાજા સહદેવની રાણી વિલાસવતીના ઉદરથી તારો જન્મ થયો. જ્યારે તું યુવાન થયો, ત્યારે એક વખતે મદિરાપાન કરી તેં રાજમાતાને ગાળો આપી. તે વખતે રાજપુત્રે તને અટકાવ્યો ત્યારે તેં તે રાજપુત્રને પણ ગાળો આપી, એથી તેણે તારી જીહ્વાને છેદવાની શિક્ષા કરી. એ શિક્ષાથી કંટાળી તું અંનશનવ્રત લઇ મૃત્યુ પામ્યો, તે પછી

તું આ બ્રાહ્મણનો પુત્ર થયો છે. તારો અનુભવ જોઇ હું આ સંસારથી વિરક્ત થયો છું, મેં પુનઃ જ્ઞાનીને પૂછયું કે, "મારે અવશેષ ફળ કેવું ભોગવવાનું છે?" ત્યારે તેમણે કહ્યું કે, "તને જે બાકીની વિડંબના થવાની છે, તે લોકો પ્રત્યક્ષ થશે." તે જ્ઞાનીના આવા વચન સાંભળી મેં ભય પામી દીક્ષા ગ્રહણ કરી મારા ગુરૂ સ્વર્ગવાસી થયા છે તેમની પાસેથી તાલોદ્ઘાટિની અને આકાશગામિની એવી બે વિદ્યાઓ મેં પ્રાપ્ત કરી છે. તે વિદ્યા આપતી વખતે ગુરૂએ મને શિક્ષા આપી હતી કે, તારે કદિપણ અસત્ય બોલવું નહિં. અને નાભિસુધી જળમાં રહી નેત્રો મીંચીને આ વિદ્યાના મંત્રનો એક હજારને આઠ વાર જપ કરવો. ગઇ કાલે સ્ત્રીઓએ મને પૂછયુ કે, બ્રહ્મા અને મહાદેવ વગેરે દેવતાએ સેવેલા એવા વિષય સુખને છોડી આવી તરૂણ વયમા તું વ્રતધારી કેમ થયોછે? સ્ત્રીઓનો આવો ઉપહાસ્યનો પ્રશ્ન સાંભળી મેં તેમને હાસ્યમાંજ ઉત્તર આપ્યો કે" મારી પ્રિયાના વિયોગથી મેં આ દુષ્કર વ્રત લીધેલું છે." આ પ્રમાણે હું મિથ્યા વચન બોલ્યો અને મેં તે મંત્ર ન કર્યો તેથી હું આજે ચોરીના માલ સાથે પકડાએલો છું. હે મંત્રી, એ પછી જે બન્યું છે, તે તમારી નજરે છે."

તેના આવા વચન સાંભળી મંત્રીએ કહ્યું, 'અમારા રાજાનુ તે આભૂષણ અહિં કેમ જોવામાં આવતું નથી?' તેણે જવાબ આપ્યો. 'મેં તે આભૂષણ શ્રાવસ્તી નગરીના સ્વામીને આપેલું છે. 'તે આભૂષણ શ્રાવસ્તી નગરીના રાજાને શાગાટે આપ્યું હતું?"

મંત્રીએ પુનઃ જીજ્ઞાસાથી પૂછયું. તે બોલ્યો " મંત્રીરાજ/શ્રાવસ્તી નગરીમા ગાંધર્વદત્ત નામે મારો એક સુહૃદ છે તે પાપ બુદ્ધિથી બીજાને આપેલી ઇંદ્રદતની વાસવદત્તા નામે કન્યા હરીને પરણી ગયો. આથી રાજાને રોષ ઉત્પન્ન થયો રાજાએ તે કન્યા લઇ તેને નગરમાથી દૂર કાઢી મુકયો તે મારી પાસે આવ્યો, મે તેને આવવાનુ કારણ પૂછયુ, એટલે તેણે પોતાનો સર્વ વૃત્તાત મને કહી સભળાવ્યો પછી મે તે અમૂલ્ય આભૂષણ ભેટ કર્યું આથી તે રાજાએ સતુષ્ટ થઇ તેને નગરમા પ્રવેશ કરાવ્યો અને વાસવદત્તાને પ્રાપ્ત કરી "

તે ચોર સન્યાસીના મુખથી આ વૃત્તાત સભળી મંત્રી તેની પર ખુશી થયો અને તેના વચન ઉપર તેને પૂર્ણ પ્રતિતી આવી પછી તેને અને ધન વગેરેને તેણે કરાગૃહમાથી છોડી મુકયા. પોતાની સાથે આવેલા પરિવારને શ્રાવસ્તી નગરીમાં રાખી ધન પોતે એકલો ત્યાથી ચાલી નીકળ્યો. કેટલાએક કાપડી લોકોના સાથમાં તે એક મહાન અટવીમા આવી ચડ્યો તે અટવી શિકારી પ્રાણીઓથી ઘણી ભયકર હતી આગળ ચાલતાં એક હાથીઓનું મોટુ ટોળુ તેમની સામે આવ્યુ મદોન્મત્ત હાથીઓને સામા આવતા જોઇ બીજા કાપડી લોકો દરો દિસાઓમા નાશી ગયા. ધન નાશવા જતો હતો, તેવામા એક મદોન્મત્ત હાથી તેની સામે દોડયો અને તેણે ધનને ધરણી નીચે પાડી નાખ્યો ને પોતાની સૂઢથી તેને આકાશમા ઉછાળ્યો એટલે ત્યા રહેલા એક વડના વૃક્ષની શાખા સાથે ધન વળગી પડયો. તેવામા કોઇ હાથિણીનો શબ્દ સાભળી ગજેંદ્ર પ્રસન્ન થઇ તેની તરફ

વિગી ગયો અને ધન શાખા સાથે લબ્ધ થઇ રહ્યો. જે બાજપક્ષી પેલો રત્નાવળી હાર લઇ ઉડી ગયો હતો તેણે આ વડની ઉપર તે હાર મુકેલો, તે ધનના જોવામાં આવ્યો. ધને તે હાર ગ્રહણ કર્યો અને તે શ્રાવસ્તી નગરીના રાજાને આપવાને ઇચ્છા કરી. જ્યારે ગજેંદ્રોનું યૂથ ત્યાંથી પાછું ફરી ચાલ્યું ગયું, એટલે ધન વડના વૃક્ષ ઉપરથી ઉતરી ત્યાંથી આગળ ચાલ્યો ગયો.

આ તરફ શ્રાવસ્તી નગરીમાં છોડી મુકેલા પેલા રાજાના માણસો પાછા ફરી રાજાની પાસે આવ્યા. તેમણે જઈને ધનનો સર્વ વૃત્તાંત રાજાને નિવેદન કર્યો. તે સાંભળી રાજાએ ગુસ્સે થઇને કહ્યું " અરે નીચ લોકો, તમે એવા નરરત્નને છોડી અહિં કેમ આવ્યા ? હું તમારો એવો દંડ કરૂં છું કે જ્યાં સુધી તમે ધનને લાવશો નહિં, ત્યાં સુધી તમને આ નગરમાં પેસવા દેવામાં નહીં આવે." આ પ્રમાણે કહી રાજાએ તેમને પોતાના નગરની બાહેર કાઢી મૂકયા. તેઓ દરિદ્રીની જેમ માર્ગે રખડતાં ધનને ચારે તરફ શોધવા લાગ્યા, ઘણે દિવસે સુખવાસ નામના નગરમાં તેઓ જઇ ચડ્યા, અને ત્યાં તેઓ ધનને જઇ મળ્યા હતા. ધનને સાથે લઇ તેઓ શ્રાવસ્તી નગરીમાં આવ્યા અને રાજાને મળ્યા. ધને રાજાની પાસે રત્નાવળી હાર મુકી પોતાનો બધો વૃત્તાંત નિવેદન કર્યો. તે વૃત્તાંત સાંભળી રાજા આશ્ચર્ય પામી ગયો અને તે પ્રસન્ન થઇને બોલ્યો–"નરરત્ન, તમારી સત્યતા જોઇ હું આશ્ચર્ય થયો છું અને આ

ઉત્તમ હાર તમનેજ ભેટ કરૂં છું. તે સાથે આ મારૂં રાજ્ય પણ તમારેજ આધીન છે, તમારી ઇચ્છા આવે તેમ કરો." રાજાના આ વચન સાંભળી ધને તેનો હૃદયથી ઉપકાર માન્યો. પછી કેટલાએક દિવસ સુધી ત્યાં રહી ઉત્તમ જાતના કરીયાણા લઇ અને પ્રીતિથી રાજાનો પોશાક ગ્રહણ કરી ધન પોતાના સુશર્મ નગર તરફ જવાને રવાને થયો હતો.

આ પ્રમાણે પૂર્વ કર્મના યોગથી આપણી પ્રસ્તુત વાર્ત્તાનો નાયક ધન ફરીવાર વિડંબના પામ્યો હતો. ધનની મનોવૃત્તિ હંમેશાં નિર્દોષ રહેતી હતી તેણે આવી વિડંબના અનુભવી તો પણ તેની મનોવૃત્તિમાં મલીનતાની છાયા પ્રસરી ન હતી. તે હંમેશાં ઉજ્વલ મનોવૃત્તિને ધારણ કરતો હતો. કારણકે તે સમજતો હતો કે વિપત્તિ અને સંપત્તિ એ પુર્વ કર્મના ફળ છે. તેથી સુજ્ઞ પુરૂષોએ તે ઉભયમાં સમાન વૃત્તિએ વર્ત્તવું જોઇએ. તે ઉપર સૂર્યનું દૃષ્ટાંત પ્રસિદ્ધ છે. સૂર્ય ઉદય અસ્ત બંને વખતે રાતો હોય છે. તે ઉભય સમયમાં પોતાનું સ્વરૂપ ફેરવતો નથી. તે ઉપરથી સમજવાનું છે કે સંપત્તિ અને વિપત્તિમાં મોટા પુરૂષોએ એકરૂપતા રાખવી જોઈએ. પવિત્ર મૂર્ત્તિ ધન આ પ્રમાણે સારી રીતે સમજતો હતો, તેથી તે સંપત્તિ અને વિપત્તિમાં એક રૂપે રહ્યો હતો.

# પ્રકરણ ૭ મું.

## યશોધર સૂરિ.

નવપલ્લવિત થયેલા અશોકવૃક્ષની નીચે એક મહામુનિ બેઠા હતા. તેમની આસપાસ અનેક મુનિઓ પરિવૃત થઇ રહેલા હતા, તેમનું દ્રવ્ય અને ભાવ બંને રૂપ નિર્મળ હતાં. ભાવરૂપ સ્વરૂપમાં મૂલ તથા ઉત્તર ગુણો પ્રકાશી રહ્યા હતા. તેમણે ચારિત્રના ચળકાટથી અમૃતના જેવું ઉજ્વલ યશ સંપાદન કર્યું હતું. તેમની આકૃતિ ઉપર સુંદર ભવ્યતા દેખાતિ હતી. સુખમુદ્રા પ્રસન્નતાથી પરિપૂર્ણ હતી. તેમની મનોવૃત્તિ જગતનાં સર્વ પ્રાણીઓના શુભને ચિંતવતી હતી. તે ચિંતવનથી લલાટ ઉપર પડેલી ત્રણ રેખાઓ મન, વચન અને કાયાની ત્રિપુટીની શુદ્ધિ સૂચવતી હતી. તેમના સર્વ અંગ ઉપર શાંતિની શાંત પ્રભા પ્રસરેલી જોવામાં આવી હતી.

આ મહાન આચાર્યની પાસે એક શાંત મૂર્ત્તિ પુરૂષ આવ્યો. તેણે તે મુનિશેખરના ચરણકમળમા વંદના કરી. અને તે વિનયથી તેમની સન્મુખ બેઠો. એ પવિત્ર પુરૂષની વૃત્તિની શુદ્ધતા જાણી સૂરિવર શાંત સ્વરથી બોલ્યા—" ભદ્ર, તું કોણ છે? અને આ પ્રદેશમા કયાંથી આવે છે ? " મુનિવરના મુખથી આ પ્રશ્ન સાંભળી તે પવિત્ર પુરૂષ નમ્રતાથી બોલ્યો— " મહાનુભાવ, હું આર્હત ધર્મનો ઉપાસક શ્રાવક છું, હું સુશર્મનગરનો રહેવાસી છું. મારૂં નામ ધન છે. હું લાબી મુસાફ-

રીમાં અનેક જાતના સુખ દુઃખનો અનુભવ કરી હમણાં ઘેર આવ્યો છું. હું ઘણા દિવસોએ ઘેર આવ્યો તેથી, મારા માતા પિતાએ મારે માટે મોટો આનંદોત્સવ કર્યો હતો. જૈન ચૈત્યો-માં મહા પૂજા ભણાવી હતી અને યાચકોને અગણિત દાન આપ્યાં હતાં. અમારા નગરના રાજાએ પણ મારો નગરપ્રવે-શોત્સવ કરી ઘણી ખુશાલી દર્શાવી હતી મારે **ધનશ્રી** નામે એક સ્ત્રી છે, તેણી મારી સાથે મુસાફરીમાં હતી. તેણીએ કુબુદ્ધિથી મને સમુદ્રમાં પાડી નાંખ્યો હતો. અને પોતે છટકીને મારે ઘેર નાશી આવી હતી. જ્યારે મારા માતા પિતાએ મને મારી સ્ત્રીની વાર્તા પૂછી ત્યારે મેં એકાંતે જે સત્ય વાત હતી, તે તેમની પાસે જણાવી હતી. મારી સ્ત્રી ધનશ્રીનો એ વૃત્તાંત સાંભળી મારા માતા પિતાએ મને કહ્યું કે, ' વત્સ, હવે એ અધમ સ્ત્રી તારે લાયક નથી, માટે કોઇ બીજી કુલીન કન્યાની સાથે તારા લગ્ન કરીશું. ' મારા માયાળુ માતા પિતાના આ વચન સાંભળી મેં કહ્યું, ' પુજ્ય માતા પિતા, હવે એ મારે માટે ચિંતા કરશો નહિં. આ સંસાર તેથી દુઃખરૂપ છે. ' આ પ્રમાણે કહી હું મારા મિત્રોની સાથે યક્ષને મંદિરે ગયો. ત્યાં યક્ષની પૂજા કરી મેં યાચકોને દાન આપ્યાં. તે પછી ભોજન કરી આ સિદ્ધાર્થ ઉદ્યાનમાં આવ્યો છું. અહીં આવતાં આ અશોકવૃક્ષ નીચે આપ મહાનુભાવના મારે દર્શન થયાં. "

વાંચનાર, તમોએ, આ ધનનું અવશિષ્ટ ચરિત્ર જાણ્યું છે. હવે તમારાથી કાંઇપણ અજ્ઞાત રહ્યું નથી. શ્રાવસ્તી નગરીની મુસાફરી કરી ધન પોતાના વતન સુશર્મ નગરમાં આવ્યો હતો

અને ત્યાંથી તે અહીં સિદ્ધાર્થ નામના ઉદ્યાનમાં આવ્યો છે. ત્યાં તેને સૂરિવરનાં દર્શન થયાં છે. તે સૂરિવરનું નામ યશોધર સૂરિ છે. શાંત મૂર્તિ યશોધરસૂરિના દર્શનથી ધન ધન્યવાહનો પાત્ર થયો છે. આ યશોધરસૂરિ મૂળ રાજકુળમાં ઉત્પન્ન થયેલા છે. કોશલ દેશના રાજા વિનયધરના તેઓ પુત્ર છે. આ સંસારની વિચિત્રતા જોઇ તેઓ તે ઉપર વિરક્ત થઈ ગયા છે. તેમની મનોવૃત્તિ શાંતિસુધાના પ્રવાહમાં તરે છે. રાજભોગીની સ્થિતિને ધિક્કારી તેઓ રાજયોગી બન્યા છે. ધન્ય છે, એ મહાનુભાવને ! સૂરિ યશોધર મુનિ વ્રતધારી થયા હતા, પણ તેમના શરિરનું સ્વાભાવિક સૌંદર્ય દેદીપ્યમાન રહ્યું હતું. તેમની ભવ્ય આકૃતિમાંથી રાજતેજની પ્રભા પ્રકાશતી હતી. ગૌરવર્ણ, નેત્રોની ચંચળતા, વૃક્ષસ્થળની વિશાળતા, સ્કંધની પ્રૌઢતા અને જાનુ સુધી બાહુની દીર્ઘતા—એ મહાનુભાવની ક્ષાત્ર વૃત્તિને સૂચવતા હતા.

સૂરિવરની આવી સ્થિતિ જોઈ હૃદયમા આશ્ચર્ય પામેલો ધન વિનયથી બોલ્યો—"ભગવન્, આપનો શારિરીક પ્રભાવ પ્રવૃત્તિની મહાન શક્તિનો દર્શક છે; તે છતાં આપે આ સંસારનો ત્યાગ કરી એ શક્તિનું સંહરણ શામાટે કર્યું છે ? એવું કયું પ્રબલ કારણ હતું કે જેથી આપને આ સંસાર ઉપરથી વિરક્તભાવ ઉત્પન્ન થયો છે ? આપે વૈષયિક સુખનો એકી સાથે અનાદર કર્યો એમાં કાઇ પણ મહાન્ હેતુ હોવો જોઇએ."

સૂરિ શાત સ્વરથી બોલ્યા—" ભદ્ર, આ સંસાર નિર્વેદ થવાનું

મંદિર છે. ક્ષણે ક્ષણે દુઃખદાયક એવા સંસાર ઉપર વિરક્ત થવાય તેમા શું પૂછવાનું છે ?"

ધન વિનયથી બોલ્યો—"ભગવન્, એ વાત તો સર્વને સાધારણ છે. હવે આપના ચારિત્રમા કાંઈ વિશેષ હોય તે જણાવવાની કૃપા કરો." શાંત અને કલ્યાણરૂપ આકૃતિવાળા ધનને જોઈ સૂરિ બોલ્યા—"ભદ્ર, જો મારૂં ચરિત્ર સાભળવાનીજ ઈચ્છા હોય તો સાભળ–પૂર્વે વિશાલા નગરીમા અમરદત્ત નામે રાજા હતો. સતીવ્રતના યશને ધારણ કરનારી યશોધરા નામે તેને સતી રાણી હતી. તે યશોધરાના ઉદરથી મારો જન્મ થયો છે. એ મારો નવમા ભવનો અવતાર હતો. માતાપિતાએ મારૂં નામ સુરેંદ્રદત્ત પાડયું હતું. તેઓને હું ઘણો પ્રિય હતો. પિતાએ કમળના જેવા નેત્રોવાળી નયનાવળી નામે એક સ્ત્રીની સાથે મારો વિવાહ કર્યો હતો તે સુંદરી, રૂપ અને ગુણોથી મારા હૃદયનો મુક્તાવળી હાર બની હતી. જ્યારે હું યોગ્ય વયનો થયો, એટલે મારા પિતા અમરદત્તે મને રાજ્ય આપી દીક્ષા ગ્રહણ કરી હતી. સમ્યક્ત્વને ગ્રહણ કરી અને ગૃહસ્થધર્મને અનુસરી હું સારી રીતે રાજ્યનું પાલન કરવા લાગ્યો. અનુક્રમે હું યૌવનવયના અંત ઉપર આવી પહોંચ્યો. એક વખતે મારી સ્ત્રી નયનાવળીની 'સારસિકા નામની દાસીએ મારા કેશમાં આવેલું પળી બતાવ્યું. અને મેં તેને ધર્મદૂત તરીકે અવલોક્યું. કેશ ઉપર પળી આવેલ જોઈ મારા હૃદયમાં વૈરાગ્ય ઉત્પન્ન થઇ આવ્યો. હું ચિંતવવા

લાગ્યો—" અહો ! આ સંસાર અસાર છે. મનુષ્ય જીવિત ક્ષણવારમાં નષ્ટ થઇ જાય છે. સર્વ જીવોના યૌવન અને આયુષ્ય દિવસ અને રાત્રિના મિષથી ખડે ખંડ ત્રુટ્યા કરે છે, તથાપિ મૂઢ જીવ જાણી શક્તો નથી. સૂર્ય અને ચંદ્રરૂપી બળદો જીવોના આયુષ્યરૂપી જળ લઇ દિવસ અને રાત્રિરૂપ ઘટી ( ઘડાઓ ) ના સમૂહવડે કાળરૂપી રેંટને સદા ભમાવે છે જ્યારે એ જીવિતરૂપી જળ ક્ષીણ થઇ જશે અને દેહરૂપી ધાન્ય સુકાઇ જશે, પછી તેનો કોઇપણ ઉપાય નથી. તે છતા માણસ સુખી રહે છે, એ આશ્ચર્યની વાર્ત્તા છે. તેથી મારે પ્રમાદનો ત્યાગ કરી વ્રત ગ્રહણ કરવું યોગ્ય છે." આ પ્રમાણે ચિંતવી મેં મારો એ અભિપ્રાય મારી સ્ત્રી નયનાવળીને જણાવ્યો. તે ધર્મવતી સ્ત્રીએ વિનયથી કહ્યું, " પ્રાણનાથ, આ મારો આત્મા મે આપને અર્પણ કર્યો છે, તમે જે વસ્તુ પ્રથમ પ્રાપ્ત કરશો, તે વસ્તુને હું પાછળ પ્રાપ્ત કરીશ. જો તમે વ્રતધારી થશો, તો હું પણ તમારી સાથે વ્રતધારિણી થઇશ" મારી સ્ત્રી નયનાવળીના આ વચન સાભળી મારો અંતરાત્મા અતિ પ્રસન્ન થયો. મેં હૃદયમાં વિચાર્યું " અહા ! આ સાધ્વીનો મારી ઉપર કેવો સ્નેહ છે ? તેણી મારા ચિત્તને કેવી રીતે જાણી શકે છે ? તેણીનો વિવેક અને સુખ દુઃખની સમાનતા અપૂર્વ છે " આ પ્રમાણે હું ચિંતવતો હતો, તેવામાં મારો એક બંદી બોલી ઉઠ્યો. " સૂર્ય ઉદય પામી, તપી, જગતને ઉદ્યોત આપી અસ્ત પામે છે." બંદીના આ વચનો મારા વિરક્ત ભાવને પોષણ કરનારા થઈ પડ્યાં. મેં વિચાર કર્યો કે, " આ જગતને

પ્રકાશ કરનાર સૂર્યને એકજ દિવસે આટલી અવસ્થા થાય છે, તો જીવ લોકની શી વાત કરવી ? એ જીવલોકને ધિક્કાર હો." આ પ્રમાણે કેટલોક વિચાર કરી હું પ્રદોષ વખતે મારા એકાંત ગૃહમાં ગયો. ત્યાં મારી સ્ત્રી નયનાવળી દીપકની શ્રેણીથી મંડિત એવા એ સ્થાનમાં રહેલી હતી. રતિની જેમ તેણીનું સુંદર રૂપ મારા આવાસને પ્રકાશિત કરતું હતું. નયનાવળી તે કાળે નિદ્રાધીન થઇ ગઇ હતી. મેં નયનાવળીને જોઇ વિચાર કર્યો કે, "જો હું, આ પ્રેમી પત્નીને છોડી ચાલ્યો જઇશ તો તે જરૂર પોતાના પ્રાણનો ત્યાગ કરશે." આવું ચિંતવી હું તેની પાસે પલંગ ઉપર સુઇ ગયો. મને નિદ્રા આવી ન હતી. હું માત્ર નેત્રો મીંચી તે નયનાવળીના પ્રેમનો વિચાર કરતો હતો. ક્ષણવારે તે સ્ત્રી પલંગ ઉપરથી ઊઠીને જમીન ઉપર સૂતી, પછી તેણીએ હળવે હળવે દ્વાર ઉઘાડયું અને તે બાહેર ગઇ. તેણીને બાહેર જતી જોઇ મારા મનમાં વિચાર થયો કે, "આ સ્ત્રી મારા વિયોગના ત્રાસથી વખતે પ્રાણનો ત્યાગ કરશે, માટે હું પલંગ ઉપરથી ઉઠી તેણીની પાછળ ગયો. મારા હાથમાં એક ખડ્ગ મેં ધારણ કરી રાખ્યું હતું. પ્રથમ તો હું એક તરફ ઉભો રહ્યો. નયનાવળી દ્વારની બાહેર નીકળી આગળ ગઇ, ત્યાં કોઇ કુબડો પેહેરાગીર સૂતો હતો, તેને તેણીએ જગાડયો. તે જોઇ હું તો આશ્ચર્ય પામી ગયો. તે કુબડો જાગીને બોલ્યો– "અરે શંખિણી, આજે આટલી મોડી કેમ આવી ?" તેણીએ કરગરીને કહ્યું "આજે રાજા મોડેથી સુવા આવ્યા હતા, તેથી મારે વિલંબ થયો છે." પછી તે કુબડો મારી સ્ત્રી નયનાવળી સાથે સંગત

થયો. એ દેખાવ જોઇ હું અતિ ક્રોધાતુર થઈ ગયો. રોષથી મારા હોઠ કંપવા લાગ્યો. ખડ્ગ ખેંચી વિચાર્યું કે, " એ બંને પાપીઓને હું મારી નાંખુ, પણ ક્ષણવારે પુનઃ મેં ચિંતવ્યું કે, આ પુરૂષ શ્વાન જેવો છે અને આ સ્ત્રી શીલ રહિત છે વળી મારે વ્રત લેવાની ઇચ્છા છે, જો હું આ બંનેને મારી નાખીશ તો મારા કુમારની લોકોમાં હીલણા થશે." આવું ચિંતવી ખડ્ગને મ્યાનમા નાંખી હું વાસગૃહમાં ગયો. વળી મેં વિચાર્યું કે, " આ જગત્માં સ્ત્રીઓ વ્યાધિ, વિષ, રોગી, મારી અને મૃત્યુ રૂપ છે, માટે એના સંગથી દૂર રહેવું યોગ્ય છે. આ વખતે જો મુનિધર્મ અંગીકાર કરૂં તો મારા માનવ જીવનની સાર્થકતા થાય " હુ આ પ્રમાણે ચિંતવતો હતો ત્યા મારી દુષ્ટ સ્ત્રી નયનાવળી આવીને અનેક જાતની ખુશામત કરવા લાગી. તે વખતે હું ગાઢ નિદ્રા કરી સુઇ ગયો અને તેણીની અવગણના કરી. એમ કરતા પ્રાતઃ-કાળના વાજીંત્રો વાગવા લાગ્યાં. અને આકાશને રક્તવર્ણી કરતો અરૂણોદય થયો. તે વખતે મંગળ પાઠક બંદી નીચે પ્રમાણે બોલ્યો—

विवर्ण वदना मुक्त तमःकेशा विमावरी ।
परलोकस्थसूरस्यांबु दातुमिव यात्यसौ ॥ १॥

" સુખનો વર્ણ બદલાવી અને અંધકાર રૂપી કેશ છુટા મુકી રાત્રિ રૂપી નાયિકા પરલોકમાં રહેલા સૂર્યને જળ આપવા ને જતી હોય, તેવી દેખાય છે. "

બંદીના મુખની આ વાત સાભળી હું મારા વાસગૃહની

બાહેર આવ્યો. પછી પ્રાતઃકાળનું નિત્ય કર્મ કરી હું સભામંડપમાં બેઠો અને ત્યાં મારા મંત્રીઓને બોલાવી તેમની સાથે કુમારને રાજ્ય આપવાની મસલત કરી. તે વખતે મારા મંત્રીઓએ વિચાર કરીને કહ્યું." રાજન, આપના કુમાર ગુણધર હજુ બાળક છે, માટે ત્યાં સુધી આપને રાજ્ય છોડવું યોગ્ય નથી. પ્રજા પાલન કરવું, એ આપનો ધર્મ છે." મંત્રીઓનો વિચાર જાણી મેં કહ્યું." મંત્રીઓ, તમે કહો છો, તે યોગ્ય છે પણ અમારા કુળની એવી મર્યાદા છે કે, જ્યારે યમરાજનો દૂત ( પળીયા ) આવે, ત્યારે રાજ્યાસન ઉપર અમારે રહેવું ન જોઇએ." મંત્રીઓએ કહ્યું," મહારાજ, એ સત્ય છે, પણ આપ બધું જાણોછો, માટે આપને અમારે કંઇ કહેવાની જરૂર નથી" પછી મેં તેજ વિચારમાં બધો દિવસ નિર્ગમન કર્યો. જ્યારે રાત્રિ પડી, એટલે હું મારી પૂર્વવત્ પત્નીનો અનાદર કરી સુઈ ગયો. રાત્રે હું અર્ધ જાગ્રત અને સુપ્ત અવસ્થામાં રહ્યો. ક્ષણવારે મને એક સ્વપ્ન આવ્યું." જાણે હું મેહેલના ઉપરના ભાગમા બેઠો હતો, તેવામાં માતાએ મને સિંહાસન ઉપરથી પાડી નાંખ્યો. હું ગબડતો ગબડતો નીચે સાતમી ભૂમિકાએ જઇ પડયો. પછી માતાએ મને પૃષ્ટ ભાગથી બેઠો કર્યો. અને પુનઃ મંદીરની ઉપરની ભૂમિ ઉપર સ્થાપિત કર્યો તેમ કરતાં હું જાગ્રત થઈ ગયો. " આ સ્વપ્ન જોઇ મેં વિચાર કર્યો કે," આ સ્વપ્ન મને આરંભમાં ભયાનક થઇ છેવટે શુભદાયક થયું. તે ઉપરથી મને પરિણામે શુભ ફળ મળશે. હવે જે થવાનું હોય તે થશે. ધર્મના માર્ગનો મુસાફર બનેલો અને ધર્મધ્યા-

મમાં રહેલો હું, જે થશે તે ભોગવવાને તૈયાર છું " આ પ્રમાણે ચિંતવન કરતાં તે રાત્રી પ્રસાર થઈ ગઈ. પ્રાતઃકાળે હું મારા સભામંડપમાં આવી બેઠો હતો. તેવામા મારી માતા પરિવાર સાથે ત્યાં આવ્યા. મેં આદરથી તેમને માન આપ્યું. તેમણે મારા શરીરનું આરોગ્ય પૂછયું, એટલે મસ્તક નમાવી મેં તેમને આરોગ્ય નિવેદન કર્યું. તે પછી મારા મનમા વિચાર થયો કે, " આ વખતે આ માતા અહિં આવ્યા તે યોગ્ય થયું. હું તેમને મારો અભિપ્રાય દર્શાવું. જો હું તેમને પ્રથમ દીક્ષા લેવાની વાર્ત્તા કહીશ, તો તેઓ મારા સ્નેહને લઇને તે વાતમા વિઘ્ન ઉત્પન્ન કરશે. માટે પ્રથમ મારે તેમને પેલા ભયંકર સ્વપ્નાની વાત જણાવવી, એટલે તે દયાળુ માતા મને ચારિત્ર લેવાની આજ્ઞા આપશે. આવું ચિંતવી મેં તેમને મારા ભયંકર સ્વપ્નાની વાત કહી સંભળાવી. પછી જણાવ્યું કે, " હે માતા જો મને આજ્ઞા આપો તો હું કુમારને રાજ્ય આપી દીક્ષા ગ્રહણ કરૂં. કારણ કે, જો હું પ્રમાદમા રહીશ તો સ્વપ્નામા મેહેલ ઉપરથી પડવાનો જે પ્રસંગ જોવામાં આવ્યો છે, તે પ્રત્યક્ષ રીતે પ્રાપ્ત થશે. " મારા આ વચન સાભળી પૃથ્વીપર પગ પછાડી માતાએ કહ્યું, " વત્સ, ચિરંજીવ રહે અને રાજ્ય કર. તારા અનિષ્ટનો નાશ થાઓ." આ પ્રમાણે બોલી તુર્ત ફરી પુત્રવત્સલ માતા બોલ્યાં—" પુત્ર, એ દુઃસ્વપ્નનો નાશ કરવાને પુત્રને રાજ્ય આપ અને માત્ર થોડા દિવસને માટે સાધુનો વેગ ધારણ કર. " માતાની આ આજ્ઞા મેં પ્રમાણ કરી. ક્ષણવાર વિચાર કરી માતા ફરી બોલ્યાં-" વત્સ, વેદના વાકયથી

વત્સ હું કહું તેમ કર ' એમ કહી તેઓ મારા ચરણમાં
પડયાં. તે જોઇ હું તો વિચારમા પડયો કે, ' હવે શું
. ' વ્યાઘ્રતટી ન્યાયના જેવી મારી ગતિ થઇ. એક તરફ
લની વાણીનો ભંગ થાય છે અને બીજી તરફ અહિંસાવ્રતનો
ા થાય છે. પણ વડિલના વચનના ભંગના કરતાં વ્રતનો ભંગ
ે દારૂણ છે. " આવું વિચારી મેં માતાને સ્પષ્ટ રીતે કહ્યું
ાતા, મને શરમાવી આવી આજ્ઞા કરશો નહીં. તેમ છતાં
મારે કુળદેવીની પૂજા કરવી હોય તો મારા શરિર, રૂધીર તથા
થી કરો. " આ પ્રમાણે કહી હું ખડ્ગ ખેંચી મારા શરિરને
ા તૈયાર થયો, એટલે માતાએ મારો હાથ પકડી રાખ્યો.
મને કહ્યું કે, " વત્સ, તારૂં માતૃવાત્સલ્ય કયાં ગયું ?
વિના મારાથી શી રીતે રહેવાય ? મારા કહ્યા પ્રમાણે જો
રીશ નહિં, તો તેં બીજે પ્રકારે માતાનો વધ કર્યો, એમ
ાનીશ. " આ પ્રમાણે મારી માતા કહેતાં હતાં, તેવામાં કુ-
ા શબ્દ સાંભળવામાં આવ્યો. તે સાંભળી માતા બોલ્યાં"
જો તારે વિશેષ જીવહિંસા ન કરવી હોય તો ફકત આ એક
ે મારી, દેવીને તેનું બલિદાન આપ" તે સાભળી હું બો-
માતા તમે ગમે તેમ કરશો, તો પણ મારા શિવાય બીજા
ા ઘાત હું કરવાનો નથી." મારો અતિ આગ્રહ જાણી માતા
કરીને બોલ્યાં " વત્સ, જો તારા મનમાં એક જીવની
ે માટે પણ વાંધો હોયતો પિષ્ટનો કુકડો કરી તેની
કર. છેવટે તારા કલ્યાણને માટે મારૂં એ વચન અંગીકાર
આ પ્રમાણે કહેતી મારી માતા પુનઃ મારા ચરણમાં

બીજે દિવસે મેં મારૂં રાજ્ય કુમારને સોંપી દીધું અને હું વ્રત લેવાને તૈયાર થયો, તે વખતે નયનાવળીએ આવી જણાવ્યું કે, "પ્રાણનાથ, આવતી કાલે આપણ બંનેની સાથે દીક્ષા થાઓ" નયનાવળીના આ વચન સાંભળી મેં ચિંતવ્યું કે "સ્ત્રીનું આવું વિરૂદ્ધ ચેષ્ટિત કેમ છે ? એક તરફ તેણી દુરાચાર સેવે છે અને બીજી તરફ મારી સાથે દીક્ષા લેવા તૈયાર થાય છે. અથવા સ્ત્રીઓનું ચરિત્ર વિચિત્ર અને સર્પના ગમનની જેમ વાંકુ હોય છે" આવું ચિંતવી મેં નયનાવળીને કહ્યું, "દેવી, હું તારા સ્નેહને ભાગતો નથી. તારે મારી સાથે દીક્ષા લેવાની જરૂર નથી." મારાં આ વચનો સાભળી તે સ્ત્રીએ વિચાર કર્યો કે "જો હું પતિની સાથે દીક્ષા નહિ લઊં તો લોકો મને અપવાદ આપશે માટે આ રાજાને વિષ આપી મારી નાખવો એ સારૂં છે. જો હું તેની પાછળ મરવા તૈયાર થઈશ, તો બાળકુમારની રક્ષા માટે મંત્રીઓ મને મરણ કરતા અટકાવશે. માટે સર્વની નજર ચુકવી આ રાજાને વિષ આપી દેવું."

કુલટા નયનાવળીએ આવો નિશ્ચય કર્યો. પછી ભોજનનો અવસર થયો, એટલે રસોઇઆઓ અનેક જાતના ભોજન પદાર્થો મારી પાસે લાવ્યા. તે વખતે નયનાવળી વિષ સહિત એક પાચનચૂર્ણ લાવી. ભોજન સમાપ્ત થયા પછી આચમન કરતી વખતે તેણીએ મને ચુર્ણ આપ્યું. મેં તે ખાઇ જળપાન કર્યું. પછી હું પલંગ ઉપર જઈને બેઠો, તેવામા ઝેર ચડવાથી હું નિશ્ચેષ્ટ થઈ પૃથ્વી ઊપર પડી ગયો. મારી આવી સ્થિતિ જોઇ પાસે રહેલો પ્રતિહાર જેવામા દોડીને વિષવૈદ્યને બોલાવા ગયો,

પડી, માતાનો આવો આગ્રહ જોઇ તેણીના મોહના પડલથી મારૂં જ્ઞાનનેત્ર આચ્છાદિત થઇ ગયું. મેં તે વાત કબુલ કરી. પછી માતા પિષ્ટનો કુકડો બનાવી મને સાથે લઇ કુળદેવીના મંદિરમાં આવી. તેણે તે બલિદાન આગળ ધરી દેવીને કહ્યું-" હે દેવી, આ મારા પુત્રને દુઃસ્વપ્ન આવેલ છે, તેના અશુભ ફળની નિવૃત્તિને માટે તમને આ કુકડાનું બલિદાન આપવામા આવે છે "આ પ્રમાણે કહી મારા હાથમા રહેલ ખડ્ગ વડે તેણીએ તે પિષ્ટના કુકડાનો ઘાત કરાવ્યો. પછી તેણે એક રસોઇઆને બોલાવીને કહ્યું " પાચક, આ પિષ્ટ પ્રાણીને લઇજા અને તેને રાંધી તેનુ માસ મારા પુત્રને શેષ તરીકે આપજે" માતાનાં આ વચનો મને અરૂચિકર થઇ પડ્યા. માસ એ શબ્દ સાંભળતાંજ મારા હૃદયને ક્ષોભ થઇ આવ્યો. તત્કાલ મેં માતાને કહ્યું "માતા, તપ, દાન અને ધ્યાનને નાશ કરનારા માસના કરતા ઝેર હજાર દરજ્જે સારૂં છે. કારણકે તેનાથી ફક્ત મૃત્યુજ થાય છે. જે વૈદ્ય ઔષધમાં પણ માસ ખાવાની અનુમતિ આપે છે, તે વૈદ્ય પેલા માંસને ખાનારા દર્દીની પૃષ્ટે લગ્ન થઇ દુર્ગતિમાં જાય છે તીર્થસ્થાન, દાન, દીક્ષા અને સદ્ગુરૂની શિક્ષા માંસને નહીં ખાનારા મનુષ્યની સમાન થઇ શકતા નથી." મારો આવો વિચાર જાણી માતા બોલી " વત્સ, મારી આજ્ઞા તારે માનવી જોઇએ, આ કાંઇ ખરેખરૂં માંસ નથી, આતો માત્ર કલ્પનાજ છે." માતાનું આ વચન મેં માન્ય કર્યું, અને તે પિષ્ટના કુકડાનું કલ્પિત માંસ મેં અંગીકાર કર્યું. આથી મેં પરિણામે દારૂણ એવું મહા કર્મ બાંધ્યું.

બીજે દિવસે મેં મારૂં રાજ્ય કુમારને સોંપી દીધું અને હું વ્રત લેવાને તૈયાર થયો, તે વખતે નયનાવળીએ આવી જણાવ્યું કે," પ્રાણનાથ, આવતી કાલે આપણ બંનેની સાથે દીક્ષા થાઓ" નયનાવળીના આ વચન સાંભળી મેં ચિંતવ્યું કે "આનું આવું વિરૂદ્ધ ચેષ્ટિત કેમ છે ? એક તરફ તેણી દુરાચાર સેવે છે અને બીજી તરફ મારી સાથે દીક્ષા લેવા તૈયાર થાય છે. અથવા સ્ત્રીઓનુ ચરિત્ર વિચિત્ર અને સર્પના ગમનની જેમ વાંકુ હોય છે " આવું ચિંતવી મેં નયનાવળીને કહ્યુ," દેવી, હું તારા સ્નેહને ભાગતો નથી. તારે મારી સાથે દીક્ષા લેવાની જરૂર નથી." મારાં આ વચનો સાભળી તે સ્ત્રીએ વિચાર કર્યો કે"જો હું પતિની સાથે દીક્ષા નહિ લઊં તો લોકો મને અપવાદ આપશે માટે આ રાજાને વિષ આપી મારી નાખવો એ સારૂં છે. જો હું તેની પાછળ મરવા તૈયાર થઈશ, તો બાળકુમારની રક્ષા માટે મંત્રીઓ મને મરણ કરતા અટકાવશે. માટે સર્વની નજર ચુકવી આ રાજાને વિષ આપી દેવું."

કુલટા નયનાવળીએ આવો નિશ્ચય કર્યો. પછી ભોજનનો અવસર થયો, એટલે રસોઇઆઓ અનેક જાતના ભોજન પદાર્થો મારી પાસે લાવ્યા. તે વખતે નયનાવળી વિષ સહિત એક પાચનચૂર્ણ લાવી. ભોજન સમાપ્ત થયા પછી આચમન કરતી વખતે તેણીએ મને ચુર્ણ આપ્યું. મે તે ખાઇ જળપાન કર્યું. પછી હું પલંગ ઉપર જઇને બેઠો, તેવામા ઝેર ચડવાથી હું નિશ્ચેષ્ટ થઇ પૃથ્વી ઉપર પડી ગયો. મારી આવી સ્થિતિ જોઇ પાસે રહેલો પ્રતિહાર જેવામા દોડીને વિષવૈદને બોલાવા ગયો,

તેવામાં તો ' અરે ! વૈદ્ય બોલાવ્યો તે સારૂં નહિ ' એમ વિચારી મારા ઉપર ઊત્તરીય વસ્ત્ર નાંખી નયનાવળી હાહાકાર કરી મિથ્યા રૂદન કરવા લાગી. અને મારા કંઠને વળગવાના બાનાથી તેણે પોતાની આંગળીથી મારૂં ગળું દાબી દીધું, અને હું તેથી પ્રાણ રહિત થઇ ગયો. તે પછી હું આર્ત્તધ્યાનથી મૃત્યુ પામીને હિમાલયની દક્ષિણમાં આવેલા સિલિંધ્ર પર્વત ઉપર મયૂરપક્ષી થઇને અવતર્યો એક વખતે કોઇ શીકારી મારી માતા ઢેલને મારી, મને બાળકને લઇ ગયો. ને કોઇ નંદાપાટકના રહેવાસી કોટવાળને માત્ર બશેર સાથવો લઇ તેણે મને વેચી દીધો. જ્યારે મારે પાંખો આવી એટલે હું કીડાઓનું ભક્ષણ કરતો અને તૃષા, ટાઢ અને તડકાની વેદનાને સહન કરતો હતો. અનુક્રમે મને પીંછીઓનો કલાપ ઊત્પન્ન થયો, એટલે તે કોટવાળે વિશાળા નગરીમાં જે મારો પુત્ર રાજ્ય કરતો હતો, તેને મને ભેટ તરીકે આપ્યો. તે નગરમાં યશોધરા નામે મારી માતા હતી.તે અતિસારના રોગથી મૃત્યુ પામી ગઇ. તે કરહાટ નામના દેશમાં ધાન્યપૂરક ગામની અંદર કુતરો થઇ અવતરી. તેના ધણીએ પણ તેના સ્વામી ગુણધર રાજાને તેને ભેટ કર્યો. એક વખતે અમો બંનેને વિશાલા નગરીમાં રાજાની સભામાં લાવવામાં આવ્યા. અમને જોઇ રાજાની અમારા પ્રર ઘણી પ્રીતિ થઇ. પછી રાજાએ શ્વાનપોષક લોકોના અકાલમૃત્યુ નામના ઉપરીને તે કુતરાને સોંપ્યો અને પક્ષિપોષક લોકોના નીલકંઠ નામના ઉપરીને મને સોંપી દીધો. અને રાજાએ કહ્યું કે, " મૃગયા અને શુકન જોવામાં ઉપયોગી એવા આ બંને પ્રાણીઓની

યત્નથી રક્ષા કરજો. ” આ પ્રમાણે કહી રાજાએ અમોને તેમને સોંપી દીધા પછી રાજા અમારા બંનેનું લાલન પાલન કરવા લાગ્યો.

એક વખતે રાજાના નીલમણિમય મેહેલ ઉપર હું ચડયો હતો. તેવામા કોઇ વારાંગનાના ગાયન સાથે મૃદંગનો ધ્વનિ મારા સાંભળવામાં આવ્યો. તે સાંભળી મને મેઘધ્વનિનો ભ્રમ થયો, એટલે હું નાચવા લાગ્યો. હું નૃત્ય કર્યા પછી ચિરકાલ તે ઠેકાણે બેઠો હતો, તેવામાં પેલા કુબડાની સાથે ગોખ ઉપર બેઠેલી નયનાવળી મારા જોવામાં આવી. જાણે તેની વિવાહિત વધૂ હોય તેમ તેણી તેના ઉત્સંગમાં બેઠી હતી. તેણીને જોતાંજ મને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું. પછી હું ક્રોધાતુર થઇ ઉ-ડીને તેણીની પાસે ગયો અને નખ તથા ચંચૂથી તેણીને પ્રહાર કરવા લાગ્યો. મારા પ્રહારથી રોષાતુર થયેલી નયનાવળીએ તે કુબડા પાસેથી લોઢાનો મુદ્દગર લઇ મારી ઉપર પ્રહાર કર્યો. એથી હું શિથિલ થઇ દાદર ઉપર ગબડી પડ્યો. નીચે ગયો ત્યાં રાજા સોગઠાબાજીએ રમતો હતો, તેણે મને પડતો જોયો, તેવામાં મારી પાછળ દેવીનો પરિવાર ‘ પકડો પકડો ’ એમ કહેતો આવી પહોંચ્યો. આ બધો કોલાહલ સાંભળી મારા પૂર્વભવની માતા જે શ્વાન થઇને ત્યાં રહેલ, તે શ્વાન મારી પાસે દોડી આવ્યો અને તેણે મને ગળે પકડયો. તે જોઇ રાજાએ તે શ્વાન ઉપર ઘા કર્યો. કે જેથી તેણે મને મુખમાંથી છોડી દીધો અને સાથે રૂધિરનું વમન કરી પ્રાણ છોડી દીધા. તેની સાથે મારા

પ્રાણનો ત્યાગ થઇ ગયો. પછી રાજાએ પોતાના પુરોહિતને કહી માતાપિતાની જેમ અમારા બંનેનો કૃષ્ણાગુરૂ ચંદનથી અગ્નિસંસ્કાર કરાવ્યો. અને અમારી સદ્ગતિને માટે અનેક જાતનાં દાન કર્યાં. મારા પૂર્વના પુત્રે અમારી સદ્ગતિને માટે સારાં દાન કર્યાં, તે વખતે હું કર્મની વિચિત્રતાનું ચિંતવન કરતો પ્રાણ રહિત થયો હતો. હે ભદ્ર, પછી તેજ પર્વતના પશ્ચિમમાં રહેલા દુઃપ્રવેશ નામના વનમાં એક કાણી મૃગલી અને ઠુંઠા મૃગલાથી હું ઉત્પન્ન થયો. જ્યારે મારી મૃગલી માતાનું ધાવણ નષ્ટ થયું, એટલે હું ગોખરૂના કાંટાનું ભક્ષણ કરતો મોટો થયો. મારા પૂર્વ જન્મની માતા જે શ્વાન થયેલ તે આર્ત્તધ્યાનથી મૃત્યુ પામી સર્પ જાતિમાં ઉત્પન્ન થઇ હતી. એક વખતે તે સર્પ દાદુરને ભક્ષણ કરતો હતો, ત્યારે મેં તેને પુંછડે પકડ્યો. એટલે તેણે મને પગમાં દંશ માર્યો. હું તેને અને તે મને એમ પરસ્પર અમે એક બીજાનુ ભક્ષણ કરી ગયા. તેવામાં કોઇ વરૂ આવી મને ખાઇ ગયો. તે પછી વિશાલા નગરીની પાસે આવેલ નદીમાં હું રોહિત જાતનો મત્સ્ય થયો અને મારી માતા સિશુમાર જાતિનો સર્પ થઇ. એક વખતે મત્સ્ય થયેલા મેં સર્પને પુંછડે પકડ્યો. તેવામાં રાજાના અંતઃપુરની દાસીઓ ત્યાં ન્હાવાને આવી, તેમા ચિલાત્તી નામની એક દાસીને તે શિશુમાર સર્પે પકડી એટલે હું નાશી ગયો. બીજી દાસીઓએ તે દાસીને છોડાવી અને શિશુમારને મારી નાંખ્યો. તે પછી કોઈ મછીમારોએ આવીને મને પકડી લીધો અને મને જીવતો લઇ જઇ મારા પુત્ર રાજાને ભેટ કર્યો. રાજા મને નયનાવલીની આગળ લઇ ગયો.

અને તે બોલ્યો—" માતા, આ મત્સ્યનું મોટું પુંછડું છેદી તેને પકાવી સ્વર્ગવાસી માતા પિતાના શ્રેયને માટે બ્રાહ્મણોને દાન કરજો અને તેના ઉપરનો ભાગ મારા અને તમારા માટે રાખજો." રાજાના આ વચન સાંભળતાજ મને જાતિસ્મરણ જ્ઞાન થઇ આવ્યુ. તે પછી તેણીએ મારા પુછને કાપી રસોડામા મોકલાવ્યુ બાકીનું મારૂં ગાત્ર છેદી પકાવી મારા પુત્રે ભક્ષિત કર્યું હતું.

પેલો શિશુમાર સર્પ મૃત્યુ પામીને બકરી થયો અને હું તેણીના ઉદરથી બકરો થયો, એટલે તે માતા ની ઊપર વિષય કરવા તૈયાર થયો, તેવામા કોઇ મોટા યૂથપતિ બકરાએ આવી મને મારી નાખ્યો, હુ તેનાજ વીર્યથા તેજ વખતે પાછો તેજ માતાના ગર્ભમા આવ્યો મારા પૂર્વ જન્મનો પુત્ર રાજા મૃગયા કરવાને આવેલ, તેણે બાણથી મારી સગર્ભા માતા બકરીને મારી નાંખી. તેણીને સગર્ભા જાણી રાજાએ તેણીનું પેટ ચીર્યું, તેમાથી હુ જીવતો નીકળ્યો. મને એક અજાપાલને સોપવામા આવ્યો. જ્યારે હું યુવાન થયો, ત્યારે મારા પુત્ર રાજાએ કુળદેવીના બલિદાનમા બીજા પનર પાડાઓને માર્યા અને તેમનુ માસ બ્રાહ્મણોને ખવરાવા માટે સંસ્કારિત કર્યું. બકરાનુ મુખ પવિત્ર છે, એમ લોકોની માન્યતા છે, તે ઊપરથી મને રસોડાના દ્વાર ઉપર બાધવામાં આવ્યો. કાક અને શ્વાનને ઉચ્છિષ્ટ કરેલા રાધેલા પકવાન્નની શુદ્ધીને માટે મેં તે પકવાન્નને સુંઘ્યુ, એટલે પછી બ્રાહ્મણો તેને ખાઈ ગયા. તે વખતે રાજા ગુણધર અંત પુરસહિત ત્યાં આવ્યો. રાજાને જોતાજ મને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થઈ

આવ્યું. અને તેથી મને બધો વૃત્તાંત સાંભરી આવ્યો. પછી રાજાએ બ્રાહ્મણોની પંક્તિઓ કરી તેમને કહ્યું કે, આ તમારી પંક્તિઓ મારા પિતાઓની, માતાઓની અને કુલદેવીઓની પંક્તિઓ હો. બ્રાહ્મણોએ તે અંગીકાર કર્યું. તે વખતે મેં ચિંતવ્યું કે, મારો પુત્ર ધર્મને માટે આવા પ્રકારે યત્ન કરતાં પણ હું કર્મથી દુ:ખી થાઉં છું. પછી રાજા સર્વ રાણીઓની સાથે ભોજન કરવા બેઠો. તે રાણીઓમા નયનાવળી મારા જોવામાં આવી નહીં, એટલે મેં વિચાર્યું કે, 'નયનાવળી ક્યાં હશે?' તેજ વખતે એક દાસીએ બીજી દાસીને પૂછ્યું કે, " સુંદરી, જોને, આજે જે પાડાઓ મારવામાં આવ્યા છે, તેની આ દુર્ગંધ આવે છે." ત્યારે તે દાસીએ જવાબ આપ્યો " બહેન, આ પાડાની ગંધ નથી પણ નયનાવળી રાણીના શરીરની દુર્ગંધ છે. તેણીએ રસલંપટપણાથી મત્સ્ય ભક્ષણ કરતાં કોઢનો રોગ થયો તેની આ નઠારી વાસ આવે છે." ત્યારે ત્રીજીએ કહ્યું "મત્સ્ય ભક્ષણ અને કોઢ બંનેની આ વાસ નથી, પણ તેણીએ વિશ્વાસી રાજાને ઝેર આપી મારી નાંખતાં તેના પાપની દુર્ગંધ છે. ચાલો આપણે અહીંથી બીજે ચાલ્યા જઈએ" આ પ્રમાણે કહી તે દાસીઓ ચાલી ગઇ. પછી મેં તપાસ કરી નયનાવળીને ધ્યાન આપીને અવલોકી તે વખતે તે નઠારી સ્થિતિમાં પડી હતી. તેની આસપાસ માંખીઓ ગણગણતી હતી. તેણીના રાતા નેત્રોના ડોળા બાહેર નીકલી પડ્યા હતા. તેને જોતાંજ મારી પૂર્વની પ્રિયા તરીકે હું તીવ્ર શોક કરવા લાગ્યો. મને વિચાર થયો કે, "અહા આ નયનાવળીનું રૂપ કેવું બદલાઇ ગયું છે? જેણીના મુખ, સ્તન અને

ચરણે ચંદ્ર, કમળ અને કળશને જીતી લીધા હતા, તે અંગોની આજે કેવી દશા છે? તે સુંદર શરિરમાં અત્યારે સેંકડો કીડા ખદબદે છે. જે સુંદર કેશ, અધર અને નેત્રોથી મુનિઓના મનને પણ હરી લેતી હતી, તે આજે કામીઓને જોતાં કંટાળો ઉપજાવે છે. " આ પ્રમાણે હું ચિંતવતો હતો, તેવામાં રાજાએ રસોઇઆને આજ્ઞા કરી કે, " આ પાડાનું માંસ મને રૂચતું નથી, માટે બીજું માંસ લાવ્ય " રાજા પ્રચંડ આજ્ઞાવાળો હતો. તેથી ભય પામી રસોઇઆએ તત્કાળ બીજું માંસ હાજર ન હોવાથી મારા શરિરનો એક ભાગ કાપી નાંખ્યો અને તત્કાળ તેને પકાવી રાજા પાસે તે માંસ હાજર કર્યું. રાજાએ કહ્યું "આ મારા માતા પિતા રૂપે પંક્તિએ બેઠેલા બ્રાહ્મણોને આપ." પછી રસોયાએ તેમ કર્યું. અને તેમનું અવશિષ્ટ માંસ રાજાએ ખાધું અને તે તૃપ્ત થયો.

આ અરસામાં મારી માતાનો જીવ કલિંગ દેશમાં પાડો થઇ અવતર્યો હતો. તે કરીયાણાનો બોજો ઉપાડતો ઉપાડતો અહિં વિશાળા નગરીમાં આવી ચડયો. તે સિપ્રા નદિને કાંઠે આવ્યો, તેવામાં રાજાનો એક ઉંચી જાતનો વછેરો ત્યાં ન્હવરાવવા અને પાણી પાવા લાવવામાં આવ્યો. ત્યાં રહેલા પાડાએ લડાઇ કરી તે રાજાના કીંમતી વછેરાને મારી નાંખ્યો. આ ખબર રાજાના જાણવામાં આવતા તે ગુસ્સે ભરાયો અને તે પાડાને રીબાવી મારી નાંખવાનો હુકમ કર્યો. રાજાના હુકમથી સેવકોએ તે પાડાને લોઢાની સાંકળથી બાધી તેના શરીરમાં લોઢાના ખીલા ઠોકયા અને મરચાં, હીંગ અને મીઠાના પાણીની ભરેલી

કડાહુ ઘણી ઉની કરી અને તેની આગળ ખેરના સળગેલા કાષ્ટો મુકવામા આવ્યા. આથી પાડાના તાળુ, હોઠ અને કંઠ સુકાવા લાગ્યા, એટલે તે પેલા કડાહુના ઉના જળને પીવા લાગ્યો, તે ક્ષારવાળા ઉના પાણીથી અંદર બળી ગયો, એટલે તેના શરીરના એક ભાગમાથી રૂધીર માંસ નીકળી પડયાં. પછી રાજાની આજ્ઞાથી તે માસને પકવવામા આવ્યું અને રાજાને તે પીરસવામા આવ્યું. તે વખતે રાજાએ રસોઇઆને કહ્યું કે, " અરે મૂઢ, આ એકજ જાતનું માસ છે, માટે તેની સાથે બીજી જાતનુ માસ લાવ્ય, " રાજાની આજ્ઞાથી જેનો અર્ધ ભાગ પહેલાં કપાયો હતો અને જેના પ્રાણ કંઠે આવી ગયા હતા, એવો હું ત્યાં પડેલો હતો, તે મારા બાકીના શરીરનો ભાગ રસોઇઆએ પકાવી દીધો અને હું તત્કાળ મૃત્યુ પામી ગયો. પેલા પાડાનો જીવ અને મારો જીવ બંને તે વિશાળા નગરના ચંડાળોના પાડામાં એક કુકડીના ગર્ભમાં ઉત્પન્ન થયા. અમારા જન્મ વખતે અમારી માતા કુકડીને એક બીલાડે મારી નાંખી અને તેણીને તે ખાઈ ગયો. અમે બંને ત્યાં ઇંડા રૂપે પડયા હતાં, તેને કોઇ ચાડાળીએ પુંજામા ઢાંકી દીધાં. તે પુંજની ગરમીથી અને કર્મ યોગથી અમે સેવાયાં અને જીવતાં રહ્યાં. જ્યારે તે ઇંડા ફુટ્યાં એટલે હું કુકડો થયો અને પેલા પાડાનો જીવ તે કુકડી થઈ. અમને ઉત્પન્ન થયેલા જોઇ કોઇ ચંડાળના પુત્રે અમોને જોયાં અને પછી અમો બંનેને જીવા માં અમો બંનેને ચંદ્રિકા જેવી શુભ્ર પીંછાની શ્રેણી પ્રગટ ઉપર સુંદર કીલગી ઉત્પન્ન થઇ. એક -૯

મારી પાસે આવી ચડયો. તેણે અમોને જોઇ વિચાર કર્યો કે, ' રાજાની આગળ ખેલ કરવાને માટે આ જાનવરની જોડ ઘણીજ યોગ્ય છે. ' આવું વિચારી તેણે સુવર્ણના દ્રવ્યથી અમોને ખરીદ કર્યા. પછી રાજા ગુણધરને તેણે અમોને ભેટ આપ્યા. અમારી ચાલાકી જોઇ રાજા ખુશી થયો અને તેણે આજ્ઞા કરી કે, "જ્યાં જ્યાં હું જાઉં, ત્યાં ત્યાં આ પક્ષીઓને સાથે લાવવા." એક વખતે વસંતઋતુ આવવાથી રાજા અંતઃપુર સહિત ઉદ્યાનમાં ક્રીડા કરવા ગયો. તે વખતે અમોને સાથે લીધા. ઉદ્યાનની અંદર આવેલી અશોકવાટિકામાં રાજાએ પ્રવેશ કર્યો, તેવામાં ચંદ્રના જેવી કાંતિવાળા અને સાધુઓના પરિવાર સાથે રહેલા એક સૂરિવર તેના જોવામા આવ્યા. રાજા દેખાવની ખોટી વંદના કરી તેમની પાસે બેઠો. સૂરિવરની શાંત મૂર્ત્તિ જોઇ રાજા શાંતતાથી બોલ્યો—" મહારાજ આપનો ધર્મ કેવો છે ? " સૂરિવર બોલ્યા—" રાજા, ધર્મ તો એકજ હોય છે. જે મૂઢ પુરૂષ હોય તેજ ધર્મના ભેદ કલ્પે છે, તે ધર્મને હું સંક્ષેપથી કહું છું" " કોઇ બીજાને પીડા ન કરવી, અસત્ય બોલવું નહિ, અદત્ત પરવસ્તુ લેવી નહી, બ્રહ્મચર્ય રાખવુ, સુવર્ણ વગેરેના પરિગ્રહનો ત્યાગ કરવો, રાત્રિભોજન અને બેંતાળીશ દોષવાળું ભોજન છોડી દેવું."

આ ઉપદેશ સાંભળી તેણે કહ્યું "આ યતિધર્મ કહ્યો, પણ હવે ગૃહસ્થધર્મ કહો." પછી ગુરૂએ અણુવ્રતાદિ ધર્મ કહ્યો, એટલે તે બોલ્યો કે, " આ ધર્મને હું વેદોક્ત વિધિથી આચ-

રીશ. હું પશુહિંસાનો ત્યાગ કરી શકીશ નહીં." તેના આવા વચન સાંભળી મુનિએ કહ્યું, "જો તું હિંસાનો ત્યાગ નહીં કર તો આ પક્ષીઓના જોડાની જેમ તું આ સંસારસાગરમાં દુ:ખી થઇશ." મુનિના આવા વચન સાંભળી તેણે પ્રશ્ન કર્યો કે, "આ પક્ષીઓએ શો અનર્થ પ્રાપ્ત કર્યો છે ?" મુનિ બોલ્યા—"આ બંને પક્ષીઓમા આ એક માતા છે અને એક પુત્ર છે તેમણે પૂર્વ પિષ્ટના કુકડા કરીને માર્યા હતા તે હિંસાથી આ બંને પ્રથમ મોર અને કુતરો થયા, તે પછી સર્પ જાતી થયા, તે પછી સુંસુમાર જાતના મોટા મત્સ્ય થયા, તે પછી બકરો અને બકરી થયા, તે પછી મેંઢો અને પાડો થયા અને તે પછી આ કુકડા થયેલ છે. જીવહિંસાના પાપથી તેમણે આ પ્રમાણે અનર્થ પ્રાપ્ત કરેલ છે."

મુનિના મુખથી આ વચન સાંભળી પેલો દંડપાશિક ( મદારી ) બોલ્યો. "ભગવન્ હવે હું પશુવધ કરવાનો નથી. ગૃહસ્થધર્મને યોગ્ય એવું વ્રત આપો." તેના આ વચન સાંભળી મુનિએ તેને પંચ પરમેષ્ટિ ( નવકાર ) મંત્ર આપ્યો અને પાંચ ગૃહસ્થધર્મના વ્રત દર્શાવ્યા. તેવામાં અમોને જાતિસ્મરણ જ્ઞાન થઇ આવ્યું. તે જ્ઞાનને લઇને અમોએ હર્ષથી શબ્દ કર્યો. જે શબ્દ અંદર રહેલા ગુણધરના સાંભળવામાં આવ્યો. તે વખતે તે જયાવળીની સાથે ક્રીડા કરતો હતો. તેણે તત્કાળ હાથમાં ધનુષ્ય બાણ લઇ પોતાની રાણીને કહ્યું કે, 'જો હું કેવો શબ્દવેધી છું ?' એમ કહી તેણે બાણ છોડયું.

તે બાણથી અમે બંને મૃત્યુ પામી ગયા. તે પછી અમે જયાવળીના ઉદરમાં ઉત્પન્ન થયા. ગર્ભના પ્રભાવથી જયાવળીને અભયદાન આપવાનો દોહદ થયો. તેથી રાજાએ તેણીની પાસે સર્વ પ્રાણીને અભયદાન અપાવ્યું. અમે બંને પુત્ર અને પુત્રી રૂપે ઉત્પન્ન થયા. મારૂં નામ અભયરૂચિ પાડયું અને પુત્રીનું નામ **અભયમતિ** પાડયું. અનુક્રમે અમે યોગ્ય વયના થયા, એટલે રાજા પુત્રીના વિવાહને માટે અને મને યુવરાજ પદ આપવાને માટે ચિંતવવા લાગ્યો. તેમ ચિંતવી તે શિકાર કરવાને વનમાં ગયો અને સુગંધી તથા શીત પવનના સ્પર્શથી આનંદને અનુભવવા નરપતિ એક ઉદ્યાનમાં આવ્યો. ત્યાં સુદત્ત નામના મહામુનિ ધ્યાન કરતાં તેના જોવામાં આવ્યા. તે મુનિના દર્શનથી અપશુકન માની રાજાએ તેમની કદર્થના કરવાને તેમની ઉપર પોતાના શીકારી શ્વાનોને છુટા મુકયા. શ્વાનો વેગથી તેમની ઉપર ધસી આવ્યા, પણ તે મુનિના તપથી તેઓ પરાહત થઇ ગયા. તેમણે મુનિને પ્રદક્ષિણા કરી નમસ્કાર કર્યો. તે જોઈ રાજાને લજ્જા ઉત્પન્ન થઇ. તેણે ચિંતવ્યું કે, " આ શ્વાનોથી પણ હું નઠારો થયો. આ મુનિની કદર્થના કરવાને તૈયાર થયેલા મને ધિક્કાર છે. " આ પ્રમાણે રાજા ચિંતવન કરતો હતો તેવામાં અર્હદ્દાસ નામનો તેનો એક બાલમિત્ર શ્રેષ્ટિ તે મુનિને વંદના કરવાને આવ્યો. તે મુનિ પ્રત્યે ઉપસર્ગ કરવાની બુદ્ધિવાળા રાજાને જાણી અર્હદ્દાસ બોલ્યો—" દેવ, આ શું તમને યોગ્ય છે ? " રાજાએ પશ્ચાત્તાપથી ઉત્તર આપ્યો. ' મનુષ્યરૂપ શ્વાનને યોગ્ય

એવું કાર્ય મેં કર્યું છે' અર્હદાસે કહ્યું. "નરસિંહ, તમે અશ્વ ઉપરથી ઊતરો અને આ ભગવાન્ **સુદત્ત** મુનિને વંદના કરો. આ મહામુનિ કલિંગદેશના રાજાના **અમરદત્ત** નામે કુમાર હતા. તેઓ યૌવનવયમાં રાજ્ય પામ્યા હતા. એક વખતે ગ્રામરક્ષક કોઇ ચોરને પકડીને તેની પાસે લાવ્યો અને તેણે કહ્યું કે, 'દેવ, આ માણસે કોઈના ઘરમા પ્રવેશ કરીને ગૃહપતિને મારી ચોરી કરી છે. તેવામાં મેં તેને પકડ્યો છે, હવે આપ કહો તેમ કરીએ ' તે વખતે તે કુમારે ધર્મશાસ્ત્રના જ્ઞાતાઓને બોલાવી પૂછ્યું કે, 'આ માણસને કેવી શિક્ષા કરવી ? ' તેઓ વિચારીને બોલ્યા કે, 'આ માણુસ પરદ્રવ્યનો હરનાર અને ખુન કરનાર છે, માટે તેને ચૌટામાં અને શેરીએ શેરીએ ફેરવી લોકોની સમક્ષ તેનો મહાદંડ કરો. ' તેઓના આવા વચન સાભળી રાજા અમરદત્તના હૃદયમાં વૈરાગ્ય ભાવના પ્રગટ થઇ આવી. તેણે વિચાર કર્યો કે, "જે રાજ્યમાં આવી શિક્ષાઓ કરવી પડે, તે રાજ્ય શા કામનું ? તેવા વિપાક કટુ રાજ્ય સુખની મારે શી જરૂર છે ?" આ પ્રમાણે વિચાર કરી તે મહારાજા અમરદત્તે પોતાના **આનંદ** નામના બંધુને રાજ્ય આપી દીધું અને પોતે ગુરૂની સમીપે વ્રત ગ્રહણ કર્યું. તે આ સુદત્ત મુનિ છે. આ મહાનુભાવ સર્વ રીતે વંદના કરવા યોગ્ય છે." અર્હદાસના આવા વચન સાંભળી રાજા ગુણધરે તે રાજર્ષિને વંદના કરી. તે રાજર્ષિએ ધ્યાનમાંથી મુક્ત થઈ તેને ધર્મલાભ આશીષ આપી, અને તેનો સત્કાર કર્યો. આ વખતે ગુણ-

ધરના હૃદયમાં ભારે પશ્ચાત્તાપ ઉત્પન્ન થયો. તે ચિંતવવા લાગ્યો કે," ઋષિઘાતક એવા મને ધિક્કાર છે મારે મસ્તકનો છેદ કર્યા સિવાયનું બીજું પ્રાયશ્ચિત ઘટિત નથી. માટે હવે મારે આ મારા જીવનનો અંત લાવવો યોગ્ય છે " આ પ્રમાણે રાજા ચિંતવતો હતો, તે વાત તે જ્ઞાની મુનિવરના જાણવામા આવી ગઇ. તેમણે શાંતતાથી કહ્યું—" રાજન્ આત્મઘાત કરવાનુ પ્રાયશ્ચિત પ્રશંસનીય નથી. 'પોતાને અને બીજાને પીડા ન કરવી' એવું અર્હદ્ વાક્ય છે, માટે આત્માશુદ્ધિને કરનારૂં શ્રી સર્વજ્ઞનું શાસન તને સંપાદન કરાવું, કે જેથી તારી સર્વ પ્રકારની શુદ્ધિ થઇ જશે. રાજાએ ઇંતેજારીથી પૂછ્યું, " મહાનુભાવ, ગમે તે પણ મને પ્રાયશ્ચિત્ત બતાવો." ગુરૂ શાંત સ્વરે બોલ્યા—"જે સર્વ રીતે વિપક્ષ વિરૂદ્ધ હોય તેને સેવવું નહિ, તે મોટામા મોટુ પ્રાયશ્ચિત છે. તેવું પ્રાયશ્ચિત નિદાન ( નિયાણું ) ન કરવાથી બની શકે છે. જે મિથ્યાત્વયુક્ત અજ્ઞાન તે નિદાન-નિયાણું કહેવાય છે. અથવા બીજી રીતે રહેલા ભાવમા બીજી રીતે પ્રવૃત્તિ કરવી, તે નિદાન-નિયાણું કહેવાય છે રાજા તેં મને પ્રથમ અપશુકન રૂપે ધાર્યો હતો. " સ્નાન વગરનો, માથે મુંડાવાળો, અને પાખંડ વેષને ધારણ કરનારો આ ભિક્ષુક છે" એવુ ધારી તેં જે મારી અવજ્ઞા કરી હતી, તેજ તારી અજ્ઞતા હતી, તેનું કારણ સાંભળ ' સ્નાન કરવાથી ક્ષણવાર પવિત્રતા થાય છે, પણ હૃદયમાંતો રાગ તથા માન રહે છે. પોતાના શરીરને દીપાવી સ્ત્રી પ્રાર્થનીય બનાવવું, એ બ્રહ્મચર્યનું દૂષણ છે. વળી સ્નાન કરવાથી

પામી શકાય છે. ઉપાય શિવાય નિર્વાણને પામી શકાતું નથી" પછી રાજાએ મને કહ્યું, "એ વાત સાચી છે, પણ તારી સ્ત્રી ખેદ પામશે. કદિ આપણાથી અથવા બીજાથી જો તેણીને કહેતાં તે પ્રતિબોધ પામે તો સારી વાત, પરંતુ જો તેણી મોહને વશ થઇ સંસારના માર્ગને સ્વીકારે તો પછી તેણીનો ત્યાગ કરવો યોગ્ય નથી." પિતાના આ વચન સાભળી પછી મેં શંખવર્દ્ધન નામના એક પુરોહિતને ત્યા મોકલ્યો. તે ત્યા જઇને કહી આવ્યો અને તેણે મારા પિતાને કહ્યું કે, "રાજકુમારના મનોરથ સિદ્ધ થાય તેમ લાગે છે." પછી હું જાતે તે રાજકન્યાની પાસે ગયો. તેણીએ મને સત્કાર કરી આસન ઉપર બેસાડ્યો. મેં જઇને કહ્યું કે," તને કાંઇક કહેવાનું છે, તે તું સાવધાન થઇને સાંભળ. મને અહિં આવતા મારા પૂર્વભવનું સ્મરણ થયું છે તે સાંભળ. –વિશાલા નગરીમાં પૂર્વે અમરદત્ત નામે રાજા હતો. તેને યશોધરા નામે પતિવ્રતા સ્ત્રી હતી. આજથી નવમાં ભવ ઉપર હું તેનો પુત્ર હતો. મારૂં નામ સુરેંદ્રદત્ત હતું. મારી સ્ત્રીનું નામ નયનાવળી હતું." આટલું મેં કહ્યું, તેવામાં તો તે રાજકન્યા મૂર્છા પામી ગઈ. તેનો પરિજન આકુળ વ્યાકુળ થઇ ગયો. ક્ષણવારે જ્યારે તેણીને સંજ્ઞા આવી એટલે મેં પૂછ્યું કે 'તને શું થયું ? તેણી નમ્રતાથી બોલી, સંસારની વિચિત્રતા કેવી છે? તે યશોધરા હું પોતેજ હતી. આજથી નવમાં ભવમાં હું તે કુમારની માતા હતી. કુમારે જે વાત કહી છે, તે સત્ય છે. પછી મેં કહ્યું કે, ત્યારે તે રાજકુમાર ચરિત્ર લેવાની ઇચ્છા રાખે છે.

તેવામાં તેણીનો પિતા આવ્યો એટલે તે બધી વાત મેં તેને જ-ણાવી. રાજા તે સાંભળી આશ્ચર્ય પામ્યો. તે વખતે રાજકન્યાએ તેના પિતાને કહ્યું કે, ' મને પણ વ્રત લેવાની આજ્ઞા આપો ' તે-વામાં મારા માતા અને પિતા પણ ત્યાં આવ્યાં અને આ વૃત્તાંત સાંભળી તેમને પણ વૈરાગ્ય ઉત્પન્ન થયો. પછી મારા પિતાએ દીન તથા નિરાધાર લોકોને દાન આપ્યાં અને સર્વ ચૈત્યોની અંદર પૂજા કરાવી. પછી મારા નાનાભાઇ યશોવર્દ્ધનને રાજ્ય ઉપર બેસાડી તેમણે અંતઃપુર સાથે પૂજ્ય ઇંદ્રભૂતિની પાસે દીક્ષા ગ્રહણ કરી. તેમની સાથે મેં પણ વિનયમતિ સહિત દીક્ષા ગ્રહણ કરી. હે ભદ્ર ધન, આ મારૂં ચરિત્ર મારા વૈરાગ્યનું કારણ થયું છે."

તે મુનિના આ વચન સાંભળી ધન બોલ્યો, ભગવાન્, "આ પનું આ ચરિત્ર સાંભળનારના હૃદયને ભેદે તેવું છે. મારા હૃદય ઉપર પણ તેની અસર થઇ ચુકી છે. આ સંસારના સ્વરૂપનો વિચાર કરતાં જણાય છે કે, તેમા ચિરકાળ રહેવુ યોગ્ય નથી, માટે આપ કૃપા કરી મને જણાવો કે, હવે મારે શું કરવું?"

ધનના આવા વચન સાંભળી તે આચાર્ય યશોધર શાંત સ્વરે બોલ્યો—"ભદ્ર, આ જગતમાં પ્રાણી અસંખ્યાત ઉત્સ-પિંણી અને અવસર્પિણી સુધી પૃથ્વીકાયમાં રહે છે, તે પછી અનંત કાળ સુધી વનસ્પતિમાં રહે છે. ત્યારપછી તેને ત્રસપણું પ્રાપ્ત થાય છે. પછી તિર્યંચપણું અને તે પછી મનુષ્યપણું તે મેળવી શકે છે. તેમાં આર્યદેશ, ઉત્તમ જાતિ, સર્વ ઇંદ્રિયોની

દાસીને સાથે લઇ જ્યાં પેલા મુનિ કાયોત્સર્ગે રહ્યા હતા, ત્યાં આવી. તેણી મુનિને જોઇ વિશેષ ક્રોધાતુર થઇ ગઇ. આ વખતે કોઇ ગાડાવાળો ઉત્તમ કાષ્ટો ભરી ગાડું લઇને તે સ્થળે આવ્યો. ત્યાં આવી પહોંચતાં ગાડાની ધરી ભાંગી ગઇ. સૂર્ય અસ્ત થયો. આ વખતે તેના કાષ્ટો કોણ લેવાને આવે. પછી તે ભાંગેલા ગાડાને ત્યા રાખી બે બળદોને છોડી પોતાને ઘેર ચાલ્યો ગયો. આ સમયે તે દુષ્ટ દારાએ વિચાર કર્યો કે, 'આ ઠીક થયું, આ ગાડાના કાષ્ટોથી આ મુનિને બાળી નાંખવા.' આવું વિચારી તે ચંડી દેવીગૃહમા ગઇ. દેવીની પૂજા કરી નૈવેદ્ય ધર્યું. મધ્ય રાત્રિ થઇ એટલે દાસી વગેરે સુઇ ગયા તે સમયનો લાભ જોઇ તે દુષ્ટા એકલી ઊઠી પેલા મુનિની પાસે આવી. કાયોત્સર્ગે રહેલા મુનિની આસપાસ તે ગાડાના કાષ્ટોની ચિતા કરી તે વખતે મુનિ કાયોત્સર્ગથી મુક્ત થયા. પણ તેઓ કાષ્ટના આચ્છાદનથી તે દુષ્ટ સ્રીને જોઇ શકયા નહીં. તત્કાળ દુષ્ટાએ તેમાં અગ્નિ પ્રેજ્વલિત કર્યો. મુનિના પવિત્ર શરીરને અગ્નિની ઉગ્ર જ્વાળાઓ દગ્ધ કરવા લાગી. આ વખતે દયાળુ મહાત્મા આ પ્રમાણે ચિંતવન કરવા લાગ્યા—"જેઓ અનુત્તર મોક્ષને પ્રાપ્ત થયેલા છે, તે પુરૂષોને ધન્ય છે. કારણકે તે મોક્ષગામી પુરૂષો પછી બીજા પ્રાણીઓને કર્મબંધના કારણ રૂપ થતા નથી. આ કોઇ પ્રાણી મોહને વશ થઇ મારે માટે આવું કર્મ કરે છે. પણ તે મને દુર્ગતિ પમાડી પોતે પણ દુર્ગતિમાં જશે. અહો! આ પ્રાણીની દુર્ગતિનું કારણ હું પોતે થયો છું. હું મારા દેહને માટે શોક કરતો નથી, પણ આ કૃત્ય કરનાર પ્રાણીને માટે શોક કરૂં છું.

અહા ! મોહનો સ્વભાવ કેવો વિચિત્ર છે" આ પ્રમાણે ચિંતવન કરતા તે મુનિને અગ્નિએ ભસ્મ કરી નાખ્યા. તે પાપીણીએ નિષ્પાપ મુનિને બાળી નાંખ્યા. તે મુનિ મૃત્યુ પામી શુક્ર દેવલોકમાં પંદર સાગરોપમની આયુષ્યે દેવતા થયા

પેલી દુષ્ટ સ્ત્રી આવું ઘોર કર્મ કરી હૃદયમા ભય પામતી ચંડિકાગૃહમાં પેશી ગઇ. તે વખતે દાસી દેહચિંતા માટે જાગ્રત થઇ. તેણીએ પોતાની શેઠાણીને બાહેરથી આવતી જોઇ પૂછયું "સ્વામિની તમે કયા ગયા હતા ?" તેણીએ મૃષા ઉત્તર આપ્યો. "દાસી, અર્ધરાત્રે દેવીને પ્રદક્ષિણા કરવા ગઇ હતી" તેવામાં દાસીએ પેલી ચિતાનો ભડકો જોયો એટલે તેણીએ શેઠાણીને પૂછયું કે, 'આ શું હશે ?' તે અજાણી થઇ અને પછી દાસી પાસે સુઈ ગઈ.

જ્યારે પ્રાતઃકાળ થયો, એટલે દેવીની પૂજા કરી પોતે દાસી અને બે સેવકોની સાથે પોતાને ઘેર આવી. ચતુર દાસી પોતાના મનમાં જાણી ગઇ કે રાત્રે જે ચિતા પ્રજ્વલીત થઈ હતી, તેમા કાંઈ પણ મહાપાપ થયું છે અને તે યોજના આ શેઠાણીનીજ છે.

પ્રિય વાંચકવૃંદ તે પાપીણી સ્ત્રી અને મહાનુભાવ મુનિને ઓળખવાની ઇચ્છા તમારા હૃદયમાં ઉત્પન્ન થઇ હશે. તમારી જીજ્ઞાસા તૃપ્ત કરવા માટે આ સ્થળે સ્પષ્ટીકરણ કરવાની જરૂર છે.

મહામુનિ યશોધર આચાર્યના ઉપદેશ વચન સાંભળી

ધનના હૃદયમાં તીવ્ર વૈરાગ્ય થયો હતો. તે ચારિત્ર લેવાને માટે પોતાના પૂજ્ય માતા પિતાની આજ્ઞા મેળવવા ઘેર આવ્યો હતો. તેણે ઘેર આવી પોતાના માતા પિતાની આજ્ઞા માગી ને વખતે તેના પિતાએ કહ્યું કે, " વત્સ, આ ગૃહ સમૃદ્ધિનો ઉપભોગ કર. તારી પહેલા વ્રત લેવાની અમારી ઇચ્છા છે. તુ હજુ યુવાન છે. તારૂણ્ય વયમા વૈરાગ્ય ભાવના સ્થિર થઇ શકતી નથી. યુવાવસ્થામાં ઇંદ્રિયો તીવ્ર વેગમાં આવે છે, પ્રચંડ કામદેવ તે ઇંદ્રિયોનો ઉત્તેજક બને છે, મનોહર વિષયો પુરૂષને પોતાની તરફ આકર્ષે છે." પિતાના આ વચન સાંભળી વિરક્ત થયેલા ધને નમ્રતાથી કહ્યું " પિતાજી તમારૂં કહેવું યથાર્થ છે, પરંતુ મહોપકારી યશોધરાચાર્યની વાણીએ મારા હૃદયને વૈરાગ્ય રસથી રંજિત કર્યું છે. મને હવે નિશ્ચય થયો છે કે આ સંસાર અસાર છે. યૌવનાવસ્થા વિદ્યુતની જેમ ચપળ છે. વિષયો પરિણામે દારૂણ હોવાથી અનર્થના કરનારા છે. મારા આવા નિશ્ચયથી અને આપ પૂજ્ય પિતાના પ્રસાદથી હું મારા યૌવન ઉપર વિજય મેળવી શકીશ ' આ શબ્દાદિક વિષયો પુદ્ગલ રૂપ છે. તેથી તે અસ્થિર છે અને મારી ઇચ્છા સ્થિર શાશ્વત વસ્તુ મેળવવાને માટે આતુર છે.' આ મારો વિચાર સફળ કરવો એ આપને આધીન છે." ધનના આવા વચન સાભળી તેના ધર્મિષ્ટ પિતાએ તેને દીક્ષા લેવાની આજ્ઞા આપી હતી. અષ્ટાન્હિક ઉત્સવ કરાવી અને યાચકોને અગણિત દાન આપી પિતાએ પુત્રનો દીક્ષામહોત્સવ કર્યો હતો. યશોધર આચાર્યે તે મહાનુભાવને દીક્ષા આપી હતી. અનુક્રમે તે બુદ્ધિમાન્ ધનમુનિએ સિદ્ધાંતનું

જ્ઞાન મેળવ્યું અને પોતે ક્રિયાકલાપમાં કુશળ બન્યા હતા. અને અનુક્રમે કૌશાંબી નગરમાં આવ્યા હતા.

જે વિશાળ ગૃહમાં સુંદર સ્ત્રી બેઠી હતી, તે ધનની પૂર્વ વૈરિણી ધનશ્રી હતી. તે ધનશ્રીના ઘરમાં ભિક્ષા લેવાને માટે જે મુનિ આવ્યા હતા, તે ધનમુનિ હતા. પૂર્વના વૈરને લઈને ધનશ્રી તેમને જોતાંજ દ્વેષવતી થઇ હતી.

ધનશ્રી કૌશાંબી નગરીમા શી રીતે આવી હતી, તે વૃત્તાંત આ પ્રમાણે છે–ધનશ્રીનો જાર પતિ નંદક સમુદ્રનું ઊલ્લંઘન કરી કૌશાંબી નગરીમાં આવ્યો હતો. તે સ્થળે તે સમુદ્રદત્ત એવું નામ ધારણ કરી વસતો હતો. દૈવયોગે ધનમુનિ તેને ઘેર ભિક્ષા લેવાને આવી ચડ્યા. તે વખતે નંદક ઘરમાં ન હતો. ધનશ્રી એકલી બેઠી હતી. તેણીએ પોતાના હૃદયમાં વિચાર્યું કે " આ ધનને મેં સમુદ્રમાં પાડી નાંખ્યો હતો, તો પણ તે જીવતો રહ્યો છે. આ વૈરીનો ગમે તે રીતે નાશ કરવો જોઇએ " આવું વિચારી તેણીએ તે મુનિની પાછળ પોતાની દાસીને મોકલી હતી. પછી તે પાપિણીને હાથે જે બનાવ બન્યો હતો, તે વાચકોને વિદિત છે વૈરબુદ્ધિને ધારણ કરનારા પ્રાણી કેવા કુકર્મો કરે છે ? તેમાંનો આ પૂર્ણ દાખલો છે.દુર્મતિ ધનશ્રીએ વૈરબુદ્ધિથી ધનમુનિને ભસ્મ કર્યા અને મુનિહત્યાનું મહાપાપ ઊપાર્જન કર્યું હતું. ઊત્તમ મનુષ્યોને આ ચરિત્રનું દ્દષ્ટાંત ઘણું શિક્ષણીય છે. કોઇ પણ પ્રાણી તરફ વૈરબુદ્ધિ રાખવી, એ મહા પાપનું કારણ છે. એવા પાપનું ફળ પ્રાણીને અવશ્ય ભોગવવું

પડે છે. માનસિક કે વાચિક પાપ પણ કટુ ફળને આપનારૂં છે. તો કાયિક પાપ તેનું ઉગ્રફળ આપે તેમાં શું આશ્ચર્ય ! આર્હત ચરિતાનું યોગમાં એવા અનેક દષ્ટાંત જોવામાં આવે છે. દુષ્ટ-કર્મની શ્રેણીઓ એવા પાપાચારમાં પ્રવર્ત્તાવી પ્રાણીઓને નારકી પીડાના મહાકષ્ટો ભોગવાવે છે તેથી દરેક ભવિ આત્માએ તે વિષે ઘણો વિચાર કરવો જોઈએ. રાગ દ્વેષ રૂપી મહાન્ શત્રુ-ઓથી દૂર રહી પોતાના આત્માને સદાચારમાં પ્રવર્ત્તાવવો જોઈએ.



## પ્રકરણ ૯ મું.

### પાપનું પરિણામ.

એક સુશોભિત મહેલની અગાશીમાં મહારાજા ઉભો છે. તેના મુખ ઉપર ન્યાયની ઉજ્વલ પ્રભા પડીરહી છે. તેની મૂર્ત્તિ ઉગ્ર છતાં દયાધર્મને ધારણ કરનારી દેખાય છે. ક્ષણવાર ઊભા રહ્યા પછી તેણે બેસવાની ઇચ્છા કરી, તેવામાં હૃદયના ભાવને જાણનારો એક ચતુર સેવક આસન લઇ પાસે આવ્યો. મહારાજા તે આસન ઉપર બેઠા, તેવામાં દ્વારપાળે આવી જણાવ્યું કે, " મહારાજા, આપના નગરનો કોટવાળ આપને મળવા આવેલ છે. જો, આજ્ઞા હોયતો અંદર પ્રવેશ કરાવું." રાજાએ તેને પ્રવેશ કરાવવાની આજ્ઞા આપી. એટલે દ્વારપાળ કોટવાળને લઇ અંદર આવ્યો. તે રાજાને પ્રણામ કરી વિનય તથા મર્યાદા સાથે

ઉભો રહ્યો. રાજાએ કોટવાળને પૂછયું," કોટવાળ, તમે તે વિષે શી તપાસ કરી ? જો તે વાત સ્પષ્ટ થઇ હોય તો કહો "

રાજાના વચનો સાભળી કોટવાળ વિનયથી બોલ્યો—" સ્વામી. આપની આગળ તે ગાડીવાને જે ફરીયાદ કરી છે, તે સાચી છે. મેં તે વિષેનો સારો પત્તો મેળવ્યો છે, આપની આજ્ઞા થયા પછી હું ચંડિકાના મંદિરમા ગયો હતો. મેં ત્યાં જઇ પુજા કરનારી સ્ત્રીને પૂછયું એટલે તેણીએ જણાવ્યું કે, આજે રાત્રે સમુદ્રદત્તની સ્ત્રી ધનશ્રી આ મંદિરમા સુતી હતી. મેં જ્યારે તેણીનું સુવાનું કારણ પુછયું ત્યારે તેણીએ પોતાની તે વાતની અજ્ઞતા જણાવી હતી. પછી હું તે વિષેનો વિચાર કરી સમુદ્રદત્તને ઘેર ગયો હતો. મેં ઘરની બાહેર ઉભેલી એક દાસીને પુછયું કે, સમુદ્રદત્તની સ્ત્રી કયાં છે ? દાસીએ તે વાત ઉડાવવા માડી એટલે મેં તેણીને ધમકી આપીને કહ્યું કે, "પાદરદેવીના મંદિરમાં મુનિને બાળનારી શેઠાણીનું વૃત્તાંત તારા જાણવામાં હોવું જોઇએ. જો તું નહીં માને તો તને મોટી શિક્ષા થશે" આવા મારા ધમકી ભરેલા વચનો સાભળી તેણીએ મને જણાવ્યુ કે "મારી શેઠાણીએ મને કોઇ મુનિની પાછળ તપાસ કરવા મોકલી હતી. તે પછી શું થયું તે મારા જાણવામા નથી. હું પાદરદેવીના મંદિરમાં સાથે હતી, પણ તે વખતે મારી શેઠાણીએ દેવીની પુજા કરી હતી. તેણીએ મુનિને તો વંદના પણ કરી ન હતી રાત્રે પાછળથી શુ કર્યું તે વાત મારા જાણવામાં નથી." દાસીના આવા વચન સાંભળી હું ધનશ્રીની પાસે ગયો. તે વખત ધનશ્રીના મુખ ઉપર ગ્લાનીની મલિન

છાયા પ્રસરી ગઇ હતી. તે ઉપરથી મેં તેણીને કહ્યું કે," ધનશ્રી મહારાજાએ તને બોલાવવાને માટે મને મોકલ્યો છે. તું ચંડિકા ગૃહમાં સુતી હતી. મુનિની હત્યા કરનારી તું પોતેજ છે. માટે તું મારી સાથે રાજાની પાસે ચાલ " મારા આ વચન સાંભળી તે લુચ્ચી લલના પોતાના શરીરને કંપાવતી પૃથ્વી ઉપર પડી ગઇ. ' આ કોટવાલ રાજા પાસે મારો બચાવ કરશે ' એવું ધારી તેણીએ પૃથ્વી ઉપર પડી અનેક ચેષ્ટાઓ કરવા માંડી. આ ઉપરથી મને ખાત્રી થાય છે કે તે ધનશ્રીએજ એ મુનિને દગ્ધ કરી નાંખ્યા છે. હવે આપને યોગ્ય લાગે તેમ કરો." કોટવાળના આ વચન સાંભળી રાજાના હૃદયમાં ક્રોધ ઉત્પન્ન થઇ આવ્યો. તત્કાળ તેણે આજ્ઞા કરી ધનશ્રીને પોતાનીસન્મુખ બોલાવી. આ વખતે ધનશ્રીના પતિ નંદકના જાણવામાં આવ્યું કે " પોતાની સ્ત્રીએ એક મુનિને બાળી નાંખ્યા છે અને રાજા તેણીને પકડી ભારે શિક્ષા કરવાનો છે" તે ઉપરથી નંદક પોતાની પ્રતિષ્ઠા જાળવવાને ત્યાંથી ગુપ્ત રીતે નાશી ગયો.

રાજાની આજ્ઞાથી રાજપુરૂષો ધનશ્રીને પકડી રાજાની પાસે લઇ ગયા. રાજા તે સુંદર સ્ત્રીને જોઇ પ્રથમ તો વિચારમાં પડયો કે, ' આ કોમળ સ્ત્રી શું આવું ક્રૂર કર્મ કરી શકે ? ' તે ઉપરથી રાજાએ તેણીને પૂછયું, " અરે અવિચારી અબળા, તું દેવીના મંદિરમાં શામાટે ગઇ હતી?" ક્ષોભ પામેલી ધનશ્રીએ રાજાના પ્રશ્નનો ઉત્તર આપ્યો નહીં, તે ઉપરથી રાજાના મનમાં વધારે શંકા ઉત્પન્ન થઇ અને ફરીથી પુછયું " બાઇ કહે તું કોણ છે ? કોની સ્ત્રી છે ? અને કોની પુત્રી છે ? " ધનશ્રી

મંદસ્વરથી બોલી-" મહારાજ ! હું પૂર્ણભદ્રની ધનશ્રી નામે પુત્રી છું અને સમુદ્રદત્તની પત્નિ છું. તેણીનું આ વચન સાંભળી રાજાએ સમુદ્રદત્તની શોધ કરાવી, પણ કોઇ સ્થળે તેનો પત્તો મળ્યો નહીં. તે પછી પ્રજાપાળ એ શબ્દને યથાર્થ રીતે પાળનારા મહારાજાના મનમાં દયા આવી એટલે દયાળુ હૃદયથી વિચાર કર્યો કે " આ બીચારી અબળા ગભરાઈ ગઇ છે. તેથી કંઇ પણ બોલી શકતી નથી. માટે જ્યારે તેણીના હૃદયમાં વિશ્વાસ આવશે એટલે તે યથાર્થ વાત કહેશે " આવો વિચાર કરી રાજાએ તેણીને ગુપ્ત સ્થાનમાં રાખવાની આજ્ઞા કરી ધનશ્રીને ગુપ્ત સ્થાનમાં હમેશા પુછવામાં આવતું, તથાપિ તેણી કાંઇ પણ બોલતી ન હતી.

એક વખતે રાજાના મનમાં વિચાર આવ્યો કે " ધનશ્રીના પિતા પુર્ણભદ્રને પત્ર લખી બોલાવવો અને ધનશ્રી સંબંધી સર્વ હકીકત તેની પાસેથી મેળવવી. " આવો વિચાર કરી રાજાએ પત્ર લખી દૂતને મોકલી પુર્ણભદ્રને પોતાની પાસે બોલાવ્યો. કેટલેક દિવસે પુર્ણભદ્ર રાજાની સાનિધ્ય આવી પહોંચ્યો. પૂર્ણભદ્રને રાજાએ પૂછ્યું કે, ' તમારી પુત્રી ધનશ્રી કેવી છે ? ' પૂર્ણભદ્ર નમ્રતાથી બોલ્યો-" મહારાજ ધનશ્રી મારી પુત્રી છે, એ વાત સત્ય છે, પરંતુ તે કુળક્ષપણુ છે. તે દુષ્ટ પુત્રીના સંબંધથી ઓળખાતા મને લજ્જા ઉત્પન્ન થાય છે. " પૂર્ણભદ્રના આવા વચન સાંભળી રાજાને ખાત્રી થઇ કે, " એ ધનશ્રી ખરેખર અધમ છે. તેણીએ જરૂર મુનિહત્યા કરી છે.

જો કે એ ધનશ્રી દુરાચારી અને પાપીષ્ટ છે, તથાપિ તે સ્ત્રી જાતિ હોવાથી અવધ્ય છે. તેણીને આ રાજ્યની હદપાર કરવી એજ શિક્ષા યોગ્ય છે." આવું ચિંતવી રાજાએ ધનશ્રીને પોતાના રાજ્યની હદપાર કરી. પાપિણી ધનશ્રીને સાયંકાળે રાજપુરૂષો બાહેર મુકી આવ્યા ક્ષુધા અને તૃષાથી આકુળ–વ્યાકુળ એવી ધનશ્રી નગરની બાહેર આવેલા એક દેવાલયમાં સુઇ ગઈ. તેવામાં કોઇ ભયંકર સર્પે આવી તેણીને કરડી. સર્પનો દંશ થતાંજ ધનશ્રી મૃત્યુને શરણુ થઇ ગઇ. પાપીને તેના પાપકર્મનું ફળ અવશ્ય મળ્યા વિના રહ્યું નહીં. મુનિહત્યા કરનારી ધનશ્રી સાત સાગરોપમની આયુષ્ય ત્રીજી નારકીમાં ઉત્પન્ન થઈ હતી.

પ્રિય વાંચનાર, આ પ્રસંગે આ નવલકથાના પૂર્વ સંબંધનું સ્મરણ કરજો. જે પ્રથમ ભવે ગુણસેન અને અગ્નિશર્મા હતા, બીજા ભવે સિંહ અને આનંદ નામે પિતા પુત્ર હતા અને ત્રીજે ભવે શિખી અને જાલિની નામે માતા પુત્ર હતા, તે આ ચોથે ભવે ધન તથા ધનશ્રી નામે દંપતી થયાં હતાં. પૂર્વથી ચાલી આવતી વૈરબુદ્ધિથી ધનશ્રીએ પોતાના પતિ ધનનો મુનિ રૂપે ઘાત કર્યો હતો. ગુણસેનનો આત્મા પ્રથમથી શુભ પરિણામી છે અને અગ્નિશર્માનો આત્મા પ્રથમથીજ અશુભ પરિણામી છે. એ પરિણામ તેના સત્ અસત્ પ્રવર્ત્તનના કારણ રૂપ થયા કરે છે. ગુણસેનનો આત્મા ધન શુભ પરિણામના ઉદયથી સારાં સાધનો મેળવી શક્યો હતો. અને અગ્નિશર્માના દુષ્ટ આત્માને તેવા સાધનો મળ્યા ન હતાં. ધનને યશોધર

આચાર્યનો યોગ થઈ આવ્યો અને તે યોગનો લાભ લેવા ધન ઉદ્યુક્ત થયો હતો. ધનશ્રી તેના જીવનમાં તે લાભ મેળવી શકી ન હતી. પવિત્ર ધનનો આત્મા ચારિત્ર ગુણુ સંપાદન કરી આખરે શુક્ર દેવલોકનો અધિકારી બન્યો હતો અને પાપબુદ્ધિ ધનશ્રી મુનિહત્યાનું અને પતિહત્યાનું મહાપાપ કરી ત્રીજી નરક ભૂમિની અતિથિ થઈ હતી.

પ્રિય વાંચકવૃંદ, આ ચારિત્ર ઉપરથી સદ્દબોધ સંપાદન કરી તમારા જીવનને ઉજ્વલ કરવા પ્રયત્ન કરજો. ધનશ્રીના જેવી અધમ વૃત્તિથી દૂર રહેજો અને ધનના જેવી ઉત્તમ વૃત્તિ ધારણુ કરજો.






# પંચમ ખંડ.

## પ્રકરણ ૧ લું.

### સ્વપ્ન વૈરાગ્ય.

એક એકાંત ભૂવનમા યુવાન રાજકુમાર ખિન્નવદન થઇ બેઠો હતો. તેના હૃદયમા ઉપરા ઉપર ચિંતાની પરંપરા જાગ્રત થતી હતી ચિંતાના બળથી તેના મુખચંદ્ર ઉપર ગ્લાનિનો પ્રાદુર્ભાવ થતો હતો. સર્વ રાજ્યવૈભવ અને રાજકીય વિલાસ ઉપર તેને અભાવ ઉત્પન્ન થયો હતો તેણે રાજધાનીને ત્યાગ કરવાનો નિશ્ચય કર્યો હતો, પણ કેટલાએક માનસિક વિચાર તેના સાહ-

મને અંગીકાર કર્યો નહીં, એટલે તે તરૂણ વિચા
રાજકુમાર ખરેખરી ચિંતાના અંધકારમાં મગ્ન થ
ક્ષણવાર ઉભા રહ્યા પછી તેણે ' પ્રિય મિત્ર, પ્રણામ
શબ્દથી કહ્યું, એટલે રાજકુમારની ઉદ્વિગ્ન દ્રષ્ટિ તેની ઉપર પડી અને તત્કાળ તેણે સ્વાગત કરી પોતાના મંત્રીને પ્રેમથી માન આપ્યું. તે ઉત્કંઠિત થઇ બોલ્યો" મિત્ર, આજે તમારી આકૃતિ માં અને વાણીમાં, ચિંતા વ્યાપેલી દેખાય છે, તેનું કારણ શું ? કૃપા કરી આ મિત્રને તે ચિંતાનો ભાગીદાર બનાવો. હું તમારો હૃદયથી ઉપકાર માનીશ."

તે તરૂણ પુરૂષના આવા વચનો સાંભળી રાજકુમાર નમ્રતાથી બોલ્યો–" મિત્ર મને આ સંસાર ઉપર અભાવ આવી ગયો છે. આ રાજયવૈભવ અને રાજકિય સુખ તરફ મને તિરસ્કાર છુટે છે. માતા, પિતા, સ્રી વગેરે બધા સંબંધો શોકના મૂળ રૂપ છે. સ્વાર્થની સાથે સંબંધની સાંકળ જોડાએલી છે. કોઇ કોઇને સહાયભુત થઇ શકવા સમર્થ થઇ શકતું નથી. સર્વ મનુષ્યો પોતે પોતાના પ્રપંચમાં રમે છે. મિત્ર, હવે અલ્પ સમયમાં તારો અને મારો વિયોગ થઇ જશે. કોઈ કોઇ વાર સ્મરણ કરી આ વિમુક્ત મિત્રને સંભારજે. "

રાજકુમારની આવી વાણી સાંભળી તે તરૂણ કંપી ચાલ્યો, તેના હૃદયમાં મિત્રના વિચારનો મોટો આઘાત થઇ ગયો, તે દીન મુખ થઇને બોલ્યો" વ્હાલા મિત્ર, આટલા બધા વિચારમાં

# પંચમ ખંડ.

## પ્રકરણ ૧ લું.

### સ્વપ્ન વૈરાગ્ય.

એક એકાંત ભૂવનમાં યુવાન રાજકુમાર ખિન્નવદન થઇ બેઠો હતો. તેના હૃદયમા ઉપરા ઉપર ચિંતાની પરંપરા જાગ્રત થતી હતી. ચિંતાના બળથી તેના મુખચંદ્ર ઉપર ગ્લાનિનો પ્રાદુર્ભાવ થતો હતો. સર્વ રાજ્યવૈભવ અને રાજકીય વિલાસ ઉપર તેને અભાવ ઉત્પન્ન થયો હતો. તેણે રાજધાનીને ત્યાગ નિશ્ચય કર્યો હતો, પણ કેટલાએક માનસિક વિચાર તેના મને અટકાવતા હતા.

સાંભળતાંજ રાજકુમાર પોતાના મિત્રની રજા લઇ તે મહાનુભાવના દર્શન કરવાને તૈયાર થયો. તેનો તરૂણ મિત્ર સાથે જવા ઉત્સુક થયો, તેવામાં તેના પિતાએ કોઈ કાર્ય પ્રસંગે તેને બોલાવી લીધો. પિતાની આજ્ઞાને મુખ્ય માનનારો તે પિતૃભક્ત પુત્ર મુનિદર્શનનો લાભ છોડી પિતાની સાંનિધ્યમાં આવ્યો અને રાજપુત્ર એકલો ચંદ્રોદય ઉદ્યાનમાં તે મહાનુભાવને વંદના કરવા ગયો.

પ્રિય વાંચનાર, આ રાજકુમારને ઓળખવાની તમારી ઇચ્છા થઇ હશે. તે રાજકુમાર આપણી આ નવલકથાનો મુખ્ય નાયક છે. અને સ્મરણીય ચરિત્ર છે. ગયા ચોથા ખંડમાં જે ધનના નામથી પ્રખ્યાત મહાપુરૂષનું વૃત્તાંત આપવામાં આવ્યું છે, તે ધન મહાનુભાવ મુનિધર્મને ધારણ કરી તેની પૂર્વની વૈરી ધનશ્રીને હાથે અગ્નિમાં ભસ્મ થઇ ગયેલ તે શુભ ધ્યાનથી મૃત્યુ પામી શુક્ર દેવલોકમાં આયુષ્ય પૂર્ણ થયે ત્યાંથી ચ્યવી રાજકુમાર થઇ અવતરેલ છે. જેને હમણાં મુનિ દર્શનનું સ્વપ્ન થયેલ તે રાજકુમાર ધનનો પવિત્ર આત્મા હતો. જંબૂદ્વીપમાં ભરતક્ષેત્રની અંદર આવેલી કાકંદી નગરીના રાજા **સૂરતેજાની** રાણી લીલાવતીના ઉદરથી તેનો જન્મ થયો છે. ધનનો પવિત્ર આત્મા સાતમા દેવલોકથી ચ્યવીને રાજા સૂરતેજાના મેહેલમાં પ્રગટ થયો છે. જ્યારે તે ધન રાણી લીલાવતીના ગર્ભમાં આવ્યો, ત્યારે તેણીએં સ્વપ્નામાં પૂર્ણચંદ્રને પોતાના મુખમાં પ્રવેશ કરતો જોયો હતો. પવિત્ર રાણી લીલાવતિને

ફેરફાર કેમ થઈ ગયો? તમારી દૃઢ મનોવૃત્તિ શા કારણથી આમ પલટાઈ ગઈ? આવા યૌવન વયમાં આવા વૃદ્ધ વયના વિચાર કેમ પ્રગટ થયા? મિત્ર, તમારા વિયોગથી હું રહી શકીશ નહીં. તમે જે સ્થિતિમાં રહેવાનો નિશ્ચય કર્યો હોય તે સ્થિતિમાં રહેવાને આ મિત્ર હાજર છે. અરણ્યમા, સમુદ્રમા કે ભયંકર અટવીમાં છાયાની જેમ આ સેવક તમારી સાથેજ રહેશે. કહો, આવા વિચાર ઉદ્ભવવાનું શું કારણ છે?" તરૂણ મિત્રની આવી લાગણી જોઈ રાજકુમાર બોલ્યો "મિત્ર, આજે સ્વપ્નામાં એક પવિત્ર મહાત્માના દર્શન થયાં. તે ઉપરથી મને મારા હૃદયમાં વિરક્ત ભાવ ઉત્પન્ન થઇ આવ્યો. એ મહાત્માએ મને પોતાનું ચરિત્ર કહી સંભળાવ્યું. જે સાંભળી મારી મનોવૃત્તિ વૈરાગ્યમય બની ગઈ છે. આ રાજ્ય, વૈભવ અને પરિવાર મને અનિત્ય ભાસ્યો છે. અને સર્વનો ત્યાગ કરી આત્મસાધન કરવાની મારી ઇચ્છા થઈ જાય છે."

તરૂણ મિત્ર આશ્ચર્ય પામી બોલ્યો—"ભદ્ર, એ સ્વપ્નનું દર્શન ક્યારે થયું?" રાજકુમારે સ્મરણ કરીને કહ્યું, "પ્રાતઃકાળ થયા પહેલા નિદ્રાનો ત્યાગ કરવા વખતેજ મને સ્વપ્નનું દર્શન થયું હતું." મિત્રે ઉત્સાહ સહિત જણાવ્યું—"પ્રિય સખા, તેનું ફળ સત્વર મળશે."

આ પ્રમાણે તે બંને મિત્રો વાર્ત્તાલાપ કરતા હતા, તેવામાં વનપાળે આવી ખબર આપ્યા કે, "ચંદ્રોદય ઉદ્યાનમાં એક સૂર્યના જેવા તેજસ્વી મહામુનિ પધાર્યા છે." આ ખબર

સાંભળતાંજ રાજકુમાર પોતાના મિત્રની રજા લઇ તે મહાનુભાવના દર્શન કરવાને તૈયાર થયો. તેનો તરૂણ મિત્ર સાથે જવા ઉત્સુક થયો, તેવામાં તેના પિતાએ કોઈ કાર્ય પ્રસંગે તેને બોલાવી લીધો. પિતાની આજ્ઞાને મુખ્ય માનનારો તે પિતૃભક્ત પુત્ર મુનિદર્શનનો લાભ છોડી પિતાની સાંનિધ્યમાં આવ્યો અને રાજપુત્ર એકલો ચંદ્રોદય ઉદ્યાનમાં તે મહાનુભાવને વંદના કરવા ગયો.

પ્રિય વાંચનાર, આ રાજકુમારને ઓળખવાની તમારી ઇચ્છા થઇ હશે. તે રાજકુમાર આપણી આ નવલકથાનો મુખ્ય નાયક છે. અને સ્મરણીય ચરિત્ર છે. ગયા ચોથા ખંડમાં જે ધનના નામથી પ્રખ્યાત મહાપુરૂષનું વૃત્તાંત આપવામાં આવ્યું છે, તે ધન મહાનુભાવ મુનિધર્મને ધારણ કરી તેની પૂર્વની વૈરી ધનશ્રીને હાથે અગ્નિમાં ભસ્મ થઇ ગયેલ તે શુભ ધ્યાનથી મૃત્યુ પામી શુક્ર દેવલોકમાં આયુષ્ય પૂર્ણ થયે ત્યાંથી ચ્યવી રાજકુમાર થઇ અવતરેલ છે. જેને હમણાં મુનિ દર્શનનું સ્વપ્ન થયેલ તે રાજકુમાર ધનનો પવિત્ર આત્મા હતો. જંબૂદ્વીપમાં ભરતક્ષેત્રની અંદર આવેલી કાકંદી નગરીના રાજા **સૂરતેજાની** રાણી લીલાવતીના ઉદરથી તેનો જન્મ થયો છે. ધનનો પવિત્ર આત્મા સાતમા દેવલોકથી ચ્યવીને રાજા સૂરતેજાના મેહેલમાં પ્રગટ થયો છે. જ્યારે તે ધન રાણી લીલાવતીના ગર્ભમાં આવ્યો, ત્યારે તેણીએં સ્વપ્નામાં પૂર્ણચંદ્રને પોતાના મુખમાં પ્રવેશ કરતો જોયો હતો. પવિત્ર રાણી લીલાવતિને

તે ગર્ભ વખતે સારા સારા દોહદ થયા હતા. નિવૃત્તિ નામની દાસીએ કુમારજન્મની વધામણી આપવાથી રાજા સૂરતેજાએ તેણીને સારૂં પારિતોષિક આપ્યું હતું. રાણી લીલાવતી સગર્ભા હતી, ત્યારે તેણીએ દ્યૂત ક્રીડામાં રાજાને જીત્યો હતો, તે ઉપરથી રાજાએ તે કુમારનું નામ જયકુમાર પાડયું હતું. યોગ્ય વયમાં રાજાએ પોતાના પ્રિય પુત્રને વિદ્યા અને કળાઓમાં પ્રવિણ બનાવ્યો હતો.

આજે તે જયકુમાર સ્વપ્નમાં મુનિદર્શન થવાથી અને તેમની દેશના સાંભળવાથી આ સંસાર તરફ અનિત્ય ભાવના ભાવતો હતો, તેવામાં તેના મિત્રનો મેળાપ થયો અને તે પ્રસંગે જે વૃત્તાંત બન્યો છે, તે વાંચનારના સ્મરણમાર્ગમાં જાગ્રત છે.

જ્યારે જયકુમારે ચંદ્રોદય ઉદ્યાનમાં એક મહાત્મા મુનિના આગમનની વાત સાંભળી, ત્યારે તરતજ તે કુમાર તે ઉદ્યાનમાં ગયો હતો. રાજકુમાર ચંદ્રોદય ઉદ્યાનમાં આવ્યો કે તરતજ ઉદ્યાનના એક પ્રાસુક પ્રદેશમાં એક મહાનુભાવ મહામુનિના તેને દર્શન થયા. તેઓ સૂર્યના જેવા પ્રકાશમાન હતા. ચંદ્રની જેમ તેમનામાં સૌમ્યતા દેખાઇ આવતી હતી. ગાંભીર્યમાં સમુદ્રના જેવા, સ્પૃહનીયમાં મેઘના જેવા, રમણીયતામાં સ્વર્ગના જેવા અને અનુપમપણામાં મોક્ષના જેવા દેખાતા હતા. મહા-

કરી આ પ્રમાણે ચિંતવવા લાગ્યો—" અહા ! આ મહાત્માની મૂર્ત્તિમાં ચક્રવર્ત્તીપણાના સર્વ લક્ષણો દેખાય છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે તેમણે મહાન્ રાજ્યસમૃદ્ધિનો ત્યાગ કરી આ સ્થિતિ સ્વીકારી છે, માટે આ સંસાર નિર્ગુણ છે " આ પ્રમાણે વિચાર કરી જયકુમારે તે મહાનુભાવને વંદના કરી અને તેમની પાસે વિનયથી બેઠો. મહાનુભાવ મુનિએ તેમને ધર્મલાભ આશીષ આપી. પછી રાજકુમાર વિનયથી અંજલી જોડી બોલ્યો—"મહાનુભાવ! આ સંસાર અસાર છે કયા સચેતન સુજ્ઞ પ્રાણીને તેની ઉપર નિર્વેદ ન થાય ? તથાપિ આપની મનોહર આકૃતિ અને લલાટ ઉપર ચળકતુ ભાગ્યતેજ જોઇ મારા હૃદયમાં પ્રશ્ન ઉઠે છે કે આપના જેવા મહારાજાના લક્ષણવાળા પુરૂષને આ સંસાર ઉપર નિર્વેદ થવાનું શું કારણ હશે ? આપે કયા કુળને જન્મથી અલંકૃત કરેલું છે ? આપના પિતાનું અને આપનું શું નામ છે ? તે કૃપા કરી જણાવો. જે જાણી મને મારા સંવેગમાં ઉત્તેજન મળશે." રાજકુમારના આ વચનો સાંભળી ને જ્ઞાની મુનિ હૃદયમા પ્રસન્ન થયા અને કુમારની મનોવૃત્તિનુ પ્રતિબિંબ તેમના હૃદયમા પડી ગયું. તે મહાનુભાવે જાણ્યું કે, " આ રાજકુમાર ભવ્યાત્મા છે. ત સર્વ પ્રકારના ઉપદેશનું પાત્ર છે. વળી તે ભવિષ્યમા ચારિત્રધર્મની ઉજ્વળ કીર્ત્તિને પ્રસારશે." આ પ્રમાણે ચિંતવન કરી તે મહાનુભાવે પોતાની દયાળુ દૃષ્ટિના કિરણો તેની પર પ્રસાર્યા અને પોતાની જિહ્વારૂપ સિંહાસન ઉપર વાગ્દેવીનું સ્થાપન કર્યું.



# પ્રકરણ ૨ જું.

## મુનિસનત્કુમાર.

રાજકુમાર જયકુમારનો પ્રશ્ન સાંભળી મુનિ સનત્કુમારે પોતાનો વૃત્તાંત કહેવા માડયો " ભદ્ર, ચિત્રાંગદ નામના એક ચારણ મુનિ પાસેથી અલ્પ પણ નિયાણું કરવાનું અતિ દારૂણ પરિણામ સાંભળી મે આ ચારિત્ર ગ્રહણ કરેલું છે તે વૃત્તાંત કેવી રીતે બન્યો હતો, તે સાવધાન થઇ સાંભળ. આ ભારત વર્ષ ઉપર **શ્વેતવી** નામે એક નગરી છે. તેમાં **યશોવર્મા** નામે એક પરાક્રમી રાજા થયા હતા. હું **સનત્કુમાર** નામે તેનો અતિ પ્રિય પુત્ર હતો. એક વખતે કેટલાએક ભવિષ્યવેત્તાઓએ આવી મારા પિતાને કહ્યું કે આ તમારો કુમાર વિદ્યાધરોનો અધિરાજા થશે તે વખતે હું બાળક હતો. એક સમયે હું ઘોડા ખેલવવાને બહાર ફરવા નીકળ્યો, તેવામા કેટલાએક ચોર લોકોને વધ્યસ્થાન ઉપર લઇ જવામા આવતા મારા જોવામા આવ્યા તેમણે મને જોઈ વિનતિ કરી કે, ' રાજકુમાર અમે તમારે શરણે આવ્યા છીએ માટે અમારી રક્ષા કરો ' મને તત્કાળ દયા આવી અને તેમને રક્ષકો પાસેથી છોડાવ્યા. આથી તે પુર રક્ષકો ગુસ્સે થઇ રાજાની પાસે આવ્યા અને તે વાત રાજાને જણાવી રાજાએ તેમને કહ્યું કે, ફરીવાર તેમને પકડી દયો અને કુમારથી છાની રીતે તેને મારી નાંખો. રાજાની આવી આજ્ઞા થતાં તેમણે તે લોકોને ફરીવાર પકડી મારી નાંખ્યા

પછવાડેથી આ વાત મારા જાણવામાં આવતાં મને ઘણે ક્રોધ ચડી આવ્યો.મારા પિતાના મંત્રીઓએ મને ઘણું સમજાવ્યો તો પણ હું સમજ્યો નહીં ને તેજ દીવસે રાત્રે નગરને છોડી ચાલી નીકળ્યો અને અનુક્રમે ફરતો ફરતો તામ્રલિપ્તી નગરીમાં આવ્યો. તે નગરીના રાજા ઈશાનચંદ્રે મારા આવવાની ખબર સાભળી એટલે તેણે મને સત્કાર કરી પોતાના રાજ્યમા રાખ્યો. તેના રાજ્યમાં રહેતાં એક વખતે વસંત ઋતુ આવી, નવપલ્લવિત થયેલા **અનંગનંદન** નામના ઉદ્યાનમા હું ક્રીડા કરવાને ચાલ્યો. માર્ગે જતાં **વિલાસવતી** નામની રાજપુત્રીએ મને પોતાના મહેલના ગોખ ઉપરથી જોયો. મારી મનોહર મૂર્તિને જોઇ તે બાળા મારા ઉપર મોહિત થઈ પડી તેણીએ મારી ઉપર બોડસલીના પુષ્પોની માળા નાંખી. તે વખતે **વસુભૂતિ** નામનો એક મારો મિત્ર મારી સાથે આવતો હતો, તેણે તે માળાને મારા કંઠ ઉપર પડતી જોઇ. તે વખતે મેં ઉંચે જોયું, ત્યા ચંદ્રના બિંબ જેવું તે રાજબાળાનુ મુખ મારા જોવામાં આવ્યું. તેને જોઇ હું મારા હૃદયમાં ખુશી થયો. અને તેણીના સૌંદર્યમાં મોહ પામી ગયો. તેના મોહને લઇને તેણે નાંખેલી બોડસલીના પુષ્પોની માળા મેં પ્રેમથી હૃદય ઉપર ધારણ કરી. તે જોઇ તે રાજબાળા હૃદયમાં ખુશી થઈ. હું તેણીના મોહમાં મૂઢ બનતો અને તેણી પ્રાપ્ત કરવાના સંકલ્પ–વિકલ્પ કરતો અનંગનંદન ઉદ્યાનમાં આવ્યો. મારી સાથે મારા કેટલાએક મિત્રો હતા, પરંતુ તેમની સાથે હું ખુલ્લા દિલથી વાત કરતો ન હતો. 'મારી મનોવૃત્તિ, તો એ મનોહર રાજબાળાએ હરી લીધી હતી. ક્ષણવારે', મને

મસ્તકમાં પીડા થાય છે ' એવું બાનું બતાવી મેં મારા મિત્રોને વિદાય કર્યા અને તે રાત્રિ ત્યાં વાસ કરી પ્રસાર કરવાનો વિચાર કર્યો. એ રાજપુત્રીના મોહક વિચારમાં મને નિદ્રા આવી નહીં. જાગ્રત સ્થિતિમાં પ્રાતઃકાળ થઇ ગયો. પ્રાતઃકાળે વસુભૂતિ વગેરે મારા મિત્રો મને મળવાને તે સ્થળે આવ્યા. પછી હું તેમની સાથે ગૃહોદ્યાનમાં ક્રીડા કરવાને ગયો. ઘણીવાર ક્રીડા કર્યા પછી બીજા મિત્રો ચાલ્યા ગયા અને વસુભૂતિ એકલો મારી પાસે રહ્યો. મારી મનોવૃત્તિમાં કામદેવનો વિકાર ઉત્પન્ન થયો છે, એ વાત વસુભૂતિના જાણુવામાં આવી હતી, તેથી તેણે મને પૂછયું, " મિત્ર દિવસના ચંદ્રની જેમ તારૂં મુખ નિસ્તેજ કેમ દેખાય છે? " મિત્રના આવા પ્રશ્નથી મેં કહ્યું કે," મિત્ર વસુભૂતિ, મારી ચિંતા હું મારે મુખે કહેવાનો નથી. જો તારા જાણુવામાં આવી શકે તો તું પોતેજ જણાવી દે. "

મારા આવા વચન સાંભળી વસુભૂતિએ કહ્યું, " ભાઇ તારી ચિંતા મારા લક્ષમા આવી છે. તું રાજકુમારીના મોહમાં મગ્ન થયો છે, પરંતુ હવે તું તે વિષે વિશેષ સંતાપ રાખીશ નહીં. એ રાજકુમારી તને અવશ્ય પ્રાપ્ત થશે. તારા કંઠ ઉપર આરોપિત કરેલી માળાના મિષથી તેણીએ પોતાના મનનો ભાવ તારા ઉપર અરોપિત કરી દીધો છે. એ બકુલ માળારૂપી દૂતી મે મોકલી તેણીએ પોતાનો મનોભાવ દર્શાવી આપ્યો છે. હું હવે મારો મિત્રધર્મ બજાવવાને તારૂં એ કામ સિદ્ધ કરવા પ્રયત્ન કરીશ."

વસુભૂતિના આવા વચન સાંભળી મને મારા હૃદયમાં અતિ આનંદ ઉત્પન્ન થઇ આવ્યો. પછી અમે બંને ત્યાંથી જુદા પડી પોતપોતાને સ્થાને આવ્યા હતા.

મારી ઇચ્છા પૂર્ણ કરવાને મિત્ર વસુભૂતિએ પ્રયત્ન કરવા માંડયો. રાજકુમારી વિલાસવતીને વિચારમતિ નામે એક ધાત્રી હતી. તેને અનંગસુંદરી નામે પુત્રી હતી. તેણીની સાથે વસુભૂતિએ સ્નેહ બાંધ્યો. તેઓ બંને પ્રેમમાં પડ્યા અને તેમાં ઘણાં દિવસો નીકળી ગયા. તે વખતે મને વિચાર ઉત્પન્ન થયો કે, મારો મિત્ર વસુભૂતિ મારૂં કાર્ય ભુલી ગયો અને તે અનંગ સુંદરીના સ્નેહમાં લપટાયો. આવો વિચાર કરી હું કામાતુર થઇને શરીર ઉપર આળોટવા લાગ્યો, તેવામાં વસુભૂતિ મારી પાસે આવ્યો. તેણે આવી મને જણાવ્યું, "મિત્ર, શામાટે ચિંતા કરે છે. હું તારૂં કાર્ય સિદ્ધ કરીને આવ્યો છું." મેં ઇંતેજારીથી પૂછયું "મિત્ર, તેં મારૂં કાર્ય શી રીતે સિદ્ધ કર્યું તે કહે." તેણે કહ્યું, આજે હું અનંગસુંદરીને ઘેર ગયેલો, ત્યારે તેણીને ચિંતાતુર જોઇ મેં પૂછયું કે, "હે અનંગસુંદરી, તું શામાટે ચિંતાતુર દેખાય છે ? તે કહે." તેણીએ મને જણાવ્યું કે, "રાજપુત્રી વિલાસવતીએ કોઇ સુંદર યુવાન પુત્રને જોયેલો, તે ઉપરથી તેણી મોહને વશ થઇ, કામદેવથી ઘણીજ પીડાય છે. તેણીની માતાએ તે વાત સાંભળી ઘણા ઉપાયો કર્યા પણ તેણી સ્વસ્થ થઇ નહીં. મારી સખીની તે ચિંતાથી આજે હું પણ ચિંતાતુર થઇ છું."

હે મિત્ર! આ પ્રમાણે અનંગસુંદરીના વચન સાંભળી મેં તેણીને જણાવ્યું કે, "સુંદરી, તું કાંઇ પણ ચિંતા કરીશ નહીં. તારી સખી વિલાસવતી જેની ઉપર અનુરક્ત થઇ છે, તે શ્વેતવી નગરીના રાજા યશોવર્માના પુત્ર સનત્કુમાર છે. તે મારો સ્વામી અને મિત્ર થાય છે. તે પણ તારી સખી ઉપર અનુરક્ત થયેલ છે અને તેણીને પ્રાપ્ત કરવાની ચિંતાથી આકુળ-વ્યાકુળ થાય છે." મારા વચન સાભળી અનંગસુંદરીએ કહ્યું કે, "પ્રાણેશ, તમારા મુખથી આ ખબર સાંભળી હું ખુશી થઇ છું. હવે તે બંને પ્રેમી જોડાંનો સત્વર સમાગમ થાય તો વધારે સારૂં. હું રાજકુમારી વિલાસવતીને લઇને ગૃહોદ્યાનમાં આવું છું અને તમે તે રાજકુમારને લઇને સત્વર ત્યા આવો." હે મિત્ર આ પ્રમાણે કહી તે અનંગસુંદરી તેણીના વાસભુવનમાં ગઇ છે અને હું તારી પાસે આવ્યો છું. વસુભૂતિના આ વચન સાંભળી હું ઘણો આનંદ પામી ગયો ને સત્વર તે મિત્રની સાથે ગૃહોદ્યાનમાં આવ્યો. હું જ્યાં તે ઉદ્યાનમાં પહોંચ્યો, ત્યાં એક લતામંડપ નીચે પોતાની સખી સાથે રહેલી રાજકુમારી વિલાસવતી મારા જોવામાં આવી મને જોતાંજ રાજકુમારી હૃદયમાં ખુશી થઇ અને તેણીએ મને પ્રેમથી આસન આપ્યું. હું તેણીના આપેલા આસન ઉપર બેઠો. દૈવયોગે તેજ વખતે રાજકુમારીની માતાએ વીણા વગાડવાને માટે તેણીને તેડવા એક માણસને મોકલ્યો. અમારા સમાગમમાં અચાનક ભંગ પડયો અને રાજકુમારી મને સપ્રેમ દૃષ્ટિથી અવલોકતી ચાલી ગઈ. તેણીના જવા પછી મારા મિત્ર વસુભૂતિએ મને કહ્યું

" મિત્ર, ચાલો, હવે આપણે આ ઉદ્યાનમાંથી બાહેર નીકળી જઇએ." મિત્રના આવા વચન સાંભળી હું તે ઉદ્યાનમાંથી બાહેર નીકળ્યો. તે વખતે રાજકુમારી વિલાસવતીની અનંગવતી નામની માતાએ મને ત્યાંથી પસાર થતો જોયો. મને જોતાંજ તેણી મારી ઉપર મોહીત થઇ ગઇ. હું મારા સ્થાનમાં આવ્યો એટલે અનંગવતીની એક દાસી મારી પાસે આવી અને તેણીએ મને કહ્યું કે દેવી અનંગવતી તમને બોલાવે છે. તત્કાળ હું અનંગવતીની પાસે ગયો અને મેં તેણીને કહ્યું કે, " માતા શી આજ્ઞા છે ? " દેવી અનંગવતી બોલી " ભદ્ર, મેં તમને જ્યારથી ઉદ્યાનમાં પસાર થતા જોયા છે, ત્યારથી હું કામપીડિત થઇ ગઇ છું; માટે એ કામદેવની પીડામાંથી મુક્ત થવાને હું તમારે શરણે આવી છું. તેનાથી મારી રક્ષા કરો." રાણી અનંગવતીના આ વચન સાંભળી મેં તેણીને પ્રાર્થના પૂર્વક કહ્યું,—" માતા, આ શું બોલો છો ? હું તમારો પુત્ર છું અને તમે માતા છો માટે પુત્રને ઘટિત એવી મને આજ્ઞા આપો." મારા આવા વચન સાંભળી રાણી અનંગવતી મારી ઉપર નાખુશ થઇ અને તેણીએ હૃદયમાં ક્રોધ ગોપવી મને ઉપરથી કહ્યું "વત્સ તારે સ્થાને ચાલ્યો જા. મેં તારી પરીક્ષા કરવાનેજ એમ કહ્યું હતું. " તેણીના આવા વચન સાંભળી હું મારે સ્થાને આવ્યો. તેવામાં વિનયંધર નામનો એક રાજાનો માનીતો કોટવાળ મારી પાસે આવ્યો. તેણે મને એકાંતે બોલાવીને આ પ્રમાણે કહ્યું—" રાજકુમાર મારી એક વાત સાવધાન થઇને સાંભળજો. " **સ્વસ્તીમતી** નામે એક નગરી છે. તેમાં તમારા

પિતાના ભોગવટામાં **વીરસેન** નામે એક કુલપુત્ર છે. તે વીરસેન દાતાર, માનવાળો, ગંભીર, શરણુ આપનારો, દયાળુ, અને પરોપકારી છે. એક વખતે તે પોતાની સગર્ભા સ્રીને લઇ તેણીના પિતાને ઘેર જવાને બાહિર નીકળ્યો. તેની સ્રીનો પિતા જયસ્થલ નગરમાં રહેતો હતો ત્યાં જતાં રસ્તામાં શ્વેતવી નગરી આવી. તેણે પોતાની સ્રી તથા બીજા પરિવાર સાથે તે નગરીની બાહેર નિવાસ કર્યો. તે વખતે કોઇ ત્રાસ પામેલો ચોર તેને શરણે આવ્યો. દયાળુ વીરસેને તેને પોતાને શરણે રાખ્યો. તે વખતે તેની સ્રીએ કહ્યું, " સ્વામી, આવા અપરાધી માણસને શા માટે શરણુ આપો છો ? " વીરસેને પોતાની સ્રીને કહ્યું, " પ્રિયા, જે શરણે આવે તેનું રક્ષણ કરવું જોઇએ. " તેવામાં ક્ષણવાર પછી કેટલાએક રાજાના માણસો ' મારો મારો ' કરતાં તે ચોરની ઉપર ધસી આવ્યા અને તેમણે વીરસેનને કહ્યું કે, " આ ચોર અમને સોંપી દે " વીરસેને જણાવ્યું, "જ્યાં સુધી હું જીવતો છું, ત્યાં સુધી એ શરણાગત ચોરને હું સોંપવાનો નથી. " આ વાત તેઓએ રાજાને જણાવી, એટલે રાજાએ હુકમ આપ્યો કે, તે શરણુ આપનાર માણસની સાથે તે ચોરને મારી નાંખો. " રાજાની આવી આજ્ઞા થતાંજ તે રાજપુરૂષો વીરસેનની ઉપર ધસી આવ્યા. વીરસેન તે રાજસુભટોની સાથે યુદ્ધ કરવા તૈયાર થયો, તેવામા રાજકુમાર તે સ્થળે આવી પહોંચ્યો. રાજકુમારે તે યુદ્ધનું કારણુ પૂછતાં રાજાના સુભટોએ જે સત્ય વાત હતી, તે તે તેની આગળ જણાવી. તે સાંભળતા રાજકુમાર કોપાવિષ્ટ

થઇને બોલ્યો—" હુ જીવતાં શરણાગતનું રક્ષણુ કરનારા તે માણુસને કોણુ મારનાર છે ? " એમ કહી તેણે સુભટોને પાછા કાઢી મુકયા સુભટોએ તે વાત રાજાને જણાવી. પછી રાજાએ તે યુદ્ધ બંધ કરવાની આજ્ઞા કરી. રાજકુમારે તે વીરસેનને અને પેલા અપરાધી ચોરને વસ્ત્રાદિકથી સત્કાર કરી વિદાય કર્યા. દયાળુ વીરસેન જયસ્થળ નગરમાં આવ્યો અને પછી તેની સ્ત્રીએ એક પુત્રને જન્મ આપ્યો. તે હું વિનયંધર છુ. તમારા પિતા અને જયવર્મ રાજાનો પુત્ર યશોવર્મા. તે મારા માતા પિતાના અને મારા પણુ ઉપકારી છે. મારા માતા પિતા તમારા પિતાના ગુણોને રાત દિવસ સંભાર્યા કરે છે. તેઓ તામ્રલિપ્તી નગરીમાં રહ્યા છે, તે છતાં તેઓને કદી પણુ ભુલતા નથી. આજે એવું બન્યું છે કે, રાજા પોતાની રાણી અનંગવતીને મેહેલે ગયો, ત્યાં તેણે પોતાની રાણીને રૂદન કરતી અને નખોથી ઉઝડાએલી જોઇ રાજાએ તેણીને તેનું કારણુ પૂછયું, એટલે તે રાણીએ બળાત્કાર કરનાર તરીકે તમારૂં નામ આપ્યું. રાજાએ ક્રોધાતુર થઇ મને આજ્ઞા આપી છે કે, તમારો વધ કરવો. હું રાજાની આજ્ઞાને અનુસરી બાહેર નીકળવા દ્વાર આગળ આવ્યો, તેવામાં એક છીક મારા સાંભળવામાં આવી. તે વખતે હું શંકાથી ત્યાં ઉભો રહ્યો. તેવામાં કોઇ નિમિત્તિઆએ મને કહ્યું કે; આ છીંક સુંદર છે. તોપણુ હું ચિંતાતુર થઇ ઘેર આવ્યો, તે વખતે મારી માતાએ મને ચિંતા થવાનું કારણુ પૂછયું, એટલે તેમને તે વૃત્તાંત જણાવ્યો. મારા મુખેથી તે વૃત્તાત સાંભળી

મારી માતા રૂદન કરતી બોલી—" વત્સ, રાજાએ તને હુકમ કર્યો છે, તે પ્રમાણે તું વર્ત્તીશ નહીં. તે સનત્કુમાર આપણા એક ઉપકારી પુરૂષનો પુત્ર છે. " માતાના આ વચનો અંગીકાર કરીને હું અહિં આવ્યો છું. હવે શું કરવું, તે બતાવો. " તે વિનયંધરના આ વચનો સાભળી મને વિચાર થયો કે, " અહા! સ્ત્રી જાતિ કેવી .માયાવી છે ? જો હું તેણીની ખરી હકીકત રાજાને કહું તો રાજા તેણીને ક્લેશ આપે. " આવું વિચારી મેં તેને કહ્યું કે, "બીજું કાંઇ કરવાનું નથી. મારા જેવા અધમ માણસને તું મારી નાખ. " આ વખતે કોઇએ છીંક કરી. તે ઉપરથી તેને ખાત્રી થઇ કે, ' આ માણસ નિર્દોષ છે. ' માટે હું રાજાની આગળ તે દુષ્ટ રાણીની ખરી હકીકત કહું. તે કોટવાળે મારી પાસે એ વાત જણાવી, એટલે મેં તેને કહ્યું કે, " એમ કરવું યોગ્ય નથી. તે રાજપત્ની મારે માતા સમાન છે. માતાનો દ્રોહ કરવો તે પુત્રને ઘટે નહીં. વળી તમારે રાજાની આજ્ઞાને માન્ય કરવી. જો તેમ ન થાય તો તમારો પણ ઘાત થાય. " પછી અમે દીર્ઘ વિચાર કરી નિશ્ચય કર્યો કે, આ વખતે અહીંથી ચાલ્યા જવું, તેજ સહીસલામત છે. તરતજ હું, મિત્ર વસુભૂતિ અને તે વિનયંધર કોટવાળ ત્રણે બંદર ઉપર ગયા. વિનયંધરે અમોને ગુપ્ત રીતે એક વાહાણના ધણીને સોંપી દીધા. પછી વિનયંધર મને પ્રણામ કરી પાછો ગયો. કેટલેક દિવસે તે વાહાણ સ્વર્ણભૂમિના બંદર ઉપર આવ્યું. તે વાહાણ-પતિ સમુદ્રદત્તની રજા લઇ હું મારા મિત્ર વસુભૂતિ સાથે તે બંદરે ઉતર્યો અને ત્યાંથી શ્રીપુર નગરમાં ગયો. તે નગરમાં

પ્રવેશ કરતાં મારા **સુમનોરથદત્ત** નામના એક મિત્રને મેં જોયો. તે મિત્ર શ્વેતવી નગરીમાંથી ત્યાં આવ્યો હતો. તે શ્વેતવી નગરીના નિવાસી સિદ્ધદત્ત નામના વણિકનો પુત્ર હતો. મને જોઇ ઘણો ખુશી થઇ ગયો અને મને મિત્ર સહિત પોતાને ઊતારે તેડી ગયો. અમોએ તેને ઘેર ભોજન કર્યું. ભોજન કર્યા પછી મેં મારો વૃત્તાંત તેને જણાવ્યો. તે પછી મેં તેને જણાવ્યું કે, " સિંહલદ્વીપમાં મારો એક મામો રહે છે. તેની પાસે જાવાની મારી ઇચ્છા છે, તેથી સિંહલદ્વીપ તરફ જનારૂં વાહાણ અમને નિવેદન કર. "

મારા આ વચન સાંભળી તે મને તે વાહાણ ઉપર લઇ ગયો. ચાલતી વખતે તેણે એક ચમત્કારી વસ્ત્ર આપ્યું. તે વસ્ત્રના યોગથી અદૃશ્ય થઇ શકાતું હતું. મેં તેને તે વસ્ત્રના ચમત્કારનું કારણ પૂછ્યું, એટલે તેણે મને કહ્યું કે, મેં સાધના કરીને એક યક્ષકન્યાને પ્રસન્ન કરી હતી. તેણીએ પ્રસન્ન થઇ અમોઘ દૃષ્ટિ કરવા માટે આ વસ્ત્ર આપેલ છે. પછી હું મારા મિત્ર વસુભૂતિ સાથે તે વાહાણમાં બેઠો. તેણે વાહાણના સ્વામીને મારે માટે ભલામણ કરી. પછી અમારૂં વાહાણ આગળ ચાલ્યું, તેવામાં અચાનક વર્ષાદનું તોફાન ઉઠયું અને તેમાં અમારૂં વાહાણ બુડી ગયું. દૈવયોગે એક પાટીયું મારે હાથ આવી ગયું. અને તેને આધારે હું તીર ઉપર આવ્યો. પેલું દષ્ટિમોહન વસ્ત્ર મારી સાથે રહ્યું હતું. એક જંબુવૃક્ષ નીચે હું મારા વસ્ત્રોને સુકવી બેઠો. તે વખતે મને મારો મિત્ર વસુભૂતિ યાદ આવ્યો. મેં ચિંતવ્યું કે, " મિત્ર વિના જીવવું વૃથા છે." ક્ષણવાર પછી

સુકાયેલા વસ્ત્રોને પહેરી હું ત્યાથી આગળ ચાલ્યો, ત્યાં એક વૃક્ષોની ઘટાથી સુશોભિત એવી નદી મારા જોવામાં આવી. ત્યાં મેં ફળાહાર કરી જળપાન કર્યું ને ત્યાં ક્ષણવાર વિશ્રાંત થયો, તેવામાં એક સારસપક્ષીનું જોડું મારા જોવામાં આવ્યું. તે જોડાને જોઇ મને મારી પ્રિયાનું સ્મરણ થઈ આવ્યું. તે સ્મરણ કર્યા પછી હું પંચ પરમેષ્ટી મંત્રનું સ્મરણ કરતો સંધ્યાકાળે એક શિલા ઉપર સુઇ ગયો. પ્રાતઃકાળે પક્ષિઓના મધુર શબ્દો સાંભળી હું જાગ્રત થયો. દેવ તથા ગુરૂનું ધ્યાન ધરતો હું વને વન ફરવા લાગ્યો. એક નદી ઉપર આવતાં કેટલાએક પગલાની શ્રેણી મારા જોવામાં આવી, તેને અનુસારે આગળ ચાલ્યો, ત્યાં પુષ્પોને ચુંટતી એક સુંદર તાપસકન્યા મારા જોવામાં આવી. તેણીને જોતાંજ મને વિચાર થયો કે, " આ સુંદરી વિલાસવતી તો નહિ હોય ! પણ આવા ઘોર વનમાં તે કયાંથી હોય ? " એમ વિચારી હું તેણીની પાસે ગયો અને તેણીને મેં નમ્રતાથી કહ્યું, " શુભે, તારી તપસ્યા વૃદ્ધિ પામો. " હું શ્વેતવી નગરીનો નિવાસી છું. તામ્રલિપ્તી નગરીથી સિંહલદ્વીપ પ્રત્યે જતાં વાહાણ ભાગવાથી અહીં આવી ચડયો છું. ભગવતી, આ સુંદર તટ શેનું છે ? આ દ્વીપ અને પ્રદેશ કયા નામથી ઓળખાય છે ? મારા આ પ્રશ્નો સાંભળી તેણી વક્ર દષ્ટિ કરી મારી તરફ જોઇ રહી. ને મને કાંઇપણ ઉત્તર આપ્યા વિના તેણી ચાલી ગઈ. તે વખતે મેં વિચાર કર્યો કે, આ તરૂણી એકલી છે, તેથી તેણીએ ભય પામી મને ઉત્તર ન આપ્યો. તેવામાં તેણી મારી તરફ કેટલીએક પ્રેમની ચેષ્ટાઓ કરવા

ગંધસમૃદ્ધ નામે એક નગર છે. તેમાં સહસ્ત્રબળ નામે એક વિદ્યાધર રાજા હતો. શુભા નામે રાણી હતી. તેમને દનમંજરી નામે હું એક પુત્રી થઇ હતી. પવનગતિનામનો ખેચર રાજા મને પરણ્યો હતો. એક વખતે અમો બંને નંદનવનમાં ક્રીડા કરવા ગયા ત્યાં અમોએ ચિરકાળ ક્રીડા કરી. તેવામાં મારો પતિ પવનગતિ તેલ વગરના દીપકની જેમ બુઝાઇ ગયો. તેજ વખતે હું અંધકારથી આવૃત થઇ પૃથ્વી ઊપર પડી ગઇ. પછી મેં ત્યાંથી ઉડવા માંડ્યું, પણ વિદ્યાના ભ્રંશથી હું ઉડી શકી નહીં. તે વખતે દેવાનંદ નામે એક વિદ્યાધર તાપસ આવ્યો. તેણે મને પૂછ્યું એટલે મેં તેની આગળ સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો. તેણે મને દીલાસો આપી જણાવ્યું કે, "વત્સે, શામાટે શોક કરે છે કર્મની ગતિ વિચિત્ર છે. કર્મની તેં સિદ્ધકૂટનું ઉલ્લંઘન કર્યું", તેથી તારી આ સ્થિતિ થઇ છે." પછી મેં તે વિદ્યાધરને જણાવ્યું કે, " ભગવાન્ હવે મને વ્રત આપો. મારે આ લોકમાં ઉપકાર કરનારી વિદ્યાની જરૂર નથી " મારા આ વચન સાંભળી તેમણે મને આશ્વેતદ્વીપમાં લાવી તાપસ દીક્ષા આપી. કેટલોક સમય ગયા પછી એક વખતે હું સમુદ્રને કાંઠે ફરતી હતી, ત્યાં એક પાટીઆ સાથે મૂર્છિત થઇ પડેલી કન્યા મારા જોવામાં આવી. લાવણ્ય ઉપરથી તેણીને જીવતી જાણી મેં તેણીના પર જળ સિંચન કર્યું તે વડે તેણી નેત્ર ઉઘાડી સ્વસ્થ થઇ. પછી હું તેણીને મારા કુલપતિ પાસે લઇ ગઈ અને ત્યાં તેણીને ફલાહાર કરાવી સારી સ્થિતિમાં લાવી.

પછી તાપસ કુલપતિએ તેણીને પુછયું કે, "તું કોણ છે ?" તેણીએ 'હું તામ્રલિપ્તી નગરીથી આવી છુ' એટલું કહી નિઃશ્વાસ મૂકયો. પછી મારા ગુરૂએ જ્ઞાનનો ઉપયોગ કરી જાણીને મને કહ્યું "વત્સે, આ કન્યા તામ્રલિપ્તી નગરના રાજા ઇશાનચંદ્રની પુત્રી છે. પોતાના પતિના સ્નેહને આધીન થઇ તેણી આવી દશાને પામી છે. તેણી પોતાના પતિના મૃત્યુના ખબર સાંભળી રાત્રે એકલી ચાલી નિકળી.-અરણ્યમાં જઇ પ્રાણનો ત્યાગ કરવાને તૈયાર થઈ, તેવામાં માર્ગમાં રહેલા ચોર લોકો તેણીને લુંટવા આવ્યા. ચોરોએ તેણીના આભૂષણો ઉતારી તેણીને બર્બરકૂલ પ્રત્યે જનારા અચલ નામના સાર્થવાહને સોંપી દીધી. અચલ પોતાના વહાણમા તેણીને લઇ ચાલતો થયો. સમુદ્રમાર્ગે વાહાણ ભાગી ગયું. દૈવયોગે તે બાળાને એક પાટીયું હાથ આવ્યું અને તેથી તે ત્રણ રાત્રે આ સમુદ્રના તીર ઉપર પહોચી છે." આ પ્રમાણે તેણીના ભૂતકાલનું વૃત્તાત છે. હવે તેણીનું ભવિષ્ય કહું, તે સાંભળ "એ રાજબાળાને તેણીનો ભર્તા પ્રાપ્ત થશે. તે ભર્તા વિદ્યાધરનું ઐશ્વર્ય મેળવી તેણીની સાથે ભોગ ભોગવશે. અને પરલોકનું હિત કરી તે વડે આ લોકનું હિત સફળ કરશે."

આ પ્રમાણે મારા ગુરૂ તાપસ પાસેથી તેણીનો વૃત્તાંત સાંભળી હું મારા હૃદયમાં ખુશી થઇ. અને મેં તે રાજપુત્રીને ધીરજ આપવાને તે વૃત્તાંત જણાવ્યો હતો. ભદ્ર, ત્યારથી તે રાજપુત્રી તાપસ કન્યાનો વેષ ધારણ કરીને અહિં રહેલી છે.

અમારા ગુરૂ કુલપતિ સિદ્ધગિરીની તીર્થયાત્રા કરવાને ગયેલા છે. ભદ્ર, થોડીવાર પહેલાં તે બાલિકા પુષ્પ ચુંટવાને વનમાં ગયેલ, ત્યાં કોઇ હંસ હંસીનું જોડું જોઇ તેણીને પોતાના સંબંધી સ્મરણ થઇ આવ્યું. તે વખતે કોઇ તરૂણ પુરૂષની સાથે તે બાળાને મેળાપ થઇ આવ્યો. બાળા તે અજાણ્યા પુરૂષને જોઇ ભય પામી અને પોતાની પર અન્ય પુરૂષની દૃષ્ટી પડવાથી તેણી ઘણોજ ક્ષોભ પામી. પાશ બંધન વડે મૃત્યુ પામવાને તૈયાર થઇ, દૈવયોગે તે વખતે હું આવી પહોંચી અને તેણીને ધીરજ આપી પાસબંધનથી મુક્ત કરી. તેણીના મુખથી વૃત્તાંત સાંભળી મેં તેણીને જણાવ્યું કે, આપણા કુલપતિ વૃદ્ધ તાપસે જે ભવિષ્ય કહ્યું છે તે કદિ પણ અસત્ય થવાનું નથી. જે તરૂણ પુરૂષ તને મળ્યો હતો, તેજ તારો પ્રાણેશ છે. આ પ્રમાણે કહી મેં તમને શોધવાને માટે મુનિકુમારોને મોકલ્યા હતા. તેઓએ તમને જોયા નહીં એટલે હું પોતે તમને શોધવાને નીકળી પડી, તેવામાં આ સ્થળે ભવિતવ્યતાએ તમારૂં દર્શન કરાવ્યું છે. ભદ્ર, હવે મારી સાથે ચાલો અને તે દુઃખી બાળાને દર્શન આપી તેણીના જીવનના ઔષધરૂપ બનો. ”

હે જયકુમાર, તે વૃદ્ધ તાપસીના આવા વચન સાંભળી હું તેણીની સાથે તેણીના આશ્રમમાં ગયો હતો. ત્યાં તેણીએ મને સત્કાર પૂર્વક આસન ઉપર બેસાર્યો. તે વખતે તે સુંદર બાળા મારી દૃષ્ટિએ આવી. તેણીએ આવી મને અર્ઘ્ય–પાદ્ય આપ્યા. તે પછી તે વૃદ્ધ તાપસીએ અગ્નિની સાક્ષિએ તેણીનો મારી

સાથે વિવાહ કર્યો. પછી અમે બંને વનમાં ક્રીડા કરવાને ગયાં. અને સુગંધી પુષ્પને ચુંટવા લાગ્યાં. તે વખતે વિલાસવતીના પ્રેમની પરિક્ષા કરવા મારી પાસે જે મોહન વસ્ત્ર હતું, તેનાથી આવૃત થઇ હું અદ્રશ્ય થઇ ગયો. જ્યારે તેણીએ મને જોયો નહીં એટલે તેણી મૂર્છા પામીને પૃથ્વી ઉપર પડી ગઇ. તે જોતાંજ હું ઉદ્વેગ પામી પસ્તાયો અને તે વસ્ત્ર દૂર કરી હું પ્રગટ થયો. મને પ્રત્યક્ષ જોઈ તે મનોહર બાળા પ્રસન્ન થઇ અને તેણીએ મને અદ્રશ્ય થવાનું કારણ પૂછવાથી મેં તેની આગળ તે ચમત્કારી વસ્ત્રનો પૂર્ણ વૃત્તાંત જણાવ્યો હતો. તે પછી તાપસીની આજ્ઞાથી અમોએ સ્વદેશ તરફ જવાનો વિચાર કર્યો. અને તે સ્થાને વાહાણના ભંગને સૂચવનારો એક ધ્વજદંડ સમુદ્રના તીર ઉપર ઉભો કર્યો. તે વખતે ભાનુદેવ નામના કોઇ સાર્થવાહે કેટલાએક માણસોને મોકલી મને અને વિલાસવતીને પોતાના વાહાણમાં બોલાવી લીધાં, સમુદ્રના માર્ગમાં જતાં સાર્થવાહ ભાનુદેવને વિલાસવતી માટે કુબુદ્ધિ થઇ અને તેથી તેણે મને માર્ગમાં સમુદ્રની અંદર નાંખી દીધો. દૈવયોગે એક વાંહાણનું પાટીયું મારા હાથમાં આવ્યું અને તેથી તરતો તરતો હું પાંચ રાત્રિએ મલયાચલમાં પોહોંચી ગયો. તે વખતે વિખુટી પડેલી વિલાસવતીના વિયોગથી મને ભારે શોક થયો. અને તેને માટે હું આત્મઘાત કરવા તૈયાર થયો. પણ પેલા તાપસપતિની ભવિષ્ય વાણી સ્મરણમાં આવવાથી હું આત્મઘાત કરવાથી નિવૃત્ત થઇને આશા ધારણ કરીને પ્રાણધારી રહ્યો હતો. પછી સમુદ્રના તીર ઉપર તે બાળાની શોધ કરવા ફરતો

હતો, તેવામાં એક પાટીયાનો ટેકો લઇ તરી આવતી વિલાસવતી મારા જોવામાં આવી. તેણી મને જોઇને રૂદન કરવા લાગી. મેં તેણીને શાંત કરી. પછી તેણીએ મને જણાવ્યું કે, તમે સમુદ્રમાં પડ્યા પછી તે સાર્થવાહ સાથે વાહાણુ ઊન્માર્ગે ચડી ડુબી ગયું અને હું પાટીયું મેળવી અહીં આવી ચડી. પૂર્વના પુણ્યયોગે અહિં મને તમારા દર્શન થયાં. પછી મેં પણ તેણીને મારો વૃત્તાંત જણાવ્યો. વિલાસવતીએ તે પછી મારી પાસે પાણી માગ્યું. હું તેણીને માટે ત્યાં પાસે આવેલા એક સરોવરમાં પાણી ભરવાને ગયો અને તેણીને એક લતાગૃહમાં રાખી અને પલ્લવનો સંથારો કરી તે ઉપર સુવાડી તેણીને મેં પેલું ચમત્કારી વસ્ત્ર આપીને કહ્યું કે, "હું પાણી લઇને આવું, ત્યાં સુધી આ વસ્ત્રથી અદશ્ય રહેજે." પછી હું સરોવરમાં પાણી લેવાને ગયો. કમલના પત્રના પડીઆમાં જળ લઇને હું પાછો આવ્યો અને મેં તેણીને ઉદ્દેશીને કહ્યું,' પ્રિયા, હું જળ લાવ્યો છું, માટે હવે દૃશ્ય થા " તેણીની તરફથી કાંઈ પણ પ્રત્યુત્તર મળ્યો નહીં. તત્કાળ હું ગભરાઇ ગયો અને મેં આસપાસ જોવા માંડયું. તેવામાં એક અજગરનો લીસોટો જોયો. તે ઉપરથી મેં જાણ્યું કે, વિલાસવતીને અજગર ગળી ગયો હશે. તે વખતે મને મૂર્છા આવી અને હું પૃથ્વી પર પડી ગયો. ક્ષણુવારે મૂર્છા ઉતર્યા પછી મેં વિચાર કર્યો કે," હું પણ તે અજગરને શોધી તેના મુખમાં જાઊં. અને મારી પ્રિયાની સાથેજ મૃત્યુને શરણ થાઊં." આવો વિચાર કરી હું તે અજગરની પાછળ ગયો અને તેને કોપિત કરવાને તેના મસ્તક ઉપર પગ

મૂકયો. તે વખતે અજગરે પેલું વસ્ત્ર બાહેર કાઢી નાંખ્યું અને તે ચાલતો થયો. પછી હું તે વસ્ત્રને ફાસો કરી મરવાને તૈયાર થયો. હું ફાંસો ખાય વૃક્ષ સાથે લટકાયો, તેવામાં તે વસ્ત્રને પાસ તુટી ગયો અને હું મૂર્છા ખાઇ નીચે પડયો. તેજ વખતે કોઇ તાપસ મુનિ ત્યાં આવી ચડ્યા. અને કમંડળના જળથી મારી ઉપર સિંચન કરવા માંડયું. અને તેમણે પોતાના કોમળ હાથવડે મારા શરીરને પંપાળવા માંડયું. તે પછી હું સ્વસ્થ થયો અને તે દયાળુ મુનિને જોઇ હૃદયમાં પ્રસન્ન થયો. મુનિએ મને ધૈર્ય આપી શાંત કર્યો. તે પછી તે દયાળુ મુનિના પૂછવાથી મેં તેમની આગળ મારો તમામ પૂર્વ વૃત્તાંત નિવેદન કર્યો. મારો વૃત્તાંત સાંભળ્યા પછી મુનિએ મને કહ્યું કે," ભદ્ર, આ ઉપાધિ છોડી દે અને ધર્માચરણ કર." મેં દીનતાથી જણાવ્યું કે," મારી પ્રિયા વિલાસવતી શિવાય હું પ્રાણ ધારણ કરવાને સમર્થ થઇ શકીશ નહીં. તેથી તે પ્રિયાને મેળવવાનો ઉપાય મને બનાવો." મુનિએ મારો મોહ જોઇ કહ્યું કે," આ પર્વત ઉપર કામ-મનોરથોને આપનારૂં એક તટ છે, ત્યાં જા અને તે ઉપરથી તું પડતું મુક એટલે તારૂં વાંછિત સિદ્ધ થશે."

મુનિના આ વચન સાંભળી હું તે પર્વતના તટ ઉપર ગયો અને ત્યાંથી મેં પડતું મૂકયું. તે વખતે કોઇ વિદ્યાધરે આવી મને પડતો ઝીલી લીધો પછી એક વૃક્ષ નીચે બેસાડી મને આવી રીતે આત્મઘાત કરવાનું કારણ પૂછયું, પછી મેં તેની પાસે મારી હકીકત જણાવી. એટલે તેણે મને હસીને કહ્યું,

" અરે ભોળા માણસ, આમ મોહને વશ કેમ થઇ ગયો છે? બોધ રૂપી દીપકને પ્રજ્વલિત કરી તારા મોહાંધકારને દૂર કર. આ સર્વ પ્રાણી કર્મને આધીન છે. આ તીર્થ કે જેમાં તું ભ્રગુપાત ( ભૈરવજપ ) કરી મરવાને આવ્યો છે, તે તીર્થ આ ત્રણે જગત્મા ઉત્તમ ગણાય છે. આ પવિત્ર સ્થળે રહી, તું શ્રી સર્વજ્ઞ પ્રભુએ કહેલા ધર્મનું આરાધન કર. તે પ્રભુએ કહેલા ચતુર્વિધ ધર્મ શિવાય બીજું કોઈ ઉત્તમ નથી. તું જેને માટે મરવાને તૈયાર થયો હતો, તે તારી સ્ત્રી વિલાસવતી અદ્યાપિ જીવે છે." તે વિદ્યાધરના આવા વચન સાંભળી મને અતિ આશ્ચર્ય થયું અને ઇંતેજારીથી તે જાણવાની મેં ઇચ્છા બતાવી. એટલે તે વિદ્યાધર બોલ્યો-" ભદ્ર, ચક્રસેન નામે એક વિદ્યાધરોનો રાજા છે. તેણે પૂર્વ સેવામાં અપ્રતિચક્રા નામની દેવીની બાર માસ સુધી સાધના કરી હતી. હાલ તે ઉત્તમ સેવામાં તે દેવીના મંત્રનો સાત લાખ જપ કરે છે તે મંત્ર જાપ કરવાને પૃથ્વી નીચે અડતાલીશ યોજન ક્ષેત્ર શુદ્ધિ કરીને રહેલો છે. અને તે આ મલયાદ્રિ પર્વતની ગુફામાં છે. તે ઉપરથી હું જાણું છું કે, આ ક્ષેત્રમાં તારી પ્રિયા મૃત્યુ પામી નથી. જે પેલા અજગરે તારા ચમત્કારી વસ્ત્રને બાહેર કાઢી નાંખ્યું, એનું કારણ પણ તેજ છે. " તે વિદ્યાધરના આવા વચન સાંભળી મેં તેને કહ્યું, " ભદ્ર, મારી સાથે ચાલો અને તે મારી પ્રિયાને બતાવો. " તેણે કહ્યું," ભદ્ર, તું અહીં રહે, હું પોતેજ તારી પ્રિયાની શોધ કરી લાવું, " આ પ્રમાણે કહી

તે વિદ્યાધર તેની શોધ કરવાને તૈયાર થયો. તેવામાં સૂર્ય અસ્ત પામી ગયો. હુ તેજ સ્થળે રાત્રિવાસ રહ્યો. જ્યારે અર્ધરાત્રિનો સમય થયો, એટલે જયધ્વનિથી ગાજતું એક વિમાન આકાશમાંથી આવ્યું, તે વિમાનમાંથી પેલો વિદ્યાધર ઉતરીને મારી પાસે આવ્યો અને તેણે મને કહ્યું, “ ભદ્ર, આ મારા સ્વામીની સમૃદ્ધિ જો. તે વિદ્યાધરોના મહારાજા ચક્રધરની સમૃદ્ધિ છે. ” પછી પ્રાતઃકાળ થયો, એટલે તે વિદ્યાધર મને સાથે લઈ ચક્રસેનની પાસે આવ્યો અને તેણે નમન કરી મારો સઘળો વૃત્તાંત તે વિદ્યાધરપતિને જણાવ્યો. તે સાંભળી ચક્રધરે મને કહ્યું કે, “ ભદ્ર, તું ખેદ પામીશ નહિં. હું તારી પ્રિયાને આજે મેળવી આપીશ. ” આ પ્રમાણે તે વિદ્યાપતિ મારી સાથે વાતચિત કરતો હતો, તેવામાં બે ખેચરોએ આવી તેને જણાવ્યું કે, “ સ્વામી, વનની અંદર અજગરથી ત્રાસ પામેલી કોઇ એક સુંદર સ્ત્રી અમારા જોવામાં આવી છે. તે સ્ત્રી ‘ હા આર્યપુત્ર, ’ એવા નામથી પોકાર કરે છે. અમોએ તેણીને પૂછયું કે, ‘ તારો સ્વામી કયાં છે ? ’ તેના ઉત્તરમાં તેણીએ જણાવ્યું કે, ‘ તે જળ લેવાને ગયેલ છે. ’ પછી અમોએ તેની શોધ કરવા માંડી, પણ કોઇ સ્થળે તેનો સ્વામી જોવામા આવ્યો નહીં. તે બાળા ખાનપાન છોડી તેનાજ નામની લગની લગાડી રહી છે. તે વૃત્તાંત આપને જણાવવાને અમે અહિં આવ્યા છીએ. ” આ પ્રમાણે તે વિદ્યાધરોના વચન સાંભળી તે વિદ્યાધરપતિએ કોઇ બીજા વિદ્યાધરની સાથે મને જ્યાં મારી સ્ત્રી હતી, તે સ્થળે મોકલ્યો. ત્યાં મેં મારી સ્ત્રી વિલાસવતીને અવલોકી.

તેણીને આશ્વાસન આપી હું તેણીને લઇ વિદ્યાધર ચક્રસેનની પાસે આવ્યો. ચક્રસેને અભીષ્ટ કરવાને મને અજીતબલા નામની વિદ્યા આપી. તે વિદ્યાને સાધવાનો ઉપાય શીખી હું તેની રજા લઇને જુદો પડયો. તે વિદ્યાના સાધનને માટે ઉત્તર-સાધક તરીકે એક પુરૂષ મેળવવાને હું વિચાર કરતો હતો, તેવામાં મારો મિત્ર વસુભૂતિ અકસ્માત્ ત્યાં આવી ચડયો. તેને જોતાંજ હું ઘણોજ ખુશી થયો. અમે બંને દંપતિએ તેનો સત્કાર કર્યો અને તેને પ્રીતિથી સ્નાન ભોજન કરાવ્યાં. તે વખતે વસુભૂતિ તાપસ વેશમાં સૂતો. મેં તેને તેનો સર્વ વૃત્તાંત પૂછયો. તેણે પોતાનો બધો વૃત્તાંત જણાવ્યો અને મને શોધવા માટે તેણે જે જે મુશ્કેલીઓ વેઠેલી, તે બધી યથાર્થ રીતે જણાવી. અને કેટલાએક તાપસોના કહેવાથી તેણે તાપસ વેષ અંગીકાર કર્યો, એ વાત પણ વિદીત કરી. છેવટે તેણે મને કહ્યું કે " મારા ગુરૂના કહેવાથી હું આ સ્થાને આવ્યો અને એક વિદ્યાધરના કહેવાથી મને તમારો સમાગમ થયો છે. " આ પ્રમાણે તેનો વૃત્તાંત સાંભળ્યા પછી મેં તેને ઉત્તરસાધક બનાવી અજીતબલા વિદ્યાની સાધના કરવા માંડી. વિધિ પૂર્વક સાધના કરતાં તે વિદ્યાદેવી મને પ્રત્યક્ષ થઇ અને તેણીએ એક લક્ષણવંતી સ્ત્રીના બલિદાનની માગણી કરી. મેં સ્ત્રીહત્યા કરવાની ના પાડી અને હું પોતેજ બલિદાન રૂપ થવાને તત્પર થયો. મારૂં આ સાહસ જોઈ તે દેવી મારીપર વિશેષ પ્રસન્ન થયાં અને કાર્ય પ્રસંગે સ્મરણ કરવાથી કાર્યસિદ્ધિ કરવાનું વચન આપી તે વિદ્યાદેવી અંતર્હિત થઇ ગયાં હતાં. તે માહાનુ-

ભાવા દેવી મારી પાસેથી ગયા પછી અમે વૈતાઢ્ય પર્વતમાં આવેલા ગગનવલ્લભ નગરના વિદ્યાધર રાજા કનકધ્વજની રાજધાનીમાં ગયા. તે વખતે તે રાજા અપુત્ર મરણ પામેલ. તેના પ્રધાનો તેનો શોક કરતા હતા. અજીતબલા દેવીએ તેમને સ્વપ્નામાં આવી જણાવ્યું કે, " મલય પર્વત ઊપર યશોવર્મ રાજાનો પુત્ર અનત્કુમાર છે, તેને તમારો રાજા કરો. " આ સ્વપ્નને અનુસારે તે પ્રધાનો મોટી સેના લઇને મારી પાસે આવવાને નીકળ્યા હતા. હું મલયગિરિ ઉપર રહેલો હતો ત્યાં, તે પ્રધાનો વિદ્યાધરોની મોટી સેના લઇને આવ્યા.

તેમણે મને વિદ્યાધરોના રાજ્ય ઉપર લઈ જવાને વિનંતિ કરી તે વખતે મેં મારી પ્રિયા વિલાસવતી અને મારા મિત્ર વસુભૂતિને સાથે લેવા વિચાર કર્યો. જે સ્થળે તેઓને મેં રાખ્યા હતાં, તે સ્થળે હું ગયો. મિત્ર વસુભૂતિએ શોકાતુર થઇને મને કહ્યું " મિત્ર કોઇ વિદ્યાધરોનું ટોળું અહીં આવેલ, તેનું મેં અપમાન કર્યું તેથી તે વિલાસવતીને હરીને ચાલ્યું ગયું છે." વસુભૂતિના આ વચન સાંભળી મેં અજીતબલા દેવીનું સ્મરણ કર્યું. તેવામાં મારી પાસે આવેલા વિદ્યાધરોએ તેની તપાસ કરી. તેઓના જાણવામા આવ્યું કે રથનૂપુરચક્રવાલ નગરના રાજા અનંગરતિએ વિલાસવતીનું હરણ કર્યું છે. પછી તેઓએ સનત્કુમારની આજ્ઞા લઇ તેની ઉપર સૈન્ય લઇને ચડાઈ કરી. વિદ્યાધરપતિ અનંગરતિએ તેમને હરાવ્યા પછી હું પોતે વિદ્યાધરોની મોટી સેના લઇ તેની સામે યુદ્ધ કરવાને ગયો. દેવી અજીતબલાની સહાયથી મેં તેનો પરાજય કરી લીધો અને

મારા વિદ્યાધરોએ જયધ્વનીનો ઘોષ કર્યો અને મારી ઉપર પુષ્પની વૃષ્ટિ થઇ. તે વખતે પવિત્ર વિલાસવતી મારી સમક્ષ આવી નમીને ઊભી રહી. તે પછી વિદ્યાધરોએ અમો બંને દંપતીને સાથે રાખી ઉભયશ્રેણીના રાજ્યનો અભિષેક કર્યો. કેટલોક સમય ગયા પછી ગજેંદ્રના સ્વપ્નથી સૂચિત એવા એક પુત્રને વિલાસવતીએ જન્મ આપ્યો. તે પુત્ર દેવી અજિતબલાએ આપ્યો, તે ઉપરથી મેં તેનું નામ અજિતબલ રાખ્યું. જ્યારે અજિતબલ કુમાર વયમાં આવ્યો, ત્યારે મને મારા માતાપિતાનું સ્મરણ થઇ આવ્યું. પછી દેવી વિલાસવતી અને બીજા વિદ્યાધરોની સાથે મસલત કરી દેવોપધ્ધ નામના એક રાજાને મારા રાજ્યનો કોટવાળ બનાવી હું દિવ્ય વિમાનમાં બેસી દેવી વિલાસવતી અને પુત્ર અજિતબલ સાથે શ્વેતવી નગરીમાં આવ્યો. મેં મારા માતાપિતાને દુતદ્વારા મારૂં આગમન જણાવ્યું. મારા આવવાના ખબર સાંભળી માયાળુ માતાપિતાએ મોટા ઉત્સવ સાથે મારો પ્રવેશોત્સવ કરાવ્યો. હું મારા માતાપિતાની સાથે કેટલોક સમય રહ્યો. દૈવયોગે માતાપિતા કાલધર્મને પામી ગયા પછી કાંતિનિલય નામના મારા નાના ભાઇને મેં પિતાના રાજ્ય ઉપર બેસાર્યો અને હું મારા કુટુંબને લઇ વૈતાઢ્ય પર્વત ઉપર આવેલા રથનૂપૂર નગર ઉપર આવ્યો અને ત્યાં જઈ પૂર્વ પુણ્યના યોગે પ્રાપ્ત થયેલ ઉત્તરશ્રેણિનું વિદ્યાધરરાજ્ય હું કરવા લાગ્યો.

હે જયકુમાર, એક વખતે એવું બન્યું કે મારી રાજધાનીની બહાર આવેલા એક ઉદ્યાનમાં ચિત્રાંગદ નામે એક

ચારણ મુનિ સમોસર્યા. તે ચતુર્જ્ઞાની મુનિનું આગમન સાંભળી હું મારા કુટુંબને લઇ તેમને વંદન કરવા ગયો. મુનિ મને ધર્મલાભ આશીષ આપીને બોલ્યા "હે વિદ્યાધરપતિ, પુર્વ પુણ્યનું ફળ માની વિશેષ પુણ્ય સંપાદન કર." ગુરૂના આ વચન સાંભળી મેં તેમને પુણ્ય કરવાનો ઊપાય પુછ્યો, એટલે મને સમ્યકત્વ તથા અણુંવ્રત રૂપ ધર્મનો ઉપદેશ કર્યો. તે ઉપદેશ સાંભળી મેં પ્રશ્ન કર્યો કે, "ભગવન્ મેં પૂર્વે કેવા કર્મ કર્યા હશે કે જેથી હું વારંવાર મારી પ્રિયા વિલાસવતીના વિયોગાગ્નિથી દગ્ધ થયો ?" મારા પ્રશ્ન ઉપરથી મુનિવર બોલ્યા. "હે વિદ્યાધરપતિ, આ ભરત ક્ષેત્રમાં આવેલા કાંપીલ્ય નામના નગરમાં રામગુપ્ત નામે ચંદ્રગુપ્ત રાજાનો પુત્ર હતો. આ વિલાસવતી તારાપીડ નામના રાજાની પુત્રી હારપ્રભા નામે તારી સ્ત્રી થઇ હતી. એક વખતે તમે બંને વસંતઋતુમાં ગૃહોદ્યાનને વિષે પુષ્પ ચુંટવા ગયાં હતાં. પુષ્પ વીણ્યા પછી તમે ક્રીડાવાપીમાં સ્નાન કરવાને ગયાં ને સ્નાન કરી બાહેર નીકળી કદળીગ્રહમાં આવીને બેઠાં તે વખતે ઊદ્યાનપાલિકાએ આવી તમારા શરીર ઊપર ચંદનનો લેપ કર્યો. તે વખતે એક હંસ પક્ષીની જોડ તમારા જોવામાં આવી. તે સમયે તે હંસીને અને તારી સ્ત્રી હારપ્રભાએ હંસને પકડ્યો અને તે બંને પક્ષીઓને તમે કેશરના લેપનથી રંગી દીધાં, ને ઘણીવાર તેમને વિયોગી કરાવી પછી છુટા મૂકયા. તે વખતે હંસીએ હંસને ચકવાક જાણ્યો અને હંસે હંસીને ચકવાકી જાણી. આથી તેઓ સંભ્રમથી શંકિત થઇ પરસ્પર વિયુક્ત

રહ્યા. ચિરકાલ વિયોગના દુઃખને નહીં સહન કરવાથી તેઓ ત્યાં પાસે આવેલી એક વાપિકામાં પડ્યા અને તેથી તેમના શરીર ઉપરનો કેશરીયો રંગ ધોવાઇ ગયો, એટલે તેઓ એકબીજાને ઓળખી સાથે મળી ગયા. હે વિદ્યાધરરાજ,આ બાંધેલા ઘોર કર્મથી તમે બંને દંપતી વિયોગના મહા દુઃખના ભોકતા થયાં હતાં."

હે રાજકુમાર, ચિત્રાંગદ ચારણ મુનિના મુખથી આ પ્રમાણે પુર્વ ભવનો વૃત્તાંત સાંભળી મેં મારા હૃદયમાં ચિંતવ્યું કે, " અહા ! એક અલ્પ કારણને લઇને મારે ઘણું દુઃખ સહન કરવું પડયું. તો તેવું વિશેષ નિદાન–કારણ બને તો કેટલું બધું સહન કરવું પડે ? આવા દુઃખદાયક સંસારમાંથી મુક્ત થવું, એજ શ્રેષ્ટ છે." આ પ્રમાણે વિચારી મેં તે મહામુનિને જણાવ્યું " ભગવાન, મારી ઊપર અનુગ્રહ કરો. આ સંસારરૂપ અટવીમાંથી મને ઊગારો. અને ચરિત્રધર્મનું દાન કરો." મારી આ પ્રાર્થના તે મુનિએ અંગીકાર કરી પછી હું મારા પુત્રને રાજ્ય આપી દેવી વિલાસવતી અને મિત્ર વસુભૂતિની સાથે ચરિત્ર લઇ આ સંસારમાંથી ચાલી નીકળ્યો હતો. તે હું આજે આ મુનિધર્મને પાળી આ પૃથ્વી પર વિચરૂં છું. હે રાજકુમાર, આ પ્રમાણે મારૂં વ્રત લેવાનું કારણ મેં તારી આગળ જણાવ્યું. તું પણ કોઇ વાર આ સંસારની અસારતા વિચારી મારૂં અનુકરણ કરવાને તત્પર થજે."

મહામુનિ સનત્કુમારના મુખથી આ પ્રમાણે તેમનો પુર્વ વૃત્તાંત સાંભળી જયકુમારના હૃદય ઉપર ભારે અસર થઇ આવી.

તેણે ભક્તિભાવથી તે ગુરૂવરને વંદના કરી અને સનત્કુમાર મુનિવરે તે રાજકુમારને પ્રતિબોધ આપ્યો. [મુનિના પ્રતિબોધથી જયકુમાર ગૃહસ્થ શ્રાવક ધર્મનો ધારક થયો હતો. પછી તે મહાનુભાવની આજ્ઞા લઇ પોતાની રાજધાની તરફ વિદાય થયો.

## પ્રકરણ ૩ જું.

### દ્વેષોદય.

એક વખતે સાયંકાળનો સમય હતો. સનત્કુમાર મુનિના ઉપદેશથી શાંતવૃત્તિને ધારણ કરી જયકુમાર પોતાના મેહેલમાં બેઠો હતો. એક તરફ રાજ્યની ચિંતા અને બીજી તરફ સંસારમાંથી મુક્ત થવાની ચિંતા. આ ઉભય ચિંતાને લઇને જયકુમારની મનોવૃત્તિ ઉપર વિશેષ ભાર પડયો હતો. આ વખતે એક આધેડ વયની સ્ત્રી તેના મહેલમાં આવી. તે સ્ત્રીના નેત્રોમાંથી અશ્રુધારા ચાલતી હતી અને તેણીનું મુખ શોકથી આકુળ વ્યાકુળ બની ગયું હતું. તે અર્ધજરતી સ્ત્રીને આવેલી જોઇ જયકુમાર બેઠો થયો અને તેણે તે વૃદ્ધાને ભક્તિથી વંદના કરી શોકાતુર થવાનું કારણ પુછયું. રાજકુમારનો આવો વિનય જોઇ તે ડોશી ખુશી થઇ બોલી," વત્સ, તારો વિનય જોઇ મારૂં હૃદય પ્રસન્ન થાય છે. હું તારી પાસે પુત્ર રૂપી આજીવિકા માગવાને

આવી છું; મને આશા છે કે, તું મારી ઇચ્છા પૂર્ણ કરીશ. જેવો તું માતૃવાત્સલ્ય છે, તેવો ભ્રાતૃવાત્સલ થા, " જયકુમાર અંજલિ જોડી બોલ્યો—" માતા, કુમારને શેનો ભય છે? મારા રાજ્યમાં કોઈ પણ પ્રાણી ભયભીત નથી. "

રાજમાતાએ મંદસ્વરે જણાવ્યું, " કુમાર, તારા લઘુ બંધુના મનમાં કોઇ દ્વેષોદય થયો છે અને તે આ રાજ્યને સ્વાધીન કરવા ઇચ્છા રાખે છે. જો તેને રાજ્ય નહિં મળે, તો તે પોતાના આત્માને કેવી સ્થિતિમાં મૂકશે, તે કહી શકાતું નથી. "

પ્રિય વાંચકવૃંદ, આ ચાલતા વિષય ઉપરથી ઘણી બીના તમારા હૃદયને ગ્રાહ્ય થઇ હશે, તથાપિ તેનું સ્પષ્ટીકરણ કરવું આ સ્થળે વિશેષ ઉપયોગી છે.

કાકંદિ નગરીના રાજા શૂરતેજાનો પુત્ર જયકુમાર જે પેલા મહાનુભાવ સનત્કુમાર મુનિને મળ્યો હતો. તે જયકુમારની માતા લીલાવતીના ઉદરથી વિજય નામે એક બીજો પુત્ર ઉત્પન્ન થયો હતો. વિજયનો આત્મા પૂર્વ ભવે દર્શાવેલ ધનશ્રીનો જીવ છે. પૂર્વના વૈરને લઇને વિજય પોતાના બંધુ જયકુમાર ઉપર દ્વેષધારી થયો હતો. જ્યારે જયકુમાર મહામુનિ સનત્કુમારના પૂર્વભવની વાર્ત્તાથી અને પોતાના પૂર્વના વૃત્તાંતથી તેમજ ઉપદેશથી શ્રાવક વ્રતધારી થઇ આવ્યો. તે પછી અલ્પ સમયમાંજ તેનો પિતા શૂરતેજા કાલધર્મને પામ્યો હતો. પિતાના મૃત્યુ પછી રાજ્યના સામંતો અને મંત્રીઓએ જયકુમારને રાજ્યાસન ઉપર બેસાર્યો હતો. જ્યારે જયકુમાર રાજ્યારૂઢ થયો, ત્યારે તેના લઘુ બંધુ વિજયના હૃદયમાં દ્વેષોદય થયો

હતો. પૂર્વના વૈરની જાગ્રતિથી તે પોતાના જ્યેષ્ટ બંધુ જયકુમારને હાનિ કરવા હૃદયમાં ઇચ્છતો હતો, જ્યારે તે પોતાના રાજા થયેલા બંધુને કાંઇપણ કરી શકયો નહિં, ત્યારે તે કંટાળીને નાશી જવા તૈયાર થયો હતો. આ ખબર તેની માતા લીલાવતીને પડવાથી તેણી શોકાતુર થઇ હતી. તત્કાળ પોતાના પુત્રનું વૃત્તાંત અને તેના હૃદયના વિચારો જાણી લીલાવતી પોતાના જ્યેષ્ટ પુત્ર જયરાજની પાસે આવી હતી, તેણી પોતાના લઘુ પુત્રનો વૃત્તાંત જયરાજની પાસે નિવેદન કરે છે, જે પ્રસંગ હવે વાંચકોના જાણવામાં આવ્યો હશે.

જયકુમાર પોતાની માતા લીલાવતીના એવા વચન સાંભળી હૃદયમાં વિચાર કરવા લાગ્યો—" અહા ! જેથી કરીને મારી આ માતાને અને મારા લઘુ બધુને દુઃખ થાય છે, તેવા રાજ્યની મારે શી જરૂર છે ? માટે આ રાજ્ય વિજયકુમારને આપી હું મારી માતાનો શોક દૂર કરૂં. " આ પ્રમાણે વિચારી તેણે પોતાની માતાને કહ્યું કે, " માતા, હવે આ રાજ્ય કરવાની મારી ઇચ્છા નથી. મારો લઘુ બંધુ વિજય રાજ્યાસન ઉપર બીરાજે અને હું આત્મસાધન કરવાને ઉદ્યત થાઊં. " જયના આ વચનો સાંભળી તેની માતા લીલાવતી હૃદયમાં આશ્ચર્ય પામી ગઇ. જ્યેષ્ટ પુત્રની નિઃસ્પૃહ વૃત્તિ અને અસાધારણ ઉદારતા જોઇ તેણીના હૃદયને પરમ સંતોષ પ્રાપ્ત થયો હતો. તત્કાળ તેણીએ પોતાના પુત્રની પ્રશંસા કરીને કહ્યું,—" વત્સ,

આપણાં ક્ષત્રિયો જેને માટે પોતાના બંધુઓની સાથે વિરોધ અને યુદ્ધ કરે છે, એવા રાજ્યને છોડી દેવા તું તત્પર થયો, તેથી ખરેખરો મહા પુરૂષ છે. તથાપિ મારે તને કહેવાનું કે, તારે રાજ્યનો ત્યાગ કરવાની જરૂર નથી. રાજા તો તું પોતેજ રહે, અને તારા બંધુને યુવરાજ પદ આપ. તેમ કરવાથી હું ખુશી થઇશ." જયકુમારે શુદ્ધ હૃદયથી જણાવ્યું, 'માતા,-એમ નહીં બને. વિજયકુમારને રાજ્ય આપવાની મારી ઇચ્છા છે. મુનિ સનત્કુમારના ઊપદેશથી મારૂં ચિત્ત વિરક્ત થઇ ગયું છે. મારા હૃદયમાં કોઇ જાતની સ્પૃહા નથી. હું ખુશીથી મારા લઘુ બંધુને રાજ્ય આપવા ઇચ્છું છું." જયેષ્ટ પુત્રના આ વચનોએ માતાના હૃદયમાં સારી અસર કરી. અને તેણી પણ પોતાના એ પુત્રની ભાવનાને ભાવતી ત્યાંથી પાછી ફરી અને તેણીએ પોતાના લઘુ પુત્ર વિજયને તે વૃત્તાંત જણાવ્યો હતો. વિષમ મતિવાળો વિજય પોતાની ધારણા સફળ થવાથી ખુશી થયો હતો, તથાપિ તેના હૃદયમાંથી ભ્રાતા તરફનો દ્વેષોદય નષ્ટ થયો નહતો.

---

## પ્રકરણ ૪ થું.

---

### દીક્ષા સ્વીકાર.

રાજમેહેલના એક શાંત ભુવનમાં જયકુમાર બેઠો હતો. તેની મનોવૃત્તિમાં વૈરાગ્યના વિચારો પ્રગટ થતા હતા. પ્રકા-

મુનિ સનત્કુમારે આપેલી દેશનાનું તે મનન કરતો હતો. આ જગત્‌ની અનિત્યતા, સંસારની દુઃખમયતા અને વિટંબના વિષે તેની વિચારમાળા પ્રવર્ત્તતી હતી.

આ વખતે સુમતિ નામનો તેનો પ્રધાન દ્વારપાળ દ્વારા આજ્ઞા માગી તેની પાસે આવ્યો. તે પોતાના મહારાજાને વંદના કરી સન્મુખ ઉભો રહ્યો. જયકુમારે તેને યોગ્ય આસન ઉપર બેસાર્યો. જયરાજા મંત્રી પ્રત્યે બોલ્યો—"મંત્રીશ્વર, આજે અત્યારે અહિં આવવાનું શું કારણ છે ? કોઇ વખતે આ સમયે તમારૂં આગમન થતું નથી. આજે કાંઈ પણ તમારા આગમનનો ખરો હેતુ હોવો જોઈએ." જયરાજાના આ વચન સાંભળી સુમતિ મંત્રી નમ્રતાથી બોલ્યો—"મહારાજા! આપણા રાજમાતા લીલાવતીના કહેવાથી આપ તમારા લઘુ બંધુ વિજયને રાજ્યની સત્તા આપવા ધારો છો અને તેને આપે આજ્ઞા પણ કરી છે. પરંતુ તે વિષે મારે વિનંતિ કરવાની છે કે, રાજ્ય કરવાને માટે જેવી યોગ્યતા આપ ધરાવો છો, તેવી યોગ્યતા આપના બંધુ વિજયકુમાર ધરાવતા નથી. રાજ્યાસન ઉપર બેસનાર રાજકુમારની અંદર જે ગુણો હોવા જોઇએ, તે બધા વિજયકુમારથી હજુ દૂર છે; માટે આપ કૃપા કરી તે વિચાર બંધ રાખો અને આ રાજ્યની પ્રજાને આપની રાજનીતિનું મહાસુખ આપો. આ વિનંતિ કરવાને માટે ખાસ હું આપની પાસે આવેલો છું અને હું આશા રાખું છું કે મારી આ વિનંતિ આપ ધ્યાનમાં લેશો."

મંત્રીના આવા વચન સાંભળી જયરાજા બોલ્યો—"મંત્રીશ્વર, મારા હૃદયમાં મુનિવર સનત્કુમારના ઉપદેશથી વૈરાગ્ય ભાવના પ્રગટ થઇ છે. મને આ સંસાર ઉપર અભાવ આવી ગયો છે. રાજય, વૈભવ, સ્ત્રી, પુત્ર વગેરે સર્વ વસ્તુઓ અશાશ્વત છે. તેવી વસ્તુ ઉપર મોહ ધારણ કરવો એ અજ્ઞાન છે. મંત્રીરાજ, મહાનુભાવ સનત્કુમારની વાણી જો તમે એકવાર સાંભળી હોત તો તમારી વૃત્તિમાં પણ મારી જેમ વૈરાગ્ય ભાવના પ્રગટ થાત અને તમે આ મંત્રીશ્વરની પદવીનો ત્યાગ કરવાને તત્પર થાત." જયરાજાના આ વચન સાંભળી મંત્રી સુમતિએ ઇંતેજારીથી પુછયું,—"રાજેંદ્ર, એ મહાનુભાવ સનત્કુમાર મુનિએ આપને શો ઉપદેશ આપ્યો હતો ? તે મને સંભળાવવા કૃપા કરો " મંત્રીના આવા વચન સાંભળી જયરાજાએ કહ્યું—"મંત્રીરાજ, એ મહાનુભાવના ઉપદેશની વાણી મારાથી યથાર્થ રીતે કહી શકાય તેમ નથી, પરંતુ મને તેમણે જે ઉપનય કહ્યો હતો, તેનો સંક્ષેપ સાર આ પ્રમાણે હતો. મેં તેમને પ્રશ્ન કર્યો હતો કે આ સંસાર રૂપી અટવી કેવી રીતે ઉતરી શકાય છે ? આ મારા પ્રશ્ન ઉપર તેમણે એક ઉપનય મને કહી સંભળાવ્યો હતો. આ સંસાર રૂપી અટવી દ્રવ્ય અને ભાવ એવા બે પ્રકારની છે. તેમાં દ્રવ્યાટવીનું ઉદાહરણ આપું છું તે તું સાવધાન થઇને સાંભળજે. કોઇ સાર્થવાહને પોતાના નગરમાંથી બીજા નગરમાં જવાની ઇચ્છા થઇ. તેથી તેણે લોકોને જાહેર કર્યું કે, "જેને મારી સાથે આવવાની ઇચ્છા હોય તેણે તૈયાર થવું. હું તેમને ઇચ્છિ-

ત દેશમાં લઇ જઇશ. ” તેની આ ઘોષણા સાંભળી ઘણા લોકો તેની સાથે જવા તૈયાર થયા. તેમને સાથે લઇ તે ગૃહસ્થે પ્રયાણ કર્યું. માર્ગમાં ચાલતાં જે જે માર્ગના ગુણ કે દોષ હોય, તે તેમને જણાવવા લાગ્યો. આગળ જતા તેને બે રસ્તાઓ આવ્યા. તેમાં એક રસ્તો પાંસરો હતો અને બીજો રસ્તો વાંકો હતો. જે રસ્તો વાંકો હતો તે રસ્તે જતાં સુખ હતું, પણ ધારેલ સ્થળે પહોંચવામાં ઘણો વખત લાગે તેવું હતું અને જે પાંસરો રસ્તો હતો, તે ટુંકો અને સત્વર પોહોંચાડે તેવો હતો પણ તે રસ્તે દુઃખ બહુ પડે તેમ હતું. તે રસ્તામાં પેસતાંજ ભયને આપનારા વ્યાઘ્ર અને સિંહ રહેલા હતા. તેમને બળથી દૂર કરી પછી તે રસ્તામાં પ્રવેશ કરી શકાય છે, તોપણ તેઓ તેમની પાછળ જે ઠેકાણે જવાનું હોય ત્યાં સુધી પાછળ જાય છે. જે કોઇ ઉન્માર્ગે ચાલે તેને તે મારે છે અને સારે માર્ગે ચાલે છે તેને તે મારી શકતા નથી. વળી તે રસ્તે પુષ્પ અને ફળવાળા વૃક્ષો છે. તેમ બીજા કેટલાએક એવાં પણ વૃક્ષો છે કે, તેમના પત્રો સડી ગયેલાં હોય છે. અને તેથી તેમને ફળ તથા પુષ્પો હોતાં નથી. તેઓમાં જે પહેલાં વૃક્ષો કહ્યાં તે ફળ પુષ્પવાળાં છે, પણ તેમની છાંયામા રહેવાથીજ મૃત્યુ થાય છે, તો તેમના ઉપભોગની શી વાત કરવી; તેથી-તે વૃક્ષો નીચે વિશ્રામ લેવો નહિં. બીજાં વૃક્ષો નીચે વિશ્રામ લેવો. વળી તે રસ્તે તેના તટ ઉપર સુંદર વેષને ધારણ કરનારા પુરૂષો ઉભા છે, તેઓ બોલાવીને લોકોને કહે છે, કે આ રસ્તે થઇને નગરમાં જ-

વાય છે, પણ તેમનું વચન સાંભળવું નહીં. અને જે આપણને સાથ મળેલો છે, તે છોડવો નહી. એકના અનિયમથી ભય થાય છે. દાવાનળ થોડો હોય તોપણ તેને બુઝાવી દેવો જોઇએ. નહીં તો તે બાળી નાખે છે. ઊંચો પર્વત આવે તો તેનું ઉલ્લંઘન ન થાય તો તેથી મૃત્યુ થઇ જાય છે. મોટા ઉપદ્રવને કરનારી વાંસની જાળી આવે તો તેનું પણ ઉલ્લંઘન કરવું. વળી માર્ગમા એક નાનો ખાડો આવે છે; તેની પાસે મનોરથ નામે એક બ્રાહ્મણ છે તે કહે છે, કે આ ' ખાડાને પૂરો ' પણ તે બ્રાહ્મણનું એ વચન સાંભળવું નહીં અને તેનો અનાદર કરી ચાલ્યા જવું; કારણ કે, જો એ ખાડો પુરવામાં આવે તો તે પૂરાય નહીં પણ ઉલટો મોટો થાય છે. તે વિશાળ થયેલો ખાડો મુસાફરને તેના તે માર્ગમાંથી ભ્રષ્ટ કરે છે, અને તેના સર્વસ્વનો નાશ કરે છે, વળી તે માર્ગે જતાં પાંચ રમણીય અને સુખદાયક ફળો આવે છે, પણ તે કિંપાકના ઝેરી ફળો છે. તેની સામે પણ જોવું નહીં, અને તેને ખાવા પણ નહીં. તે ઠેકાણે બાવીશ ઘોર પિશાચો રહે છે; તેઓ ક્ષણે ક્ષણે ઉપદ્રવ કરે છે પણ તેઓ કાંઇ કરી શકતા નથી. તેઓને જરા પણ ગણકારવું નહિં. તે સ્થળે ખાનપાન નિરસ અને દુર્લભ હોય છે, તોપણ ત્યાં ખેદ પામવુ નહીં, અને રાત્રિના બે પોહોર જાય તો પણ તે માર્ગ છોડી ઉન્માર્ગે જવું નહિ. એવી રીતે ચાલતાં તે મહાન અટવી જલદી ઉલ્લંઘન થઈ જાય છે. પછી આપણાથી ધારેલા નગરમાં આવી પહોંચાય છે, કે જે નગરમાં દુર્ગતિ વગેરે કાંઇપણ

હોતું નથી. જે માણસો એ નગરમાં આવી પહોંચે છે, તેમને કલેશ કે ઉપદ્રવ થતા નથી. હે મંત્રીરાજ, આ પ્રમાણે તે મહાત્મા સનત્કુમારે મને વાર્ત્તા સંભળાવી, તે પછી તેમણે તે વાર્ત્તાનો જે ઉપનય કહ્યો હતો, તે તમે સાવધાન થઈને સાંભળો. તેમાં જે સાર્થવાહ, તે શ્રી જિન ભગવાન્ સમજવા. તેણે જે લોકોને બીજે નગરે લઈ જવાને ઘોષણા કરી હતી, તે ધર્મદેશના સમજવી. જે માર્ગમાં અટવી આવેલ તે ભવાટવી—એટલે ચાર ગતિવાળો આ સંસાર સમજવો. માર્ગે જતાં જે બે રસ્તા આવ્યા હતા, તેમાં જે સરલ અને સારો રસ્તો હતો, તે યતિધર્મ સમજવો અને જે વાંકો રસ્તો તે શ્રાવક ધર્મ સમજવો. તે રસ્તો છેવટે યતિધર્મની સાથે મળે તો તે મોક્ષના સ્થાનને આપનારો થાય છે. જો તે ભાવથી સ્વીકાર્યો હોય તો તેનાથી મોક્ષમાં ગતિ થાય છે. જે ધારેલા નગરમા જવાનું હતું, તે મોક્ષરૂપી નગર સમજવું. જે રસ્તામાં વ્યાઘ્ર અને સિંહ બતાવ્યા હતા, તે રાગ અને દ્વેષ સમજવા. તેઓના ભયથી મનુષ્યો મોક્ષદાયક મુનિધર્મને પામી શકતા નથી. જો મનુષ્યો વ્રતધારી થયા હોય પણ જો તે માર્ગને છોડી દે તો તેમને તે રાગ દ્વેષ છોડતા નથી. જો તેઓ માર્ગમા રહે છે, તો તેમને તેઓ પરાભવ કરી શકતા નથી. જે રસ્તામાં સુંદર વૃક્ષો કહ્યા હતાં, તે સ્ત્રી, પંઢ અને પશુવાળી વસતિઓ સમજવી. જો તેઓ નિર્વંદ્ય હોય તો તે સુકાએલા વૃક્ષોની સમાન જાણવી. જે માર્ગમાં તટ ઉપર રહેલા બોલાવનારા લોકો કહેલા છે, તેઓ વિરૂદ્ધ ઉપદેશકો સમજવા. અને સારા લોકો કહ્યા, તે અઢાર

હજાર શીલના અંગને ધારણ કરનારા ઊત્તમ પુરૂષો સમજવા. જે તે અટવીની અંદર દાવાનળ કહ્યો, તે ક્રોધ સમજવો. જે ઉંચો પર્વત કહ્યો, તે માન સમજવો. જે વાંસની જાળી તે માયા અને જે ખાડો કહ્યો હતો, તે લોભ સમજવો જે ખાડાની પાસે દ્વિજ કહ્યો, તે મનોરથ સમજવો. તે ખાડો જેમ જેમ પૂરીએ, તેમ તેમ વધતો જાય એ લોભથી લોભ વધે એ વાત જણાવી. જે કિંપાકના ફળ જેવા સુંદર ફળ કહ્યાં, તે વિષયો સમજવા. જે પિશાચો કહ્યા હતા, તે પરિગ્રહ સમજવા જે અન્નપાન તે એષણીય અન્નપાન સમજવા. અને રાત્રિના બે પહોરે જે પ્રયાણ કર્યું તે અપ્રમાદ જાણવો. આ પ્રમાણે એ ભવાટવી-સંસાર રૂપી અટવી ઉલ્લંઘન કરવાની છે. અને તેનું ઉલ્લંઘન કરીને મોક્ષ નગરમાં જવાય છે.

હે મંત્રીશ્વર, આ પ્રમાણે મહામુનિ સનત્કુમારના મુખથી ઉત્તમ ઉપનય સાંભળી મારા મનમાં વૈરાગ્ય ઉત્પન્ન થઇ આવ્યો છે. હવે મને આ રાજ્યની ઇચ્છા નથી. તેથીજ હું વિજય કુમારને રાજ્ય આપવાની ઇચ્છા રાખું છું.

જયરાજાના આ વચનો સાંભળી સુમતિ મંત્રી પ્રસન્ન થઇ ગયો ઉપનયથી અદ્ભુત વાર્ત્તા સાંભળી તેના મનમાં વૈરાગ્ય ભાવના પ્રગટ થઇ આવી. તેણે પોતાના મહારાજાને આ પ્રમાણે કહ્યું-"રાજેંદ્ર, મહામુનિ સનત્કુમારનો ઉપદેશ આપના મુખથી સાંભળી મને આ સંસાર તરફ વિરક્તાભાવ ઉત્પન્ન થયો છે. આ ભયંકર ભવાટવીનું ઉલ્લંઘન કરી હું મોક્ષ નગરમાં જવાની

ઇચ્છા રાખું છું. હું પણ આ સંસારનો ત્યાગ કરી તમારો અનુચર થવાને ઇચ્છા રાખું છું. કૃપા કરી મને આપનો સહચારિ કરશો.

મંત્રીશ્વરની આ પ્રાર્થના જયરાજાએ માન્ય કરી અને તેમણે મહામુનિ સનત્કુમારની પાસે મહાવ્રત લેવાનો નિશ્ચય કર્યો હતો. પોતાના જ્યેષ્ટ પુત્ર જયકુમારની અને તેના મંત્રી સુમતિની વૈરાગ્યવૃત્તિ સાંભળી રાજમાતા લીલાવતી પણ આ સંસાર ઉપર વિરક્ત થઇ હતી.

---

## પ્રકરણ ૫ મું.

### વૈરસિદ્ધિ.

એક મનોહર ઉદ્યાન ખીલી રહ્યું છે. વિવિધ જાતના વૃક્ષો નવપલ્લવિત થઇ રહ્યાં છે. જાત જાતના પક્ષીઓ પોત પોતાના મંજુલ ધ્વનિઓથી તે ઉદ્યાનની સમૃદ્ધિનું વર્ણન કરતા હોય, તેમ કૂજિત કરી રહ્યાં છે. ભમરાઓ ગુંજારવ કરી કુસુમાકરનો ઉપભોગ કરે છે.

આ વખતે એક મહાનુભાવ કેટલાએક મુનિઓના પરિવાર સાથે તે ઉદ્યાનના પ્રાસુક સ્થલમા ઉતર્યા છે. તેમની સાથે એક વૃદ્ધ સાધ્વી બીજી સાધ્વીઓની સાથે જુદા સ્થળમાં રહેલા છે. સર્વ અનગાર મંડળ હૃદયની શુદ્ધિથી આર્હત ધર્મની ઉપાસના કરે છે અને પોતાના ચારિત્રધર્મને દીપાવે છે.

આ વખતે કેટલાએક પુરૂષો તે ઉદ્યાનમાં આવી ચડ્યા. તેઓએ જ્યારે તે મુનિઓના પરિવારમાં રહેલા મહા મુનિને અવલોકયા, એટલે તેઓ એકત્ર થઈ આ પ્રમાણે વિચાર કરવા લાગ્યા. "ભાઈઓ, આપણાં રાજાએ આ મુનિને મારવાની આજ્ઞા કરી છે, પણ આવા પવિત્ર મુનિનો નાહક વધ કરવો, એ યોગ્ય નથી. આ મહાનુભાવને વ્યર્થ મારી આપણે તેવી ઋષિહત્યા શામાટે લેવી જોઇએ! આપણા રાજાએ આવી અનુચિત્ત આજ્ઞા કરતાં દીર્ઘ વિચાર કર્યો નથી. માટે આ મુનિવરને મારવા નહીં અને રાજાને આપણે ખોટું કહેવું કે, અમોએ તે મુનિને મારી નાંખ્યા છે." તેઓ પરસ્પર આ પ્રમાણે નિશ્ચય કરી તે મુનિને માર્યા વગર ચાલ્યા ગયા હતા.

પ્રિય વાંચકવૃંદ, આ વાર્તાનો ઉદ્દેશ તમારા જાણવામા આવ્યો નહીં હોય. તે જાણવાને માટે તમારૂં હૃદય તર્ક–વિતર્ક કરતું હશે. તેથી તેનું સ્પષ્ટીકરણ કરવાની જરૂર છે. જે મહાનુભાવઉદ્યાનમાં આવેલા છે, તે કાકંદી નગરનો રાજા જય-કુમાર છે. મુનિ જયકુમારની સાથે જે મુનિઓના પરિવાર છે, તે તેના સુમતિ વગેરે મંત્રીઓનો પરિવાર છે. જે વૃદ્ધા સાધ્વી છે, તે જયકુમારની માતા લીલાવતી છે.

જયરાજાએ પોતાની માતા લીલાવતીનીઇચ્છા જાણી પોતાના લઘુ બંધુ વિજયકુમારને રાજ્ય આપ્યું હતું. અને પોતે મહામુની સનત્કુમારની સાથે દીક્ષા લીધી હતી. રાજાએ જ્યારે દીક્ષા લીધી એટલે સુમતિ વગેરે મંત્રિઓએ પણ દીક્ષા લીધી

હતી. અને તેજ વખતે રાજમાતા લીલાવતીએ પણ ચારિત્ર ગ્રહણ કર્યું હતું. રાજર્ષિ જય અને તેની માતા સાધ્વી લીલાવતી પરિવાર સાથે આ ઉદ્યાનમાં આવી ચડ્યાં છે. તે ઉદ્યાન કાકંદી નગરીની બહાર આવેલું છે. મહામુનિ સનત્કુમારની પાસે દીક્ષા લીધા પછી જયમુનિ કેટલોક વખત તેમની સાથે રહ્યા હતા. પછી તેઓ પોતાના ભાઈ વિજયકુમારને પ્રતિબોધ આપવાને આજે કાકંદી નગરીના ઉદ્યાનમાં આવેલા છે.

જે પુરૂષો ઉદ્યાનમાં આવી પરસ્પર કહેતા હતા કે, 'આ મુનિને આપણે મારવા ન જોઇએ,' તે પુરૂષોનો વૃત્તાંત આ પ્રમાણે છે. જયરાજાએ જ્યારે વિજયકુમારને રાજ્ય આપી દીક્ષા લીધી, તે પછી થોડા દિવસ વીત્યા પછી પૂર્વ વૈરને લીધે વિજય કુમારના મનમાં એવો વિચાર ઉત્પન્ન થયો કે, " મુનિધર્મને ધારણ કરનારા પોતાના બંધુ જયમુનિને મારી નાંખવો રખે તે પાછો દીક્ષા છોડીને રાજ્ય કરવા આવે." આ વિચારથી તેણે જયમુનિની પાછળ કેટલાએક મારા મોકલેલા પણ તે મારાઓ નિષ્ફળ થઇ પાછા આવેલા હતા. જે પુરૂષો ઉદ્યાનમાં આવી જયમુનિને મારવાની વાતો કરતા હતા, તે વિજયકુમારે મોકલેલા મારાઓ હતા. તેઓને સદ્બુદ્ધિ ઉત્પન્ન થવાથી તેઓ પાછા ફર્યા હતા.

મહાનુભાવ જયમુનિ પોતાના પરિવાર સાથે કાકંદી નગરીના ઉદ્યાનમાં આવ્યા છે, એ વાત સાંભળી વિદ્વેષને ધારણ કરનારો વિજય રાજા હૃદયમાં ખુશી થયો. પોતાની નઠારી ધા-

રણુા સફળ કરવાને તે તૈયાર થયો. તેમને વંદના કરવાને વિજય પોતાના પરિવાર સાથે ઉદ્યાનમાં આવ્યો. હૃદયની ધારણા નઠારી હતી, તો પણ ઉપરથી સારો ભાવ બતાવી તેણે જયમુનિને વંદના કરી, પવિત્ર મુનિએ વિજયને ધર્મલાભની આશીષ આપી અને ધર્મનો ઉપદેશ આપ્યો. કાચા પાત્રમાં જળની જેમ તેનો ઉપદેશ વિજયના હૃદયમાં રહ્યો નહિ. છેવટે પોતાના બંધુના કલ્યાણની ઈચ્છાવાળા જયમુનિએ વિજયને જણાવ્યું, " રાજા સર્વ સુખરૂપી વૃક્ષનું મુળ ધર્મ છે. તેનું અવલંબન કરજે. સર્વ પ્રાણીઓ ઉપર મૈત્રી રાખજે. દુઃખી જનને દાન આપજે અને હૃદયમાં દયા ધારણ કરજે."

જયમુનિના આ ઉપદેશ વચનોની અસર તો વિજયના હૃદયમાં થઈ નહીં, પરંતુ તે દુર્બુદ્ધિએ ઉલટો એવો વિચાર કર્યો કે " આ મુનિ મૃત્યુના ભયથી મારી આગળ આવા વચનો કહે છે. પણ હવે તે મારી પાસેથી કયાં જવાનો હતો?" આવું વિચારી તે વિજય બોલ્યો—" મહારાજ આપ કહો છો તે પ્રમાણે હું કરૂં છું. આ પ્રમાણે કહી વિજયમુનિને વંદના કરી પોતાના મહેલમાં ચાલ્યો આવ્યો અને તેજ રાત્રે મુનિનો વધ કરવા તેણે નિશ્ચય કર્યો.

રાત્રિ પડતાં તે દુષ્ટ પોતાના હજુરી માણસોને સાથે લઈ જે સ્થળે જયમુનિ રહેલા હતા, તે સ્થળે આવ્યો. મહાનુભાવ જયમુનિ ધ્યાન નિદ્રા કરતાં તેના જોવામાં આવ્યા. ક્રૂર વિજય પૂર્વની વૈર બુદ્ધિથી પ્રેરાયો અને તેથી તેણે તીક્ષ્ણ ખડ્ગ

હાથમાં લઇ તે મુનિના મસ્તક ઉપર ઘા કર્યો અને તેનું મસ્તક ધડ ઉપરથી દૂર કરી લીધું. પૂર્વના વૈરનો ઉગ્ર અગ્નિ પ્રગટ કરી તેણે રૂષિહત્યાનું મહાપાપ અંગીકાર કર્યું. તે દુષ્ટે મુનિનું મસ્તક નીચે પાડયું અને પોતાના આત્માને દુર્ગતિમાં પાડયો. આ કર્મ કરતી વખતે બીજા પાસે રહેલા મુનિઓએ વિજયને ઓળખી લીધો અને તેઓ ગુરૂના વિયોગથી શોકાતુર થઈ બીજે ચાલ્યા ગયા હતા.

---

# પ્રકરણ ૬ ઠું.

---

## બદલો.

જય અને વિજયના બંને આત્માનો પૂર્વ સંબંધ વાંચકોના જાણવામાં આવી શકે તેમ છે, તે છતાં આ સ્થળે પુનઃ તેને દર્શાવવાની જરૂર છે. આ પુણ્યપ્રભાવ નવલ કથામાં પ્રથમથીજ એ આત્માઓના વૈરનો અનુબંધ ચાલ્યો આવે છે. તેઓમાં એક આત્મા સુકૃતની શ્રેણીએ ચઢતો જાય છે, ત્યારે બીજો આત્મા પાપોની મલીન શ્રેણી ઉપર આરૂઢ થતો જાય છે. તે બંનેનું પરિણામ કેવું આવે છે, તે હવે જોવાનું છે. પ્રથમના ભવમાં ગુણસેન અને અગ્નિશર્મા રૂપે થયેલા આત્માઓની આ પરંપરા છે. તેમના સંસારનું સ્વરૂપ પણ

ત્યાંથી બંધાયું છે. તે ગુણુસેન અને અગ્નિશર્મા બીજે ભવે સિંહ અને આનંદ નામે પિતા પુત્ર થયા. ત્રીજે ભવે જાલિની અને શીખી માતા પુત્ર થયા. ચોથે ભવે ધન અને ધનશ્રી પતિ પત્ની થયા. તેજ બંને આત્માઓ આ પાંચમે ભવે જય અને વિજય બંને બંધુ થયા હતા. અગ્નિશર્માના જીવ વૈર બુદ્ધિથી પરંપરાએ ઘાતક બનતો આવે છે અને ગુણુસેનનો જીવ પરંપરાએ શાંતપ્રકૃતિ પુણ્યાત્મા થતો આવે છે. આ વખતે આ સંસારની તેમની પાંચમી મુસાફરીમાં પણુ તેમજ બન્યું છે. ક્રૂર કર્મવિજયે પૂર્વના વૈરાગ્નિને પ્રગટ કરી તેમાં મહાનુભાવ જયમુનિને હોમી દીધા છે, તથાપિ જયમુનિ પોતાના પૂર્વના સ્વભાવને અવલંબીને રહેલા છે. તેઓના પવિત્ર હૃદયમાં કોઇ જાતનું દુર્ધ્યાન થયું નહતું, એજ તેની સત્વ પ્રકૃતિની પરાકાષ્ઠા છે. આ સંસારની પાંચે મુસાફરીઓમાં તે એકજ સ્વરૂપે રહેલ છે.

કુકર્મ અને સત્કર્મના બદલો મળ્યા વિના રહેતો નથી. જયમુનિના મસ્તકને પાપી વિજયે ધડ ઉપરથી જુદું કર્યું, તો પણુ તે પોતાના શુભ ધ્યાનમાંથી ચલિત થયા ન હતા. દેહમાં મમતા રહિત, મનની સ્થિરતાને ધારણુ કરનાર અને પવિત્ર ભાવનાને ભાવનાર જયમુનિ બંધુને હાથે મૃત્યુ પામી અઢાર સાગરોપમની આયુષે અનંત દેવલોકમાં દેવતા થયા હતા.

ઋષિહત્યાનું ઉગ્ર પાપ કરનાર વિજય તે પછી રાજ્ય ઉપર સુખે રહી શકયો ન હતો. તેના શરીરમાં મહાન્ વ્યાધિ

ઉત્પન્ન થયો અને તે વ્યાધીની વેદનામાંજ વિજય મૃત્યુને શરણ થયો. તે પોતાના ઉગ્ર પાપ યોગે દશ સાગરોપમના આયુષ્યે એથી નારકીમાં ઉત્પન્ન થયો હતો.

વાંચનાર આ પ્રસંગ ઉપરથી જાણી શકશે કે સત્કર્મ અને કુકર્મનો બદલો પ્રાણીને મળ્યા વગર રહેતો નથી. પવિત્ર જય પોતાના સત્કર્મથી સ્વર્ગમાં ગયો અને પાપી વિજય પોતાના કુકર્મથી નરકનો અધિકારી બન્યો હતો.



# પ્રથમ ખંડ.



## પ્રકરણ ૧ લું.

### આગ્રહ.

એક વખતે બે રથો એક શેરીમાં સામસામા અથડાયા. બંને રથની અંદર જે પુરૂષો બેઠા હતા, તે બંને સમાન હતા. દ્રવ્ય, વય અને ગુણમાં પરસ્પર સ્પર્ધા કરે તેવા હતા. તેઓમાંથી એક જણે કહ્યું, " અરે ! તું તારો રથ તારવી લે, એટલે હું પડખે થઇને ચાલ્યો જઈશ." સામાએ ઉત્તર આપ્યો–" હું કાંઇ તારાથી ઉતરતો નથી કે મારો રથ તારવી લઊં. તું પોતેજ તારા રથને તારવી લે." આ પ્રમાણે બંનેની વચ્ચે તકરાર થઇ. લોકોનું ટોળું એકઠું થઇ ગયું. બંને સરખા હોવાથી કોઇએ પોતાના રથને તાર્યો નહીં. પરસ્પર વાદવિવાદ થતાં આગ્રહ બંધાઈ ગયો ' જે પોતાના રથને તારવી લે તે હાર્યો ગણાય,' એમ તેઓના હૃદયમાં પરસ્પર આગ્રહ થયો. સ્પર્ધાનો અવગુણ બંનેના હૃદયમાં પેશી ગયો. લોકોનો જવા આવવાનો માર્ગ રૂંધાઇ ગયો. કોઇ પોત પોતાનો રથ આગળ કે પાછળ કરે નહીં.

આ ચર્ચા લોકોમાં ચાલવાથી કેટલાએક પ્રતિષ્ઠિત લોકો તેમનો કજીઓ પતાવવાને એકઠા થયા. પણ તેઓમાંથી એક

પણ સમજ્યો નહીં. પછી પ્રતિષ્ઠિત લોકોએ એકઠા થઇને નગરના ચાર મોટા માણસોને તેમના કલહનો ફડચો કરવાને નીમ્યા. તેઓએ તેમને સમજાવવા માંડ્યા, તો પણ તેઓ સમજ્યા નહીં. એટલે તે ચાર પુરૂષોએ કોપાવિષ્ટ થઇ તેમને કહ્યું, "અરે મૂર્ખ પુરૂષો, તમે શું જોઇને આગ્રહ રાખો છો ? તમે બંને કાંઇ અપકર્મી નથી. બંને પિતાના પૈસાથી મદ કરનારા છો. તમે હજુ સ્વપરાક્રમથી કાંઇ પણ દ્રવ્ય મેળવ્યું નથી. તેમ તમે કાંઇ સ્વોપાર્જિત દ્રવ્યથી દાન ધર્મ કર્યો નથી." તે ચાર પુરૂષોના આવા ઉપાલંભ વચન સાભળી તે બંનેમાંથી એક પુરૂષ તો મનમાં ખુશી થયો પણ બીજા પુરૂષના હૃદયમાં ચાનક ચડી અને તેને પશ્ચાત્તાપ ઉત્પન્ન થઇ આવ્યો. પિતાના દ્રવ્યથી આટલો બધો ગર્વ રાખવો, એ તેને ઉચિત લાગ્યું નહિ, અને તેથી તે શરમાઇ ગયો તેણે તે મુખ્ય પુરૂષોને કહ્યું, "ભદ્ર તમે યથાર્થ કહ્યું છે. મેં તો તમારા વચનથી નિશ્ચય કર્યો છે કે, જ્યાંસુધી હું દ્રવ્યોપાર્જન ન કરૂં ત્યાંસુધી હું માતાના ગર્ભમાં છું એમ માનું છું." તેના આ વચન સાભળી તે મુખ્ય પુરૂષોએ ઠરાવ કર્યો કે, "તમારા બંનેમાં એક વર્ષની અંદર જે દ્રવ્ય ઉપાર્જન કરવામાં અધિક થાય, તે એક વર્ષ પછી આજના ત્રયોદશીને દિવસે અહીં પોતાનો રથ આગળ ચલાવે અને જે દ્રવ્ય ઉપાર્જન કરવામાં ઓછો રહે તે પોતાનો રથ તારવે." પ્રધાન પુરૂષોએ કરેલા તે ઠરાવને તે બંનેએ માન્ય કર્યો. તથાપિ તે મુખ્ય પુરૂષોએ તે

બંનેના પિતાઓને બોલાવી બીજા સાક્ષીઓ રાખી લેખપત્ર કરાવી તે ઠરાવને પાકો કર્યો. પછી તે બંને પુરૂષોમાંથી એક ઉત્તર દિશામાં અને બીજો પૂર્વ દિશામાં દ્રવ્ય ઊપાર્જન કરવાને ચાલ્યા.

વાંચનાર, આ પ્રસંગને જાણી શકયાં નહીં હોય. આ બીજા ભાગની વાર્ત્તાનો આરંભ જુદીજ રીતે થાય છે. માટે તેનું સ્પષ્ટીકરણ કરવાની જરૂર છે.

આ ભરત ક્ષેત્રમાં **માકંદી** નામે નગરી છે. તે નગરીમાં કાલમેઘ નામે રાજા રાજ્ય કરે છે. તે નગરીમાં બંધુદત્ત નામે એક ધનાઢ્ય શેઠ વસતો હતો. તેને હારપ્રભા નામે સ્ત્રી હતી. હારપ્રભાના ઉદરથી ધરણ નામે એક પુત્ર ઉત્પન્ન થયો હતો. જ્યારે ધરણ ગર્ભમાં આવ્યો, ત્યારે તેની માતાએ સ્વપ્નામાં શાસન દેવીનાં દર્શન કર્યા હતાં. તે ધરણ બાલ્યા વયથી ઘણો ચપળ અને બુદ્ધિમાન હતો. તેના પિતા બંધુદત્તે તેને વિદ્યા તથા કળાનો સારો અભ્યાસ કરાવ્યો હતો.

તેજ નગરીમાં કાર્ત્તિક નામે એક બીજો ધનાઢ્ય શેઠ રહેતો હતો. તેને જયા નામે સ્ત્રી હતી. તેણીના ઉદરથી લક્ષ્મી નામે એક કન્યા ઉત્પન્ન થઈ હતી એ લક્ષ્મી જ્યારે યોગ્ય વયની થઇ, ત્યારે તેના પિતા કાર્તિકે બંધુદત્ત શેઠના પુત્ર ધરણની સાથે તેનો વિવાહ કર્યો હતો. ધરણ અને લક્ષ્મીની વચ્ચે થયેલું દાંપત્ય યથાર્થ ચાલતું ન હતું. લક્ષ્મી નામથીજ માત્ર લક્ષ્મી હતી, પણ સ્વભાવે અલક્ષ્મી હતી. પ્રથમથીજ તેણી પોતાના પતિ ધરણ ઉપર અપ્રીતિવાળી હતી. તે હંમેશાં ધરણનું અશુભ

ચિંતન કર્યા કરતી હતી. ધરણ પવિત્ર હૃદયનો હતો. તે લક્ષ્મી તરફ સારો પ્રેમ ધારણ કરતો હતો.

તે માકંદી નગરીમાં **પંચનંદી** નામે એક બીજો શેઠ રહેતો હતો. તેને **દેવનંદી** નામે પુત્ર થયો હતો. તે દેવનંદી પોતાના પિતાના વૈભવનો સારે ઉપભોગ કરતો હતો.

એક પ્રસંગે વસંત ઋતુ આવતાં બંધુદત્ત શેઠનો પુત્ર ધરણ પોતાના રથમાં બેસી ઉદ્યાનમાં ફરવાને જતો હતો. તે વખતે પંચનદી શેઠના પુત્ર દેવનંદીનો રથ સામો મળ્યો હતો. તેમની વચ્ચે જે વાદવિવાદ અને આગ્રહ થયો છે, તે પ્રસંગ વાંચનારના ધ્યાનમાં છે. ચાર મુખ્ય પુરૂષોએ ઠરાવ કરી તે બંને ધનાઢયના પુત્રને સમજાવી જુદા પાડ્યા હતા. પછી ધરણ પોતાના પિતાની આજ્ઞા લઈને ઉત્તર દિશામાં ચાલ્યો ગયો. અને દેવનંદી તેના પિતાની આજ્ઞાથી પૂર્વ દિશામાં ચાલ્યો ગયો હતો.

ધરણ જ્યારે ઉત્તર દિશામાં જવાને તૈયાર થયો, તે વખતે તેની દુષ્ટ સ્ત્રી લક્ષ્મીના મનમાં એવું આવ્યું કે, “ જો પતિ અહીંથી વિદેશમાં જશે, તો ત્યાં સુખી થશે અને અનેક જાતના આનંદ ભોગવશે. માટે તેના સુખનો ભંગ કરવાને અને તેનું અનિષ્ટ કરવાને મારે પણ તેની સાથેજ જવું. ” આવા દુષ્ટ ઈરાદાથી તે અલક્ષ્મી રૂપ લક્ષ્મી સ્ત્રી તેની સાથે જવાને તૈયાર થઈ. ધરણ પોતાની સ્ત્રી લક્ષ્મીની દુષ્ટ ધારણાને જાણતો ન હતો, તેથી તે લક્ષ્મીનો શુદ્ધ પ્રેમ ધરીને તેને સાથે લઇ ઉત્તર દિશામાં ગયો હતો.

---

# પ્રકરણ ૨ જું.

## યક્ષનું મંદિર.

એક સુંદર યક્ષ મંદિર આવેલું છે. તેની રચના ઘણીજ મનોહર છે. દૂરથી તે વિમાનના જેવું દેખાય છે. મધ્યભાગે ઉત્તમ પ્રકારની કોરણીદાર થાંભલાઓ આવેલા છે. તેની આસપાસ વિશાળતાવાળી ધર્મશાળાઓ છે. જેમાં અનેક મુસાફરો આવી ઉતરે છે.

રાત્રિનો સમય હતો. અંધકાર ચારે તરફ પ્રસરી ગયો હતો. થોડા મુસાફરો ધર્મશાળામાં સુઇ ગયાં હતાં. સર્વ સ્થળે શાંતિનું મહારાજ્ય ચાલતું હતું. આ સમયે એક પ્રચંડ આકૃતિવાળો પુરૂષ ત્યાં આવ્યો. તેની સાથે એક મોટી પોટલી હતી અને તેણે તે પોતાની બગલમાં લીધી હતી. તે પુરૂષ તે યક્ષ મંદિરનો આશ્રય લેવા ઇચ્છતો હતો. અંધકારને લઇને તે મંદિરના એક ભાગમાં હળવે હળવે જતો હતો, તેવામા એક સુંદર સ્રીના શરિર સાથે અથડાયો. તે સ્રી પોતાની પથારીમાં બેઠી બેઠી જાગતી હતી તે પુરૂષનો સ્પર્શ થતાં બેઠી થઈ અને તેનો હાથ ઝાલી તે સ્થાનથી થોડે દૂર ગઇ. જ્યાં તે સ્રી આવી ઉભી રહી, ત્યાં યક્ષની મુર્તિની પાસે કરેલા દીપકનો પ્રકાશ પડતો હતો, તે પ્રકાશને લઇને તે પુરૂષે આ સુંદર સ્રીને અવલોકી, તેણીનું મનોહર રૂપ જોઈ તે પ્રચંડ પુરૂષ મોહિત થઇ ગયો. તત્કાળ પોતાની બગલમાં જે પોટલી હતી, તે નીચે મૂકી

અને તે સુંદરીના સ્પર્શથી હૃદયમાં આનંદ પામતો ઉભો રહ્યો. તેણે તે મનોહરાને પૂછયું,–" સુંદરી તું કોણ છે ? અને મારી તરફ આટલો પ્રેમ કેમ બતાવે છે ? " તે સ્ત્રી બોલી—" પ્રિય, હું એક પ્રેમી પુરૂષને શોધનારી અને શુદ્ધ પ્રેમને સંપાદન કરવાની ઇચ્છા રાખનારી સ્ત્રી છું, પ્રથમ તમે તમારો વૃત્તાંત જણાવો એટલે પછી હું મારો વૃત્તાત જણાવીશ. તે મોહિત પુરૂષ બોલ્યો—" હે મનોહર બાળા, મારૂ નામ ચંડરૂદ્ર છે. હું ચોરીના ધંધા કરૂં છું. આ વખતે હું રાજાના મેહેલમાંથી ચોરી કરીને આવ્યો છું. તે વાતની જાણ થઇ છે, તેથી મારી પાછળ રાજાના સુભટો મને પકડવાને આવે છે. અત્યારે અંધકારને લઇને હું આ મંદિરમા પ્રવિષ્ટ થઇ ગયો છુ, પણ મને મારી પાછળ આવતા તે રાજપુરૂષોનો મોટો ત્રાસ છે. હે સુંદરી, તું કોઇપણ ઉપાયથી મારો બચાવ કર. હું તને મારી પ્રિયતમા કરીશ અને તુ કોણ છે ? અને અહિં ક્યાંથી આવી છે ? તે તારો વૃત્તાત મને જણાવ. "

ચંડરૂદ્રના આ વચન સાભળી તે સ્ત્રી બોલી–" ભદ્ર, મારો વૃત્તાત સાભળવા જેવો છે. હુ માકડી નગરીના બંધુદત્ત નામના શેઠના પુત્ર ધરણુની સ્ત્રી છું. મારો પતિ ધરણુ વાહના કારણુથી દ્રવ્ય મેળવવાની ઇચ્છા વડે મને સાથે લઇ પરદેશમા નીકળ્યો છે. તે પતિ પ્રથમથીજ મને ગમતો નથી. તેથી કોઇ પણ ઉપાયથી હું તેનો નાશ કરવા ઇચ્છું છું અને તેવાજ ઇરાદાથી હુ તેની સહચારિણી થઇ છુ. અમો બ ને વતનમાંથી નીકળી રસ્તે ચાલ્યા આવતાં હતાં, ત્યાં માર્ગમાં કોઇ વિદ્

આકાશમાં ઉછળતો અને પડતો જોવામા આવ્યો. તે વખતે મારા પતિ ધરણે તેને તેમ થવાનું કારણ પૂછયું. એટલે તેણે જણાવ્યું કે, " વૈતાઢ્ય પર્વત ઉપર આવેલા અમરપુરનો હું રહેવાસી છું, મારૂં નામ હેમકુંડલ છે. હું ખેચર વિદ્યાનો અભ્યાસી નથી. એક વખતે વિદ્યુન્માલી નામનો વિદ્યાધર કે જે મારા પિતાનો મિત્ર થતો હતો તે મારા પિતાની પાસે ખેદ સહિત આવ્યો. મારા પિતાએ તેને ખેદ કરવાનું કારણ પૂછયું એટલે તેણે કહ્યું.

" અવંતી નગરીમાં **શ્રીપ્રભ** નામે રાજા છે તેને **જયશ્રી** નામે પુત્રી છે. કંકણ દેશના રાજા **શિશુપાળે** તે જયશ્રીની માગણી કરી તોપણ શ્રીપ્રભ રાજાએ તેને તે પુત્રી આપી નહિ, અને વત્સદેશના રાજાના પુત્ર શ્રી વિજયને તે પુત્રી આપી. જ્યારે વિજય તેણીને પરણવા અવંતી નગરીમા આવ્યો તે વખતે જયશ્રી કામદેવની પુજા કરવાને બાહેર જતી હતી, તેવામાં તે શિશુપાળ તેણીને હરીને ચાલ્યો ગયો. તે વાતની ખબર પડતાં શ્રી વિજય તેની પાછળ દોડયો અને તે શિશુપાળને જીતી જયશ્રીને પાછો લાવ્યો. પણ તે અતિશે ઘાયલ થયો છે. તે અત્યારે મરણ પથારીએ પડયો છે. તેની સ્ત્રી જયશ્રી તેના દુઃખથી ખાતી નથી. અને પીતી પણ નથી. આથી હું ખેદ પામી તમારી પાસે આવ્યો છું." તેના આવા વચન સાંભળી મારા પિતાએ તેને કહ્યું કે, " ભદ્ર, એમાં શોક કરવો નહીં આ સંસાર એવોજ છે. તે વખતે મેં મારા મનમાં વિચાર્યું કે, ગંધર્વરતિ નામના એક ગંધર્વકુમારે મને કહ્યું હતું કે, હિમા-

દ્રિપર્વતની ગુહામાં એક એવી ઔષધી છે કે, જે લગાડવાથી ગમે તેવો ઘા વાગ્યો હોય, તો પણ તે રૂઝી જાય છે. આ પ્રમાણે વિચારી મેં મારા પિતાની સમક્ષ તે વાર્તા જણાવી અને હું તેના દુઃખને દૂર કરવાને નીકળ્યો. અહિં આવતાં આ દુરણક નામના વૃક્ષ નીચે વિશ્રામ લેવા બેઠો. પછી હું આકાશમાં ઉડવા તૈયાર થયો, તેવામાં આકાશગામી વિદ્યાનું એક પદ ભૂલી ગયો તેથી હું ઉડી શક્યો નહીં. ઉડવા જાઉં છું, ત્યાં પાછો નીચે પડી જાઉં છું. તેથી મારી આવી સ્થિતિ થાય છે.” તે વિદ્યાધરના આવા વચન સાંભળી મારા પતિ ધરણે તેને તે વિદ્યાનું એક પદ સંભારી આપ્યું, તેથી તે ઘણોજ ખુશી થયો અને તેણે પેલી ઔષધીનું એક કડીકુ મારા પતિને લાવી આપ્યું તે પછી તે આભાર માની ઉજ્જયિની નગરીમાં ચાલ્યો ગયો.

પછી હું અને મારો પતિ ધરણ ત્યાંથી આગળ ચાલ્યા ત્યાં કોઇ પર્વતની પાસે આવેલી નદીના તીર ઉપર કેટલાએક ભિલ્લ લોકોને રૂદન કરતા જોયાં. તેમને જોઇ મારા પતિ ધરણના મનમાં દયા આવી અને તેણે તેઓને રૂદન કરવાનું કારણ પુછયું. તેઓ બોલ્યા—“ભદ્ર ! અમે ભિલ્લ લોકો છીયે. કાળસેન નામે એક અમારો રાજા છે. એક વખતે કોઇ સિંહને આવતો જોઇને અમારો બળવાન્ રાજા તેની પાછળ દોડયો. સિંહ કોઇ વડના વૃક્ષની બખોલમાં ભરાઇ રાજા કાળસેન જ્યારે તે વડ પાસે આવ્યો, એટલે તે સિંહે અચાનક આવી પકડયો. તેણે શસ્ત્રથી સિંહને મારીતો નાંખ્યો, પણ તે પહેલા સિંહે

તેનું મસ્તક ભેદી નાખ્યું ઘાયલ થયેલો અમારો રાજા " પોતે બચવાનો નથી " એવું ધારી આજે પીડાથી કંટાળીને અગ્નિમાં પ્રવેશ કરવાનો છે તેની સગર્ભા પત્ની તેની પાછળ મરવાને તૈયાર થઇ છે અમોએ તેને ઘણો સમજાવ્યો, તો પણ તે મરવાનો આગ્રહ છોડતો નથી, તેથી અમે લાચાર થઇને રૂદન કરીએ છીએ " તેઓના આ વચન સાભળી મારા પતિ ધરણને દયા ઉત્પન્ન થઇ પછી તેણે સત્વર તે ભિલ્લોના રાજાની પાસે જઇ પેલી ચમત્કારી ઔષધીથી તેના ઘાયલ થયેલા અંગને સાજુ કરી દીધુ કાળસેન પ્રસન્ન થઇ પોતાની પત્ની સાથે ધરણના ચરણમા નમી પડયો અને તેણે કહ્યુ કે, " આ શરીર અને પ્રાણ તમારા છે મને કાઇ આજ્ઞા કરો " ધરણે પોતાને માટે કઇ પણ કહ્યુ નહીં, અને તેને બોધ આપ્યો કે ' જો તુ મારી આજ્ઞા માનવાને ઇચ્છતો હો તો આજથી સર્વ જીવોની રક્ષા કરજે " ધરણના આ વચન ઉપરથી તે કાળસેને મૃગયા કરવાનો નિયમ લીધો. પછી મારા પતિ ધરણ મને લઇને ત્યાથી આગળ ચાલ્યો તેવામા એક મોટો સાર્થ અમારા જોવામા આવ્યો તેની અંદર મૌરિક નામના એક ચડાળને મારી નાખવાને માટે વધ્યભૂમિમા લઈ જવામા આવતો હતો તેને જોઇ ધરણ ઉભો રહ્યો એટલામા મૌરિક ચડાળે ધરણને ઉદ્દેશીને કહ્યુ કે, " હુ નિર્દોષ છું, તે છતા મને મારવાને લઇ જાય છે, માટે મારી રક્ષા કરો " તેના આ વચન સાભળી ધરણને દયા આવી તેણે સાર્થના લોકોને કહ્યુ કે, " હુ આ માણસને માટે તમારા રાજાને કહું ત્યાસુધી ઉભા રહો તેને મારશો નહીં"

તે લોકોએ ધરણનું કહેવું માન્ય કર્યું. પછી ધરણ સત્વર રાજાની પાસે આવ્યો અને તેણે દશ હજાર સુવર્ણની કીંમતનો એક હાર રાજાને ભેટ કર્યો. તેથી રાજા તેની ઉપર ખુશી થયો. પછી તેણે રાજાને કહીને તે મૌરિકને છોડાવ્યો. મૌરિકે મારા પતિ ધરણનો ઉપકાર માન્યો. પછી ધરણ તે સાર્થની સાથે અચલપુર નગરમાં આવ્યો. ત્યાં તેણે વેપાર કર્યો. તેની અંદર આઠ ગણો લાભ આવ્યો. ચાર માસમા વેપાર કરતા એવો લાભ આવ્યો કે, તેની પાસે એક કોટી દ્રવ્ય થયું. તે પછી મારો પતિ કેટલાએક માલ લઇ સાર્થની સાથે પોતાની નગરી તરફ જવા તૈયાર થયો માર્ગમાં ચાલતા **કાદંબરી** નામનું એક જંગલ આવ્યું, તેની અંદર પેલા કાળસેનના ભિલ્લ લોકોએ સાર્થને લુંટી લીધો. તેઓમાથી કેટલાએક પકડાયા અને કેટલાએક નાશી ગયા. તે ભિલ્લ લોકો બાધો માલ અને કેદ કરેલા માણસોને લઇ પોતાના રાજા કાળસેનની પાસે આવ્યા. અને તેમણે તે વૃત્તાત પોતાના રાજાને જણાવ્યો. કાળસેને જ્યારે તે કેદ કરેલા માણસોને જોયા, ત્યારે તેની અંદર **સંગમ** નામનો એક પુરૂષ કે જે ધરણનો અનુચર હતો, તેને કાળસેને ઓળખી લીધો. તેણે કહ્યું," અરે સંગમ, તું અહિ ક્યાંથી? ઘાયલ થયેલા મારા શરીરને બચાવનાર તે ઉપગારી રણ ક્યાં છે ? " તે સંગમ બોલ્યો—" આ તેનોજ સાર્થ છે." આ શબ્દ સાંભળતાજ કાળસેન ક્ષોભ પામી ગયો. તત્કાળ તેણે પોતાના સેવકોને ધરણની શોધ કરવાને માટે આસપાસ મોકલ્યા. પણ કોઇ ઠેકાણે ધરણનો પત્તો લાગ્યો નહીં. તે વખતે કાળસેને

ઘણો અપશોષ કર્યો. પછી તેણે એવી પ્રતિજ્ઞા કરી કે, "જો મને પાંચ રાત્રિની અંદર તે ઉપકારી ધરણનો મેળાપ નહીં થાય તો પછી હું અગ્નિમાં પ્રવેશ કરીશ." વળી તેણે પોતાની ગોત્રદેવીની આગળ એવી માનતા કરી કે, "જો મને ધરણનો મેળાપ થશે, તો હું ગોત્રદેવીને દશ પુરૂષોનું બલીદાન આપીશ." આ પ્રમાણે માનતા કરી તે કાળસેન પોતે પણ મારા ધણી ધરણની શોધ માટે નીકળ્યો હતો.

મારો પતિ ધરણ મને સાથે લઇ તે સાર્થમાંથી જુદો પડયો હતો. અમો બંને ફરતાં ફરતાં પિલિધિ નામના એક પર્વત ઉપર આવી ચડ્યાં હતાં. તે પર્વત ઉપર અમોને ખાવાને ફળાદિક મળ્યા નહીં, તેથી હું ક્ષુધાતુર થઇ અને બીજે દિવસે મૂર્છા ખાઈને પૃથ્વી ઉપર પડી ગઇ. તે વખતે મારા પતિએ મને વસ્ત્રના પવનથી સ્વસ્થ કરીને પુછયું. ત્યારે મેં તેમને જણાવ્યું કે,' હું ક્ષુધા કરતાં તૃષાથી વિશેષ પીડિત છું.' મારાં આ વચન સાંભળી મારા પતિ ધરણે એક ઊંચા વૃક્ષ ઉપર ચડીને જળ જોયું, તો પણ કોઇ ઠેકાણે તેણે જળ જોયું નહીં, પછી તેણે વિચાર્યું કે, "ઊરસ્થળમાંથી માંસ અને નસોમાથી રૂધિર ખેંચીને હું આ સ્ત્રીની તૃષા શાંત કરૂં, નહીં તો તે મૃત્યુ પામી જશે." આવો વિચાર કરી તેણે તે પ્રમાણે કર્યું, અને પછી પેલી ચમત્કારી ઔષધીથી તે વ્રણને શમાવી દીધું. હું મારા પતિની તે યુક્તિથી સ્વસ્થ થઈ. તે પછી અમો બંને ત્યાંથી ચાલીને આગળ ગયા, ત્યાં મહાસર નામનું આ નગર અમારા જોવામાં આવ્યું. નગરની નજીક આવ્યા, તે-

વામા સંધ્યાકાળ થઇ ગયો એટલે અમો બંને નગરમાં પેઠા નહીં. પણ બાહેર આવેલા આ યક્ષના મંદિરમાં અમે આવીને વસ્યા છીએ. મારો પતિ ધરણુ અહિં સુઇ ગયેલ. હું જાગીને તેનું અશુભ ચિંતવતી હતી, તેવામાં મારા ભાગ્યયોગે અહિં તમારો મેળાપ થઇ ગયો. "

લક્ષ્મીના મુખથી આ વૃત્તાંત સાંભળી તે ચંડરૂદ્ર હૃદયમાં આશ્ચર્ય પામી ગયો. તે સ્ત્રીની દુષ્ટતા તરફ તેને તિરસ્કાર છુટયો, પણ પોતાના સ્વાર્થને માટે તે વખતે તેણે કાંઇ પણ જણાવ્યું નહીં. તેણે લક્ષ્મીને પ્રસન્ન થઇને કહ્યું," પ્રિયા, સદ્ભાગ્યે તારો મેળાપ મને થઇ આવ્યો છે, પરંતુ મારા હૃદયમાં રાજાના પુરૂષોની ભારે ચિંતા છે. જો હું તે ચિંતામાથી મુક્ત થાઉં તોજ મને શાતિ મળે તેમ છે. " ચડરૂદ્રના આવા વચન સાંભળી દુષ્ટહૃદયા લક્ષ્મીએ વિચાર કરી તેને જણાવ્યું, " પ્રિયા, ચિંતા કરશો નહિં. તમે જે ચારીના ધનનું પોટકું લાવ્યા છો, તે સુઇ ગયેલા મારા સ્વામીને ઊશીકે મુકી દ્યો અને તમે અને હું અહિંથી ચાલ્યા જઇએ. રાજાના પુરૂષો આવી મુદ્દાના માલ ઉપરથી મારા પતિ ધરણુને પકડશે અને તેને ભારે શિક્ષા કરશે. એમ થવાથી મારા મનનું વૈર પણ શાંત થશે." લક્ષ્મીનો આ વિચાર તે ચંડરૂદ્રને અનુકુળ લાગ્યો. તત્કાળ તેણે ચોરીના માલનું પોટલું સુતેલા નિર્દોષ ધરણુના ઓશીકા પાસે મુકી દીધું. અને પોતે લક્ષ્મીને સાથે લઇ બાહેર નાશી જવાને તૈયાર થયો, તેવામાં રાજાના માણસો પગલાને અનુસારે તે યક્ષ મંદિરના

દ્વાર આગળ આવી ઉભા રહ્યા. તે વખતે ચંડરૂદ્રે લક્ષ્મીને કહ્યું, "પ્રિયા, બહુ ખોટું થયું. આ રાજાના માણસો મને પકડી લેશે; કારણકે, હું અહિંનો પ્રખ્યાત ચોર છું, વળી મારી સ્ત્રી પણ પ્રખ્યાત છે. આ વખતે મારી પાસે એક ગુટિકા છે. તે જળની સાથે ઘસી ચોપડવાથી કોઇ પણ જોઈ શકતું નથી." પછી લક્ષ્મીએ તેને જળ લાવી આપ્યું. તે જળથી નેત્રમા અંજન કરી બને અદૃશ્ય થઇ રહ્યા. અને પેલા રાજાના માણસો ધરણની પાસે ચોરીનો માલ જોઇ જગાડી બાંધી રાજાની પાસે લઈ ગયા.

વાંચનાર, આ પ્રસંગે સ્ત્રી જાતીના દુર્ગુણોનો વિચાર કરજો. પવિત્ર હૃદયનો ધરણ પોતાની સ્ત્રી લક્ષ્મી ઉપર કેવો પ્રેમ રાખે છે, તથાપિ દુર્ગુણી દારા લક્ષ્મી તેનું અનિષ્ટ કરવાને સદા તત્પર રહે છે. આ લક્ષ્મીનું ચરિત્ર ખરેખાર નિંદવા યોગ્ય છે. સ્રી જાતિના આવા દુર્ગુણોને લઇનેજ સમૃદ્ધિવાન પુરૂષો આ સંસારમાંથી ચાલી નીકળ્યા છે. અને અનુભવી મહાત્માઓએ મન વચનથી એ જાતીને ધિક્કારી છે. તથાપિ આપણે તદન નિરાશ થવાનું નથી. જો સ્રીજાતિના સ્વાર્થી અને અલ્પ હૃદયની અંદર કેળવણીના બીજ રોપ્યાં હોય, તોજ તેઓ સન્માર્ગગામિની થાય છે. તેજ જાતિની અંદર ઘણી મહાસતીઓ અને પતિભક્તા થયેલી છે. અને તેથી તેઓ આ જગતમાં વંદનીય બની છે, તેનું કારણ માત્ર કેળવણીજ છે. અને જેઓ આ લક્ષ્મીની જેમ દુરાચારી બની છે તે કેળવણીના અભાવનો

પ્રતાપ છે. કેળવાએલી કાંતા કદિપણુ આ ધરણુની સ્ત્રી લક્ષ્મી ના જેવી નહીં થ ય, પણ સાક્ષાત્ લક્ષ્મીના જેવી થશે. આ ઉપરથી આપણે એવો સાર લેવાને છે કે સ્ત્રી કેળવણીને પ્રચાર વિશેષ કરવો કે જેથી સ્ત્રીજાતિમા દુરાચારને પ્રાદુર્ભાવ ન થાય.



# પ્રકરણ ૩ જું.

## બળિદાન મુક્તિ.

કેટલાએક વનચર મનુષ્યો જંગલમાં ફરતાં હતાં. તેમના મન ઉપર ચિંતાનો ચિતાર થઇ રહ્યો હતો. તેઓ જંગલની આસપાસ બુદ્ધિ પૂર્વક નિરીક્ષણ કરતાં હતાં; કોઇ પુરૂષ તેમની દૃષ્ટિએ આવતો ન હતો. ઘણીવાર શોધ કર્યા પછી તેઓ એક વૃક્ષ નીચે આવ્યા, ત્યાં એક સ્ત્રી પુરૂષની જોડ તેમના જોવામાં આવી. તે જોતાંજ તેઓ હૃદયમાં ખુશી ખુશી થઈ ગયા. તેઓ કેટલાએક ઉત્સાહથી દોડી આવ્યા અને તેમણે લતાઓની દોરીઓથી તે બંનેને બાંધી લીધા. તે પુરૂષ અને સ્ત્રીને દૃઢતાથી બાંધી તે વનચરો અતિ આનંદ પામતા પોતાના સ્વામી પાસે આવતા હતા.

વાંચનાર, આ પ્રસંગની જીજ્ઞાસા તમારા હૃદયમાં ઉત્પન્ન થઇ હશે. તે પુર્ણ કરવી જોઇએ. જે આ વનચર લોકો જંગલમાં ફરતાં હતાં, તે પેલા ભિલ્લોના રાજા કાળસેનના માણસો હતાં.

કાળસેને પોતાની પુર્વની માનતા પુર્ણ કરવાને પોતાની ગોત્ર- દેવીના બળીદાનને માટે પુરૂષોની શોધ કરવાને માણસોને જંગલમાં મોકલ્યાં હતાં. વાંચનાર જાણે છે કે, કાળસેને જે માનતા કરી હતી, તે ધરણને ઉદ્દેશીનેજ હતી. દૈવયોગે કાળસેનના માણસોએ જે સ્ત્રી અને પુરૂષને પકડયાં છે, તે ધરણ અને તેની સ્ત્રી લક્ષ્મી છે. ગયા પ્રકરણમાં આપણે તેમને વિખુટા પડેલાં જોયા છે, અને આ સ્થળે તેમનો યોગ શી રીતે થયો ? એ શંકા થવાનો સંભવ છે; તેથી આ સ્થળે ધરણ અને લક્ષ્મીના પુનઃ સંયોગની વાર્તા જણાવવાની જરૂર છે.

ગયા પ્રકરણમાં ચંડરૂદ્ર અને લક્ષ્મી ધરણને માથે ચોરીનું તહોમત મુકી અદૃશ્ય થયાં છે. અને રાજાના માણસોએ ધરણને ચોર જાણી પકડયો છે. તે રાજપુરૂષો ધરણને પકડી બાંધી રાજાની પાસે લાવ્યા. રાજાએ તત્કાળ આજ્ઞા કરી કે "તેને ચંડાળોને મારવાને સોંપી દો" રાજાની આજ્ઞા થતાં સુભટો તેને ચંડાળોની પાસે લાવ્યા. બધા ચંડાળોને એકઠા કરીને પૂછયું કે, 'કયા ચંડાળનો વારો છે ?' તે વખતે તેમની તરફથી ઉત્તર મળ્યો કે, મૌરિકનો વારો છે. પછી તેમણે ધરણને મારવાને માટે સોંપી દીધો. તેઓ ચાલી ગયા પછી મૌરિકે ધરણને ઓળખી લીધો. તેણે વિચાર કર્યો–કે" અરે ! આ તો મને જીવિત આપનાર ધરણ, શું તેની આવી દશા થઈ છે" પછી મૌરિક તેને એકાંતે લઇ ગયો. બંધન છોડી તેના ચરણમાં નમી પડયો. અને બોલ્યો—"મહાનુભાવ, મને ઓળખો છો ?

હું મૌરિક છું. મને મારવાને લઇ જતા હતા, તે વખતે તમે રાજાને ભેટ આપી મને છોડાવ્યો હતો. આ ચંડાળ તમારો યાવજ્જીવિત આભારી છે. આપની આવી દશા કેમ થઇ છે ?" ધરણે ટુંકામા કહ્યું કે, મારી દશા વિષે હું કાઇ જાણુતો નથી. તે મારા નશીબને પુછો. હવે બીજું કાંઈ કરવાનું નથી. જો તમે મારો ઘાત નહીં કરો તો રાજા તમારો ઘાત કરશે બીજાના પ્રાણુ વડે હું મારા પ્રાણુની રક્ષા કરવા ઇચ્છતો નથી. મને મારી નાંખો, " ધરણુના આ વચન સાંભળી મૌરિક બોલ્યો " ભદ્ર, એવી શંકા કરશો નહીં, રાજા મને મારી શકશે નહીં, તમે અહીંથી ચાલ્યા જાઓ. જો તમે નહીં જાઓ તો હું મારા આત્માનો ઘાત કરીશ " મૌરિકના આ વચન સાંભળી ધરણુ તેનો ઉપકાર માની ચાલ્યો ગયો હતો.

પવિત્ર હૃદયના ધરણે માર્ગમા વિચાર કર્યો કે, " અરે ! મારી પ્રીયા લક્ષ્મીનું શું થયું હશે ? તેણીના વિના હું મારા જીવિતને વ્યર્થ માનું છું આ પ્રમાણે ચિંતવતો ધરણુ કોઈ નદી ના તીર ઉપર આવ્યો હતો.

આ તરફ દુષ્ટ લક્ષ્મીનું શું થયું, તે જાણુવા જેવું છે. મલિન હૃદયના મનુષ્યોની મલિનતા આખરે ખુલ્લી થયા વિના રહેતી નથી. કપટી જનનું કપટ અંતરમાંથી ઉઘાડું થઇ જાય છે. પાપનો ઘડો ફુટ્યા વિના રહેતો નથી. જ્યારે નિરપરાધી ધરણુને બાંધી રાજપુરૂષો રાજા પાસે લઇ ગયા, તે પછી પેલો ચંડરૂદ્ર ચોર લક્ષ્મીને લઇ તે યક્ષ મંદીરમાંથી બાહેર નીકળ્યો

હતો. તે ચોર તેણીની સાથે ત્યાંથી આગળ ચાલી જે નદીના તટ ઉપર ધરણ હતો, તેજ નદીના તટ ઉપર આવ્યો. ત્યાં તે દુષ્ટના મનમા વિચાર આવ્યો કે ' આ લક્ષ્મી ખરેખરી દુષ્ટ સ્ત્રી છે. જેણીએ પોતાના શુદ્ધ પ્રેમી પતિને ક્ષણમા ત્યજી દીધો, તેણીનો શુદ્ધ પ્રેમ મારી ઉપર શી રીતે હોય ? આવી દુષ્ટ સ્ત્રીના સહવાસમા રહેવાથી વખતે મને મોટી હાની થયા વિના રહેશે નહીં " આવો વિચાર કરી દુર્બુદ્ધિ ચંડરૂદ્રે તે નદી ઉપર તેણીને લુંટી લીધી તેની પાસે જે આભુષણો હતાં, તે લઈ ચંડરૂદ્ર નાશી ગયો એટલે લક્ષ્મી પશ્ચાત્તાપ કરતી ઉભી રહી. જ્યારે ચોર નાશી ગયો, એટલે લક્ષ્મીએ વિચાર્યું કે, " સારૂં થયું. એના યોગથી મારો વૈરી પતિ નાશ પામ્યો. હવે હું કોઈ બીજા પુરૂષને શોધી કાઢીશ. " આ પ્રમાણે ચિંતવતી લક્ષ્મી તે નદીના તીર ઉપર ફરતી હતી, તેવામાં ધરણની દૃષ્ટિ તે તરફ પડી. પવિત્ર ધરણ અચાનક પોતાની સ્ત્રીને જોઈ ખુશી થયો અને ' અરે પ્રિયા, તું અહીં ક્યાંથી ' એમ કહી તે તેણીને આનંદ પૂર્વક ભેટી પડયો. દુષ્ટ લક્ષ્મી પોતાના પતિને જોઇ નાખુશ થઇ, પણ તેણે કપટથી પ્રેમ બતાવવાને રોઇ પડી. ભોળા દિલના ધરણે તેણીને રોતી જોઇને કહ્યું—" પ્રિયા, શા-માટે રૂદન કરે છે ? તને જીવતી જોઈને હું ઘણો ખુશી થયો છું. પણ તું અહી કયાથી આવી ચડી ? તે મને કહે," ચતુર અને કપટી લક્ષ્મી બોલી—" સ્વામીનાથ, તે યક્ષ મંદીરમાંથી મને કોઇ ચોર હરી ગયો અને અહિં લાવીને મને લુંટી ગયો. મારા ભાગ્યયોગે તમારો અહિં મેળાપ થઇ ગયો." લક્ષ્મીના મુખથી

આ વૃત્તાંત સાંભળી ધરણુ હૃદયમાં ખુસી થઇ ગયો અને શુદ્ધ પ્રેમથી તેણે લક્ષ્મીને આલિંગન કર્યું.

ધરણુ અને લક્ષ્મી બંને દંપતી નદીના તટ ઉપરથી આગળ ચાલ્યાં હતાં. અનુક્રમે ચાલતાં દંતપુર નામે એક નગર નજીક આવ્યું. તે નગર ધરણુનું જાણીતું હતું; કારણકે, તે નગરની અંદર તેનો સ્કંદદેવ નામે મામો રહેતો હતો. ધરણે વિચાર કર્યો કે, " આ નગરમાં મામાને ઘેર લક્ષ્મીને મુકી હોયતો વધારે સારૂં, કારણકે પછી હું એકલો નિશ્ચિંત થઇ દ્રવ્યોપાર્જન કરવાને પ્રવર્તું " આવું ધારી તે દંતપુર તરફ ચાલ્યો, તેવામાં માર્ગની અંદર એક બીજો બનાવ બની આવ્યો

પેલો ભિલ્લ લોકોનો રાજા કાળસેન કે જેણે પોતાની કુળદેવી કાત્યાયનીને પુરૂષોનું બલિદાન આપવાની માનતા કરી હતી, તેણે તે બલિદાનને લાયક એવા મનુષ્યોને શોધવાને માટે પોતાના સુભટોને મોકલ્યા હતા. તેઓ જ્યાં લક્ષ્મી અને ધરણ જતાં હતાં, તેજ માર્ગે આવ્યા અને તેમણે તે બન્ને દંપતીને પકડી લીધાં. તેઓ તેમને પકડી કાળસેનની પાસે લાવ્યા અને તે પછી તેમને કાત્યાયની દેવીના મંદિરમાં લઇ જવામાં આવ્યા. તે વખતે કુરંગ નામનો એક ભીલ હાથમાં તરવાર લઇને દુર્ગિલ નામના એક માણસને લઈને ત્યાં આવ્યો. તેણે પોતાના સ્વામી કાળસેનને બોલાવી તેમના હાથમાં તે તરવાર આપી અને કહ્યું; "સ્વામી, આ દુર્ગિલ નામે લેખવાહી છે. તેનું પણ બલિદાન આપવાનું છે." કુરંગના આ વચન સાંભળી કાળસેન હાથમાં

તરવાર ઉગામી તે પુરૂષને કહ્યું, "અરે પુરૂષ, તારી શી ઈચ્છા છે ? જે કંઈ હોય તે કહી આપજે, હવે તારે મૃત્યુ પામી સ્વર્ગમાં જવાનું છે." કાળસેનના આ વચનોનો ઉત્તર તે આપી શકયો નહીં. તેના હૃદયમાં અતિશય ભય લાગી આવ્યો. તે વખતે કાલસેને વિચાર કર્યો કે, "આવા ભીરૂ અને પોતાની ઈચ્છા નહીં જણાવનારા પુરૂષને મારવો યોગ્ય નથી." કાલસેન આ વિચાર કરતો હતો, તેવામાં ધરણ આનંદ પૂર્વક બોલી ઉઠયો."ભાઈ તે બીચારા બીકણુંને શા માટે મારોછો ? તેની પહેલાં મને મારી નાંખો." તેનાં આવા વચન સાંભળી ચતુર કાળસેને વિચાર કર્યો કે "જે સાર્થવાહના કુમારે પોતાના પ્રાણવડે મારા પ્રાણની રક્ષા કરી હતી, તેના જેવોજ આ કોઇ પુરૂષ છે." તત્કાલ તેણે આવીને ધરણની સામે લક્ષ પૂર્વક જોયું, એટલે તેણે ધરણને ઓળખી લીધો. તે વખતે તેના શરીરમાં હર્ષનો આવેશ આવી ગયો, તરત તે ધરણના ચરણમાં દંડવત્ કરી નમી પડયો. ને હર્ષના અશ્રૂની ધારાને વહન કરતો બોલ્યો— "ભદ્ર, મારા અજ્ઞાનીના અપરાધને ક્ષમા કરજો. હું કાળસેન નામે ભિલોનો રાજા છું. તમે મને જીવિતદાન આપ્યું છે. હું યાવજ્જીવિત તમારો રૂણી છું. મારા સેવકો અજ્ઞાનથી તમને પકડી લાવ્યા અને હું મૂર્ખ તમારૂંજ બલિદાન આપવાને તૈયાર થયો. મને સહસ્રવાર ધિક્કાર છે. કાળસેનના આવા વચન સાંભળી ધરણે કહ્યું, "ભદ્ર, શામાટે શોક કરે છે ? અજ્ઞાની માણસ અપરાધી ગણાતો નથી. જે કાર્ય બુદ્ધિપૂર્વક કરવામાં આવે છે, તેજ કાર્યનો કર્ત્તા નિંદવા યોગ્ય છે." એમ કહી ધરણે

પોતાને માથે જે વીત્યું હતું, તે સર્વ વૃત્તાંત તેને કહી સંભળાવ્યું અને વિશેષમાં જણાવ્યું કે, કાળસેન, તમે આ કાત્યાચની દેવીને બલીદાન આપી પૂજો છો, એ વાત તદન અયોગ્ય છે. દેવતાની પૂજા પુષ્પાદિકથી કરવી જોઇએ. હિંસાથી ન કરવી જોઇએ. કદિ ગાયના શીંગડામાંથી દુધ નીકળે, જળમાંથી અગ્નિ થાય, ઝેરમાંથી અમૃત થાય, પણ હિંસા કરવાથી પુણ્ય થાયજ નહીં." ધરણનો આ ઉપદેશ કાળસેને અંગીકાર કર્યો અને ત્યારથી હિંસા કરીને કુળદેવીની પૂજા કરવાની પ્રવૃત્તિનો તેણે ત્યાગ કરી દીધો હતો.

ધરણ પોતે કાળસેનનો અતિથિ થઇ કેટલાએક દિવસ ત્યાં રહ્યો હતો. ભિલ્લપતિએ પૂર્વોપકારનું સ્મરણ કરી તેને પોતાના દરબારમાં સારા સન્માનથી રાખ્યો હતો. પછી ધરણે પ્રથમ કેદ કરેલા પોતાના સાર્થને કાલસેન પાસેથી છોડાવ્યો હતો. કેટલાક દિવસ તેના સ્થાનમા રહી ધરણ પોતાના સાર્થ સાથે પોતાની નગરી માકંદીમાં આવવાને તૈયાર થયો. તે વખતે ભિલ્લોના રાજા કાળસેને અમુલ્ય મોતીઓ, દાંત અને લાખો હીરા તથા રત્નો તેમજ કેટલુંએક દ્રવ્ય ધરણને ભેટ કર્યું હતું. પેલા દેવનંદીની સાથે રથની સ્પર્ધા કરેલી પ્રતિજ્ઞા પ્રમાણે દ્રવ્ય ઉપાર્જન કરી ધરણ સાથની સાથે માકંદી નગરીમાં આવી પોહોંચ્યો હતો. પણ તેની સ્ત્રી લક્ષ્મી ભીલને ત્યાં પકડાયા તે વખતની વિખુટી પડી ગઈ હતી.

# પ્રકરણ ૪ થું.

---

## દુરાચાર પ્રકાશ.

ભિલ્લોના રાજા કાળસેન પાસેથી ઉત્તમ પ્રકારની ભેટો લઇ ધરણ પોતાને ઘરે આવ્યો, ત્યારે તેના વડિલજનો અતિ ખુશી થયા. અને પોતે સવાકોટી દ્રવ્ય કમાઇને આવ્યો, એથી નગરના મહાજનો પણ તેને અભિનંદન આપવા લાગ્યા. અને તેણે પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરી એથી સર્વને વિશેષ આનંદ થયો હતો.

પેલો દેવનંદી કે જે ધનની સાથે હરિફાઇ કરવાને વિદેશમાં દ્રવ્યોપાર્જન કરવા ગયો હતો, તે ધરણની પછી અર્ધ માસે આવ્યો અને તે અધકોટી દ્રવ્ય કમાઇને આવ્યો. નગરના ચતુર પુરૂષોએ તેનું દ્રવ્ય ગણી લીધું. તેમના ઠરાવ પ્રમાણે જ્યારે અનંગ ત્રયોદશી આવી એટલે તેમના રથ જોડાવીને પેલા ચતુર પ્રમાણીક પુરૂષો ધરણના રથને અગ્રભાગ આપવાને કહેવા આવ્યા, ત્યારે ઠરેલ બુદ્ધિવાળા ધરણે ' એવી બાળક્રીડા કરવી યોગ્ય નથી ' એમ કહી તે આગ્રહ છોડી દીધો. જેથી તેમણે ધરણની મનોવૃત્તિની ભારે પ્રશંસા કરી હતી.

પવિત્ર ધરણે ઉપાર્જન કરેલા દ્રવ્યનો સદુપયોગ કરવા વિચાર કર્યો. તેણે તે દ્રવ્ય વડે કેટલાએક ધાર્મિક કાર્યો કર્યાં અને યાચકોને અગણિત દાન આપ્યા. તે દ્રવ્યનો સદુપયોગ

કરી પુનઃ વિશેષ દ્રવ્ય મેળવવાનો અને પોતાની સ્ત્રી લક્ષ્મીની શોધ કરવાનો તેણે વિચાર કર્યો અને તે વિચાર કરી ધરણ પાછો સમુદ્ર માર્ગે પ્રયાણુ કરવા તત્પર થયો હતો.

શુભ દિવસે પ્રયાણુ કરી ધરણુ વૈજયંતિ નગરીમાં આવ્યો હતો. તે નગરીમાં તેને જોઇએ તેવો લાભ મળ્યો નહીં, એટલે ત્યાંથી ઘણો માલ લઈ આગળ ચાલ્યો. દૈવયોગે તેનુ વાહાણ ભાગી ગયું. અને તે પાટીયુ લઈ તે વડે તરતો તરતો સ્વર્ણ દ્વીપમા આવી પોહોચ્યો. તે દ્વીપમા બધી પૃથ્વી સુવર્ણની જોઇ તેણે તેમાથી કેટલીએક સુવર્ણની ઈટો ગ્રહણ કરી અને તે ઉપર પોતાનુ નામ અંકિત કરી એક સ પુટમા નાખી એવા દશ હજાર સંપુટો તેણે કર્યા હતા.

ધરણુ પોતે વાહાણ ભાગવાથી અહિં રહ્યો છે, એવી સૂચના કરવાને એક ધ્વજ બાધીને ત્યા રહ્યો હતો એક વખતે તે ધ્વજ જોઇને કેટલાએક બીજા વાહાણના માણસો તેની પાસે આવ્યા અને તેમણે કહ્યું, “ ભાઇ, સુવદન નામે એક ચીન દેશનો વ્યાપારી પોતાનું વાહાણુ લઇ દેવપુર નગરમા જાય છે, તેઓએ તમને બોલાવવાને અમને મોકલ્યા છે ” તે સાભળી ધરણ બોલ્યો, “ તે વાહાણુમા કેટલો માલ ભર્યો છે ? ” તે ઓએ કહ્યુ, તે વાહાણુ તદન ખાલી છે, માટે તમારો બધો માલ તેમા રહી શકશે. ” તે ઉપરથી ધરણે કહ્યું, “ જો એમ હોય તો તમારા સાર્થવાહને અહિં મોકલો. ” તે લોકોએ જઇને સુવદન સાર્થવાહને કહ્યું, એટલે તે પોતે ધરણુની પાસે આવ્યો. ધરણે કહ્યું, “ તમારા વાહાણુમા કેટલી કીંમતનો માલ

ભર્યો છે ? " તેણે ઉત્તર આપ્યો—" એક હજાર સુવર્ણનો માલ ભર્યો છે. " ધરણ બોલ્યો—" તે અસાર માલ છોડી દ્યો. અને તેમાં મારો બધો માલ ભરો. જો મારો માલ સહિસલામત કાંઠા ઉપર પોંહોચશે, તો હું તમને એક લાખ સુવર્ણ આપીશ. " સુવદન બોલ્યો—" ભદ્ર, ખુશીથી તમારો માલ ભરો. તમારાથી મારે લાખ સુવર્ણ વિશેષ નથી " આ પ્રમાણે કહી સુવદને પોતાનો માલ છોડી દઈ ધરણનો બધો માલ પોતાના વાહાણમાં ભરી દીધો. પછી ધરણ તે વાહાણ ઉપર આરૂઢ થઇ ગયો.

કર્મની ગતિ વિચિત્ર છે. પવિત્ર હૃદયનો ધરણ તે વાહાણમાં બેશીને ચાલ્યો, તે વખતે તેના હૃદયમાં પોતાની સ્ત્રી લક્ષ્મીનું સ્મરણ થઇ આવ્યું અને તેણીને મળવાની ઉત્કંઠા થઈ. આ તેની ઉત્કંઠા સાર્થક હતી તેજ વાહાણમાં લક્ષ્મી આવેલી હતી. દૈવયોગે લક્ષ્મી ધરણના જોવામાં આવી. પ્રેમયુક્ત ધરણ તેણીને જોઇ ખુશી થયો. પરંતુ લક્ષ્મીનું હૃદય વિચિત્ર હતું. તેણી પોતાના પતિને નિરાબાધ જોઇ ખુશી થઈ ન હતી. પૂર્વ વૈરના યોગથી તેણી પતિનું અશુભ ચિંતવતી હતી. જ્યારે લક્ષ્મીએ ધરણને જોયો, ત્યારે તેણી હૃદયમાં ક્ષોભ પામી; પરંતુ ઉપરથી તેણીએ પતિ આગળ ખુશાલી દર્શાવી હતી. પછી ધરણે સાર્થવાહ સુવદનનો પોતાની પ્રિયાના સમાગમ માટે ઉપકાર માન્યો હતો. ધરણે લક્ષ્મીને આ વાહાણમાં આવવાનો વૃત્તાંત પૂછ્યો, એટલે તેણી બોલી—" સ્વામી, તમને જ્યારે ભિલ્લ લોકોએ પકડ્યા, એટલે હું યુક્તિથી નાશી ગઇ હતી. ત્યાંથી

કોઈ બેટમાં આવી અને દૈવયોગે આજ વાહાણમાં આવી ચડી છું. પછી ધરણે પણ પોતાનો વૃત્તાંત જણાવ્યો હતો.

સુવદન સાર્થવાહનું તે વાહાણ સમુદ્રમાં ચાલતું વીશ ગાઉ આવ્યું, એટલે એક સુંદર દેવી તેની પાસે આવી પ્રગટ થઇ. તે દેવીનું નામ સુવર્ણા હતું અને તે દેવી તે દ્વીપની અધિષ્ટાત્રી હતી. તેણીએ સુવદનને કહ્યું, " અરે દુષ્ટ સાર્થવાહ, મારી આજ્ઞા વિના તારા વાહાણમાં દ્રવ્ય ભરી તું કેમ આવ્યો ? તું મારો અપરાધી થયો છે. તું મને મનુષ્યનું બલિદાન આપ નહીંતો હું તારા વાહાણનો નાશ કરીશ. અથવા તેં જે દ્રવ્ય લીધું છે, તે છોડી દે." આ પ્રમાણે કહી તે સુવર્ણા દેવીએ તે વાહાણને પકડી રાખ્યું. આ વખતે પવિત્ર ધરણે પોતાના મનમાં વિચાર કર્યો કે, " આ સાર્થવાહના વાહાણમાં મેં દ્રવ્ય મુકેલું છે અને વળી મારી સ્ત્રી લક્ષ્મીના મેળાપનો લાભ પણ તેના વાહાણમાં થયો છે, તે ઉપરથી આ સાર્થવાહ મારો ખરો ઉપકારી છે, માટે તેની ખાતર મારે પોતાનેજ આ દેવીનું બલિદાન થવું જોઇએ. ઉપકારનો બદલો આપવો, એ ઉત્તમ મનુષ્યનું કર્ત્તવ્ય છે." આવો વિચાર કરી ધરણે તે વ્યંતરદેવીને કહ્યું, " દેવી, આ સાર્થવાહનો દોષ નથી. આ વાહાણમાં તેણે મારૂં દ્રવ્ય મૂકેલું છે, માટે સાર્થવાહ અપરાધી નથી, પણ હું પોતે અપરાધી છું; માટે હુંજ તમારૂં બલિદાન થવાને ઇચ્છું છું. મને ગ્રહણ કરો" ધરણના આવા વચન સાંભળી દેવી બોલી "ત્યારે તું આ સમુદ્રમાં પડતું મૂક, એટલે હું તારો ઘાત કરૂં." દેવીના આવા વચન સાંભળી

દુષ્ટ લક્ષ્મીએ હૃદયમાં વિચાર્યું કે, " જો મારા પતિનો નાશ થાય તો, આ દેવીનો હું ઉપકાર માનીશ. " પછી ધરણે સુવદન સાર્થવાહને કહ્યું કે, " આ મારી પ્રિયા લક્ષ્મીને તેણીના વડિલ-જનને સોંપજો. " એમ કહી તે ધીરવીર ધરણે સમુદ્રમાં પાત કર્યો. તત્કાળ પેલી વ્યંતરીએ ત્રિશુળ વડે તેને ઉપાડી સ્વર્ણ દ્વીપમાં મૂકયો. પછી તે વહાણુ આગળ ચાલ્યું ગયું. સ્વર્ણદ્વીપમાં પડેલા ધરણના પ્રાણ કંઠે આવ્યા હતા, તે વખતે પેલો હેમકુંડલ વિદ્યાધર કે જેનો ધરણે પૂર્વે ઉપકાર કર્યો હતો, તે સુવેલમાંથી રત્નદ્વીપમાં જતો હતો, તેણે એવી દશામાં પડેલા ધરણને જોયો. તત્કાલ તેને ઓળખી તે પાસે આવ્યો. અને દિવ્ય ઔષધી વડે તેને સાજો કર્યો. ધરણ તેને ઓળખીને બોલ્યો " ભદ્ર, પેલો શ્રીવિજય વિદ્યાધર જીવ્યો કે નહિં ? " હેમકુંડલે ઉત્તર આપ્યો " હા તે જીવ્યો છે. " તે સાંભળી ધરણ સંતુષ્ટ થયો. પછી હેમકુંડલ ધરણને લઇ આકાશ માર્ગે રત્નદ્વીપ તરફ ચાલ્યો. થોડાક સમયમાં તે રત્નદ્વીપમાં આવી પહોંચ્યો. તે સુંદર અને સુખદાયક દ્વીપમાં એક વાપિકના તીર ઉપર હેમકુંડલ અને ધરણ બંને વિશ્રાંતિ લેવા બેઠા. ધરણે પોતાનો સર્વ વૃત્તાંત હેમકુંડલને કહી સંભળાવ્યો. પછી હેમકુંડલે કાંઇપણ કાર્ય બતાવવાને વિનંતિ કરી, એટલે ધરણે કહ્યું, ભદ્ર, બીજું કંઈ કાર્ય કહેવાનું નથી, માત્ર એટલું કહેવાનું છે કે, "જો બને તો મારી પ્રિયા લક્ષ્મીની સાથે મારો મેળાપ કરાવો." હેમકુંડ વિચાર કરીને બોલ્યો " ભદ્ર, રત્નગિરિમાં સુલોચન નામે મારો એક મિત્ર છે.

તેને મળી હું તમને દેવપુરીમાં લઇ જાઉં, એટલે તે સ્થાને તમને તમારી પ્રિયાનો સંયોગ થશે." ધરણે તે વાત અંગીકાર કરી. એટલે હેમકુંડલ ધરણને લઇ ત્યાંથી રત્નપુરમા આવ્યો. ત્યાં આવેલા સુલોચનને ઘેર તેઓ ગયા, ત્યાં શોખી સુલોચન પોતાની સ્ત્રી ગંધર્વદત્તાની સાથે વીણા વગાડતો હતો. પોતાના મિત્ર હેમકુંડલને જોતાંજ સુલોચન સંભ્રમથી ઉઠો થયો અને પ્રેમથી તેને ભેટી પડયો. પછી આગમનનું કારણ પૂછતાં હેમકુંડલે કહ્યું, "મિત્ર, આ ધરણ મારા મિત્ર અને ઉપકારી છે, તેમને રત્નો આપવાને માટે હું સ્વર્ણદ્વીપમાંથી લાવ્યો છું અને તેને દેવપુર નગરમા રહેલ તેમની સ્ત્રી લક્ષ્મીને મળવું છે." હેમકુંડલના આ વચન સાંભળી સુલોચને પ્રસન્ન થઇ ધરણને કેટલાએક અમૂલ્ય રત્નો ભેટ કર્યા. પછી તેણે પોતાની વિદ્યાના પ્રભાવથી ધરણને દેવપુર નગરની બાહેર મૂક્યો અને કહ્યું, કે, "અહિં રહી તમારી પ્રિયાને શોધી લ્યો." આ પ્રમાણે કહી તે વિદ્યાધર પાછો ચાલ્યો ગયો હતો.

ધરણે ક્ષણવાર વિશ્રાંત થઈ દેવપુરનગરમાં પ્રવેશ કર્યો ત્યાં ટોપ નામનો કોઇ ગૃહસ્થ શેઠ તેને માનપૂર્વક પોતાને ઘેર તેડી ગયો અને સારી સંભાવના કરી તેને સ્નાન ભોજન કરાવ્યા પછી તેણે ધરણને વૃત્તાત પૂછયો; એટલે ધરણે તે શેઠની આગળ પોતાનો વૃત્તાંત કહી સંભળાવ્યો. વિશ્વાસુ ધરણે ટોપશેઠની આગળ પોતાના રત્નો ધર્યા અને કહ્યું કે, આ મારા રત્નો સાચવજો. ટોપશેઠે તે રત્નો પોતાના ઘરમાં મૂકયાં હતાં.

આ તરફ લક્ષ્મી જ્યારે ધરણથી છુટી પડી, એટલે સુવદન

સાર્થવાહે તેણીને ધીરજ આપી અને સંસારનું અનિત્ય સ્વરૂપ સમજાવ્યું. તે વખતે લક્ષ્મી કપટથી બોલી–"શેઠ, જ્યાં સુધી તમે વિદ્યમાન છો; ત્યાં સુધી મારે શો પરિતાપ છે ?" સુવદન સાર્થવાહે ધરણનું બધું દ્રવ્ય અને તે લક્ષ્મીને સ્વાધીન કરવા પ્રયત્ન કર્યો. લક્ષ્મી તેને આધીન થઇ ગઇ. પછી તેનું દ્રવ્યપૂર્ણ વાહાણ કાંઠે આવ્યું. તે વખતે દેવપુરમાં રહેલા ધરણનાં સાંભળવામાં આવ્યું કે, ચીનમાંથી એક વાહાણ બંદર ઉપર આવ્યું છે. એટલે પોતે બંદર ઉપર ગયો, ત્યાં લક્ષ્મી સહિત સુવદન શેઠ તેના જોવામા આવ્યા. લક્ષ્મી સુવદનની સાથે પ્રેમમાં પડી છે, એ વાત ધરણના જાણવામાં ન હતી, તેથી તે બંનેને શુદ્ધ જોઇ ખુશી થઇ ગયો; પણ ધરણને જોતાંજ લક્ષ્મી અને સુવદન શ્યામમુખ થઇ ગયા. સુવદને ધરણને મળી તેનો વૃત્તાંત પૂછયો, એટલે ધરણે પોતાનો યથાર્થ વૃત્તાત કહી સંભળાવ્યો. તે સાંભળી કપટી સુવદન બોલ્યો— "ભદ્ર, તમે જીવતા રહ્યા, તે સારૂં થયું. હવે આ તમારૂં દ્રવ્ય ગ્રહણ કરો." ધરણ નમ્રતાથી બોલ્યો—"ભલા શેઠ તમે મારી સ્ત્રી લક્ષ્મીને બચાવી છે, એટલે તે મારે દ્રવ્યથી પણ વધારે છે. ચાલો આપણે નગરમાં જઇએ." પછી સુવદન, ધરણ અને લક્ષ્મીને લઇ નગરમાં આવ્યો. તે રાત્રે દુષ્ટ લક્ષ્મી અને સુવદને વિચાર કર્યો કે, "ધરણને કોઇ ઉપાયે મારી નાંખવો" વિશ્વાસી ધરણ રાત્રે સુતો હતો, તે વખતે તેની સ્ત્રી લક્ષ્મીએ તેના ગળામાં ફાંસો નાંખ્યો અને પછી સુવદન સાર્થવાહે તેને તાણ્યો. ત્યારબાદ તેને મૃત્યુ પામેલો ધારી સમુદ્રના કાંઠા ઉપર ફેંકી

દીધો. તેઓ બંને ગયા પછી સમુદ્રના શીતળ પવનથી ધરણ સ્વસ્થ થયો અને બેઠો થઇ હૃદયમાં વિચારવા લાગ્યો—" અહા ! આ શું બન્યું ? આતે જાગ્રત છું કે સ્વપ્નમાં છું ? જ્યારે તેણે અવલોકીને જોયું, ત્યારે સમુદ્રતીર ઉપર પોતે રહેલો છે, એવું ભાન થયું. અહા ! સ્ત્રી ચરિત્ર કેવું છે ? સુવદન જેવો પુરૂષ કેવું કામ કરે છે ? જળ, અગ્નિ અને સર્પનો પ્રતિકાર છે, પણ દુષ્ટ સ્ત્રીના હૃદયનો પ્રતિકાર નથી. " આ પ્રમાણે ચિંતવતો હતો, ત્યા પેલા ટોપ શેઠના માણસો અશ્વવહને ફરતા ફરતા આવી ચડ્યા. તેમણે ધરણને કહ્યું, " ભદ્ર, ગઈ રાતથી તમારી શોધ કરીએ છીએ. તમે બંદર ઉપર ગયા પછી ટોપ શેઠે તમારી ઘણી રાહ જોઇ, પણ તમે આવ્યા નહીં, પછી અમે તમારી શોધ કરવા નીકળ્યા છીએ, હવે સત્વર ઘેર ચાલો " તેમના આવા વચન સાભળી ધરણ ટોપ શેઠને ઘેર આવ્યો. શેઠ ધરણને જોઇ પ્રસન્ન થઇને બોલ્યો—" ભાઇ, કયા ગયા હતા ? તમોને ચીનાઇ વાહાણ મળ્યું હતું કે નહીં ? તેની અંદર તમારી સ્ત્રી જીવે છે કે નહિ ? " ધરણ બોલ્યો–" તાત, ચીનાઈ વહાણ મને મળ્યું હતું. મારી સ્રી લક્ષ્મી શરીરથી જીવે છે પણ શીલથી મરી ગઇ છે. " ટોપ શેઠે કહ્યું, ' તે કેવી રીતે ? ' પછી ધરણે પોતાનો સર્વ વૃત્તાંત ટોપશેઠને કહી સંભળાવ્યો તે સાંભળી ટોપશેઠના હૃદયમાં કોપ ઉત્પન્ન થઇ આવ્યો. તરતજ તેણે તે નગરના રાજાની પાસે ફરીયાદ કરી. રાજાએ સુવદન સાર્થવાહને બોલાવીને પૂછ્યું " શેઠ, તારી પાસે કોનું દ્રવ્ય છે. અને લક્ષ્મી નામે જે સ્રી છે, તે કોની છે ? " સુવદન બોલ્યો " રાજા, તે દ્રવ્ય અને

સ્રી બંને મારાં છે. હું ચીનમાંથી દ્રવ્ય મેળવી લાવ્યો છું અને લક્ષ્મી સ્રી તેના વડિલોએ આપી છે. " રાજાએ કહ્યું " તારા વાહાણમાં જે દ્રવ્ય હતું, તે અને તારી પાસે જે સ્રી છે તે બંને ધરણ નામના એક ગૃહસ્થનાં છે. " સુવદન ધરણને મરી ગયેલો ધારીને બોલ્યો " મહારાજા, એ વાતજ તદન ખોટી છે. ધરણ નામનો કોઇ માણસજ નથી. મેં તેનું નામ આજેજ સાભળ્યું " સુવદનના આવા વચન સાંભળી રાજાએ ટોપ શેઠને કહ્યું કે, તમે ધરણને અહિં હાજર કરો. પછી ટોપ શેઠે પોતાના માણસોને મોકલી ધરણને રાજાની પાસે બોલાવ્યો. ધરણને જોતાંજ લક્ષ્મી અને સુવદન કંપાયમાન થયાં. રાજાએ લક્ષ્મીને પૂછયું. " કેમ સુંદરી, આ ધરણને તેં જોયો છે કે નહીં ?" લક્ષ્મી બોલી " મેં તેને કોઇવાર જોયો નથી " પછી રાજાએ ધરણને પૂછયું " ભદ્ર, આ તારી સ્રી લક્ષ્મી છે કે નહીં ? " ધરણ બોલ્યો " દેવ, તે મારી સ્રી હતી, હાલ નથી" રાજાએ પૂછયું " તેં આ સુવદનને જોયો છે કે નહીં " ધરણે કહ્યું, "તે વાત સુવદન પોતેજ કહેશે " રાજાએ સુવદનને પૂછયુ, એટલે તેણે કહ્યું કે, તેણે પોતે ધરણને જોયો નથી. પછી રાજાએ ધરણ અને સુવદન બંનેને પૂછયું કે, " આ વાહાણમાં કેટલું દ્રવ્ય છે ? " સુવદન અને ધરણ બંનેએ 'સોનાની દશહજાર ઇંટો છે ' એમ કહ્યું. પછી રાજાએ બંનેને પૂછયું કે, ' તે કેટલા તોલા વજનમાં છે ? ' તે વાત બને ઇનકાર ગયા. પછી રાજા મુંઝાયો એટલે સુવદને ધરણને કહ્યું કે, " અરે દુરાચારી, બીજાના દ્રવ્યને અને બીજાની સ્રીને પોતાના કહેતાં તને લજ્જા કેમ

આવતી નથી ?" સુવદનના આ વચન સાંભળી ધરણુ સત્ય વાત પ્રગટ કરવાને તૈયાર થયો. ધરણે રાજાને કહ્યું, " મહારાજ, એ દ્રવ્ય મારૂંજ છે. દરેક ઇંટ ઉપર મારા નામની છાપ છે, તે તપાસી જુઓ. પછી રાજાએ તે સુવર્ણની ઈંટ ફોડાવી જોઇ તો તેની અંદર ધરણનું નામ છાપેલું જોવામાં આવ્યું. તે ખરેખરા પુરાવો જાણી રાજા સુવદન ઉપર ગુસ્સે થઈ બોલ્યો. " અરે દુરાચારી, તારૂં મુખ બતાવ નહીં. તું મારા નગરની બાહેર ચાલ્યો જા." પછી પોતાના સુભટોને આજ્ઞા કરી કે " આ દુષ્ટ સુવદન શેઠને અને દુરાચારી સ્ત્રીને નગરમાંથી કાઢી મુકો અને તેનો તમામ માલ લઇ આ ધરણને સોંપી દ્યો." આ વખતે ધરણ બોલ્યો, " મારે પૈસાની કાંઇ જરૂર નથી. પણ મારી ઉપર કૃપા કરી આ શેઠને જીવિતદાન આપો." ધરણના આવા વચન સાંભળી રાજાએ તેની મહાનુભાવતાને ધન્યવાદ આપ્યો. પછી પંચ અને સુવદનની સમક્ષ રાજાએ, તે દ્રવ્ય ધરણને સોંપી દીધું. પછી રાજાની આજ્ઞા લઇ ધરણે સુવદનને કહ્યું–" શેઠ ખેદ પામશો નહીં, ધીરજ રાખો. દરેક માણસ દૈવયોગે ભુલ કરે.છે. મેં તમને મારૂ દ્રવ્ય રાખવા બદલે એક લક્ષ સુવર્ણ આપવાને કહ્યું હતું, સો તમે આમાંથી ઇચ્છામાં આવે તેટલું લઇ લ્યો." ધરણના આ વચન સાંભળી સુવદન કાંઇ બોલી શકયો નહીં. તે લજ્જા પામી નમ્ર મુખે ઉભો રહ્યો. પછી ધરણે તેને આઠ લાખ સુવર્ણ દ્રવ્ય આપ્યું. પછી રાજાની રજા લઈ ધરણ ટોપશ્રેષ્ટીને ઘેર આવ્યા અને ત્યાં સ્નાન ભોજન કરી તેણે ટોપ શેઠના

ચરણમાં વંદના કરી એક માગણી કરી. ટોપશેઠને વચનથી બાંધી લીધો. જ્યારે ટોપશેઠ વચનથી બંધાઈ ગયો ત્યારે ધરણે તેને સોંપેલા પેલા એક હજાર રત્નોમાંથી પાચસો રત્નો ટોપશેઠને અતિ આગ્રહથી અર્પણ કર્યા. પછી તે શેઠનો ઉપકાર માની સારા સાર્થની સાથે ધરણ પોતાની નગરી તરફ ચાલ્યો હતો. વાંચનાર. આ પ્રસંગ ઉપર વિચાર કરી તમારા હૃદયને પ્રતિબોધ આપજો દુરાચારી સ્ત્રીઓ કેવી થાય છે ? તેના આ બરાબર દાખલો છે. દુષ્ટ લક્ષ્મીનો દુરાચાર આખરે પ્રગટ થયો અને સજ્જન ધરણે તેણીનો ત્યાગ કર્યો. પાપના અંકુરો પ્રગટ થયા વિના રહેતાં નથી, તે સાથે અહિં બીજું પણ જાણવાનું છે કે, સુવદન સાર્થવાહે ધરણનું અનિષ્ટ કર્યું હતું, તથાપી ધરણે તેનો ઉપકાર કર્યો અને રાજાની પાસે તેને જીવિતદાન અપાવ્યું. ધરણની આ મહાનુભાવતા ભાવવા યોગ્ય છે. ઉપકારને બદલે ઉપકાર કરવો, એ નીતિ છે; પણ અપકારને બદલે ઉપકાર કરવો એ નીતિની પરાકાષ્ટા છે. ધરણના આ ચરિત્રની અંદર તે નીતિની પરાકાષ્ટા છે. વાચકજનોએ પોતાના હૃદયમાં એજ વિચાર કરવાનો છે કે, સજ્જનતા ધારણ કરવી અને દુર્જનતાનો ત્યાગ કરવો અને આ ધરણ અને લક્ષ્મીના પ્રસ્તુત પ્રસંગમાંથી પણ એજ સાર ગ્રહણ કરવાનો છે.



# પ્રકરણ ૫ મું.

## મુનિવૃત્તાંત.

એક રમણીય ઉદ્યાન ખીલી રહેલું છે, વિવિધ પ્રકારના વૃક્ષો અને લતાઓથી તે અતિ સુંદર લાગે છે. પક્ષીઓના વૃંદ મધુર શબ્દો કરી તેની મનોહરતામાં વધારો કરે છે. આંબા, કદલી, આસોપાલવ, સુગંધી મેંદી અને બોડસલી વગેરે વૃક્ષોની ઘટા પ્રેક્ષકોના મનને અને તનને શાંતિ આપે છે.

આવા સુંદર ઉદ્યાનમાં પ્રાસુક ભૂમિ ઉપર એક મહામુનિ પોતાના શિષ્ય પરિવાર સાથે રહેલા છે. તેમની મૂર્તિ તેજસ્વી અને શાંત છે. લલાટ ઉપર આર્હંત ધર્મનું અને ચારિત્રનું તેજ ચળકી રહ્યું છે. તેઓ જ્ઞાની, નિષ્કામ, શુદ્ધહૃદય અને તપસ્યાથી ગાત્રને શોષવનારા છે, તે છતાં સિદ્ધિના સંગમની ઇચ્છા રાખનારા છે.

આ વખતે એક શાંત પુરૂષ તે ઉદ્યાનમાં આવી ચડયો છે. તેના હૃદયમાં વિવિધજાતની પવિત્ર ભાવનાઓ ઉત્પન્ન થયા કરે છે, તે ઉદ્યાનની શોભા જોતો અને તે ઊપરથી પ્રતિબોધને ગ્રહણ કરતો તે રમણીય પ્રદેશમાં વિચરે છે. ઉદ્યાનમાં અનેક જાતના વિકારી ભાવ રહેલા છે, તો પણ આ શાંતમૂર્તિ પુરૂષના હૃદય ઉપર તેઓ અસર કરી શકતા નથી.

તે શાંત પુરૂષ ઉદ્યાનમાં ફરતો ફરતો તે મહાત્માની પાસે

આવ્યો. મુનિવરની મનોહર અને શીલધારી મૂર્તિ તે પુરૂષના જોવામાં આવી. તત્કાળ તેનું હૃદય આકર્ષાયું તેમને જોતાં તે પુરૂષના હૃદયમાં વૈરાગ્ય ભાવના જાગ્રત થઇ આવી. તેણે વિચાર્યું—" અહા ! આ મહાત્માના જીવનને ધન્ય છે કે જેણે ગૃહવાસનો ત્યાગ કરી આવા સંયમને ગ્રહણ કરેલો છે. અહા ! આ સંસારમાં માતા, પિતા, સ્ત્રી, દ્રવ્ય, પુત્રો, અને સ્વજનો સર્વ ઇંદ્રજાળના જેવું છે, તે છતા રાગી મનુષ્ય તેને છોડી શકતો નથી. એને છોડનારા આ મહાત્માને પૂર્ણ ધન્યવાદ ઘટે છે. " આ પ્રમાણે ચિંતવી તે પુરૂષે તે શિષ્ય સહિત મહાત્માને વંદના કરી. ગુરૂએ ધર્મલાભની આશીષ આપી. ગુરૂની આશીષ લઈ તે પવિત્ર પુરૂષ તેમની સામે વિનયથી બેઠો. આ વખતે બીજા કેટલાએક પુરૂષો તે સ્થળે આવી ચડ્યા હતા, તેઓ પણ તે પુરૂષને ઓળખી તેની સાથે ગુરૂની સમીપ બેઠા.

વાચનાર, આ પ્રસંગ ઉપર અનેક તર્કવિતર્ક કરતા હશે. તેમના તર્ક—વિતર્ક શમાવવાને માટે સ્પષ્ટીકરણ કરવાની જરૂર છે.

દેવપુરના ટોપ શેઠના ઘરમાંથી જુદો પડી આપણી વાર્ત્તાનો નાયક પોતાના વતનમાં આવ્યો હતો, તેને આવેલો જોઇ તેના સંબંધીઓ અતિ આનંદ પામ્યા હતા. તેને સામૈયું કરી ગાજતે વાજતે નગરમાં પ્રવેશ કરાવ્યો હતો. માકંદીનગરીની સર્વ પ્રજાએ મહાશય ધરણને પ્રેમથી વધાવી લીધો હતો. તેના પિતા બંધુદત્ત અને તેની માતા હારપ્રભાના હૃદયમા પોતાના

પ્રતાપી પુત્રના અવલોકનથી જે આનંદ થયો હતો, તે અપૂર્વ હતો. ધરણ કુશળક્ષેમ આવ્યો, એથી તેના માતપિતાએ સર્વ ચૈત્યોમાં પૂજા ભણાવી અને યાચકોને અગણિત દાન આપ્યાં હતાં. માકંદીના રાજા કાલમેઘે પણ ધરણને પોતાના દરબારમાં બોલાવી સારો સત્કાર કર્યો હતો. તે શિવાય બીજા નગરના પ્રતિષ્ઠિત જનોએ ધરણને પોત પોતાને ઘેર બોલાવી ભોજનપાન આપ્યાં હતાં. એક વખતે દયાળુ માતાપિતાએ ધરણને તેની પત્ની લક્ષ્મીના ખબર પૂછ્યા, ત્યારે ધરણે પોતાનું મુખ ઉતારી તેના ખબર પૂછવાને માતાપિતાને વાર્યા હતા. ને તે દુશ્ચારિણી સ્ત્રીનું નામ લેવાની પણ ના કહી હતી. એક વખતે રાજા કાલમેઘ ધરણને ઘેર આવ્યો અને તેણે ધરણને કેટલીએક જહાગીર આપવા ઇચ્છા દર્શાવી. ત્યારે પવિત્ર ધરણે રાજાને વિનંતિ કરી કે, "મહારાજા, આપનું કહેવું મારે માન્ય છે, પણ જહાગીરના કરતાં મને વધારે આનંદ થાય, તેવી એક વસ્તુની મારે માગણી કરવાની છે; તે એ છે કે, આપના રાજ્યમાં જે પુરૂષો બંધનમાં પડ્યા છે, તેઓને છોડી દો અને તેમને અભય આપો. તે શિવાય જેઓ દુઃખી હોય તેમના દુઃખનો નાશ કરો" ધરણની આવી ઉદાર ઇચ્છા જોઇ રાજા ઘણોજ ખુશી થઈ ગયો અને તત્કાલ તેણે તે કરવાને મંત્રીઓને બોલાવી આજ્ઞા કરી. ધરણની આ પ્રવૃત્તિ સાંભળી માકંદી નગરીની સર્વ પ્રજા તેની ભારે પ્રશંસા કરવા લાગી

જે પુરૂષ આજે ઉદ્યાનમા આવ્યો છે, તે ધરણ છે. ચિર-

કાલે વતનમાં આવેલો ધરણુ આજે પોતાના મિત્રોની સાથે ઉદ્યાનમાં ફરવા નીકળ્યો છે. આ ઉદ્યાન માકંદીનગરીની પાસે આવેલું છે. તેણે ફરતાં ફરતાં કોઈ મહામુનિને શિષ્યોના પરિવાર સાથે જોયા છે. તે મહામુનિનું નામ અર્હદત્ત છે. તે સમયે આ ભારત વર્ષ ઉપર તેઓ સારા પ્રખ્યાત જૈનમુનિ હતા. તેઓ પોતાની ઉપદેશ શક્તિથી ભારતની આર્ય પ્રજાને ધર્મનિષ્ટ કરતા હતા. ધરણુ તે મુનિના ચરણમાં વંદના કર્યા પછી પાસે બેઠો, એટલે જે બીજા પુરૂષો ત્યાં આવ્યા હતા, તે તેના મિત્રો થતા હતા. તે પણ ત્યાં બેઠા. ગુરૂ અર્હદત્તે તેમને ધર્મલાભ આશીષ આપી હતી જ્યારે ધરણુ પોતાના મિત્રોની સાથે અર્હદત્ત ગુરૂની સમીપ બેઠો, એટલે દયાળુ ગુરૂએ ધરણુને પૂછયું, " તમારી શી ઈચ્છા છે ? " ધરણુ વિનયથી બોલ્યો "ભગવાન્, આ સંસારનો ત્યાગ કરવાની મારી ઇચ્છા છે. હવે મારે શું કરવું ? તે કૃપા કરી જણાવો." ધરણુના આ વચન સાંભળી તે દયાળુ ગુરૂએ પ્રથમ તેની પરીક્ષા કરવાને કહ્યું, " ભદ્ર, આ સંસારનો ત્યાગ કરવાથી શું થવાનું છે ! તેથી ગૃહ—સંસારમાં રહી ધર્મસાધન કરો. સંયમનો માર્ગ ઘણો વિકટ છે. વિષયો અને કષાયો જીતવા અશક્ય છે. અવિવેકી માણસ ઘર છોડે અથવા ન છોડે, તો પણ તેને સરખું છે. કેટલાએક સંસારનો ત્યાગ કરી સંયમ ધારણ કરે છે, પણ તેઓ દુષ્કર સંયમને પાળી શક્તા નથી. તેઓ અસત્ પદાર્થનું આલંબન કરી મોહ પામી જાય છે, એટલે તેઓ સંયમી રહેતા નથી અને સંસારી પણ રહેતા નથી બંને લોકનું બગાડી પોતાના મનુષ્ય જીવ

નનો નાશ કરે છે, તેથી જ્યાંસુધી હેયોપાદેય જાણ્યું નથી અને મનને નિયમમાં રાખવાનું સામર્થ્ય પ્રાપ્ત થયું નથી, ત્યાંસુધી ગૃહ—સંસારનો ત્યાગ કરવો યોગ્ય નથી." ગુરૂના આ વચન સાંભળી ધરણ વિચાર કરીને બોલ્યો, "ભગવાન આપ કહો છો તે સત્ય છે, પણ મેં મારી બુદ્ધિ પ્રમાણે જે કાંઇ જાણ્યું છે; તે હું આપની પાસે નિવેદન કરૂં છું. આ સંસારમાં નિવાસ કરી રહેવું, તે હેય છે અને સાધુતા ગ્રહણ કરવી તે ઉપાદેય છે. અને સર્વ દુઃખી પ્રાણીઓ તરફ સમાન ભાવ રાખવો તે કર્તવ્ય છે." ધરણના આ વચન સાંભળી ગુરૂ સંતુષ્ટ થઈને બોલ્યા. "ભદ્ર તમને ધન્ય છે. જે કાંઇ જાણવું જોઈએ તે તમારા જાણવામાં આવ્યું છે. તમને યથાર્થ બોધ થયો છે, માટે હવે તેને સફળ કરો. જે જે મનુષ્યો પરમાર્થને જાણતા નથી, તેઓ વિષયોમાં લોલુપ થાય છે. તે વિષે હું મારો પોતાનો વૃત્તાંત કહું; તે તમે સાવધાન થઇને સાંભળો—

આ ક્ષેત્રની અંદર અચલપુર નગરમાં જિતશત્રુ રાજા છે. તેને અપરાજિત નામે પુત્ર છે, તે યુવરાજપદ ઉપર રહેલ છે. તેને બીજો સમરકેતુ નામે પુત્ર છે. એક વખતે અવંતી દેશનો રાજા ઉન્મત્ત થઈ ગયો. તેને સાધવાને રાજા જિતશત્રુએ યુવરાજ અપરાજિતને મોકલ્યો. અપરાજિત તેને સાધી આવતો હતો, તેવામાં રાહુ નામના એક આચાર્ય તેના જોવામાં આવ્યા. તેમના જોવાથી અપરાજિતને વૈરાગ્ય ઉત્પન્ન થઇ આવ્યો. અને તત્કાળ તેણે તેમની પાસે વ્રત અંગીકાર કર્યું.

એક વખતે તે કુમાર મુનિ થઇ વિહાર કરતાં નગરે નગર ફરતા હતા, તેવામાં અવંતીમાંથી વિહાર કરી આવતા કેટલાએક મુનિઓ તેમને મળ્યા, ત્યારે તેમને પૂછ્યું કે, ' અવંતીમાં મુનિઓ, ઉપસર્ગ વિના વિહાર કરી શકે છે કે કેમ ? ' તે મુનિઓએ ઉત્તર આપ્યો. " તે અવંતીમાં રાજા અને પુરોહિતના બે પુત્રો છે, તેઓ સાધુઓને ઘણા ઉપસર્ગો કરે છે." આ ખબર સાંભળી અપરાજિત મુનિ ગુરૂની આજ્ઞા લઈ રાહુ આચાર્યના મુનિગણની સાથે અવંતીમાં આવ્યા. એક વખતે ભિક્ષા લેવાને તેઓ કુમારના મંદિરમાં પેઠા. તેમણે અંતઃપુરના લોકોને મોટા શબ્દથી ધર્મલાભ આપ્યો. તે લોકોએ કહ્યું તમે ચાલ્યા જાઓ તો પણ તેમણે તે માન્યું નહીં. તેવામાં ધર્મલાભના શબ્દો સાંભળી પેલા બે કુમારો આવ્યા. તેઓએ ગૃહદ્વાર બંધ કરી તેમને વંદના કરી કહ્યું કે " ભિક્ષુક, નૃત્ય કર. " મુનિએ કહ્યું " ગીત વાજીંત્ર વિના નૃત્ય શી રીતે થાય ? " ત્યારે તે કુમારોએ કહ્યું, અમો બંને ગીત વાદ્યનું કામ કરીશું, તમે નૃત્ય કરો. " મુનિએ તે વાત માન્ય કરી. પછી તે બંને કુમારો ગીત તથા વાદ્યનું કામ કરવા લાગ્યા. તેઓ વગાડવામાં ચુકયા એટલે મુનિને ક્રોધ ચડયો. અને તે બોલ્યા—" અરે મૂર્ખો, તમે ગીતવાદ્ય જાણતા નથી, તમે મને શું નચાવશો ? " મુનિના આ વચન સાંભળી તે બંને કુમારો ગુસ્સે થયા અને તે મુનિને મારવા દોડ્યા. મુનિ બાહુયુદ્ધમાં કુશળ હતા, તેથી તેમની સાથે લડ્યા અને તે બંને કુમારોના શરીરના સાંધા શિથિલ કરી નીચે પાડી તે દ્વાર

ઉપાડી ચાલ્યા ગયા અને પછી તેઓ પોતાને સ્થાને જઈ ધ્યાન ધરી રહ્યા.ક્ષણવારે રાજા અને પુરોહિત ખબર પડવાથી તે સ્થાને આવ્યા. તેણે બંને કુમારને ત્યાં પડેલા જોયા. એટલે જળ સિંચન વગેરે ઘણા ઉપાયો કર્યા, તો પણ તેઓ સ્વસ્થ થયા નહીં અને કાંઇપણ બોલી શકયા નહીં. પછી રાજાના જાણવામાં આવ્યું કે, કોઇ મુનિએ આવી તેમના શરીરના સાંધા ઉતારી નાંખ્યા છે. આ ખબર સાંભળી રાજા આચાર્ય રાહુની પાસે આવ્યો અને તેમને વંદના કરી બોલ્યો—" ભગવાન્, મારા બાળકોનો અપરાધ ક્ષમા કરો. "

આચાર્ય રાહુ વિચારમાં પડ્યા. તેઓ બોલ્યા " તે વિષે હું કાંઇ પણ જાણતો નથી. " પછી તેણે અજિતકુમાર મુનિને બતાવ્યા. એટલે રાજાએ તેમને વંદના કરી. અજીત કુમાર રાજાને જોઇ બોલ્યા. ' રાજન, તમારા કુમારો દરેક મુનિને દુઃખ આપે છે, તેથી મારે તેમ કરવું પડ્યું છે. રાજાએ લજ્જા પામી વિનંતિ કરી એટલે મુનિએ કહ્યું કે, " જો તે બંને કુમારોને દીક્ષા અપાવો, તો હું તેમને સ્વસ્થ કરૂં. " રાજા બોલ્યો, " જો તે કુમારો વ્રત ગ્રહણ કરે તો મારી સંમતિ છે. " પછી મુનિ તે કુમારોની પાસે આવ્યા. પ્રથમ તેમને સ્વસ્થ કરી વ્રત માટે પૂછ્યું, એટલે કુમારોએ વ્રત લેવાની કબુલાત આપી એટલે મુનિએ ધર્મદેશના આપી તે સાંભળી પશ્ચાતાપ કરતાં તે કુમારોએ તેમની પાસે દીક્ષા લીધી. બંને કુમારો દીક્ષાને પ્રાપ્ત થયા, તેમાં જે પુરોહિત કુમાર બ્રાહ્મણ હતો તેણે વિચાર્યું કે; ' આ મુનિએ મને બળાત્કારે દીક્ષા આપી છે, માટે તે ગુરૂનું

કાંઇ અનિષ્ટ કરૂં ' આવા વિચારથી તે ગુરૂ ઉપર દ્વેષ રાખવા લાગ્યો. ને પાપની આલોચના કર્યા વગર મૃત્યુ પામી તે ઇશાન દેવલોકે ગયો. ને ત્યાં ઉત્તમ પ્રકારના ભોગ ભોગવવા લાગ્યો. અને દેવલોકમાંથી ચ્યવવાનો મહાન ભય ધારણ કરવા લાગ્યો. એક વખતે મોહનો ત્યાગ કરી તે વિદેહ ક્ષેત્રમા આવ્યો. ત્યાં રહેલા પદ્મનાભ પ્રભુને વંદના કરી તેણે પ્રભુને પૂછ્યું કે, ' હું દેવલોકમાંથી ચ્યવીને કયાં ઉત્પન્ન થઇશ ? ' પ્રભુએ કહ્યું, " ભદ્ર, જંબુદ્વીપના ભરતક્ષેત્રની અંદર આવેલી કોશાંબી નગરીમાં તારી ઉત્પત્તિ થશે. તેં ગુરૂનો દ્વેષ કરેલો છે, તેથી તું દુર્લભબોધી થઇશ. " એમ કહી પ્રભુએ તેના પૂર્વભવનો વૃત્તાંત કહ્યો. જે સાંભળી તેને હૃદયમાં ઘણોજ પશ્ચાતાપ થયો. પછી તેણે પૂછ્યું કે, " ભગવન્, મારા એ કર્મનો અંત કયારે આવશે ? " પ્રભુ બોલ્યા—" હે દેવ, આગામી ભવને વિષે જેનું બીજું નામ મૂક છે એવા અશોકદત્ત નામના બંધુથી તને બોધિલાભ થશે. "

તે દેવતાએ પૂછ્યું, " મહારાજ, તેનાં મૂક અને અશોકદત્ત એવાં બે નામ શામાટે પડ્યાં હતાં ? " ભગવન્ બોલ્યા–" કોશાંબી નગરીમાં તાપસ નામે એક શ્રેષ્ટી હતો. તે દ્રવ્યવાન છતાં આરંભવાળો અને ઉદાર છતાં પ્રમાદી હતો. તેને **નાગદત્ત** નામે પુત્ર અને **વસુમતી** નામે પુત્રવધૂ હતી. તે નાગદત્ત આર્તધ્યાનના દોષથી મૃત્યુ પામી કુક્કર યોનિમાં અવતર્યો. એક વખતે પૂર્વના ભોગવેલા પ્રદેશને જોવાથી તેને જાતિસ્મરણ જ્ઞાન થઇ આવ્યું. એક વખતે નાગદત્તના પિતાએ તેનો

દાહાડો કરવા માંડયો. પીરસવા વખતે કોઇ બીલાડો તે માંસ લઇ ગયો. પછી વિશેષ વેળા થઇ જવાના ભયથી રસોઇયણે છાની રીતે તે કુક્કરને મારી નાંખ્યો. ક્રોધથી મૃત્યુ પામીને તે સર્પ થઇ અવતર્યો. તે ભવમાં પણ જાતિસ્મરણ જ્ઞાન આવ્યું, તેથી તે પોતાના પૂર્વ ગૃહમાં આવ્યો. ત્યાં તેને જોઇ 'આ સર્પ છે, સર્પ છે' એમ કરી સેવકોએ તેને મારી નાંખ્યો. અકામ નિર્જરાથી મૃત્યુ પામી તે તેની પુત્રવધુના ગર્ભમાં પુત્ર થઇ અવતર્યો. તે જન્મ્યા પછી તેનું નામ અશોકદત્ત પાડયું. જ્યારે તે એક વર્ષનો થયો, ત્યારે પોતાના પિતા વગેરેને જોતાં તેને જાતિસ્મરણ જ્ઞાન થઇ આવ્યું. તે વખતે તેણે વિચાર્યું કે, હું આ મારા પુત્રને, પિતા તરીકે અને પુત્રવધુને માતા તરીકે જોઉં છું તો મારે તમને શું કહીને બોલાવવાં ? તેથી મુંગાપણું જ સારૂં છે. ત્યારથી લોકોમાં તે મૂક એવા નામથી ઓળખાયો હતો. આ પ્રમાણે તેનાં બે નામ પાડેલા છે.

જ્યારે તે બારવર્ષનો થયો, ત્યારે કોઇ ચતુર્જ્ઞાની મુનિ ત્યાં આવી ચડ્યાં. તે મુનિનું નામ મેઘદત્ત હતું. તેઓ ઉપદેશ આપી ચાલ્યા ગયા. પછી તેમણે એક મુનિને તેને ઘેર મોકલ્યા. તેમણે તે મૂક કુમારને કહ્યું, "હે કુમાર, મને મારા ગુરૂએ તારી પાસે મોકલ્યો છે. અને કહેવરાવ્યું છે કે, તું મૌન છોડી દે અને ધર્મનું આચરણ કર. તું કુક્કર, સર્પ અને પુત્રનો પુત્ર થયો છે." તે મુનિની એવી વાણી સાંભળી તેણે મુનિને વંદના કરી અને મુંગાપણું છોડીને કહ્યું—" મહારાજ, આપના ગુરૂ

ક્યાં છે?" મુનિ બોલ્યા—તેઓ ચક્રાવતાર તીર્થના ચૈત્યમાં છે. પછી તે મુનિની સાથે તે તીર્થમાં ગયો. ગુરૂને વંદના કરી તેણે પૂછયું," ભગવન્ આપ મારો વૃત્તાંત શી રીતે જાણો છો?" ગુરૂએ જણાવ્યું," હું જ્ઞાનથી તારો વૃત્તાંત જાણું છું." તે સાંભળી તે અશોકદત્ત વિસ્મય પામી ગયો. પછી ગુરૂએ તેને ધર્મ સંભળાવ્યો, તેથી પુર્વની વાસનાથી તે પ્રતિબોધ પામી ગયો હતો."

પછી તે દેવે કહ્યું,"ભગવાન્ મને શી રીતે પ્રતિબોધ થશે?" ભગવાન બોલ્યા—" વૈતાઢય પર્વત ઉપર તારા બે કુંડલ તારા જોવામાં આવશે, એટલે તને પ્રતિબોધ થશે." પછી તે દેવ કૌશાંબીમાં ગયો અને મૂકને બોધ આપવાની પ્રાર્થના કરી, પ્રાર્થના ઉપરથી તેણે કહ્યું કે, હું તેને માટે યથાશક્તિ પ્રયત્ન કરીશ. પછી તે દેવ તેને વૈતાઢય પર્વત ઉપર લઇ ગયો. અને કહ્યું કે, અહીં સિદ્ધાયતન કૂર અને બે કુંડલો પ્રિય છે માટે મને બોધ થવાને તે બે કુંડલો બતાવવાં. આ પ્રમાણે દેવે મૂકને ગુરૂની ભવિષ્યવાણિની હકીકત કહી તેથી તેણે તે વાત માન્ય કરી, પછી તેઓ બંને કૌશાંબીમાં આવ્યા હતા. પેલા દેવતા પછી દેવલોકમાં ગયો, ત્યાથી ચ્યવીને તે વસુમતીના ઉદરમાં આવ્યો. તે વખતે તેની માતાને શરદ ઋતુમાં આમ્રફળનો દોહદ થયો. તે ઋતુમાં તે દોહદ પુર્ણ ન થવાથી તે વસુમતી અતિશય દુઃખ પામવા લાગી. તે જોઇ મૂકે દોહદ પુર્ણ કરવા ધાર્યું, તેથી લોકો કહેવા લાગ્યા કે, આ મુક માતાના સ્નેહમાં મોહિત થયેલો છે, પણ તેથી તે જીવી શકશે નહિ. તે વખતે તેણે વિચાર્યું કે,

"જિન ભગવંતે જે કહ્યું છે, તે અન્યથા થશે નહીં. માટે હું માતાનો દોહદ પુરો કરૂં." પછી તેની પાસે ચિંતામણીરત્ન હતું, તે વડે તેણે અમ્રફળ ઉત્પન્ન કરી માતાનો દોહદ પુર્ણ કર્યો. તે પછી તે વસુમતીને પુત્ર થયો. પિતાએ તેનું નામ અર્હદત્ત પાડયું. તે અર્હદત્ત અશોકદત્તને અતિ પ્રિય થઇ પડયો. જ્યારે તે એક વર્ષનો થયો, ત્યારે તેનો બંધુ તેને ચૈત્ય તથા ગુરૂના ઉપાશ્રયમાં લઇ જતો અને તે તેમને ત્યાં નમતો હતો. તેના બંધુએ તેને બે વાર ધર્મ કહ્યો, તોપણ તે પોતાની મેળે પ્રતિબોધ પામ્યો નહીં; કારણ કે પુર્વે કરેલ ગુરૂના દ્વેષનું કર્મ તેની પ્રત્યે પરિણમ્યું હતું. એક વખતે તેના જ્યેષ્ટ બંધુએ તેનો પુર્વભવ કહ્યો, તો પણ તે વાત તેને અસંબદ્ધ લાગી. આ ઉપરથી તેના જ્યેષ્ટ બંધુએ ચિંતવ્યું કે, "આનું પુર્વકર્મ અતિ સમર્થ છે, માટે હું વ્રતધારી થાઉં." આવું ચિંતવી તે વ્રતધારી થયો. તે પછી તેનો અનુજ બંધુ ગૃહસ્થોની ચાર પુત્રીઓની સાથે પરણ્યો. અને તેઓની સાથે વિષય સેવન કરવા લાગ્યો.

કેટલોક વખત ગયા પછી અશોકદત્ત મુનિ મૃત્યુ પામ્યા. તે ખબર સાંભળી તેને અતિશોક થયો. તે અનુજ બંધુએ તેની ઔર્ધ્વદૈહિક ક્રિયા કરી. જે જ્યેષ્ટ બંધુ હતો, તે દીક્ષા લઇ મૃત્યુ પામી પાંચમે દેવલોકે દેવતા થયો. તે અવધિજ્ઞાનથી પોતાના બંધુને બોધ કરવાનો ઉપાય ચિંતવવા લાગ્યો. તેણે બંધુને જળોદરનો વ્યાધિ ઉત્પન્ન કર્યો. તે વ્યાધિને યોગે તેના હાથ સુકાઈ ગયા. પગ ઉપર સોજા ચડી આવ્યા અને તેનાં હાથ સુકાઇ ગયા. વૈદ્યો તેનો ઉપાય કરી શકયા નહીં, એટલે તે

પીડાથી કંટાળી અગ્નિમાં પ્રવેશ કરવા તૈયાર થયો. તે સાંભળી તેની પ્રિયાઓ અને સ્વજનો મૂર્છિત થઈ ગયાં અને પછી વિલાપ કરવા લાગ્યાં. આ વખતે તે દેવ વૈદ્ય બની તેના ઘરની પાસે આવ્યો અને તે 'હું સર્વ વ્યાધિઓને હરૂં છું' એમ ઉંચે સ્વરે પોકારવા લાગ્યો. તે સાંભળી સ્વજનો તેને રોગીની પાસે લઈ ગયા અને તેમણે કહ્યું કે, " ભદ્ર, આ રોગીનો રોગ દૂર કરો તો તમને જે માગો તે આપીશું. " તે વૈદ્યે કહ્યું, " હું ધર્મવૈદ્ય છું, કોઈની પાસેથી કાંઇ પણ લેતો નથી. આ રોગીની વ્યાધી કષ્ટસાધ્ય છે, તે જેમ તેમ જવાનો નથી. તેને માટે બરાબર નિદાન થવું જોઈએ. નિદાન બે પ્રકારનું છે. એક ઐહિક અને બીજું આમુષ્મિક. ઐહિક નિદાનમાં ધાતુના ક્ષોભનું કારણ જે અપથ્ય હોય, તેનો ત્યાગ કરવો અને જે આમુષ્મિક નિદાન છે, તેમાં મિથ્યાત્વ છોડી દેવાનું છે. શુદ્ધ દર્શન તથા જ્ઞાન, અને સૂત્ર તથા અર્થ; એ તેમાં સર્વદા સેવવાના છે. મન, વચન અને કાયા એ છ વ્રતો પાળવાના છે, ક્રોધ વગેરેનો ત્યાગ કરવાનો છે, પ્રતિબંધ રહિત વિચારવાનું છે અને વન વગેરમાં રહેવાનું છે. આ પ્રમાણે કરવાથી આ સંસાર રૂપી જળોદર નાશ પામશે. " તેના આ વચન સાંભળી તેના પરિવારે કહ્યું. " વૈદ્યરાજ, તમે બતાવ્યું, તે બરાબર છે. મરણથી તો તે ઘણુંજ સારૂં છે." પણ તેણે તો ચિંતવ્યું કે, 'આતો મૃત્યુથી પણ વધારે છે. ' તેથી તેણે તે વાત કબુલ કરી. પછી વૈદ્યે કહ્યું, " ભદ્ર, મારી શક્તિ જુઓ.

હું ક્ષણવારમાં કલેશનો નાશ કરી શકું છું; પણ દરદીએ મારા કહેવા પ્રમાણે વર્ત્તવું જોઇએ. તેણે દઢતા ધારણ કરવી, મોહ છોડી દેવો, નઠારો સંગ કરવો નહીં અને મારી આજ્ઞાનું ખંડન કરવું નહીં." આ પ્રમાણે કહી તે વૈદ્યે એક મંડળ આળેખ્યું. તેની અંદર અર્હદ્દત્તને બેસાડી અને શ્વેત વસ્ત્રથી તેને ઢાંકી ઔષધ આપ્યું. તે ઔષધ આપતાંજ અર્હદ્દત્તના શરીરમાંથી ભયંકર શબ્દ કરતો, અંગઉપાંગનો ભંગ કરતો, દુર્ગંધથી ભરેલો અને અશ્રવ્ય વાણીને બોલતો મૂર્તિમાન રોગ નીકળ્યો. તેને તે વૈદ્યે ખેંચીને બાહેર કાઢયો. આ દેખાવ જોતાંજ સર્વ લોકો વિસ્મય પામી ગયા. તે વખતે અર્હદ્દત્તને શાંતતાથી નિદ્રા આવી ગઇ. ક્ષણવાર પછી જ્યારે અર્હદ્દત્ત જાગ્રત થયો, ત્યારે પેલા દેવવૈદ્યે કહ્યું કે, "કેમ તમારો વ્યાધી નાબુદ થયો કે ?" અર્હદ્દત્તે પ્રસન્નતાથી જણાવ્યું. "મહાશય હા, મારો રોગ નાબુદ થયો છે. હવે ફરીવાર તેવો રોગ ન થાય, તેવો ઉપાય બતાવો." દેવ વૈદ્યે કહ્યું "ભાઇ હવે તારે હું કહું તેમ કરવું, તેથી ફરીવાર તેવો રોગ નહીં થાય. મને પણ એક વખત આવોજ રોગ થયો હતો. પછી મેં એવો ઉપાય કર્યો કે, જેથી મને તે રોગનો થોડો ભાગ નાશ થયો હતો. મારામાં તે રોગ દૂર કરવાના ઉપાય સેવવાની પૂર્ણ યોગ્યતા ન હતી, નહીંતો મારો તે રોગ તદન નાબુદ થઈ જાત." તે વખતે લોકોએ પૂછયું, એવો કયો ઉપાય છે કે, જેમાં તમારી યોગ્યતા નથી? દેવવૈદ્ય બોલ્યો. તે ઉપાયમાં જિનદીક્ષા ગ્રહણ કરવી પડે છે. હું એવી જાતિમાં ઉત્પન્ન થયો છું કે, જે જાતિમાં જિનદીક્ષા લઈ શકાતી નથી.

પછી તેણે અર્હદ્દત્તને કહ્યું કે, તું ઉત્તમ જાતિમાં ઊત્પન્ન થયો છે, માટે જૈનદિક્ષા ગ્રહણ કર. તે વખતે લોકોએ તેને અનુમોદન આપતાં જણાવ્યું, ભાઇ અર્હદ્દત્ત તારા બંધુએ પણ જૈનદીક્ષા ગ્રહણ કરેલી છે, માટે તું તે દીક્ષા ગ્રહણ કર. અર્હદ્દત્તને તે વાત ગમી નહીં પણ તે વૈદ્યના કહેવાથી તેણે દ્રવ્ય દીક્ષા ગ્રહણ કરી. પછી પેલો દેવવૈદ્ય ચાલ્યો ગયો.

અર્હદ્દત્ત દીક્ષિત થયો, પણ તેના હૃદયમાં ચારિત્રધર્મ ઉપર શ્રદ્ધા થઈ ન હતી. થોડા દિવસ પછી તે મુનિપણાનું દ્રવ્યલિંગ છોડી પોતાને ઘેર પાછો આવ્યો હતો. આ ખબર પેલા દેવતાના જાણવામાં આવી એટલે તેણે પાછો ફરીવાર તેને વ્યાધીગ્રસ્ત કર્યો હતો. તે વખતે લોકોએ તેની ભારે નિંદા કરવા માંડી, પણ અર્હદ્દત્તના હૃદયમાં તેની કાંઈ પણ અસર થઈ નહીં. પછી પેલો દેવવૈદ ફરીવાર આવ્યો અને તેને કેટલીએક પ્રાર્થના કરી, ત્યારે દીક્ષાની કબુલાત કરાવી ને તે વૈદ્યે તેને પાછો સાજો કર્યો, તો પણ તે પાછો ફરીવાર ભ્રષ્ટ થયો. વળી તે દેવ વૈદ્ય પાછો આવ્યો તે વખતે તેણે કહ્યું કે, જો અર્હદ્દત્ત તેની સાથે ચાલી નીકળે તો વૈદ્ય તેનો ઉપચાર કરે. દુઃખથી પીડાતા અર્હદ્દત્તે તે વાત માન્ય કરી. પછી તે વૈદ્ય તેને સાજો કરી પોતાની સાથે લઇ ગયો હતો. તેને લઈ વૈદ્ય બીજે ગામ ગયો. ત્યાં દેવતાએ પોતાની માયાથી અર્હદ્દત્તને એક ગામ બળતું બતાવ્યું. પછી તે વૈદ્ય હાથમાં બળતો પુળો લઇ તે ગામને બુઝાવવા દોડ્યો. તે વખતે અર્હદ્દત્તે કહ્યું, " ભદ્ર, બળતા ઘા-

સના પુળાથી તે ગામ શી રીતે બુઝાવી શકાય ? ” તે વખતે દેવતા બોલ્યો—“ અરે મૂર્ખ, આ ઉપરથી તારે બોધ લેવાનો છે. જો તું સમજતો હોય તો ક્રોધરૂપી અગ્નિથી સળગેલા ઘરને વિષે દેહરૂપી બળતો પુળો લઇને તું કેમ દોડે છે ? ” દેવના આવા વચન સાંભળ્યાં તોપણ તેને પ્રતિબોધ થયો નહીં. પછી દેવતાએ તે અર્હદ્દત્તને કાંટાવાળા રસ્તામાં મૂક્યો, એટલે અર્હદ્દત્ત બોલ્યો—“ ભદ્ર, સરખો માર્ગ મૂકીને આવા વિષમ માર્ગમાં કેમ ચલાવો છો ? ” દેવતાએ ઉત્તર આપ્યો. “ભાઈ, જો તું સમજતો હો તો મોક્ષનો સરલ માર્ગ મુકી રાગાદિરૂપ કાંટાવાળા સંસારના માર્ગમાં કેમ ચાલે છે ? દેવતાના આવા વચનોથી પણ તેને પ્રતિબોધ થયો નહીં. પછી દેવતાએ લોકોએ પૂજેલો એક યક્ષ વારંવાર નીચે પડતો તેને બતાવ્યો. તેને જોઈ અર્હદ્દત્ત બોલ્યો—‘ આ યક્ષ કેવો નિર્ભાગ્ય છે ? ’ દેવતાએ કહ્યું, “ જો તું એ વાત સમજતો હો તો નરક પ્રત્યે કેમ ચાલે છે ? ” દેવતાના આ વચનથી પણ તેને પ્રતિબોધ થયો નહીં. પછી દેવતાએ ધાન્યના ફોતરાને ખાતો એક કુક્કર તેને બતાવ્યો. તેને જોઇ અર્હદ્દત્ત બોલ્યો—“ અરે આ કુક્કર કેવો મૂર્ખ છે ? કે જે ધાન્ય છોડી તેનાં ફોતરા ખાય છે ? ” દેવતાએ કહ્યું, “ તું પણ તેમજ કરે છે. સાધુપણારૂપ ધાન્યને છોડીને વિષયરૂપ ફોતરાને ખાય છે. ”

દેવતાના આ વચનો સાંભળીને પણ તેને પ્રતિબોધ થયો નહીં. પછી દેવતાએ એક વૃષભને વિકુર્વ્યો. તે બળદ ક્ષેત્રની

પાસે રહેલ લીલો ચારો છોડી દઇ કુવા ઉપરની ધ્રો ખાવા ઇચ્છા કરતો હતો, તે કુવા ઉપરની ધ્રો ખાવા જતાં કુવાની અંદર પડી ગયો અને તેના અંગ ઉપાંગ ચૂરેચૂરા થઇ ગયાં. તે જોઇ અર્હદત્ત બોલ્યો—" અરે ! આ બળદની કેવી મૂઢતા છે ? " તે વખતે દેવતા બોલ્યો—" અરે ભાઇ, જો આવો વિચાર તારા હૃદયમાં આવતો હોય તો તું પણ બળદના જેવોજ મૂર્ખ છે, ક્ષેત્રના ચારા જેવું સ્વર્ગનું સુખ છોડીને આ કુવા ઉપરના સુકા ઘાસ જેવા માનુષિ ભોગમાં શામાટે લુબ્ધ બને છે ? જેથી કરીને તારે દુર્ગતિમાં પડવાનું થશે. " દેવતાના આ વચનોએ તેના હૃદયમાં અસર કરી. તેના કર્મ ગળી ગયા અને તત્કાલ તેણે પોતાના હૃદયમાં ચિંતવ્યું કે–" અહો આ કોઇ પુરૂષ આનુષ લાગે છે. વળી તે ભ્રાતાની જેમ મારામાં વાત્સલ્ય રાખે છે " આવું ચિંતવી અર્હદત્ત બોલ્યો—" ભદ્ર, તમે કોણ છો ? મારા હિતેચ્છુ અશોકદત્તના જેવા તમે લાગો છો. " દેવતા બોલ્યો " ભદ્ર, હું તે અશોકદત્તજ છું. માત્ર પર્યાયથી અંતરિત થયો છું " અર્હદત્તે પૂછ્યું, " તેને માટે કાંઇ પ્રતીતિ આપો. " એટલે તેણે વૈતાઢ્ય પર્વત ઉપર પોતાને પ્રતિબોધ થવા બે કુંડળ બતાવવાની કરેલી સૂચના યાદ આપીને સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો. તત્કાળ તેને તે વાત યાદ આવતાં જાતિસ્મરણ જ્ઞાન થઇ આવ્યું. અને તત્કાલ પ્રતિબોધ પામી તેણે ભાવથી વ્રત ગ્રહણ કર્યું. પછી તે દેવતા ખમાવીને ચાલ્યો ગયો. તે હું પોતેજ અર્હદત્ત છું. ભદ્ર, આ મારો પૂર્વ વૃત્તાંત જાણી તમારે

પણ તે ઉપરબોધ ગ્રહણ કરવો કે, જે વિરાધકો હોય છે, તેમને ધર્મ ઉપર બુદ્ધિ થતી નથી. જેમણે મોહરૂપી શત્રુને જિત્યો છે, તેઓજ સંયમનો નિર્વાણ કરી શકે છે, માટે તમે પણ તમારા માનવ જીવનને સફળ કરો."

મહાનુભાવ અર્હદત્તનું આ પુર્ણ વૃત્તાંત સાંભળી ધરણ આશ્ચર્ય પામી ગયો, તેના હૃદયમાં વૈરાગ્ય રસ વિશેષ પ્રસરી ગયો. તે નમ્રતાથી બોલ્યો" ભગવન, તમારો આદેશ સફળ થાઓ. સંસારમાંથી મારો ઉદ્ધાર કરો. હું મારા માતા પિતાને આ વૃત્તાંત જણાવું છું. જેથી તેમને પણ પ્રતિબોધ થાય અને મને કર્તવ્યની આજ્ઞા મળે." આ પ્રમાણે કહી પવિત્ર ધરણ પોતાના મિત્રોની સાથે તે ઉદ્યાનમાંથી ઘેર આવ્યો હતો.

વાંચનાર, આ અર્હદત્ત મુનિના જીવન વૃત્તાંત ઉપર વિચાર કરજો. એ વિચાર કરવાથી તમને આ દુઃખમય સંસારના સ્વરૂપનું ભાન થઇ આવશે. વિશેષ આમાંથી એક બીજો બોધ ગ્રહણ કરવા યોગ્ય છે. અર્હદત્તને તેના પુર્વ બંધુ અશોકદત્તે કેવી સહાય કરેલી છે ? દેવતા થઇને પણ બંધુના ઉદ્ધારને માટે જે પ્રયાસ કરેલો છે, તે અપુર્વ છે. સંબંધીની સાર્થકતા આવાજ બંધુઓથી થાય છે. સર્વ બંધુઓએ તેવી રીતે બંધુધર્મ બજાવવો જોઇએ.

---

# પ્રકરણ ૬ ઠું.

## ચારિત્ર ચમત્કાર.

એક સુંદર સ્ત્રી ઉદ્યાનમાં ફરે છે, તે ઉદ્યાનની શોભા જુવે છે, પણ તેણીના હૃદયમાં દુષ્ટ સંકલ્પ વિકલ્પ થયા કરે છે. દુષ્ટ ધારણાને લઇ તેણીને ઊદ્યાનને અનંદ મળતો નથી, કુબુદ્ધિ મનુષ્ય પોતાની દુષ્ટ ધારણાઓમાંજ મગ્ન રહે છે. જો તેઓમાંથી એક ધારણા સફળ થાય તો તેઓ અતિ આનંદ પામે છે અને નિષ્ફળ થાય તો હૃદયમાં શોક ધારણ કરે છે. આ રમણીના હૃદયમાં પણ દુષ્ટ ધારણાઓ ઉત્પન્ન થયા કરતી હતી, તેથી ઉદ્યાનમાં સૌંદર્યને અવલોકવાથી તેણીને આનંદ મળતો ન હતો.

તે રમણી ફરતી ફરતી ઊદ્યાનના એક પ્રાસુક પ્રદેશમાં આવી, ત્યાં એક મહાત્મા મુનિ તેના જોવામાં આવ્યા. તે શાંત મૂર્તિ પવિત્ર હૃદયમાં શુભ ધ્યાન કરતા હતા. તેમની દયાળુ દૃષ્ટિમાં સમતા ભાવનો વિલાસ સ્ફુરી રહ્યો હતો. આ મહાનુભાવને જોતાંજ તે રમણીના હૃદય ઊપર દ્વેષભાવ પ્રગટ થઇ આવ્યો. તેની સાથેજ ક્રોધાનળ પ્રજ્વલિત થઇ ગયો.

વાંચનાર, આ પ્રસંગને તારા સુવિચાર ઉપર ઉતારજે, જેમના દર્શનથી આત્માનો ઉદ્ધાર થાય છે અને જે ત્રણેકાળ પ્રેક્ષકોના કલ્યાણની વૃદ્ધિ કરે છે, એવા મહામુનિના દર્શનથી ઊત્તમ પવિત્ર જીવને ભાવોલ્લાસ થાય છે. અંતરમાં ભક્તિના

રસ વહન થાય છે, ત્યારે રમણીના અધમ આત્માના હૃદયમાં દ્વેષભાવ ઉત્પન્ન થઇ આવ્યો, એ કર્મની વિચિત્રતાજ છે એવા અપવિત્ર આત્માનો અવતાર આ જગતમાં વ્યર્થ છે. તેમનું જીવન મનુષ્ય જીવનથી પણ પશુ જીવન છે.

તે અપવિત્ર દુરાચારી રમણી દ્વેષભાવને લઇને તરત વિચાર કરવા લાગી—" અરે ! મારા પાપના પરિણામ કેવા પ્રબળ છે ? કે જેથી આ મુનિ પાછો દૃષ્ટિમાર્ગમાં આવ્યો. હું મારા જીવનમાં જેનું દર્શન ઇચ્છતી નથી, તેજ મારી દૃષ્ટિએ વારંવાર આવે છે, હવે મારે શો ઉપાય કરવો ! કોઈ પણ રીતે મુનિનું અનિષ્ટ કરી ફરીવાર તેનું દર્શન ન થાય તેમ કરવું જોઇએ. મારા શરીર ઉપરથી આભુષણો ઉતારી તેના કકડા કરી આ મુનિને સમિપે મૂકી પછી હું પોકાર કરૂં કે, " આ ઢોંગી મુનિએ મને લુંટી લીધી. આથી આ દેશનો રાજા મુનિને ચોર ધારી ભારે શિક્ષા કરશે, એટલે મારી દુષ્ટ ધારણા સફળ થશે. " આવું વિચારી તેણીએ પોતાના આભૂષણો અંગપરથી ઉતારી તેના કકડા કરી તે નિર્દોષ મુનિની સમીપે મુકયા અને તેણી ' લુંટી લુંટી ' એમ ઉંચ સ્વરે પોકાર કરવા લાગી. એટલે આસપાસથી પોલીસ લોકો આવી ચડ્યા અને આભૂષણોના દેખાવ ઉપરથી તેમને ખાત્રી થઈ કે, ' આ મુનિ ચોર છે. ' પછી તેમણે મુનીને પૂછવા માંડયું, પણ તે નિર્દોષ ધ્યાની મુનિએ કાંઇ ઉત્તર આપ્યો નહીં. તેથી રાજાના માણસોના મનમાં વિશેષ શંકા થવા લાગી અને તત્કાળ તે મુનિને બાંધી

શ્રી સમરાદિત્ય કેવલીચરિત્ર. નિર્દોષ મુનિપર સ્રીએ મુકેલો આળ



લુટી લુટી એમ ઉચ્ચ સ્વરે પોકાર કરવા લાગી (પાના ૩૫

રસ વહન થાય છે, ત્યારે રમણીના અધમ આત્માના હૃદયમાં દ્વેષભાવ ઉત્પન્ન થઇ આવ્યો, એ કર્મની વિચિત્રતાજ છે. એવા અપવિત્ર આત્માનો અવતાર આ જગતમાં વ્યર્થ છે. તેમનું જીવન મનુષ્ય જીવનથી પણ પશુ જીવન છે.

તે અપવિત્ર દુરાચારી રમણી દ્વેષભાવને લઇને તરત વિચાર કરવા લાગી—" અરે ! મારા પાપના પરિણામ કેવા પ્રબળ છે ? કે જેથી આ મુનિ પાછો દૃષ્ટિમાર્ગમા આવ્યો. હું મારા જીવનમાં જેનું દર્શન ઇચ્છતી નથી, તેજ મારી દૃષ્ટિએ વારંવાર આવે છે. હવે મારે શો ઉપાય કરવો ! કોઈ પણ રીતે મુનિનું અનિષ્ટ કરી ફરીવાર તેનું દર્શન ન થાય તેમ કરવું જોઇએ. મારા શરીર ઉપરથી આભુષણો ઉતારી તેના કકડા કરી આ મુનિને સમિપે મૂકી પછી હું પોકાર કરૂં કે, " આ ઢોંગી મુનિએ મને લુંટી લીધી. આથી આ દેશનો રાજા મુનિને ચોર ધારી ભારે શિક્ષા કરશે, એટલે મારી દુષ્ટ ધારણા સફળ થશે. " આવું વિચારી તેણીએ પોતાના આભૂષણો અંગપરથી ઉતારી તેના કકડા કરી તે નિર્દોષ મુનિની સમીપે મુક્યા અને તેણી ' લુંટી લુંટી ' એમ ઉંચ સ્વરે પોકાર કરવા લાગી. એટલે આસપાસથી પોલીસ લોકો આવી ચડ્યા અને આભૂષણોના દેખાવ ઉપરથી તેમને ખાત્રી થઈ કે, ' આ મુનિ ચોર છે. ' પછી તેમણે મુનીને પૂછવા માંડયું, પણ તે નિર્દોષ ધ્યાની મુનિએ કાંઇ ઉત્તર આપ્યો નહીં. તેથી રાજાના માણસોના મનમાં વિશેષ શંકા થવા લાગી અને તત્કાળ તે મુનિને બાંધી

રાજાની પાસે લઇ ગયા. ઉગ્ર શાસનવાળા રાજાએ ' આવા ભિક્ષુક થઇને ચોરી કરનારાઓને સખ્ત શિક્ષા થવી જોઇએ. ' એવું વિચારી આજ્ઞા કરી કે " આ ઢોંગી સાધુને નગરમાં ફેરવી પછી શૂળીપર ચડાવી દો. " રાજાની આજ્ઞા થતાંજ પોલીસ લોકો તેને બાંધી નગરમાં ફેરવી શૂળી ઉપર લઇ ગયા. લોકોને જાહેર કર્યું કે, " જે કોઇ બીજો માણસ આવું કામ કરશે, તેને પણ આ પ્રમાણે શિક્ષા કરવામાં આવશે. " તે પવિત્ર મુનિ જ્યારે શૂળી ઉપર આરૂઢ થયા, ત્યારે હજારો લોકો તમાસો જોવાને એકઠા થયા હતા. મુનિ જેવામાં શૂળી ઉપર આરૂઢ થયા, તેવામાં તે શૂળી તળાઇરૂપ થઇ ગઇ. મુનિનું શરિર વીંધાણું નહીં. તે વખતે આકાશમાંથી પુષ્પોની વૃષ્ટિ થઇ. અને ' ધર્મનો જય ' એવો મહાધ્વનિ ચારે તરફ થઇ રહ્યો. તે વૃત્તાંત સાંભળી રાજા મંત્રીઓના પરિવાર સાથે તે સ્થળે આવ્યો.

વાંચનાર, આ પ્રસંગને અનુમાને સમજી શકયા હશે, તથાપિ વિશેષ સ્પષ્ટીકરણ કરવાની આવશ્યકતા છે—" જે રમણી પેલા ઉદ્યાનમાં ભમતી હતી, તે સુવદન સાર્થવાહની સાથે ભ્રષ્ટ થયેલી લક્ષ્મી હતી, જે મુનિ ઉદ્યાનમાં ધ્યાનમગ્ન થઈ રહેલા હતા, તે ધરણ હતા. ધરણ અર્હદત્ત મુનિની પાસે દીક્ષા લઇ અહીં આવી ચડ્યા હતા. આ ઉદ્યાન તામ્રલિપ્તી નગરીની બાહેર આવેલું હતું. ધરણ મુનિ ગુરૂની આજ્ઞા લઈ વિહાર કરતાં કરતાં આ સ્થળે આવ્યા હતા.

જ્યારે દુષ્ટ લક્ષ્મીને દેવપુરમાંથી હદપાર કરવામાં આવી, ત્યારે તે નંદિવર્દ્ધન નામના કોઇ સ્થાનમાં આવીને રહી હતી.

ત્યાં તેણીને સુવદન સાર્થવાહની સાથે સમાગમ થઇ આવ્યો હતો. સુવદન તેણીને લઇ ચીનદ્વીપમાં ગયેલો અને ત્યાંથી તાઅલિસી નગરીમાં આવ્યો હતો. આજે લક્ષ્મી ઉદ્યાનમાં ફરવા આવેલી, ત્યાં તેણીએ ધરણુ મુનિને જોયા અને તત્કાલ તેણીના હૃદયમાં દ્વેષ ઉત્પન્ન થઈ આવ્યો અને તે સાથેજ તેણીએ ખોટો આરોપ ઉભો કરી ધરણુ મુનિને રાજાના માણસોની પાસે પકડાવ્યા હતા. નિર્દોષ ધરણુને રાજાએ શૂળીની શિક્ષા આપી પણ તેઓના નિર્મળ ચારિત્ર ધર્મના પ્રભાવથી તે શૂળી તળાઇ રૂપે થઇ ગઇ હતી. જે વાત વાંચનારાઓ સારી રીતે જાણે છે.

અહા ! ચારિત્રનો ચમત્કાર કેવો અદ્ભૂત છે ! એ દિવ્ય ધર્મનો પ્રભાવ અલૌકીક ચમત્કારથી ભરેલો છે. આર્હત ધર્મની ઉજ્વલ શક્તિ ચારિત્રના તેજથી સદા પ્રકાશમાન છે. પૂર્વકાળે એ ઉગ્ર શક્તિનો પ્રભાવ અપુર્વ હતો ભારત વર્ષની આર્યપ્રજા એ શક્તિને ભારે માન આપતી હતી. અને સર્વ સ્થળે તેનું યશોગાન કરતી હતી.

ધરણુ મુનિના તપોબળથી અને ચારિત્ર ધર્મના પ્રભાવથી જ્યારે શુળી તળાઇ થઇ ગઇ અને તેમની પર આકાશમાંથી પુષ્પની વૃષ્ટિ થઇ, ત્યારે તે વૃત્તાંત જાણી સાનંદાશ્ચર્ય થયેલો રાજા પોતાના મંત્રીઓને લઈ તે સ્થળે આવ્યો અને તે દેખાવ જોઇ હૃદયમાં આશ્ચર્ય પામી ગયો. મહાનુભાવ ધરણુ મુનિને શુળી ઉપરથી ઉતારી રાજા તેમના ચરણુમાં પડયો અને ક્ષમા માગી. તે પછી રાજાના મનમાં ચિંતા ઉત્પન્ન થઈ કે, " આ નિર્દોષ મુનિને દુષિત કરનારી સ્ત્રી કોણુ હશે ? " રાજા-

ને ચિંતાતુર જોઇ મંત્રિઓએ પોલીસના અધિકારીને પુછયું એટલે તેણે જણાવ્યું કે, " આ ગામમાં સુવદન નામે એક સાર્થવાહ આવેલો છે, તેની સ્ત્રીએ આ મુનિ ઉપર આરોપ મૂકેલો છે. " તત્કાળ રાજાએ તે સ્ત્રીને પકડી લાવવાનો હુકમ કર્યો. રાજપુરૂષો તેણીને શોધવા દોડી ગયા. તેઓ સાર્થવાહને શોધવા લાગ્યા, પણ કોઇ ઠેકાણે તેનો પત્તો મળ્યો નહીં. તેની સ્ત્રી લક્ષ્મીનો પત્તો પણ મળ્યો નહીં. છેવટે લક્ષ્મી તો ત્યાંથી નાસી ગઇ, પણ સાર્થવાહ સુવદન નાસતો પકડાઇ ગયો. તેને પકડી રાજાની પાસે લાવ્યા. રાજાએ સુવદનને ધમકી આપી પુછયું, એટલે તેણે લક્ષ્મીનું દુષ્ટ ચરિત્ર રાજાની પાસે કહી સંભળાવ્યું. તે વખતે સુવદનના હૃદયમાં સારી અસર થઇ આવી. તેના હૃદયમાં વૈરાગ્ય ભાવના પ્રગટ થઇ આવી. તેણે આર્યમંગુ મુનિની પાસે જ ચારિત્ર ગ્રહણ કર્યું હતું.

રાજા, ધરણ મુનિના આ ચારિત્રથી હૃદયમાં ચમત્કાર પામી પોતાના પરિવાર સાથે પોતાના નગરમાં આવ્યો અને તેણે મહાનુભાવ મુનિની પાસેથી ઉત્તમ પ્રકારનો બોધ ગ્રહણ કર્યો હતો.



# પ્રકરણ ૭ મું.

## પાપનાં ફળ.

એક ભયંકર જંગલમાં એક સ્ત્રી ફરતી હતી. તેણીનું શરીર જખમી અને દુર્ગંધથી ભરેલું હતું. વારંવાર તે ઉંચે સ્વરે પોકાર કરતી હતી. તે જંગલમાં કોઇ પણ મનુષ્ય જોવામાં આવતું નહતું. વિકાળ અને ભયંકર પ્રાણીઓ તેની અંદર ફરતાં હતાં. તે દુઃખી અને પોકાર કરતી સ્ત્રી એક પર્વતની ખીણ પાસે આવી. તે ક્ષુધા અને તૃષાથી પીડીત હતી, તેણીના પાપી આત્માને કાંઇ પણ શાંતિ મળતી ન હતી. ખીણની પાસે તે ઉભી રહી, તેવામાં એક ભયંકર સિંહ આવ્યો. તે સિંહ ક્ષુધાથી વ્યાપ્ત હતો. અત્યારસુધી કોઇ પણ પ્રાણીનો શીકાર તેને પ્રાપ્ત થયો ન હતો. પેલી દુઃખી સ્ત્રી તેની દૃષ્ટિએ પડી. તેણીને જોતાંજ સિંહ છલંગ મારી તેણીની પાસે આવ્યો અને પોતાના ઉગ્ર પંજાના પ્રહારથી તેણીને નિર્જીવ કરી ભક્ષણ કરી ગયો. તેણીના દુઃખનો છેડો આવી ગયો. તે દુઃખી દારાનો શિકાર કરી ખુશી થતો તે સિંહ ત્યાંથી જંગલમાં સ્વેચ્છાએ ચાલ્યો ગયો.

વાંચનાર, આ પ્રસંગને યથાર્થ જાણી શકયા નહીં હોય, તેણના હૃદયમાં આ વૃત્તાંત પ્રકાશિત કરવાની આવશ્યકતા છે. જે સ્ત્રી આ જંગલમાં રખડતી હતી, તે ધરણની દુષ્ટ સ્ત્રી લક્ષ્મી હતી. લક્ષ્મી રાજાના ભયથી તામ્રલિપ્તી નગરમાંથી નાશી ગઈ

હતી. તે નાશીને કુશ સ્થળમાં આવી હતી. જ્યારે તે કુશ સ્થળમાં આવી, ત્યારે તેજ રાત્રે કોઇ પુરોહિતે ચરૂ કર્મનો આરંભ કર્યો હતો. તે આરંભ કરવાનું કારણ એ હતું કે, કુલસ્થાનના રાજાની મુખ્ય રાણીના પ્રસવના વિઘ્ન દૂર થઈ જાય. તેણે નગરની બાહેર ચોકની અંદર અગ્નિનો ભડકો કર્યો હતો. તેની આસપાસ રાજાના પોલીસો ઉઘાડી તરવારો રાખી ચોકી કરતા હતા. જ્યારે ચોખાનો ચરૂ તૈયાર કરી તે પુરોહિત મંત્ર જાપ કરવા લાગ્યો; તે વખતે લક્ષ્મીએ તે દેખાવ દૂરથી અવલોકયો. તેને જોતાં લક્ષ્મીને કોઈ સાર્થ ઉતર્યો છે એવી ભ્રાંતિ થઇ એટલે તેણી તે ચરૂના હોમ પાસે આવી. તેણીને આવતી જોઇ ઉત્તમ સાધકોએ આ રાક્ષસી આવી એમ ઉંચે સ્વરે પોકાર કર્યો. એટલે બધા આસપાસ રહેલા પુરૂષો ભય પામી ગયા અને ત્યાંથી નાસવા લાગ્યા. કેટલાએક તો મૂર્છા ખાઇને પૃથ્વી ઉપર પડી ગયા. તે વખતે લક્ષ્મી બોલી–"ભાઇઓ, શામાટે ભયપામો છો ? હું રાક્ષસી નથી, પણ એક માનવી સ્ત્રી છું." તેણીના આ વચન ઉપર કોઇને વિશ્વાસ આવ્યો નહીં. તત્કાળ પુરોહિત તેણીને રાક્ષસી ધારી કેશમાં પકડી એટલે બીજા દિશાપાલન પુરૂષો દોડી આવ્યા અને તેમણે તે સ્રીને બાંધી રાજાની પાસે મોકલી. 'પોતાની રાણીને પ્રસવ વખતે વિઘ્ન કરનારી આ ડાકણ છે' એવું ધારી રાજાએ તેને ખુબ મારી અને તેણીના અંગ ઘાયલ કરી તથા શરીરે વિષ્ટા ચોપડી પોતાના નગરમાંથી બાહેર કાઢી મુકી હતી. ત્યાંથી પ્રસાર થયેલી દુષ્ટ લક્ષ્મી એક ભયંકર જંગલમાં

આવી ચડી અને ત્યાં અચાનક આવી સિંહે તેણીનો શિકાર કર્યો હતો.

દુષ્ટ પ્રાણીને તેના દુષ્ટ કર્મનું ફળ મળ્યા વિના રહેતું નથી. લક્ષ્મીની દુષ્ટતા આખરે ફળદાયક થઇ પડી. દુઃખથી અતિશય રીબાતી તેણીએ સિંહના પંજાના આઘાતથી પોતાના પ્રાણ છોડી દીધા હતા. પોતાના પતિને પજવનારી તે દુષ્ટા મૃત્યુ પામી ધુમપ્રભા નારકીમાં સત્તર સાગરોપમની આયુષ્યે ઉત્પન્ન થઇ હતી.



## પ્રકરણ ૮મું.

### વૈરનિર્યાતન.

મહાનુભાવ ધરણ મુનિએ સંલેખના કરી પોતાનું ચારિત્ર દીપાવ્યું હતું. તેણે અનેક ક્ષેત્રોમાં વિહાર કરી ઉત્તમ ઉપદેશ આપી ભારત વર્ષની જૈન પ્રજાનો ભારે ઉપકાર કર્યો હતો. છેવટે તે મહાનુભાવ પાદપોપગમન કરી કાળધર્મને પામી આરણ નામના દેવલોકમાં ગયા હતા. ત્યાં ચંદ્રકાંત નામને ધારણ કરી વીશ સાગરોપમની આયુષે અસમજ્યોતિ વિમાનમાં પ્રગટ થયા હતા.

વાંચનાર જો વિચાર કરશે તો તેના જાણવામાં આવશે કે, લક્ષ્મી અને ધરણનો આત્મા તે ગુણસેન અને અગ્નિશર્માનો આત્મા છે. ગુણસેન પ્રથમથીજ સુશીલ, સુવિચારિ અને ધર્મા-

રાધક છે અને અગ્નિશર્મા પ્રથમથીજ કુશીલ, કુવિચારી અને ધર્મવિરાધક છે. એક પવિત્ર હૃદયથી વર્તનારો છે, ત્યારે બીજો તેની સાથે વૈરબુદ્ધિથી પ્રવર્ત્તનારો છે. ગુણસેન સિંહ, શિખી, ધન, જય અને ધરણ એ છ ભવ સુધી એકજ રૂપે રહ્યો છે અને પરિણામે ધાર્મિક જીવનમા આરૂઢ થઈ દેવલોકનો અધિકારી બન્યો. અગ્નિશર્માનો આત્મા આનંદ, જાલિની, ધનશ્રી, વિજય અને લક્ષ્મીના સ્વરૂપમા આવેલો વૈર બુદ્ધિ ધારણ કરી નરકભૂમિનો અધિકારી બન્યો છે.

વાંચનાર, આ પ્રસંગ ઉપરથી તમારે ઘણો બોધ લેવાનો છે. સુમતિ અને કુમતિના ફળ પ્રાપ્ત થયા વિના રહેતાં નથી. આખરે ધર્મનો જય છે અને અધર્મનો ક્ષય છે. જ્યાં ઉચ્ચ-વૃત્તિ ત્યાં પરિણામે આનંદ છે અને જ્યા અધમ વૃત્તિ ત્યાં પરિણામે દુઃખ છે. સુમતિ, સદાચાર અને સત્સમાગમના ફળ અને કુમતિ, દુરાચાર અને કુસંગના ફળ આ સંસારના મહા પથમા પ્રત્યક્ષ મળ્યા વિના રહેતાં નથી. સાધુ જીવનમાં જે ઉચ્ચતા અને સહજ સુખનું દર્શન થાય છે, તેવું દુષ્ટ જીવનમાં કદિ પણ થતું નથી ધરણ અને લક્ષ્મીના ચરિત્ર ઉપરથી એ વાત સિદ્ધ થાય છે.



# સપ્તમ ખંડ.

## પ્રકરણ ૧ લું.

### સોમા પ્રવૃત્તિની.

પ્રાતઃકાળનો સમય હતો, ગગનમણિ પોતાના કિરણોથી વિશ્વને પ્રકાશ કરી રહ્યો હતો. ચારે તરફ દિવસની શોભા પ્રસરી રહી હતી. આ સમયે એક મહારાજા ધર્મની ક્રિયામાંથી મુક્ત થઈ પોતાના વિશ્રામ મંડપમાં બેઠો હતો. આર્હત ધર્મની ઉપાસના કરવાથી તેના હૃદયમાં તે ઉત્તમ પ્રકારની ભાવના ભાવતો હતો.

આ સમયે જયધ્વનિ તેના સાંભળવામાં આવ્યો, તે ધ્વની સાંભળતાંજ તે બેઠો થયો અને તેનું કારણ જાણવાને ઉત્સુક થયો, તે ઉભો થઇ મેહેલના ગવાક્ષ ઉપર આવ્યો, ત્યાં આકાશમાંથી પુષ્પની વૃષ્ટિ પડતી જોઈ. તે જોતાંજ તેના મનમાં વિશેષ આશ્ચર્ય થયું. તત્કાળ તેણે એક સેવકને તે જાણવાને મોકલ્યો, સેવક દોડતો ગયો.

આ વખતે એક તરૂણ પુરૂષ પોતાની સાથે બે નાના બાળકોને લઇ ત્યાં આવ્યો. તે બંને બાળકુમારો ઘણા તેજસ્વી અને ચપળ હતા. તેમણે પોતાના વડિલને વિનયથી પ્રણામ

કર્યો. મહારાજા તેમની પ્રણામક્રિયા જોઇ હૃદયમાં ખુશી થઇ ગયો અને તેણે બંને બાળકોને પ્રેમથી અભિનંદન આપ્યું. રાજા, તરૂણ અને બે કુમારો પેલા જયધ્વનિ સાંભળવા લાગ્યા, અને આકાશમાથી પડતી પુષ્પની વૃષ્ટિને સાનંદાશ્ચર્ય થઇ જોવા લાગ્યા.

ક્ષણવારે પેલો રાજસેવક દોડતો દોડતો આવ્યો. તેને આવતો જોઇ તે ખબર જાણવાને ઉત્સુક એવો નૃપતિ પોતાના કુમાર પરિવારને લઇ ગવાક્ષ પાસેથી મેહેલના મધ્ય ભાગે આવ્યો. અને તેણે સેવકને પૂછ્યું કે, ' કહે આ શું છે ? ' સેવક વિનયથી પ્રણામ કરી બોલ્યો—" મહારાજા, સોમા નામની એક પ્રવર્ત્તિની–સાધ્વીને આજે કેવળજ્ઞાન ઉત્પન્ન થયેલું છે. તે મહાનુભાવના કેવળજ્ઞાનનો મહોત્સવ દેવતાઓ અને વિદ્યાધરો કરે છે. તે નિમિત્તે આ જયધ્વનિ થાય છે અને આકાશમાંથી પુષ્પની વૃષ્ટિ થાય છે. "

સેવકના મુખથી આ સમાચાર સાંભળી રાજા વિશેષ આનંદ પામ્યો. ને તત્કાળ પોતાનો પરિવાર લઇ તે પવિત્ર સાધ્વીને વંદના કરવાને તત્પર થયો.

રાજા સાધ્વીના ઉપાશ્રયમાં આવ્યો. તે ઉપાશ્રય ઘણો રમણીય હતો. સ્વચ્છ સ્ફટીક મણિની કાંતિથી પ્રકાશમાન હતો. સુવર્ણના છજાઓ તેની આસપાસ આવેલા હતા. ને ઉપાશ્રય આવો સુંદર છતાં તેની આસપાસ શાંતિ પ્રસરેલી હતી. દેખાવ રજોગુણનો હતો, છતાં સત્વ ગુણની શોભા દેખાતી હતી.

તે ઉપાશ્રયની મધ્યભાગે સાધ્વીઓના મંડળ વચ્ચે એક

પ્રવર્ત્તિની બેઠાં હતાં. તેમનું નામ સોમા હતું. સોમા ખરેખર સોમાજ હતાં. તેમની આકૃતિ પણ સૌમ્ય હતી. તેમણે ધારણ કરેલ શ્વેત વસ્ત્ર જાણે શુકલ ધ્યાન હોય, તેવું દેખાતું હતું. આ પ્રમાણે રહેલા મહાનુભાવા પ્રવૃર્ત્તિની જોઈ રાજા હૃદયમાં પ્રસન્ન થયો. તેણે પોતાના હૃદયમાં ઉત્તમ ભાવના ભાવવા માંડી અને ભક્તિના ભારથી નમ્ર થઈ સાધ્વીના ચરણમાં વંદના કરી.

વાંચનાર, આ મહારાજા અને તેના ત્રણ કુમારોને ઓળખવાની તમારી ઈચ્છા થઈ હશે. તે ધ્યાન આપી સાંભળો. તેમનો વૃત્તાંત જાણવા જેવો છે. આ મહારાજા ચંપાપુરીનો સ્વામી છે. ચંપાનગરી જંબુદ્વીપના ભરતખંડમાં આવેલી છે. એ રાજાનું નામ **અમરસેન** છે. રાજા અમરસેને પોતાના તેજથી શત્રુઓની સેનાને નાશ કરેલી છે. તેના નામનું શ્રવણ કરી શત્રુઓ ભયથી કંપતા હતા. તેને **જયસુંદરી** નામે એક રાણી હતી. તેણી પોતાના સૌંદર્યથી સ્વર્ગની સુંદરીઓને પણ જીતી લેતી હતી.

જે બીજો તરૂણ પુરૂષ એ બાળકુમારોને લઇને આવ્યો હતો; તે હરિષેણ નામે તેનો લઘુબંધુ હતો. હરિષેણ તે વખતે યુવરાજ પદ ઉપર હતો. અને પોતાના જ્યેષ્ટ બંધુ મહારાજાની આજ્ઞા ઉઠાવતો હતો. યુવરાજ હરિષેણને **હરિપ્રભા** નામે સ્ત્રી હતી.

જે બંને બાળ કુમારો હતા, તેમના **સેન** અને **વિષેણ** એવાં નામ હતાં. તેમાં સેન રાજાનો કુંવર હતો અને વિષેણ યુવરાજ હરિષેણનો કુંવર હતો. રાજકુમાર સેન જ્યારે જયસું-

દરીના ગર્ભમાં આવ્યો, ત્યારે તેણીએ સ્વપ્નામાં પોતાના મુખમાં એક સુંદર ધ્વજને પ્રવેશ કરતાં જોયો હતો. સ્વપ્ન દર્શન થયા પછી જાગ્રત થયેલી જયસુંદરીએ પોતાના પતિને સ્વપ્નવૃત્તાંત જણાવ્યો, તે ઉપરથી રાજા અમરસેને તેણીને કહ્યું હતું કે, તારા ઉદરમાં અવતરેલો ગર્ભ રાજાઓના ધ્વજરૂપ થશે.

બીજો કુમાર વિષેણુ યુવરાજ હરિષેણુની હારપ્રભા નામની સ્ત્રીના ઉદરથી જનમ્યો હતો. સેન અને વિષેણુ આ બંને પિતૃવ્ય બંધુઓ સાથે ઉછરતા હતા. તેમને લઇ રાજા સોમા પ્રવર્ત્તિનીને વંદના કરવા આવ્યો હતો.

પ્રવર્ત્તિની સોમા વિદુષી અને વક્ત્રી હતા. તેમનો ઉપદેશ સાંભળવાને હજારો શ્રાવકો અને શ્રાવિકાઓ હાજર રહેતાં હતાં. પ્રવર્ત્તિની સોમાની વાણી ઘણી મધુર અને અસરકારક હતી. આવી અપૂર્વ વિદ્વત્તા છતાં તેણીની મનોવૃત્તિ અભિમાનથી રહિત હતી. તેઓ સદા સાધ્વીવ્રતને અનુસરીને પ્રવર્ત્તતા હતા. તેમણે પોતાના ઉપદેશથી હજારો શ્રાવિકાઓને શ્રીધર્મની જ્ઞાતા બનાવી હતી. શીલ, ધર્મ અથવા પતિવ્રતા ધર્મનો પ્રભાવ એ મહાસતીએ ઘણોજ પ્રવર્ત્તાવ્યો હતો. તેના ઉત્તમ ઉપદેશથી ભારતની અનેક શ્રાવક ભામિનીઓ વિદ્યાવિલાસિની અને શીલ સુશોભિની બની હતી.

આવાં પ્રવર્ત્તિની સોમાએ રાજા અમરસેન અને તેના કુટુંબને દાન, શીલ, તપ અને ભાવ—એ ચતુર્વિધ ધર્મનો ઉપદેશ આપ્યો અને તેમના હૃદયમાં ભારે અસર કરી હતી.

વાંચનાર, પૂર્વની સાધ્વીઓનો ચારિત્રધર્મ ઘણોજ ઉત્તમ હતો. તેઓ ઉપદેશ આપી ભારતની શ્રાવિકાઓને સુધારવામાં જે પ્રયત્ન કરતી, તે અત્યારે જોવામાં આવતો નથી. માટે, તેવી સાધ્વીઓ પુનઃ પ્રગટ થાય અને શ્રાવિકાઓના સમાજને સુધારે એવી અંતરની અભિલાષા ધારણ કરી જૈન શાસનદેવીને પ્રાર્થના કરજે.

## પ્રકરણ ૨ જું.

### પ્રવર્ત્તિનીનો વૃત્તાંત.

સાધ્વી સોમાના મુખનો ઉપદેશ સાંભળી રાજા અમરસેન વિગેરે હૃદયમાં પ્રસન્ન થયા હતા. તેમના ઉપદેશેલા ધર્મના સ્વરૂપને તેઓ હૃદયમાં સારી રીતે ભાવતા હતા. અને તે ભાવનાને ક્રિયામાં મુકવાને હૃદયમાં ઉત્કંઠા રાખતા હતા.

આ વખતે બે તરૂણ પુરૂષો આવ્યા. તેમણે આવી સાધ્વીને વંદના કરી તેમને જોઇ સાધ્વી સોમા તેમની સામે જોઇ રહ્યાં. અને તેઓ દીર્ઘ વિચાર કરવા લાગ્યાં. એટલે રાજા પણ તેમની સામે જોઈ રહ્યો, સાધ્વી પ્રવર્ત્તિની પાસેથી કાંઇપણ ઉપદેશની આશા રાખનારા રાજાને આ બનાવથી હૃદયમાં જરા ખેદ થયો. તેણે જાણ્યું કે, આ બંને પુરૂષોએ સાધ્વીના હૃદયમાં ક્ષોભ કર્યો છે અને તેથી તેમની શુભ વાર્તા બંધ પડી ગઇ છે.

આ સમયે પેલા બે પુરૂષોમાંથી એક પુરૂષ બોલ્યો–" મહારાજા, સાધ્વીજીની ઉપદેશ કથાનો વિચ્છેદ થઇ ગયો, એવો ખેદ રાખશો નહીં. અતિ અદ્ભુત અને અસંભવિત વસ્તુ મારા જોવામાં આવેલ છે, અને તેનું તત્ત્વ જાણ્યા વિના મારા મનને શાંતિ વળે તેમ નથી અને તે કારણને લઇને હું આ પવિત્ર સાધ્વીજીની સમીપ આવ્યો છું. "

તે પુરૂષના આ વચન સાંભળી રાજાએ ઉત્કંઠા લાવી પૂછયું, ' ભદ્ર, એવું શું આશ્ચર્ય બન્યું છે ? તે કહો.' તે પુરૂષ બોલ્યો " મહારાજા, અમે બંને સાર્થવાહના પુત્રો છીએ. મારૂં નામ સાગર છે અને આ મારા ભાઇનું નામ બંધુદેવ છે. મારી સ્ત્રી પાસે એક બહુ મૂલ્યવાળો હાર હતો, તે ઘણો વખત થયા ખોવાએલો હતો. વિશેષ સમય થવાથી હું તેને ભુલી પણ ગયો હતો. તેમ મારી સ્ત્રીને પણ એ વાત વિસ્મૃત થયેલી હતી. આજે હું ભોજન લઇ ચિત્રશાળામાં ગયો, તેવામાં એક ચિત્રના મયૂર પક્ષીએ મારી સમક્ષ ડોક ઉંચી કરી અને પાંખો ફફડાવી તેમાંથી પીંછીઓ ઉતારી. પછી કસુંબી વસ્ત્રની પોટલીમાં હાર મૂકી તે પક્ષી પાછો ચિત્રરૂપે થઇ રહ્યો. હું તે જોઇ ઘણોજ વિસ્મય પામ્યો, તેવામાં જયધ્વનિ મારા સાંભળવામાં આવ્યો. તે ઉપરથી મેં જાણ્યું કે, સાધ્વીજી સોમાને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું હશે. એટલે હું અહિંઆ આ ભગવતીને વંદના કરવા આવ્યો છું.

સાર્થવાહપુત્ર સાગરના મુખથી આ વૃત્તાંત સાંભળી

રાજા પણ વિસ્મય થઇ ગયો. તેણે સાધ્વીજીને પુછયું, "ભગવતી, આ અસંભવિત આશ્ચર્ય શું હશે ?" રાજાનો આ પ્રશ્ન સાંભળી પ્રવર્ત્તિની સોમા બોલ્યાં, "રાજન્, કર્મની આગળ કાંઇ પણ અસંભવિત કે આશ્ચર્ય નથી. જો કર્મ અશુભ હોય તો જળ અગ્નિ થાય, ચંદ્ર અંધકાર થાય, ન્યાય અન્યાય થાય, અર્થ અનર્થ થાય અને મિત્ર શત્રુ થાય. અને જો કર્મ શુભ હોય તો અગ્નિ જળ થાય છે, અંધકાર ચંદ્ર થાય છે, અન્યાય ન્યાય થાય છે, અનર્થ અર્થ થાય છે. અને શત્રુ મિત્ર થાય છે."

ભગવતીના આ વચન સાંભળી રાજા બોલ્યો—"સાધ્વીજી, આવું આશ્ચર્ય બને તેમાં કયા જીવના કર્મનું પરિણામ હશે" સાધ્વીજી બોલ્યા—"ભદ્ર એ મારાજ કર્મનું પરિણામ છે." આ વચન સાંભળતાંજ રાજાનું શરીર રોમાંચિત થઇ ગયું. તે આશ્ચર્ય-સહીત બોલ્યો—"ભગવતી, આ શું કહો છો ? તમારે આવું કર્મ-કયાંથી ? તે શા નિમિત્તે બને ?" રાજાના આવા વિસ્મય અને શંકાવાળા વચન સાભળી પવિત્ર પ્રવર્ત્તિની બોલ્યાં—"રાજા, તે વિષે મારૂં વૃત્તાંત સાંભળવા જેવું છે. આ ભરતખંડમાં શંખવર્દ્ધન નામે એક નગર છે. તેમાં શંખના જેવા ઉજ્વળ યશવાળો શંખપાળ નામે રાજા છે. તે નગરમાં ધન નામે એક ધનાઢ્ય ગૃહસ્થ રહે છે. તેને ધન્યા નામે સ્રી છે. અને ધનપતિ અને ધનવાદ નામે બે પુત્રો છે. તે ગૃહસ્થની ગુણશ્રી નામે હું પુત્રી છું. મારો વિવાહ કરવામાં આવ્યો. હું વિવાહિત થઇ કે, તરતજ મારો પતિ

મૃત્યુ પામી ગયો. તે બનાવથી મને આ સંસાર ઉપર નિર્વેદ ઉત્પન્ન થયો અને હું તપોધર્મ આચરવામાં તત્પર થઈ.

એક વખતે ચંદ્રકાંતા નામે કોઇ ગુરૂણીજી આવી ચડ્યાં. મારી સખીઓએ તેમના સંયમના મારી પાસે વખાણ કર્યા. તરતજ હું સખીઓને લઇ તેમને ઉપાશ્રયે વંદન કરવાને ગઈ. તે મહાસતી શ્રાવિકાઓની આગળ ધર્મનો ઉપદેશ કરતાં મારા જોવામા આવ્યા. પછી હું વિસ્મય પામી જિનાલયમાં પેઠી. મેં ઘંટા વગાડી દીપમાલા કરી પ્રભુની ઉપર પુષ્પની વૃષ્ટિ કરી. અને તેમની પુજા કરી ધૂપધ્યાન કર્યા પછી હું સાધ્વી ચંદ્રકાંતાની પાસે આવી. મેં તેમને વંદના કરી એટલે તેમણે મને ધર્મલાભ આપ્યો. સાધ્વીએ મને પુછયું. કે, કોણ છો ? અને કયાંથી આવો છો ?' મારી સખીએ મારો વૃત્તાંત સાધ્વીજીને જણાવ્યો, પછી તેમણે કહ્યું કે, 'વત્સે, તું અહિં આવી, તે બહુ સારૂં કર્યું. આ સંસાર એવો દુઃખરૂપજ છે.' પછી તેમણે મને ગ્રહસ્થનો ધર્મ કહી સંભળાવ્યો. મેં તે આદરથી ગ્રહણ કર્યો અને હું ઘેર આવી. કેટલેક કાળ વીત્યા પછી મારા પિતા મૃત્યુ પામી ગયાં. એટલે મેં મારા બંને ભાઇઓને દીક્ષા લેવાને પુછયું. તેઓ વિચાર કરીને બોલ્યા—“ બ્હેન, તમે ગૃહસ્થધર્મમાં વર્તી તમારી ઇચ્છા પુર્ણ કરો અને વિધવાવસ્થામાં રહી ધર્મ કરો.” મેં તેમના વચનને માન્ય કરી પછી તેમની પાસે એક સુંદર જિનાલય કરાવ્યું અને તેની અંદર ઘણી જિનપ્રતિમાઓ સ્થાપિત કરાવી અને હંમેશાં મોટો ખર્ચ કરી તેમની હું પુજા

કરવા લાગી. જ્યારે મારા નિમિત્તે પુજા વગેરેનો ખર્ચ થવા માંડયો, એટલે ભ્રાતૃપત્નિ–ભોજાઇઓ મારી ઉપર દ્વેષ કરવા લાગી. હું તેમની વૃત્તિ જાણી ગઇ હતી, તોપણ મારા બંધુઓની સારી વૃત્તિ હશે એવું ધારી તેમની તરફ ઉપેક્ષા કરવા લાગી. એક વખતે મેં વિચાર કર્યો કે, મારા બંધુઓની વૃત્તિ કેવી છે, તે મારે જોવી જોઇએ. જો તેઓની વૃત્તિ સારી ન હોય તો પછી વ્રત ગ્રહણ કરવું સારૂં છે.

એક વખતે એક પોહોર રાત્રિ ગઇ હતી. તે વખતે મારો મોટો ભાઇ બાહેરથી આવ્યો. તે સાંભળે તેમ મેં હૃદયમાં કપટ રાખી ધર્મના ઉપદેશને બ્હાને મારી ભોજાઇને કહ્યું, "સુંદરી, વધારે શું કહેવું, તારે તારી સાડી સંભાળવી જોઇએ" 'હા એમજ' એમ કહી તે પોતાના વાસગૃહમાં ગઇ. તે વખતે તેના પતિએ ચિંતવ્યું કે "આ સ્ત્રી નઠારી ચાલની છે, જો એમ ન હોય તો મારી બ્હેન તેને ઉપદેશ દ્વારા સૂચના કેમ કરે ?" આવું ચિંતવી તે સુતો અને તેની પાસે તેના ચરણને ચાંપતી મારી ભોજાઇ સુવા આવી. તે વખતે તેણે અટકાવી અને બાહેર જવાનું કહ્યું. પ્રથમ તો તેણીએ મશ્કરી જાણી, પણ જ્યારે મારા બંધુનું મુખ કોપ પામેલું જોયું, એટલે તેણે ક્ષોભ પામીને નમ્રતાથી બોલી— 'સ્વામી, આ શું કરો છો ? તેણે કહ્યું, બીજું કંઇ નહીં, તું મારા ઘરમાંથી બાહેર નીકળ. ' પછી તેને બાહેર કાઢી મારો ભાઇ ચિંતા કરતો કરતો સુઇ ગયો. મારી ભ્રાતૃજાયા, ચિંતાતુર થઇ બેઠી. તેણીએ

ઘણો વિચાર કર્યો તો પણ પોતાનો શો દોષ છે, એ તેના જાણવામાં આવ્યું નહીં. છેવટે તેણીએ ચિંતવ્યું કે, " પતિને પીડા આપનારૂં આ જીવિત શા કામનું છે ? તેથી મરી જવું વધારે ઉત્તમ છે. અથવા મારી સારા ભાવવાળી બુદ્ધિમતી પુત્રી છે, તેને પૂછયા પછી તે વાતનો નિશ્ચય કરવો." આવું ચિંતવન કરતી અને રૂદન કરતી મારી ભાભીએ આખી રાત બેઠાં બેઠાં જ પ્રસાર કરી હતી.

જ્યારે પ્રાતઃકાલ થયો, એટલે તે ગ્લાન વદને વાસગૃહમાંથી બાહેર નીકળી. ત્યારે મેં તેણીને પૂછયું," ભાભી તમારૂં મુખકમળ કેમ કરમાઇ ગયું છે ? " ત્યારે તેણે કહ્યું, બા, કકો મારો શો અપરાધ છે? તમારા ભાઇએ મને ઘરની બાહેર જવાનું કહેલું છે. તેણીના આ વચન સાંભળી મને દયા આવી અને તત્કાલ મેં મારા ભાઈને કહ્યું, ' બંધુ, આ શું કર્યું ? મારી ભોજાઇનો શો અપરાધ છે ? ભ્રાતાએ કહ્યું ' બ્હેન, તારી ભાભી દુઃશીલા છે. આવી સ્ત્રી સંતતિનો નાશ કરે છે, કુલને કલંકિત કરે છે અને જગતમાં નિંદા કરાવે છે. ' મેં કહ્યું 'ભાઇ, તમે શા ઉપરથી એમ જાણ્યું ? ' તે બોલ્યે –' ગઇ રાત્રે જ્યારે હું ઘેર આવ્યો, ત્યારે તું તેને ઉપદેશદ્વારા સમજાવતી હતી. અને તેવા કામમાંથી તેને વારતી હતી.' હું આશ્ચર્ય પામીને બોલી—' વાહ ભાઇ વાહ ! કાંઇ તમારી બુદ્ધિ છે? હું તો તને ભગવંતની વાણીનો ઉપદેશ આપતી હતી. જિન ભગવંતે કહ્યું છે કે, ઘણો પરિગ્રહ અને સ્નેહનો અનુબંધ એ બહુ દોષ વાળો છે એ વાત હું તેણીને સમજાવતી હતી. મેં કાંઈ તેને

કોઈ નઠારા કામમાંથી વારી નથી. તેમ તે અસતી છે એમ પણ કહ્યું નથી ' મારા આ વચન સાંભળી મારા બંધુને પશ્ચાત્તાપ થયો. તે તત્કાળ શરમાઇ ગયો. પછી તે પોતાની સ્રીને ઘણું માન આપી ક્ષમા માગવા લાગ્યો. પછી મેં મારા મનમાં ચિંતવ્યું કે, ' આ ભાઈ તો પોળાને કાળું સમજે છે. ' પછી બીજા ભાઈને પણ તેવી રીતે પરીક્ષા પૂર્વક અવલોકયો. આ સમયે તે ભ્રાતૃજાયાને ખોટું આળ ચઢાવવાથી મેં તીવ્ર કર્મ બાંધ્યું હતું. તે પછી કેટલોક કાળ ગયા પછી મેં મારા ભાઈઓ અને ભોજાઇઓની સાથે દીક્ષા ગ્રહણ કરી. અમે બધા કાળયોગે મૃત્યુ પામી સ્વર્ગમાં ગયા. મારા પૂર્વ જન્મના બંધુ દેવલોકમાંથી ચ્યવીને અહીંઆ પુણ્યદત્ત નામના ધનાઢય શ્રેણીની શંખા નામની સ્રીના ઉદરથી ઉત્પન્ન થયા. તેમના બંધુદેવ અને સાગર એવા નામ પાડવામાં આવ્યાં. એક કયારામાં ઉગેલા શાળવૃક્ષની જેમ તેઓ સાથે મોટાં થયા. હું દેવલોકમાંથી ચ્યવીને ગજપુરમાં શંખ નામના ગૃહસ્થની પુત્રી થઇ. મારી માતાનું નામ શુભંકરા છે. અને મારૂં નામ સર્વાંગસુંદરી હતું. મારી બે ભોજાઇઓ દેવલોકમાંથી ચ્યવી કોશલ નામના નગરનાં નંદિલ નામના ગૃહસ્થની સ્રી દેવીલાના ઉદરમાં ઉત્પન્ન થઈ. તેઓમાં એકનું નામ **કાંતિમતી** અને બીજીનું નામ **શ્રીમતી** હતું. તેઓ બંને બ્હેનો બે લતાની જેમ સાથે ઉછરી મોટી થઇ. હું શ્રાવક કુળમાં ઉત્પન્ન થયેલી તેથી મને જૈનધર્મ પ્રાપ્ત થયો. હું અનુક્રમે યૌવન વયને પ્રાપ્ત થઇ.

એક વખતે મારો પૂર્વ બંધુ બંધુદેવ ગજપુરમાંથી વેપાર કરવાને અહીં આવી ચડ્યો. લીલોદ્યાનમાંથી હું સખીઓ સાથે ઘેર આવતી હતી, તે મારા પૂર્વ બંધુના જોવામા આવી. તેણે આવી મારા પિતા શંખને પૂછયું કે, આ કોની કન્યા છે? મારા પિતાએ તે મારી કન્યા છે, એમ કહ્યું. એટલે તેણે મારી માગણી કરી. મારા પિતાએ કહ્યું, તું મારો સાધર્મી નથી, તેથી તને કન્યા અપાય નહીં. બંધુદેવે કહ્યું, 'ત્યારે મને તમારો સાધર્મી કરો.' મારા પિતાએ કહ્યું, "ત્યારે તમે ભાવથી જૈન ધર્મને અંગીકાર કરો." તે પછી મને પરણવાના લોભથી તેણે જૈન સાધુની પાસે જઇ આર્હત ધર્મ અંગીકાર કર્યો. પણ ભાવથી તે અંગીકાર કર્યો ન હતો. ઉપરના આડંબરથી તે ચૈત્યવંદન તથા દાનધર્માદિક કરવા લાગ્યો. તે પ્રમાણે કેટલોક વખત કર્યા પછી તે મારા પિતાની પાસે આવ્યો અને કહેવા લાગ્યો-"મહાશય, હું તમારો ઉપકાર માનું છું. તમારા પ્રસાદથી મને જૈનધર્મ પ્રાપ્ત થયો છે. દેવ, ગુરૂ, અને ધર્મ-એ ત્રણ તત્વોનું શુદ્ધ સ્વરૂપ મારા હૃદયમંદિરમાં આરૂઢ થયેલું છે. તત્વનું જ્ઞાન પ્રાપ્ત થયા પછી મારૂં શ્રેષ્ટ પ્રયોજન સિદ્ધ થઈ ચુકયું છે. હવે તમારી કન્યા મેળવવી, એ તો માત્ર અલ્પ પ્રયોજન છે. હવે હું મારા દેશમાં જવાનો છું. તમારી આજ્ઞા લેવા આવ્યો છું. તમે મને ધર્મમાં સ્થિર કર્યો, તેને માટે હું તમારો ઉપકાર માનું છું." આ પ્રમાણે કહી તે મારા પિતાના ચરણમાં નમી પડ્યો. તેની આવી નમ્રતા જોઇ મારા પિતા પ્રસન્ન થઇને બોલ્યા-'બંધુદેવ, તમને ધન્ય છે. હંમેશા

જૈન ધર્મને વિષે પ્રમાદ રહિત રહેજો. એ ધર્મરૂપી રત્ન ફરીવાર મળવું દુર્લભ છે.' મારા પિતાના આ વચન અંગીકાર કરી તે પોતાના દેશમાં ચાલ્યો ગયો. તે પછી મારા પિતાએ પોતાના સગાંવાહાલાંને એકઠા કરી જણાવ્યું કે, 'આપણી પુત્રીને માટે આ વર ઘણોજ યોગ્ય છે.' તેમણે સંમતિ આપી. પછી તે બંધુદેવની સાથે મારો વિવાહ કરવામાં આવ્યો. તે કેટલાએક દિવસ શ્વસુર ગૃહમાં રહી પછી પોતાને દેશ ગયો. ત્યારબાદ કેટલોક સમય વીત્યા પછી મને તેડી જવાની ઇચ્છાથી તે પુનઃ મારા પિતાને ઘેર આવ્યો. મારા પિતાએ પોતાની સમૃદ્ધિ પ્રમાણે તેની બરદાસ કરી. તેને માટે એક એલાઈદું વાસગૃહ તૈયાર કરાવવામાં આવ્યું. રાત્રિ થતા તે મંદિરને સારી રીતે શણગારવામાં આવ્યું. તેની અંદર કોમળ ઓછાડવાળી શય્યા પાથરવામાં આવી અને તેની આસપાસ મંગળદીપક પ્રજ્વલિત કરવામાં આવ્યા. તેની આજુબાજુ પુષ્પની માળાઓ લટકાવવામાં આવી હતી અને ધૂપ વર્ત્તિઓ સળગાવવામાં આવી હતી.

આવા મનોહર વાસગૃહમાં હું તેની પાસે વિલાસ કરવાને ગઇ, તેવામાં પૂર્વે બાંધેલુ મારૂં કર્મ ઉદય આવ્યું. કર્મના અચિંત્ય માહાત્મ્યને લઈને તે કાળે ક્ષેત્રપાળ આવ્યો. વધૂવરને મળેલા જોઈ ક્ષેત્રપાળે વિચાર્યું કે, 'આ બંધુદેવને એવો છેતરૂં કે જેથી ફરીવાર તેમનો સમાગમ ન થાય.' આવું ચિંતવી તે વાસગૃહના ગોખ ઉપર પુરૂષ વેષે આવ્યો બોલ્યો—" આજે સર્વાંગસુંદરી ક્યાં હશે ?" આ "

તે અદૃશ્ય થઇ ગયો. આ વચન સાંભળી બંધુદેવ વિચારમાં પડી ગયો. તેના હૃદયમાં કષાય ઉત્પન્ન થયો અને અરતિ જાગ્રત થઈ આવી. તેણે વિચાર્યું કે, " જરૂર મારી સ્ત્રી દુઃશીલા છે. નહીં તો આ કોઈ પુરૂષ ગોખમાંથી જોઇ તેનું નામ શા માટે બોલે ? વળી તે બોલીને ચાલ્યો ગયો; એ પણ મારી શંકાને પુષ્ટિ આપે છે." આ પ્રમાણે વિચાર કરતાં તેના ચિત્તમાંથી મારી પરનો સ્નેહ દૂર થઇ ગયો. જે વખતે હું વાસમંદિરમાં આવી, ત્યાં તે કપટનિદ્રા કરી સુઇ ગયો હતો. ' બ્હેન, સુઇ જા ' એમ કહી મારી સખીઓ ચાલી ગઇ. હું ઘણીવાર શય્યાના છેડા ઉપર બેશી રહી પણ તે જાગ્યો નહી. પછી હું તેના પડખામાં સુતી એટલે તે ઉઠીને શય્યાની નીચે સુતો. મેં તેનું કારણ પૂછયું, તો પણ તેણે જવાબ આપ્યો નહીં. પછી હું પણ નીચે બેઠી. મેં ભૂમિ ઉપર બેઠા બેઠા આખી રાત્રિ કષ્ટથી નિર્ગમન કરી. પ્રાતઃકાળ થયો, એટલે બંધુદેવ મારી સાથે બોલ્યા વગર ચાલ્યો ગયો. હું શોકાતુર વદને બાહેર આવી મારી બેઠકમાં ગઇ. તેવામાં મારી સખીઓ મારી પાસે આવી. તેમણે મને શોક થવાનું કારણ પૂછયું, પણ મેં તેમને મારા શોકનું કારણ કહ્યું નહીં. જ્યારે તેમણે આગ્રહથી પૂછયું, એટલે મેં તેમની પાસે રાત્રીનો વૃત્તાંત કહી સંભળાવ્યો. મારો વૃત્તાંત સાંભળી સખીઓએ વિચાર્યું કે, આ વિષે આપણાં સ્વામિની નિરપરાધી છે. સાર્થવાહનો પુત્ર બંધુદત્ત મૂર્ખ અને વ્હેમી લાગે છે. અથવા તેણીનું કોઈ પૂર્વનું કર્મ ઉદય આવ્યું હશે. તે પછી બંધુદેવ

મારા પિતા વગેરેને પૂછ્યા વગર મારા પિતૃગૃહમાંથી સુહિરલ નામના કોઈ પુરૂષને તે વાત જણાવી પોતે પોતાના વતન તરફ ચાલ્યો ગયો. આ ખબર સાંભળી મારી તરફ સ્નેહ ધરનારા મારા માતા પિતાને બંધુદેવ ઉપર ગુસ્સો થઇ આવ્યો. તે પછી કેટલોક કાળ ગયા પછી મને આ સંસાર તરફ વૈરાગ્ય ઉત્પન્ન થયો આ સંસારનું દુઃખમય સ્વરૂપ મારા જાણવામાં આવ્યું. તત્કાળ મેં આ સંસાર છોડી દીક્ષા લેવાનો નિશ્ચય કર્યો. તેજ કાળે જાણે મારા પૂર્વ પુણ્ય ઉદય આવ્યા હોય, તેમ **યશોમતી** નામે એક પ્રવર્ત્તિની તે નગરમાં આવ્યાં. મેં મારા માતાપિતાને મારો અભિપ્રાય જણાવી તેણીની પાસે વિધિથી વ્રત ગ્રહણ કર્યું. હું શ્રાવક ધર્મની સત્ય સાધ્વી થઇ

આ તરફ બંધુદેવ કોશલપુરમાં ગયો હતો. ત્યાં તે **શ્રીમતી** નામે કન્યાને પરણ્યો અને તેનો નાનો ભાઇ **કાંતિમતી**ની સાથે પરણ્યો. તે બંને દંપતીને પરસ્પર સારો પ્રેમ થયો અને તેઓ ચંપાનગરીમા આવીને રહ્યા. તેઓ બંનેની વચ્ચે પરસ્પર વિશ્વાસજનક ગૃહાવાસ થયો. દૈવયોગે હું મારા પ્રવર્ત્તિની ગુરૂણીજી સાથે વિહાર કરતી કોશલપુરમાં આવી. બંધુદત્તના ઘરમાં ગોચરીએ ગઇ. શ્રીમતી અને કાંતિમતી પૂર્વ ભવના અભ્યાસથી મને જોઈ ખુશી થઇ અને તેમણે ઘણીજ પ્રીતિથી મને આહાર આપ્યો. પછી તે બંને મારા ઉપાશ્રયમાં આવી, એટલે મેં તેમને ધર્મનો ઉપદેશ આપ્યો. તે ધર્મ તેમના હૃદયમાં પણ પરિણમ્યો. અને તેઓ બંને શ્રાવિકાઓ થઈ. તેમણે મને આદર આપી કહ્યું, ' ભગવતી,

તમારે અમારે ઘેર આવવાની કૃપા કરવી અને અમને તથ અમારા પરિવારને પ્રતિબોધ આપવો.'

તેમની આવી ભક્તિવાળી પ્રાર્થના મને રૂચિકર લાગી પછી હું સાધ્વીઓની સાથે તે બંને શ્રાવિકાઓને ઘેર જવ લાગી. મારા પૂર્વ કર્મના યોગથી પેલો વ્યંતર અહિં પણ મન વિઘ્ન કરવા તૈયાર થયો. તેના મનમાં વિચાર થયો કે, 'હારને ઓળવી આ બંને શ્રાવિકાઓની પરીક્ષા કરી જોઉં.' આ પ્રમાણે વિચારી તે અદૃશ્ય રૂપે લાગ જોવા લાગ્યો.

એક વખત હું તેણીના ઘરમાં ગઈ, તે વખતે કુસુંબ વસ્ત્રથી ઢાંકેલા એક દાબડામાં રહેલા હારને પરોવતી કાંતિમતી મારા જોવામાં આવી. મને જોઇ તે બેઠી થઇ અને મારી સાથે આવી વિધિપૂર્વક વંદના કરી. હું સાધ્વીઓની સાથે ત્યાં બેઠ અને તેણીને ધર્મદેશના આપવા લાગી. ઉપદેશ આપ્યા પછ જ્યારે હું ચાલતી થઈ, ત્યારે તેણીએ મને કહ્યું, "આર્યે, અ પ્રાસુક અન્નનો લાભ આપો." મેં આજ્ઞા કરી એટલે સાધ્વીઓ આહાર લઇને કાંતિમતી સાથે નીકળી. તે વખતે પેલા વ્યંતરના પ્રયોગથી ચિત્રમાં રહેલો મયૂર પક્ષી તે હાર લઇ, પોતાના ઉદરમાં ગળી જઇ પોતાને સ્થાને હતો તેમ રહ્યો. મેં તે નજરે જોયું. મારા મનમાં વિચાર્યું કે "આ મોટું આશ્ચર્ય બન્યું છે, માટે આ વિષે હું મોટા સાધ્વીને પૂછું." આવું વિચારી હૃદયમાં ક્ષોભ પામતી હું તે વાસગૃહમાંથી બાહેર નીકળી. તે વખતે કાંતિમતી સાધ્વીની સાથે આવ અને અમે ચાલ્યા ગયા. કાંતિમતી અંદર ગઇ, ત્યાં તે

હાર જોયો નહીં એટલે તેણીએ પોતાના પરિજનને પૂછ્યું, પરિજને કહ્યું કે, અહીં સાધ્વી શિવાય બીજું કોઈ આવ્યું નથી. માટે તેની પાસે હાર હોવો જોઇએ. કાંતિમતીએ ક્રોધ લાવી પરિજનને કહ્યું, આવું અઘટિત શું બોલો છો ? પથ્થર અને સુવર્ણને સરખા ગણનારા સાધ્વી શું હારની ચોરી કરે ? આ વાર્ત્તા લોકમાં પ્રસરી ગઇ. તે વખતે મેં મારા પ્રવર્ત્તિનીને તે સત્ય વૃત્તાંત કહ્યો. એટલે તેમણે મને કહ્યું કે, " વત્સે, એ ખરું હશે. કર્મની આગળ કોઇ પણ વાત અસંભવિત નથી. તું તપસ્યા કર અને હવેથી તારે તે ઘરમાં જવું નહીં અને શાસનની લઘુતા ન થાય તેમ પ્રયત્ન કરવો. જો શાસનમા મલિનતા થાય તો ધર્મબુદ્ધિ હણાય છે અને ધર્મ બુદ્ધિ હણવાથી માણસના પરિણામ નઠારાં થાય છે. નઠારા પરિણામ જિનાજ્ઞાનો ભંગ કરાવી સમ્યકત્વનો નાશ કરે છે અને તેથી તેને સંસારમાં લાંબો કાળ ભમવું પડે છે. માટે શાસનની લઘુતા થાય તેમ ન કરવું જોઇએ. "

પરિવર્ત્તિનીના આ વચનો સાંભળી મેં તપનો આરંભ કર્યો અને તેને ઘેર જવું બંધ કર્યું. તે બંને શ્રાવિકાઓને મારે માટે શંકા ન આવી, પણ તેમનો પરિવાર મારી ઉપર શંકા રાખવા લાગ્યો. જ્યારે હું કાંતિમતીને ઘેર ન ગઇ, એટલે તે બંને શ્રાવિકાઓએ વિચાર્યું કે " સાધ્વીજી સંકટ આવવાની શંકાથી અહીં નહીં આવતાં હોય, અથવા આલોકની તૃષ્ણા વગરના તેઓને પારકા ઘરનું શું કામ હોય ? તેઓ પ્રથમ આપણાં

અનુરાગને લઇને ઘેર આવ્યાં હતાં, ચાલો, હવે આપણે તેમની પાસે જઇએ " આ પ્રમાણે વિચાર કરી તેઅને શ્રાવિકાઓ મારી પાસે આવી. તેવામાં ક્ષપકશ્રેણીમાં આરૂઢ થતાં મને કેવળજ્ઞાન ઉત્પન્ન થઇ આવ્યું. મારામાં કર્મનો અભાવ થવાથી પેલા વ્યંતરે મયૂર પક્ષી પાસે તે હાર જ્યાં હતો, ત્યાં મુકાવ્યો. હે મહારાજ ! મારા કર્મનો પરિણામ આ પ્રમાણે છે. આવી રીતે અલ્પ કર્મનો મોટો વિપાક સાંભળી બધી સભા વિસ્મય પામી ગઇ.

આ વખતે નરેંદ્ર અને બંધુદેવે કહ્યું, " ભગવતિ, તમે મોટું દુઃખ સહન કર્યું." તે સાંભળી તેણીએ જણાવ્યું, "સૌમ્ય, આચાર ગતિવાળા સંસારમાં ભમતા એવા પ્રાણીઓને એવા કઠોર દુઃખ પડે છે, કે જેની સંખ્યા કરવાને કોણ સમર્થ છે ? તે આગળ આ મારૂં દુઃખ શી બીસાતમાં છે ? તિર્યંચ અને નારકીનું દુઃખ તો એક તરફ રહ્યું, પણ આ મનુષ્ય ભવમાં જેવું દુઃખ ગર્ભાવાસમાં થાય છે, તેવાં અનંત દુઃખ સંસારમાં છે. આ ભવમાં જન્મ, જરા, મૃત્યુ, રાગ, શોક વિયોગ, ચિંતા, અને સંતાપથી ઉત્પન્ન થયેલા દુઃખોથી ઘણાં મનુષ્યો પીડાય છે. તેમાં જે મૈથુનધર્મનું દુઃખ છે, તે પામાની ખુજલીના જેવું છે, તોપણ પરીણામે નિરસ એવા તે સુખમાં લોકો મોહિત થાય છે. માટે હે ભવ્ય પ્રાણીઓ, ભોગનો ત્યાગ કરી નિર્દોષ સુખને આપનારા જિનભાષિત ધર્મનું સેવન કરો."

ભગવતી સોમા પ્રવર્ત્તિનીના આ ઉપદેશથી બધી સભા સંવેગને પ્રાપ્ત થઇ ગઇ. રાજા અને બંધુદેવ વ્રત લેવામાં ઉજમાળ

થયા. તેમણે નમ્રતાથી જણાવ્યું. " ભગવતી, અમારી દીક્ષા લેવાની ઇચ્છા છે, માટે કૃપા કરી દીક્ષા આપો. " પ્રવર્ત્તિનીએ હર્ષથી તે વાત માન્ય કરી. પછી રાજાએ મહાદાન આપી, તીર્થંકરોની પૂજા કરી, સ્નેહીઓનું સન્માન કરી, નગરજનોને અભિનંદન આપી બંધુદેવ અને બીજા પોતાના પ્રધાનોની સાથે દીક્ષા લીધી અને પોતાના નાના ભાઈ હરિષેણને રાજ્ય આપ્યું.

આ પ્રમાણે સોમા પ્રવર્ત્તિનીના ઉપદેશથી રાજા અમરસેન મહા વ્રતને પ્રાપ્ત થયો હતો. તેણે એ ઉત્તમ વ્રત ગ્રહણ કરી પોતાના જીવનને સાર્થક કર્યું હતું. એ નિર્દોષ મહારાજાની ધાર્મિક વૃત્તિ, સદાચાર અને સત્પ્રવર્ત્તન છેવટે હામવ્રતના અંગીકારથી સફળ થયાં હતાં.

રાજા અમરસેન દીક્ષિત થયા પછી યુવરાજ હરિષેણ ચંપાનગરીનો મહારાજા થયો હતો. હરિષેણ પોતાના જ્યેષ્ઠ બંધુના સહવાસથી ઉત્તમ વૃત્તિવાળો અને સદાચારને સેવનારો થયો હતો. તેની સ્ત્રી હારપ્રભા ખરેખર હારપ્રભા હતી. તે રૂપ અને ગુણ બંનેથી અલંકૃત હતી. બંને દંપતિ ચંપાનગરીની સર્વ પ્રજાને પ્રિય થઈ પડયા હતા. હરિષેણનો પુત્ર વિષેણ પોતાના પિતાની આજ્ઞા માનતો પણ કોઇ કોઇ વાર તે સ્વતંત્ર થઈ જતો હતો. તેની મનોવૃત્તિ મલિન સંસ્કારોથી ભરપૂર હતી. તેના હૃદયમાં ઉપરા ઉપર નઠારા વિચારો આવી જતા હતા.

રાજા અમરસેને જ્યારે દીક્ષા લીધી, ત્યારે પોતાના પુત્ર સેનને હરિષેણને સોંપ્યો હતો અને તેની સર્વ રીતે રક્ષા કરવાની

તેને ભલામણ કરી હતી. કુમાર સેન સ્વભાવે શાંત અને સદ્‌ગુણી હતો તેનું હૃદય સારા સંસ્કારોથી સુશોભિત હતું, સદાચાર અને સદ્વિચારો તેને પ્રિય હતા. સ્વાભાવિક રીતે તે સર્વનું શુભ ઇચ્છતો અને સર્વના સાથે સમાન ભાવથી વર્તતો હતો. આથી તે લોકોમાં પ્રીતિપાત્ર બન્યો હતો.. સૌજન્યતાની પ્રભાએ તેના જીવનનો આરંભજ પ્રકાશીત કર્યો હતો.

આ પ્રમાણે ઉત્તમ પ્રકૃતિને ધારણ કરનારો સેન પોતાના કાકા હરિષેણની આજ્ઞા માન્ય કરી રાજમહેલમાં રહેતો હતો રાજા હરિષેણ પોતાના પુત્ર વિષેણ અને ભ્રાતૃપુત્ર સેન ઉપર સમદૃષ્ટિ રાખતો હતો. બંને ભાઇઓ સાથે રહેતા અને રાજ્યવૈભવના સુખને અનુભવતા હતા.

પ્રકૃત્તિ દુસ્ત્યજ છે. તેને ફેરવવાને કોઇકજ ભાગ્યવાન્ સમર્થ થઇ શકે છે. નઠારી પ્રકૃતિવાળો વિષેણ પોતાના કાકાના પુત્ર સેનનો દ્વેષ કરવા લાગ્યો અને પૂર્વના વૈરયોગે તેનો ઘાત કરવાના ઉપાયો ચિંતવવા લાગ્યો. પવિત્ર બુદ્ધિનો સેન તો વિષેણની સાથે શુદ્ધ ભાવથી વર્ત્તતો હતો. તેની તરફ પવિત્ર બંધુપ્રેમ ધારણ કરી હળીમળી ચાલતો હતો.

વિષેણ જેમ વયમાં મોટો થતો ગયો, તેમ તેમ તે દુર્ગુણોમાં પણ મોટો થતો હતો. તેના ઘાતકી હૃદયમાં સેનને માટે વિપરીત વિચારો પ્રગટ થતા હતા. તેણે અનેક યુક્તિઓથી પોતાના નિર્દોષ બંધુ સેનનો ઘાત કરવા નિશ્ચય કર્યો અને તેથી તે સેનનો ઘાત કરવાને અનેક કાવાદાવા રચતો હતો, પણ સેન પૂર્વપુણ્યના પ્રભાવથી બચી જતો હતો. પોતાનો પુત્ર

વિષેણુ સેન ઉપર આવી વર્તણુંક ચલાવે છે, એ વાતથી રાજા હરિષેણુ અજ્ઞાત હતો. પોતે તો સેનને વિષેણુની દૃષ્ટિથી અવલોકતો હતો.

વાચનાર, આ પ્રસંગ ઉપરથી બોધ ગ્રહણ કરજો કે, દુર્જન પુરૂષ જેમ પોતાની દુર્જનતા છોડતો નથી, તેમ સજ્જન પુરૂષ પોતાની સજ્જનતા છોડતો નથી. વિષેણુ સેનની તરફ દ્વેષ રાખતો, ત્યારે સેન વિષેણુ તરફ પ્રેમભાવ ધારણ કરતો હતો. ઉત્તમ પુરૂષોએ સેનના જેવી પ્રવૃત્તિ કરવી જોઇએ. આ જગતમાં સદ્વર્ત્તન અને હૃદયની ઉચ્ચતા મનુષ્યને સદ્ગતિના માર્ગને દર્શાવનારી છે અને દુરાચાર અને હૃદયની મલિનતા નરકના માર્ગને દર્શાવનારી છે, એ સિદ્ધાંત સદાસ્મરણીય અને આદરણીય છે.



## પ્રકરણ ૩ જું.

### સેનનો વિવાહ.

એક વિશાળ મંડપમાં વૃદ્ધ પુરૂષ બેઠો બેઠો અનેક વિચાર કરતો હતો. તેના હૃદયમાં તરંગોની જેમ વિચારશ્રેણી ઉત્પન્ન થઈ વિનષ્ટ થતી હતી. ક્ષણવારમાં મુખમુદ્રા ઉપર હર્ષના અને ક્ષણવારમાં શોકના અંકુરો સ્ફુરાયમાન થતા હતા. તે પોતાની ચતુર બુદ્ધિનો ઉપયોગ કરી કાર્યાકાર્યનો

નિર્ણય હૃદયમાં કરતો હતો. તે વખતે તેનું સત્ય સલાહકાર હૃદયજ હતું.

આ વખતે એક યુવાન પુરૂષ દોડતો આવ્યો. તેણે દ્વારે આવી સેવકોને પુછ્યું કે, 'મંત્રીરાજ કયાં છે?' સેવકોએ કાર્ય જાણવાને પ્રશ્ન કર્યો, પણ તે પુરૂષે તત્કાળ મંત્રીને મળવાની આતુરતા બતાવી. કાર્યની ત્વરા જોઈને એક સેવક તેને જે સ્થાનમાં મંત્રી વિચાર કરતો બેઠો હતો, તે સ્થાનમાં લઇ ગયો. તે પુરૂષને જોતાંજ મંત્રીએ પ્રશ્ન કર્યો કે, "તું કોણ છે? અને ઉતાવળો કેમ આવ્યો છે?" તે પુરૂષ પ્રણામ કરી નમ્રતાથી બોલ્યો–"મંત્રીવર્ય હું વનપાળ છું. આજે આપણા વનમાં આશ્ચર્ય થયું છે, તે આપને નિવેદન કરવા આવ્યો છું. ગઇકાલે સૂર્ય અસ્ત થયો, તે વખતે અકસ્માત્ સમય વગર બધાં વૃક્ષો પુષ્પિત થઇ ગયાં છે, વસંત વિગેરે ઋતુઓના નિયમથી જે વૃક્ષો પલ્લવિત થવા જોઇએ, તે નિયમનો અકસ્માત્ ભંગ થયો છે. આ દેખાવ જોઇ અમે વનપાળકો અતિ આશ્ચર્ય પામ્યા છીએ. અને તેથીજ હું આપને તે વૃત્તાંત નિવેદન કરવા આવ્યો છું" વનપાળના મુખથી આ વૃત્તાંત સાંભળી તે વૃદ્ધ મંત્રી આશ્ચર્ય પામી ગયો; તથાપિ તે વનપાળના વચન ઉપર તેને પુર્ણ વિશ્વાસ આવ્યો નહીં, એટલે તેનો તપાસ કરવાને પોતાના માણસો વનપાળની સાથે મોકલ્યાં. તે માણસો વનમાં ગયાં અને તે આશ્ચર્ય જોવા લાગ્યાં, તેવામાં તેમના જોતાંજ પાછા તે વૃક્ષો જેમ હતાં તેમ થઇ ગયાં. તેઓ આશ્ચર્ય પામી સત્વર મંત્રી પાસે આવ્યા અને પોતે નજરે

જોયેલ તે દેખાવની તેમને વાત કહી. જ્યારે પોતાના માણસો ના કહેવાથી મંત્રીને ખાત્રી થઇ એટલે તે વૃદ્ધ પુરૂષ ઘણોજ વિચારમાં પડયો હતો.

વાંચનાર, આ પ્રસંગ તમારી બુદ્ધિથી સમજાયો હશે, તથાપિ તેનું સ્પષ્ટિકરણ કરવાની આવશ્યક્તા છે. જે વૃદ્ધ પુરૂષ પોતાના સ્થાનમાં ચિંતા કરતો હતો, તે રાજા હરિષેણનો વૃદ્ધ મંત્રી હતો. તે વૃદ્ધ મંત્રી માજી મહારાજા અમરસેન રાજાનો માનીતો હતો પોતાના જ્યેષ્ઠ બંધુની પ્રીતિનો પાત્ર જાણી રાજા હરિષેણે પણ તેને પોતાના સલાહકાર તરીકે રાખ્યો હતો. તે હમેશા પ્રમાણિક્તાથી રાજસેવા કરતો હતો. કપટી અને ઘાતકી વિષેણ કુમાર પોતાના પિતૃવ્યબંધુ સેનને મારી નાખવા માટે અનેક યુક્તિઓ રચતો હતો, પણ પુણ્યશાળી સેન પોતાના સુકૃતના પ્રભાવથી તે યુક્તિઓમાંથી બચતો હતો. વિષેણ સેનને મારી નાખવાના કાવા દાવા કરે છે, એ ખબર વૃદ્ધ મંત્રીના જાણવામા આવી હતી. માજી મહારાજા અમરસેને સેનની સર્વ પ્રકારની રક્ષા કરવાને માટે તે વૃદ્ધ મંત્રીને ભળામણ કરી હતી, તેથી સેનની ઉપર થતા કાવા દાવા સાંભળી તે વૃદ્ધ અતિશય ચિંતાતુર થયો હતો. તે પોતાના સ્થાનમાં જે ચિંતા કરતો હતો, તે ચિંતા સેનનીજ હતી. જ્યારે કોઇ સારી યુક્તિ તેના વિચારમાં આવતી ત્યારે તેને ખુશી પેદા થતી અને જ્યારે વિષેણની ક્રુરતા યાદ આવતી ત્યારે તે શોકાતુર થતો હતો. આ પ્રમાણે હર્ષ તથા શોકના

આવેશમાં તે આવી જતો તે વૃદ્ધ મંત્રી વિચાર કરતો હતો તે વખતે તેને ધનપાળે આવી વનના કૌતુકના ખબર આપ્યા હતા, તે વાંચનારને સારી રીતે વિદિત છે.

વનમાં બનેલું કૌતુક સત્ય છે, એ વાતની ખાત્રી થયા પછી તે વૃદ્ધ મંત્રી ક્ષણવાર વિચારમાં પડયો. પણ છેવટે તેણે પોતાના મનમાં નિશ્ચય કર્યો કે, આ વિષે કોઇ નિમિતજ્ઞને પૂછવું. તેવામાં એક સેવકે આવી જણાવ્યું કે, " આમ્રફળ નામે કોઇ સિદ્ધ પુત્ર શેહેરમાં આવ્યો છે. તે ઘણાં લોકોને ભૂત ભવિષ્ય કહે છે." આ સાંભળતાંજ મંત્રીએ તે સેવકને મોકલી આમ્રફળને તત્કાળ પોતાને ઘેર બોલાવ્યો. મંત્રીએ તેને એકાંતે બોલાવી પુછયું. "ગણકરાજ, વનની અંદર અકસ્માત વૃક્ષોમાં વિકાર થઇ ગયો, એ શું હશે ? અને તેનું પરિણામ શું આવશે ? " સિદ્ધ પુત્રે જયોતિઃશાસ્ત્રથી તપાસ કરી કહ્યું - " મંત્રિરાજ, વનમાં જે વૃક્ષોમાં વિકૃતિ થઈ છે, તે ઉત્પાત છે. તેનાથી એવું જોવામાં આવે છે કે, રાજ્યમાં મોટો ફેરફાર થશે. તે દેખાવ ક્ષણવાર જોવામાં આવેલ, તેથી તે રાજ્ય પરાવર્ત્ત ચિરકાળ ટકી શકશે નહીં."

સિદ્ધપુત્ર આમ્રફળના આ વચન સાંભળી વૃદ્ધ મંત્રી વિશેષ ચિંતાતુર થઇ ગયો. તેના હૃદયમાં સેનને માટે ભારે શંકા ઉત્પન્ન થઇ. પછી ચિંતાતુર થયેલા વૃદ્ધ મંત્રીએ મંદ સ્વરથી સિદ્ધ પુત્રને પુછયું. " જોષીરાજ, એ ઉત્પાતની શાંતિ શી રીતે થાય ? તે કૃપા કરી બતાવો. " સિદ્ધપુત્ર ક્ષણવાર વિચાર કરીને બોલ્યો, " મંત્રિવર્ય, તેની શાંતિને માટે દેવગુ-

રની પૂજા કરો અને દીન તથા અનાથ પ્રાણીઓ ઉપર દયા કરો."

સિદ્ધ પુત્રના આ વચન સાંભળી મંત્રિના આસ્તિક હૃદયને આશ્વાસન મળ્યું. તત્કાળ તેણે એ ઉત્તમ ઉપાય કરવાની ધારણા કરી. આ વખતે રાજાના દ્વારપાળે આવી નમ્રતાથી જણાવ્યું કે, "મહારાજા હરિષેણ આપને આજ્ઞા કરે છે કે, તમારે સત્વર દરબારમાં આવવું." અકસ્માત્ રાજાની આજ્ઞા સાંભળી તે ચતુર મંત્રી વિચારમાં પડયો. પ્રથમ તો વનમાં થયેલા ઉત્પાતને માટે તેને શંકા આવી. તે શંકાના આવેશથી સેનકુમારને માટે હૃદયમાં ભય રાખતાં તેણે તે સિદ્ધ પુત્રને પ્રણામ કરીને પુછયું-"મહારાજ, રાજા મને શામાટે બોલાવતા હશે ? તે કૃપા કરીને કહો." સિદ્ધ પુત્ર પોતાની વિદ્યાના પ્રભાવથી વિચારીને બોલ્યો. "મંત્રીરાજ, રાજપુરના સ્વામી તરફથી કોઈ આનંદના સમાચાર લઈ તે પુરૂષ આવેલો છે, તે માટે તે તમને બોલાવે છે." મંત્રીએ બીજો પ્રશ્ન કર્યો કે, "એવા આનંદના સમાચાર શા હશે ?" સિદ્ધ પુત્રે કહ્યું, "સોમ નામનો કોઇ પુરૂષ તમારા એ રાજકુમારોમાંથી એકને રાજકન્યા આપવાને આવ્યો છે, તેથી તે આનંદનું કારણ છે. વળી આ પ્રસંગે મારે કહેવું જોઇએ કે, એ વેવાહનું એવું લગ્ન છે કે, જે કુમાર તે કન્યાને તે લગ્નમાં પરણશે, તે વિપત્તિ પામેલા પણ આ રાજ્યનો ઉદ્ધાર કરશે."

સિદ્ધપુત્રના આ વચન સાંભળી વૃદ્ધ મંત્રી ખુશી થયો

અને સેનકુમારને માટે તેના હૃદયમાં કલ્યાણની આશા ઉદિત થઇ. પ્રસન્ન થયેલા મંત્રીએ તે નિમિત્તવેત્તાની પૂજા અને સત્કાર કર્યા પછી શાંતિકર્મ કરવાને માટે નીચેના અધિકારીઓને આજ્ઞા કરી, પોતે રાજા હરિષેણના રાજમેહેલમાં આવ્યો.

વૃદ્ધમંત્રીને આવતો જોઈ રાજા હરિષેણ હર્ષથી ઉભો થયો અને તેને યોગ્ય આસન ઉપર બેસાર્યો. મંત્રી સ્વસ્થ થયા પછી રાજાએ આનંદપુર્વક જણાવ્યું, “ મંત્રીવર્ય, રાજ્યપુર નગરના શંખ રાજાએ આ માણસને મોકલી કહેવરાવ્યું છે કે “ મારે શાંતિમતી નામે પ્રાણથી પ્રિય એવી એક કન્યા છે, તે તમારા બંને કુમારોમાંથી જે તમને યોગ્ય લાગે તેને આપું છું ’ કહો, હવે તે વિષે તમારો શો અભિપ્રાય છે ? ” વૃદ્ધમંત્રી વિચાર કરીને બોલ્યો–“ રાજેંદ્ર, રાજ્યપુર નગરના મહારાજા શંખ વિદ્વાન અને કુલીન છે. તેમની સાથે સંબંધ થાય, એ ખુશી થવા જેવું છે, માટે એ યોગ્ય સંબંધ કરવામા મારી પૂર્ણ સંમતિ છે. ” મંત્રીના આ વચનોએ રાજાને વિશેષ ઉત્સાહિત કર્યો. પછી તેણે કહ્યું, “ મહાશય, મંત્રિવર્ય, તમે મારા વડિલ બંધુના જુના સલાહકાર છો વળી મારા અંતરંગ કાર્યોમાં તમે મારે પ્રમાણરૂપ છો, તેથી કહો, આ બંને કુમારોમાં કયા કુમારની સાથે તે રાજકન્યાનો સંબંધ કરવો ” મંત્રીએ વિનયથી જણાવ્યું; “ રાજેંદ્ર, તે વિષે આપની સંમતિ પ્રમાણભૂત છે, માટે જેવી આપની ઇચ્છા હોય, તે પ્રમાણે કરો. ” મંત્રીના આ વચનો સાભળી રાજાએ કહ્યું “મારી ઈચ્છા એવી છે કે, એ રાજકન્યાનો સંબંધ મારા વડિલ બંધુના

પુત્ર સેનકુમારની સાથે કરવો. ” તે સાભળી મંત્રી ખુશી થયો પછી તરતજ સભા ભરી અને શંખરાજાની રાજકન્યાનો સંબંધ સેનકુમારની સાથે જાહેર કર્યો, અને તેની નગરીમા વધામણીઓ ચાલી. અને વાજિંત્રો અને મંગળગીતના ધ્વનિઓ પ્રવર્ત્યા.

આ ખબર સાંભળી વિશેણકુમાર હૃદયમા ઇર્ષ્યાની મહાજ્વાલાથી દગ્ધ થઈ ગયો. તેનામાં અતિશય વૈરબુદ્ધિ ઉત્પન્ન થઇ આવી.

કેટલાક દિવસ પછી હરિષેણ રાજાએ પોતાના વૃદ્ધ મંત્રી સાથે સેનકુમારને રાજપુર નગરમા મોકલ્યો. સેનકુમાર કેટલેક દિવસે મંત્રી અને પરિજન સાથે રાજપુર નગર આવી પહોચ્યો. રાજા શંખ પોતાના જામાતને આવેલો સાભળી હૃદયમા અતિ આનંદ પામ્યો અને નગરને શણગારી મોટી ધામધુમથી તેનું સામૈયું કર્યું. અલંકૃત હાથિણી ઉપર આરૂઢ થઈ સેનકુમારનો પ્રવેશોત્સવ કર્યો. લગ્નને દિવસે તેજસ્વી સેનકુમારે રાજકન્યા શાંતિમતીનું પાણિગ્રહણ કર્યું. તે પ્રસંગે ઉદાર શંખરાજાએ રાજકુમારને કોટી દ્રવ્ય, હાથી, ઘોડા, રથો, દાસ અને દાસીઓની મોટી સંખ્યા ભેટ કરી. અલંકૃત થયેલી સુંદર શાંતિમતીનો પ્રેમસાગર રાજકુમારના અવલોકનથી ઉછળી ગયો બંને નવવધૂ પરસ્પર પવિત્ર પ્રેમમા મગ્ન થઈ રતિરસનો આનંદ લેવા ઉત્સુક બની ગયા.

વિવાહિત થયેલો સેનકુમાર કેટલાક દિવસ શંખરાજાની રાજધાનીમા રહી પોતાના પરિવાર સાથે પોતાની રાજધાની ચંપાનગરીમા આવી પહોંચ્યો. સેનકુમારને વધૂ સહિત આવતો

સાંભળી રાજા હરિષેણનો હર્ષ હૃદયમાં સમાઈ શકયો નહિં. તેણે મોટા ઉત્સાહથી રાજકુમારને પુર પ્રવેશ કરાવ્યો અને યાચકોને અગણિત દાન આપ્યા તથા બંદીવાનોને છોડી મુક્યા.

વધૂસહિત રાજવૈભવના વિલાસને ભોગવતા સેનકુમારને જોઇ રાજા હરિષેણ ખુશી થતો, ત્યારે રાજકુમાર વિષેણ દ્વેષાગ્નિથી દગ્ધ થતો હતો. તે ઘાતકી પોતાના હૃદયમાં તેનું અશુભ ચિંતવવા લાગ્યો અને કોઈપણ ઉપાયથી તેના પ્રાણ લેવાના દાવપેચ કરવા લાગ્યો.

વાંચનાર, પ્રસ્તુત વાર્ત્તા ઉપરથી એટલો બોધ ગ્રહણ કરજો કે, દુર્જન પુરૂષના મનોરથો પુણ્યવાન પુરૂષની આગળ નિષ્ફળ થાય છે. જ્યાંસુધી પુણ્યનો ઉદય હોય, ત્યાંસુધી પાપી આત્મા તેનો પરાભવ કરી શકતો નથી. જ્યારે સેનકુમારના પુણ્યનો પ્રભાવ હીણ થશે અને તેની આયુષ્યનો અંત આવશે, ત્યારે વિષેણના કાવા દાવા તેની ઉપર ચાલી શકશે. એ નિઃસંશય વાત છે.

વાંચનાર, બીજી એક ખરી શિક્ષા રાજા હરિષેણના પ્રવર્ત્તન ઉપરથી લેવાની છે. વિષેણકુમાર પોતાનો ઔરસ પુત્ર છે, તોપણ તેણે પોતાના જ્યેષ્ટ બંધુના કુમાર સેનને પ્રથમ વિવાહિત કર્યો. એવી સમાન બુદ્ધિ ધારણ કરવામાં સુજનતા ઝળકી ઉઠે છે. નિષ્પક્ષપાત અને સમદ્રષ્ટિ એ સ્વર્ગ કે મોક્ષમાં જવાને માટે આત્મારૂપી પક્ષીની બે પાંખો છે. દરેક ભવી પ્રાણીએ તે બંને ગુણો ધારણ કરવા યોગ્ય છે. મનુષ્ય જીવનની ઉન્નતિ એ ગુણોનેજ આધીન છે.

વાચનારા બંધુઓ અને બ્હેનો, તમારા હૃદયમાં મહારાજા હરિષેણ જેવા ઉત્તમ ગુણો ધારણ કરજો અને તમારા માનવજીવનને સુધારવા તન, મન, ધનથી પ્રયત્ન કરજો.



# પ્રકરણ ૪ થું.



## સેનકુમારની સજ્જનતા.

વસંતરૂતુ પ્રવર્ત્તી હતી વિવિધ પ્રકારના વૃક્ષો વસંતનો સુંદર શ્રૃંગાર ધારણ કરી રહ્યા હતા. કોકિલાઓ પંચમ સ્વરના સંગીતથી વસંત રાજાની રાજધાનીને દીપાવતી હતી. ભ્રમરાઓ ગુંજારવ કરી વસંતની પુષ્પ સમૃદ્ધિનું યશોગાન કરતા હતા, ચારે તરફ લતાઓ નવપલ્લવ રૂપી કર વડે અભિનય કરી પવનની લ્હેરોથી નૃત્ય કરતી હતી. પુષ્પધન્વા પોતાના મિત્રની સહાય લઇ હાથમા પુષ્પબાણ લઇ જગતનો વિજય કરવા ઉદ્યુક્ત થયો હતો.

આ વખતે રાજકુમાર સેન પોતાની શાંતિમતિ પ્રિયાની સાથે વસંતરૂતુનો વિલાસ કરવા વનમા આવ્યો હતો. જે વનમાં સેનકુમાર આવ્યો હતો, તે અમરનંદન નામે રાજાનું ઉદ્યાન હતું. તે પ્રિયાને લઇને એક સુંદર ગજેંદ્ર ઉપર બેઠો હતો. બંને નવદંપતિ વસંતની મનોહર શોભા અવલોકતાં ઉદ્યાનમાં ફરતાં હતા. માકંદ, આમ્ર, બોડસલી અને અંકોટ વગેરે વૃક્ષોની રમણીયતા જોઇ તે તરૂણ યુગલ આનંદમગ્ન થતું હતું.

આ સમયે વિષેણુ પણ તેજ ઉદ્યાનમાં ફરવાને નીકળી પડેલો. કેટલાએક ક્રૂર સ્વભાવના સહચરો તેની સાથે હતા. તે વૃક્ષોની ઘટામાં બેઠો બેઠો કુવિચાર કરતો હતો. જે સ્થાને તે પાપી બેઠો હતો, તે સ્થાનથી થોડે દૂર સેનકુમાર પ્રિયા સહિત ગજેંદ્રની સ્વારી કરીને પસાર થતો હતો. સેન વિષેણુને જોઇ શકયો નહિ, પણ વિષેણુની દૃષ્ટિ ગજેંદ્ર ઉપર રહેલા સેનની ઉપર પડી. મહાન વૈભવથી વિલાસ કરતાં સેનને જોતાંજ વિષેણુની દૃષ્ટિ ક્રોધથી લાલચોળ થઇ ગઇ. તેના શરીરમાં કંપ છુટયો અને રોમે રોમ દ્વેષના અંકુરો પ્રસરી ગયા. તત્કાલ તે દુરાત્માએ પોતાના હૃદયમાં ચિંતવ્યું કે, " આ ખરેખરો પ્રસંગ આવ્યો છે. આ સ્થાનેજ હું આ શત્રુ સેનકુમારને મારી નાંખું " આવું વિચારી તેણે પોતાના ઘાતકી પાસવાનોને પ્રેરણા કરી કે " આ ગજેંદ્રની પાછળ જાઓ, અને જ્યારે સેનકુમાર ગજેંદ્ર ઉપરથી નીચે ઉતરે, ત્યારે તેનો ઘાત કરી નાંખો. " વિષેણુના કહેવાથી તે મારાઓ તેની પાછળ પડ્યા, પણ સેનકુમારને મારવાનો લાગ તેમને મળ્યો નહીં. સેનકુમાર ગજેંદ્ર ઉપરથી ઉતરી ક્રીડાના લતાગૃહમાં પ્રવેશ કરી અને ચિરકાળ ક્રીડા કરી જ્યારે સૂર્યનો અસ્ત થયો, ત્યારે તે પ્રિયા સાથે પાછો પોતાના વાસગૃહમાં આવ્યો. ઘણા રક્ષકો સાથે હોવાથી વિષેણે મોકલેલા મારાઓ સેનકુમારને મારી શક્યા નહીં અને તે વખતે તો તે ક્ષેમકુશળ રહી શકયો.

બીજે દિવસે વિષેણે પોતાના ઘાતકી સહચરોને ઉપાલંભ આપ્યો અને તેમને તાપસનો વેષ ધરાવી કાર્ય સિદ્ધ કરવાને

ત્યાં આવ્યો અને તે ચારે દુષ્ટોને બાંધી કેદ કરાવ્યા, રાજાએ તેમને ભય બતાવી પૂછયું, "તમે કોણ છો ? અને તમારે સેનકુમારને મારવાનું શું કારણ હતું ?" એવી રીતે બે ત્રણ વાર પૂછયું, પણ તેઓ 'અમે કાંઇ જાણતાં નથી' એમ કહેવા લાગ્યા. છેવટે રાજાએ તેમને ચાબુખનો માર માર્યો, એટલે તેઓ કાયર થઇને માન્યા કે, "અમે વિષેણકુમારના માણસો છીએ અને તેમની આજ્ઞાથી અમે આ સાહસ કરેલું છે." આ શબ્દો સાભળતાંજ રાજા હૃદયમાં ખેદ પામી ગયો અને તેને વિષેણ-કુમાર ઉપર ભારે રીસ ચડી. તત્કાળ તેણે પોતાના સેવકોને આજ્ઞા કરી કે, "વિષેણકુમારને રાજ્યની બાહેર કાઢો અને મારાઓની પાસે તેનો ઘાત કરાવો. એવા નાલાયક કુમારને રાજ્યમાં રાખવો ન જોઇએ. એ મારા પવિત્ર કુળને કલંકિત કરશે."

રાજાની આવી ભયંકર આજ્ઞા સાંભળી સેનકુમારના હૃદયમા દયા ઉત્પન્ન થઇ અને તે કાકાના ચરણમાં નમન કરીને બોલ્યો—"પૂજ્ય કાકાજી, સાહસ કરો નહીં. જો એમ કરશો તો મારી અવસ્થા શોકમય થઇ જશે. વળી આ મારાઓને પણ છોડી મૂકો, તેઓનો દોષ નથી. સ્વામીની આજ્ઞા માન્ય કરવી, એ સેવકનો ધર્મ છે." સેનની આવી દયાવૃત્તિ જોઇ રાજાને વધારે આનંદ થયો. તેણે સેનના વચનની ખાતર વિષેણ તથા મારાઓને છોડી મુકયા. પછી સેનકુમારના શરીર ઉપર જે મારાએ છરીનો ઘા કર્યો હતો, તે ઘાની ચિકિત્સા કરાવ્યા પછી રાજા હરિષેણ પોતાના દરબારમાં આવ્યો હતો.

થોડા દિવસ પછી સેનકુમારના શરીર ઉપર લાગેલો ઘા રૂઆઈ ગયો. એટલે રાજાએ સેનકુમારના આરોગ્યને માટે ઉત્સવ કરાવ્યો. રાજકુટુંબમાં અને પ્રજામાં ભારે ધામધુમ થઇ. આ પ્રસંગે આરોગ્યનું સ્નાન કરનારા સેનકુમારને માથે ધોળ કરવાને શેહેરમાં વધામણી મોકલવામાં આવી. રાજકુટુંબ, સામંતો અને ભાઇયાતોને તેના આમંત્રણો આપવામાં આવ્યા. મંત્રીઓ, અધિકારીઓ અને પ્રજાના આગેવાનોને બોલાવવામાં આવ્યા. પણ પોતાના દુષ્ટ પુત્ર વિષેણને રાજાએ આમત્રંણ આપ્યુ નહીં આથી ઈર્ષાળુ વિષેણના હૃદયમાં મોટો પરિતાપ થયો. જ્યારે વિષેણ એકલાને રાજાએ આમંત્રણ આપ્યું નથી એ વાત સેનકુમારના જાણવામાં આવી, ત્યારે તે દયાળુ પુરૂષના મનમા ભારે ખેદ થઇ આવ્યો. તેણે રાજાને વિનંતિપૂર્વક જણાવ્યું, "કાકા, મારા બંધુ વિષેણને શામાટે બોલાવતા નથી, આવા મહોત્સવમાં તેનો ત્યાગ કરવો યુક્ત નથી. કદિ પુત્ર કુપુત્ર થાય, પણ પિતા કુપિતા થતા નથી." સેનકુમારની દયાળુતા જોઇ રાજા હરિષેણ હૃદયમાં ખુશી થયો અને તેણે તેના વચનના માનની ખાતર કહ્યું કે, "વત્સ, તે દુષ્ટ પુત્રનું મુખ જોવાની હું ઇચ્છા રાખતો નથી, તે છતા તારા માનની ખાતર તેને અહીં આવવાનું કહું છું, પણ તું પોતે જા, હું તેને બોલાવવાને ઇચ્છતો નથી." રાજાના આ વચન સાંભળી સેનકુમાર વિષેણને બોલાવવાને ગયો. વિષેણ નીચું જોઇ રહ્યો. જ્યારે સેનકુમારે આગ્રહ કર્યો, એટલે તેની સાથે તે દરબારમાં આવ્યો. તેણે

પોતાના-પિતાના ચરણમાં નમ્ર મુખે વંદના કરી, તોપણ પિતાએ એ દુરાચારી પુત્રની સામે પણ જોયું નહીં. સેનકુમારના આરોગ્યનો તે ઉત્સવ સમાપ્ત થયા પછી વિષેણ પોતાના જુદા મેહેલમાં ગયો તેનું હૃદય ઈર્ષ્યાના ભારને વહન કરતુ હતું સેનકુમારે પોતાની ઉપર ભારે ઉપકાર કર્યો છે, એ વાત તેના મલિન હ્રદયમા આવી નહીં ઉલટો તે વિશેષ રોષાતુર થયો. સેનકુમારે કરેલો ઉપકાર તેના વૈરાગ્નિને વિશેષ પ્રજ્વલિત કરવાને ધૃતાહૂતિ રૂપ થયો. તે અહર્નિશ તેનીજ ચિંતા કરવા લાગ્યો.

જેના પુણ્યનો પ્રભાવ પ્રકાશિત થાય છે, તે માણસ સર્વત્ર વિજયી થાય છે. તે અરસામાં એક એવો બનાવ બન્યો કે જેમાં રાજા હરિષેણે સેનકુમારને ભારે અભિનંદન આપ્યું હતું. એક વખતે કૌમુદી મહોત્સવનો દિવસ આવ્યો, રાજા હરિષેણ અને પ્રજાવર્ગ તે ઉત્સવ ઉજવવાને ઉદ્યાનમાં આનંદ કરવાને આવ્યા. પોતાના નીતિમાન મહારાજાની આજ્ઞાથી ચંપા નગરીની સર્વ પ્રજા ઉત્સવમાં ભાગ લેવા ઉછળી પડી. બાળકથી વૃદ્ધ સુધી તમામ પુરજનો રાજોદ્યાનમાં આનંદોત્સવ કરવા લાગ્યા. આ વખતે રાજાનો એક પ્રચંડ હાથી ખીલો તોડીને છુટો થયો. તે પૂર્ણ મદમાં આવ્યો હતો. ઉન્મત્ત થઇ તોફાન કરતો તે હાથી ઉત્સવથી ભરપુર એવા ઉદ્યાનમા આવ્યો. માર્ગમાં આવતા અનેક વૃક્ષોને ઉખેળતો અને લોકોને ભયંકર ત્રાસ આપતો તે હસ્તીંદ્ર ઉદ્યાનની ચારે તરફ ઘુમવા લાગ્યો. તેના ત્રાસથી લોકો જીવ લઇ ચારે તરફ નાસવા લાગ્યા. રાજા

હરિષેણ પણ ગભરાઇ ગયો. તેણે પોતાના વીરસૈનિકોને આજ્ઞા કરી કે, આ ગજેંદ્રને પકડી હ્યો, પણ કોઇ વીર તેને પકડવાને સમર્થ થયો નહીં. જ્યારે તેને પકડવામાં કોઇની હીંમત ચાલી નહીં, ત્યારે મહાનવીર સેનકુમાર પિતાની આજ્ઞા સફળ કરવાને તૈયાર થયો. તે તત્કાળ હસ્તીની સામે દોડયો. તેને સામે આવતો જોઇનેજ તે મહોન્મત્ત ગજેંદ્ર સ્તંભિત થઈ ગયો. તેનો સર્વ મદ ઉતરી ગયો. આ દેખાવ જોઇ લોકો અતિશય વિસ્મય પામી ગયા. અને મહારાજા હરિષેણ આનંદસાગરમાં મગ્ન થઇ ગયો. ચારે તરફ પ્રજાજનોએ સાબાશીના પોકારો કર્યા. રાજકુમાર ઉપર અભિનંદનની વૃષ્ટિ થવા લાગી ને આકાશ જયધ્વનીથી ગાજી રહ્યું.

ધર્મવીર સેનકુમાર મદ રહિત થયેલા ગજેંદ્રની ઉપર આરૂઢ થઇ ગયો. હાથમા અંકુશ લઇ તેના કુંભસ્થળ ઉપર અફળાવા લાગ્યો. વિજયલક્ષ્મીએ વરેલા અને રાજા અને લોકોના ધન્યવાદને પાત્ર થયેલા સેનકુમારને જોઇ વિષેણ ઇર્ષ્યાની જ્વાળામાં બળવા લાગ્યો. તેનાથી સેનનો ઉત્કર્ષ સહન થઇ શકયો નહીં. તેજ વખતે તેણે હિમતથી નિશ્ચય કર્યો કે, 'જેમ થવાનું હોય, તે થાઓ. પણ હું જાતેજ સેનકુમારનો ઘાત કરૂં.' દુષ્ટ વિષેણ તેવા કુવિચારો કરતો રહ્યો અને જયધ્વનિ સાથે રાજા હરિષેણ અને પ્રજાવર્ગ સેનકુમારને ગાજતે વાજતે દરબારમાં લાવ્યા.

બીજે દિવસે સેનકુમાર પોતાની પ્રિયા સાથે શહેરની બાહેર ઉદ્યાનમાં ક્રીડા કરવા આવ્યો. સાથે અંગરક્ષકો નહોતા.

માત્ર એક બે સેવકોજ હાજર હતા. રાજકુમાર સેન શાંતિમતી ની સાથે લતાગૃહમાં વિનોદ શાંતિ અનુભવતો હતો. એક સેવક દ્વારપાળનું કામ કરતો હતો, તેવામા લાગ જોઇને વિષેણ હાથમાં ખડ્ગ લઇ લતાગૃહમાં ધસી આવ્યો. દ્વારપાળ તેના વેગને અટકાવી શકયો નહીં. તેને યમરાજની જેમ પ્રચંડ રૂપ ધરી ઉઘાડી ખડ્ગથી આવતો જોઇ શાંતિમતીને કંપી ચાલી અને બોલી "આર્યપુત્ર, આર્યપુત્ર ક્ષમા કરો." એમ કહી કરગરવા લાગી. તેજ વખતે સેનકુમાર 'આ શું કરો છો ?' એમ કહેતો બેઠો થયો અને વિષેણે કરેલા ખડ્ગના ઘાને ચુકાવી દીધો. પછી બળવાન સેને જોર કરી તેના હાથમાંથી ખડ્ગ લઇ લીધું. ત્યારે વિષેણ હાથમાં છરી લઇ સામો થયો, સમર્થ સેને તેનો હાથ મરડી છરી પણ ખેંચી લીધી. હાથ મરડાઇ જવાથી પીડા પામતો વિષેણ પૃથ્વી ઉપર પડી ગયો. દયાળુ સેને વિષેણને બેઠો કરી શય્યામાં સુવાડ્યો. અને તે પછી પોતે કાંઇ પણ કોળાહળ કર્યા વગર લતાગૃહમાંથી દીન વદને બાહેર નીકળ્યો. તે વખતે શાંતિમતીએ કહ્યું "રાજપુત્ર, ચાલો. હવે આ વાત કાકાજીને જાહેર કરીએ." દયાળુ સેનકુમાર શાંતતાથી બોલ્યો "સુંદરી, વિષેણ અલ્પમતિ છે, તેથી રાજ્યના લોભને માટે કોઈએ તેને ભંભેર્યો હશે. પોતે પોતાની બુદ્ધિથી આવું કામ કરવા નહીં આવ્યો હોય. એ મારો અનુજબંધુ આવી કુબુદ્ધિ કરે નહીં. હવે આપણે તેને ઉદ્વેગ કરવાને આ રાજ્યમાં રહેવું ન જોઇએ. કદિ જો એ વાત કાકા જાણશે, તો તેને હદપાર કરે. એ બીચારો અલ્પમતિ હોવાથી જો હદપાર થશે, તો બીજે

સ્થાને જીવી શકશે નહીં. તેની આપણે રક્ષા કરવી જોઇએ. બીજાની રક્ષા કરવી એ સત્પુરૂષોનું મહાવ્રત છે, માટે રાજાને અથવા કોઇ પરિજનને આ વાત કહેવી નહીં અને આપણે આ રાજ્યમાંથી ચાલ્યા જઇએ. "

આ પ્રમાણેના સેનકુમારના વિચારને શાંતિમતીએ અનુમોદન આપ્યું અને પતિની સહચારિણી થવાને તે તત્કાળ તૈયાર થઇ. તેમણે તે વખતે પરિજનને જણાવ્યું કે, ' આજે અહિંજ રાત્રિ રહેવી છે. ' ઉદ્યાનની મધ્ય ભાગે આવેલા વાસગૃહમાં તેઓએ વાસ કર્યો. પછી ' મારા શિરમાં વેદના થાય છે માટે એકલા રહેવું છે ' એમ કહી તેણે પરિજનને વિદાય કર્યા. પરિજન સુઇ રહ્યા પછી સેનકુમારે શાંતિમતીને કહ્યું, " પ્રિયા, અહીંથી લાંબા દેશાંતરમા જવું છે મુસાફરીમાં અનેક જાતના કલેશો રહેલા છે, અને તેં કોઇવાર કલેશો સહન કર્યા નથી, માટે તું અહિં રહે અને હું એકલો વિદેશમાં જઇશ. " શાંતિમતી ખિન્ન વદને બોલી " પ્રાણેશ, એ શું બોલો છો ! જેમ છાયા શરીરથી કદિ પણ જુદી પડતી નથી, તેમ હું કદિ પણ તમારાથી જુદી પડવાની નથી. સુખ કે દુઃખ ગમે તે આવે પણ હું તમારી સહચારિણી થવાનીજ. " શાંતિમતીની આવી દૃઢતા જોઇ સેનકુમાર ખુશી થયો અને તેજ રાત્રે તે પ્રેમવતિ પ્રિયાને લઇ વિદેશ તરફ ચાલી નીકળ્યો હતો.

વાંચનાર, ચંપાનગરીનો રાજકુમાર આખરે પોતાની સમૃદ્ધ રાજધાનીને છોડી વિદેશ તરફ ચાલ્યો ગયો, પણ તેના પ્રવર્ત્તનમાંથી આપણને અનેક શિક્ષણ તે આપતો ગયો છે.

પાપી વિપેણકુમારે તેની તરફ ક્રેવી ક્રૂરતા અને દ્વેષ દર્શાવ્યા, પણ મહાનુભાવ સેનકુમાર પોતાની સજ્જનતામાં દૃઢ રહેલો છે. વિપેણ કુમારે પોતાની તરફ ઘાતકી વર્ત્તણુક ચલાવી તો પણ તેણે પોતાની દયાળુતા છોડી નહતી. અપકારીનો પણ ઉપકાર કરવાનું મહાવ્રત તેણે યથાર્થ રીતે ધારણ કરેલું, તે છેવટ સુધી ટકાવી રાખ્યું છે. ધન્ય છે, એ મહાનુભાવ રાજકુમારને. પ્રિય વાંચકવૃંદ ! સેનકુમારના જેવું સદવ્રત ધારણ કરી માનવ જીવનને કૃતાર્થ કરજો. જે સૌજન્યતાથી પવિત્ર સરિતામાં ન્હાયા છે, તેઓજ ધર્મ, કીર્તિ અને સદ્દગતિના અધિકારી છે. અને આ જગતમા તેમનોજ વિજય થાય છે.



## પ્રકરણ ૫ મું.

### વિયોગ અને સંયોગ.

સુખ અને દુઃખ એ દ્વોપુટી આ સંસારમાં પ્રવર્ત્યા કરે છે. તે બંને ચક્રો વિશ્વની દરેક વ્યક્તિમાં વ્યાપક થઈને રહેલા છે. આ વિશાળ વિશ્વ ઉપર સુખ દુઃખ રૂપી નટો વિવિધ જાતના હાવ ભાવ કરીને નૃત્ય કરી રહ્યા છે. કોઈ પણ પ્રાણી એ નટોના પંઝામાંથી બહાર નીકળી શક્તા નથી. સુખની સીમા ઉપર દુઃખ રાહ જોઈને રહે છે. અને દુઃખની સીમા ઉપર સુખ પણ રાહ જોઇને બેસે છે. કોઈ કોઇ

પાપના બળથી પ્રાણીને દુઃખના પંજામાં વધારે રહેવું પડે છે અને પુણ્યનું બળ હોય તો સુખની સાથ વધારે રહેવું થાય છે. તોપણ મહાત્માઓ જેને સત્ય સુખ કહે છે, તેવું સુખતો કોઇને ભાગ્યેજ મળે છે. જે કાંઈ લોકમા સુખના નામથી ઓળખાય છે, તેવુંજ સુખ ઘણે ભાગે સંસારમાં જોવામાં આવે છે. કેટલીક વાર તો સંસારી આત્મા દુઃખને પણ સુખ રૂપ માને છે. એટલે દુઃખમા સુખનો ભ્રમ થઇ જાય છે.

પ્રભાવી સેનકુમાર પોતાના શત્રુ રૂપ બંધુ વિષેણના દુઃખથી પોતાની પ્રિયા શાતિમતીની સાથે ઉદ્યાનમાથી નાશી ગયો હતો. તે વખતે તેના હાથમા માત્ર ખડ્ગનીજ સહાય હતી. ઉદ્યાનમાંથી આગળ ચાલી તેણે ચ પાવાસમા પ્રવેશ કર્યો અને ત્યાં રહી રાત્રિ નિર્ગમન કરી હતી. જ્યારે સૂર્યોદય થયો, ત્યારે ત્યાંથી આગળ ચાલી એક વનમાં આવ્યો. કોમળાંગી શાતિમતી થાકી ગયેલી તેથી તેણે તે વનમા એક વૃક્ષ નીચે વિશ્રાતિ લીધી. બંને દ પતી વનની કુદ્રતી રમણીયતા જોઇ વાર્ત્તાવિનોદ કરતા હતા. શાતિમતી શાત અને મધુર વાણીથી પોતાના પ્રિયતમને આનંદ આપતી હતી અને પતિની પ્રેમવાર્તાનો અતિ આનંદ લેતી હતી

આ વખતે કોઇ એક પ્રૌઢ વયનો પુરૂષ તે સ્થળે આવી ચડ્યો. તેની સાથે કેટલાએક સેવકો શ્રેણીબંધ ચાલતા હતા. તેણે આવી સેનકુમારને પ્રણામ કર્યા. સેનકુમાર તેને જોઇ વિચારમાં પડ્યો. તેના હૃદયમા તે પુરૂષને જાણવાની પ્રબળ ઇચ્છા પ્રગટ થઇ આવી. સેનકુમારની મુખાકૃતિ ઉપરથી તે પ્રૌઢ

પુરૂષના જાણવામાં આવ્યું કે, ' આ રાજકુમાર મને ઓળખવાની ઇચ્છા રાખે છે.' આ પ્રમાણે વિચારી તે પ્રૌઢ પુરૂષ વિનયથી આ પ્રમાણે બોલ્યો—" રાજકુમાર, હું સાનુદેવ નામે સાર્થવાહનો પુત્ર છું. મારો નિવાસ રાજપુર નગરમાં છે. હું મોટો સાર્થ લઇને તામ્રલિપ્તી નગરીમાં જાઉં છું. આપને દૂરથી જોઇ અહિં મળવા આવ્યો છું. મારો સાર્થ આજે અહિ પડાવ કરીને રહેલો છે આપના અને આ અમારા રાજપુત્રીના દર્શન કરી આજે હું કૃત્તાર્થ થયો છું. આપ અહિં પરિવાર વગર એકલા જોઇ મને આશ્ચર્ય થાય છે આપે આવી સ્થિતિ શામાટે સ્વીકારી ? તે જો કહેવા યોગ્ય હોય તો કૃપા કરી કહેશો. "

સાર્થવાહ પુત્ર સાનુદેવના આ વચનો સાંભળી સેનકુમાર અને શાંતિમતી વિચારમા પડી ગયાં સેનકુમારે પોતાના હૃદયમાં અનેક તર્કવિતર્ક કરવા માંડ્યા. છેવટે સેનકુમારે પ્રસન્ન થઇને આ પ્રમાણે કહ્યું, " સાર્થવાહ. મેં આવી સ્થિતિને અંગીકાર કરેલ છે, તેમા મોટું કારણ છે. તે હું પ્રસંગે જણાવીશ. અત્યારે મારે પણ તામ્રલિપ્તી નગરીમાં આવવાનું છે." સાર્થવાહ પુત્ર ખુશી થઇને બોલ્યો " રાજકુમાર, હું આપ દેવનો અને આ દેવીનો કિંકર છું. આપ કૃપા કરી મારીજ સાથે ચાલો અને મારા સાર્થને અલંકૃત કરો." સેનકુમાર બોલ્યો, " ભદ્ર, મારા પિતાએ મારી શોધને માટે ઘોડેસ્વારો મોકલ્યા હશે. તેઓ અહિં આવી પાછા ચાલ્યા જાય, તે પછી હું અહીંથી આગળ ચાલવા ઇચ્છા રાખું છું." સાનુદેવે આગ્રહથી કહ્યું કે ' ત્યારે હું ત્યાં સુધી અહીંજ રહીશ.' સેનકુમારે એ

વાત અંગીકાર કરી. અને જણાવ્યું કે, “ તમે તમારા સાર્થમાં જઇને રહો. અને આ વાત કોઇને કહેશો નહીં. અને તં અહીં આવશો નહીં. ” સેનકુમારના આવા વચનો સાંભળ સાર્થવાહ પુત્ર સાનુદેવ પોતાના કાફલામા ગયો અને સેનકુમા પ્રિયા સાથે ત્યાંજ બેશી રહ્યો.

થોડીવાર પછી રાજા હરિષેણે મોકલેલા ઘોડેસ્વારો જ્ય સાનુદેવનો સાર્થ પડ્યો હતો, ત્યાં આવ્યા અને તેમણે સાર્થન માણસોને સેનકુમાર અને તેની સ્ત્રીના ખબર પૂછ્યા. સાર્થન લોકોએ ‘ તેઓ જાણતા નથી ’ એમ કહ્યું, એટલે તે ઘોડેસ્વારે રાજપુર નગરને રસ્તે પાછા ચાલ્યા ગયા. પછી સાર્થવાહ પુત્ર સાનુદેવે પોતાના વિશ્વાસુ માણસને મોકલી સેનકુમારને ખબર આપ્યા અને પોતાના માણસોને મોકલી તે દંપતીને ખાન પાન પોહોંચાડ્યા. પછી બીજે દિવસે સાનુદેવે વાહન મોકલી તે દંપતીને સાર્થની સાથે લીધા અને બધો કાફલે આગળ ચાલ્યો. આગળ જતા દંતરકિતકા નામની એક મોટી અટવી આવી. તેની અંદર રહેનારા ભિલ્લ લોકોએ સાર્થ ઉપર અકસ્માત્ આવી ધસારો કર્યો. તે સમયે શૂરવીર સેન- કુમાર હાથમાં ખડ્ગ લઇ યુદ્ધ કરવાને તૈયાર થઇ ગયો. ક્ષણ વારમાં સેનકુમારના યુદ્ધથી ભિલ્લ લોકો ત્રાસ પામીને ચારે દિશાઓમા નાશી ગયા. સેનકુમાર રૂપી બાજપક્ષીથી શબરરૂપ પક્ષીઓ જીવ લઇને પલાયન થઇ ગયા. પલ્લીપતિ આવી સેન કુમારની સાથે યુદ્ધ કરવા લાગ્યો. બળવાન સેનકુમારે ક્ષણવા

રમાં પલ્લીપતિને મૂર્છિત કરી નાંખ્યો. ક્ષણવારે તેને પંખો નાંખી જળ છાંટવાથી તે પલ્લીપતિ સચેત થઇ બેઠો થયો. અને તે પોતાના હૃદયમાં વિચાર કરવા લાગ્યો કે, " આ કોઇ કેશરીના જેવો પરાક્રમી સત્પુરૂષ છે " તે વખતે સેનકુમારે તે પલ્લીપતિને કહ્યું, 'અરે તું વિશ્વાસી થા' તત્કાળ પલ્લીપતિ નમ્રતાથી બોલ્યા—" આર્ય અમોને શી રીતે વિશ્વાસ આવે ? " આ પ્રમાણે સેનકુમાર અને પલ્લીપતિ વાતચિત કરતા હતા, તેવામાં પોતાના સ્વામીને પાડેલો જોઇ ભિલોનું એક મોટું ટોળું સેનકુમાર ઉપર ધસી આવ્યું. તે વખતે પલ્લીપતિએ સંજ્ઞા કરીને તે ભિલ્લ લોકોને અટકાવ્યા અને સેનકુમારને વિનયથી કહ્યું. " મહારાજ, મારો અપરાધ ક્ષમા કરો. મારા ભિલોએ જે સાર્થને લુંટ્યો છે, તે લુંટનું દ્રવ્ય હું પાછું અપાવીશ. " આ પ્રમાણે કહી તેણે ભિલ્લ સેનામાં આઘોષણા કરાવી કે, ' જેણે આ સાર્થનું કાંઇ પણ લીધું હોય, તેણે પાછું જેનું હોય તેનું સોંપી દેવું. ' તેની આઘોષણાથી ભિલ્લલોકોએ સાર્થપતિને તે પાછું આપ્યું. પછી તે પલ્લીપતિને સેનકુમારે એક ચમત્કારી ત્રિશુલ આપ્યું. અને તેનાથી ઘાયલ થયેલા ભિલોને સાજા કર્યા. પછી પલ્લીપતિ આગ્રહ કરી સેનકુમાર અને સાનુદેવને પોતાની પલ્લીમાં લઇ ગયો. જેવામાં તેઓ પલ્લી તરફ ચાલ્યા, તેવામાં સાર્થવાહ સાનુદેવના એક રસોયાએ આવી ખબર આપ્યા કે, 'રાજપુત્રી શાંતિમતી કયાંઇ જોવામાં આવતાં નથી. ' આ ખબર સાંભળતાંજ સાનુદેવ ગભરાઈ ગયો. તે

વખતે પલ્લીપતિએ પૂછયું કે, 'રાજપુત્રી કોણ છે ?' સાનુદેવે કહ્યું, 'આ રાજકુમારના પત્ની અને શંખ રાજાના પુત્રી છે.' સાનુદેવે રસોઈઆને પૂછયું. 'રાજકુમારી તારી પાસેથી શી રીતે ગયા?' તેણે કહ્યું, "અકસ્માત્ તેમણે આર્યપુત્ર એ આર્ય, એવો પોકાર કર્યો એટલે હું તેમની પાછળ દોડયો. તે વખતે મારી ઉપર લાકડીનો ઘા પડયો, તેથી હું મૂર્છિત થઇ પડી ગયો અને રાજકુમારી તરતજ અદૃશ્ય થઇ ગયા."

સાર્થવાહના રસોઈઆના મુખથી ખબર સાંભળતાજ સેનકુમાર 'હા દેવી' એમ કહી મૂર્છા ખાઇ પડયો પલ્લીપતિ અને સાર્થવાહે તેને સાંત્વન આપ્યું, એટલે તે બેઠો થયો. તેના હૃદયમાં શોકાગ્નિ પ્રજ્વલિત થઇ ગયો. પ્રિયાના વિયોગે તેને અતિ આકુળ-વ્યાકુળ કરી દીધો. આ વખતે પલ્લીપતિએ આશ્વાસન આપતાં જણાવ્યું—"દેવ શોક કરો નહિ. હું મારા ભિલોને મોકલી દેવીની શોધ કરાવીશ અને થોડા વખતમાં તમને તેમનો મેળાપ કરાવી આપીશ." આ પ્રમાણે કહી પલ્લીપતિએ પોતાની ભીલ સેનાને તેની શોધ કરવાને આજ્ઞા કરી. સર્વ કિરાતો બાણોની જેમ વનની ચારે દિશાઓમાં છુટયા.

આ તરફ શાંતિમતિનું શું થયું હતું ! જ્યારે ભિલ્લલોકોની ધાડ સાર્થને લુંટવાને આવી, તે વખતે સેનકુમાર તેની સાથે યુદ્ધમાં તૈયાર થયો. એટલે તેણે પોતાની પ્રિયાને સાર્થવાહ સાનુદેવને સોંપી હતી. સાનુદેવ પણ યુદ્ધની ઉપાધીમાં પડયો એટલે તે શાંતિમતિની સંભાળ લઇ શકયો નહીં. પોતાનો પતિ

જ્યારે યુદ્ધ કરવામાં સામેલ થયો, એટલે શાંતિમતી ગભરાણી અને પતિને શોધવાને ' આર્ય પુત્ર આર્ય પુત્ર ' એમ પોકાર કરતી ચાલી નીકળી હતી. તે વખતે પેલો રસોઇઓ તેની પાછળ ગયેલ પણ કોઇ ભિલ્લની લાકડીનો ઘા આવવાથી તે મૂર્છિત થઇ પૃથ્વી ઉપર પડી ગયો હતો. શાંતિમતિ અધીરી થઇ અટવીમાં ભ્રમણ કરતી હતી. જ્યારે તેણીએ પોતાના પતિને જોયો નહીં, એટલે તેણી કોઇ વૃક્ષ નીચે આવી ઉભી રહી અને ગળે ફાંસો ખાઇ મરવાને તૈયાર થઇ.

આયુષ્ય એ પ્રાણીના આત્માનું મુખ્ય અવલંબન છે. ગમે તેવા મરણના ઉપાયો યોજવામાં આવે, ગમે તેવા મૃત્યુના પ્રયોગો રચવામાં આવે પણ આયુષ્યના અગાધ બળથી પ્રાણી પોતાના જીવનથી વિયુક્ત થતો નથી. જળ, અગ્નિ, વિષ અને બીજા ભયંકર પ્રસંગોમાં પણ આયુષ્ય પ્રાણીના આત્માની રક્ષા કરે છે.

પતિના અદર્શનથી અધીરી થયેલી શાંતિમતિ ગળે પાશ નાંખી મરવા તૈયાર થઇ હતી, પણ તેણીનું આયુઃકર્મ પ્રબળ હતું. તેણીનું ઉપયોગી જીવન આ જગતમાં રહેવાનું હતું. પોતાના પવિત્ર પતિના પુનઃ દર્શન કરવાનાં હતાં, આથી જેવી તે ગળે પાશ નાંખી લટકાણી, તેવીજ તે પાશ તુટી જવાથી નીચે પડી ગઇ. તેજ વખતે એક શાંત મૂર્તિ મુનિકુમાર તેની આગળ આવી ઉભો રહ્યો. નીચે પડેલી શાંતિમતી ક્ષણવાર અચેતન થઇ હતી, એટલે તે દયાળુ મુનિબાળકે પોતાના કમંડલમાંથી તેણીનીપર જળ સિંચન કર્યું. તેથી તરત તે બાળા સ-

તના થઇ. મુનિ કુમારે મૃદુ સ્વરથી કહ્યું 'વત્સે, ભય પામીશ
હીં. હું મુનિનો બાળક છું.' તે વચન સાંભળતાં ધર્મવતી
ાંતિમતીએ તેને નમન કર્યું, એટલે મુનિએ 'સૌભાગ્યવતિ રહે'
ામ આશીષ આપી. અને કહ્યું, ભદ્રે, તું એકલી કેમ છે ? અને
ાામ આત્મહત્યા શા માટે કરે છે ? શાંતિમતીએ વિશ્વાસ
ાવી તે ઋષિબાળકની આગળ પોતાનો વૃત્તાંત આદિથી અંત
ધી કહી સંભળાવ્યો. તેણીનો વૃત્તાંત સાંભળી જેના હૃદયમાં
ા ઉત્પન્ન થઇ છે, એવા તે મુનિકુમારે શાંતિમતીને બોધ
ાપી શાંતિ કરી અને પછી તેણીને તે પોતાના આશ્રમમાં લઈ
યો. તે આશ્રમમાં તે મુનિકુમારના ગુરૂ રહેલા હતા. તે કુલ-
તિએ પણ તેણીનો વૃત્તાંત જાણી દયા લાવી આશીર્વાદ આપ્યો
ને કહ્યું કે, ' ભદ્રે, ચિંતા કરીશ નહીં. તારે તારા પ્રિય પતિ-
ા સમાગમ થશે. ' તે જ્ઞાની મુનિના વચન ઉપર શાંતિમતીને
દ્ધા થઇ અને સારી રીતે આશ્વાસન પામી. કુલપતિએ તે
ાળાને ધાત્રીઓની જેમ તાપસીઓને સોંપી દીધી. અને શાં-
ાપતી પતિના સમાગમની રાહ જોતી તે સ્થળે સુખે રહી હતી.

આ તરફ સેનકુમાર પ્રિયાની શોધ કરાવવાને પલ્લીપતિના
ાનમા રહ્યો. ભિલ્લોએ ઘણી શોધ કરી તોપણ શાંતિમતિનો
તો લાગ્યો નહીં. છેવટે સાર્થવાહ, પલ્લીપતિ અને સેનકુમાર
ારાશ થઇ ખેદ કરતાં તે સ્થળે રહ્યા હતા. પલ્લીપતિ સેનકુમા-
ને ધીરજ આપતો હતો. તે દિવસે આગ્રહથી ભોજન કરાવી
લ્લીપતિએ રાજકુમારને પોતાની પાસે સુવાડયો. અર્ધ રાત્રી

થઇ, તેવામાં ભિલોએ પલ્લીપતિને ખબર આપ્યા કે, " વિશ્વપુર નગરના રાજાની એક મોટી સ્વારી તમારી ઊપર ધસી આવે છે. " આ ખબર સાંભળતાં પલ્લીપતિ હાથમાં ધનુષ્ય લઈ સાવધાન થઈ ગયો. તેણે સાર્થવાહ સાનુદેવને જાગ્રત કરી કહ્યું કે, ' હું યુદ્ધ કરવા જાઉં છું, તમે સેનકુમારની પાસે સાવધાન થઇને રહેજો.' આ પ્રમાણે કહી પલ્લીપતિ ગયો. પાછળથી તે ખબર સેનકુમારના જાણવામાં આવ્યા, એટલે પોતે પણ તેની પાછળ ગયો. અને યુદ્ધભૂમિ ઉપર પલ્લિપતિને જઈ મળ્યો. સેનકુમાર યુદ્ધ કરી પોતાના પરાક્રમથી તે ધાડને ભાંગી નાંખી. તે વખતે ઠક્કુર જાતિના શૂરવીરોનો મોટો સમુદાય પલ્લિપતિ અને સેનકુમારની સામે યુદ્ધ કરવા આવ્યો. તેમણે ભિલ્લ લોકોને ક્ષણવારમાં નસાડી મુક્યા. પછી એકલા સેનકુમારે ઘણીવાર યુદ્ધ કરી ઠક્કર લોકોને હંફાવી નાંખ્યા. તેનું અદભુત વીર્ય જોઈ તેઓ આશ્ચર્ય પામી ગયા. ત્યારપછી તેમણે ભારે યુદ્ધ કરી સેનકુમાર અને પલ્લિપતિને પરાભવ કરી પકડી લીધા. અને તેઓને કેદ કરી તે ઠક્કુરો વિશ્વપુર નગરમાં લઇ ગયા. તેમણે પોતાના રાજા સમરકેતુની આગળ સેનકુમારના પરાક્રમની વાત કરી અને તેને રાજાની પાસે હાજર કર્યો. સેનકુમારનું પરાક્રમ સાંભળી અને તેની સુંદર આકૃતિ જોઇ રાજા સમરકેતુ સાનંદાશ્ચર્ય થઇ ગયો. તેના હૃદયમાં ' આ કોઇ રાજકુમાર છે' એવો નિશ્ચય થઇ ગયો. રાજા સમરકેતુએ આજ્ઞા કરી કે, " આ પલ્લિપતિને મારી નાંખો અને આ રાજકુમારનું પાલન કરો " રાજાની એવી આજ્ઞા થતાંજ સેનકુમારે કહ્યું, ' તેની પહેલા મનેજ મારી નાંખો ' આ

વચન સાંભળી રાજા સમરકેતુ વધારે વિસ્મય પામ્યો અને તેના મનમાં ખાત્રી થઇ કે આ કોઇ જરૂર રાજવંશી છે. તેથી તરતજ તેણે પૂછ્યું, ' તમે કોણ છો ? ' આ પ્રમાણે સમરકેતુ પૂછતો હતો, તેવામાં લોકો પાસેથી ખબર જાણી સાર્થવાહ સાનુદેવ કેટલાએક માણસોની સાથે ભેટ લઇ રાજાની પાસે આવ્યો. દ્વારપાળે સાનુદેવના ખબર આપ્યા, એટલે તેને અંદર પ્રવેશ કરવાની આજ્ઞા આપી. સાનુદેવ રાજાની આગળ ભેટ ધરી રાજાની આજ્ઞાથી યોગ્ય આસન ઉપર બેઠો. તેવામાં સાનુદેવની દૃષ્ટિ સેનકુમાર ઉપર પડી. સેનકુમારને ઘાયલ થયેલો જોઇ સાનુદેવ મૂર્છા પામી પૃથ્વી ઉપર પડી ગયો. રાજાએ ઉપાયથી તેને સાવધાન કર્યો. અને તેમ થવાનું કારણ પૂછયું એટલે સાનુદેવ બોલ્યો. ' મહારાજા ' મુનિનું વચન સત્ય છે. આ સંસાર અસાર અને આપત્તિનું પાત્ર છે. ચંપાનગરીના રાજાના આ સેનકુમાર કે જે ગુણરત્નોના રાશિ છે, તેમની પણ આવી અવસ્થા ! અહા! સંસારની કેવી વિચિત્રતા ? " સાનુદેવના આ વચન સાંભળી રાજા પોતાની કલ્પના સત્ય થવાથી સાનંદાશ્ચર્ય થઇ ગયો. તત્કાળ તેણે સાનુદેવને પૂછ્યું કે, " આ રાજકુમાર આવી સ્થિતિમાં કેમ આવ્યા છે તમે તે જાણો છો ? " સાનુદેવ બોલ્યો. "મહારાજા, હું બીજું કાંઇ પણ જાણતો નથી. હું મારા નગરથી નીકળી સાર્થ લઇ તામ્રલીપ્તિ નગરીમાં જતો હતો. તેવામાં રસ્તામાં ચંપાવાસ નામનું એક સ્થાન આવ્યું, તેમાં આ રાજકુમાર પોતાની પત્ની સાથે મારા જોવામાં આવ્યા. રાજપુરના

પ્રસંગને લઇને મેં તેમને ઓળખી લીધા." આ પ્રમાણે કહી સેનકુમાર અને પલ્લીપતિના સમાગમની અને શાંતિમતી અદ્રશ્ય થવાની બધી વાર્તા રાજાની આગળ કહી સંભળાવી ને કહ્યું કે— "રાજેંદ્ર હું આપને આ સત્ય વૃત્તાંત કહેવાને માટેજ અહિંજ આવ્યો છું"

સાનુદેવના મુખથી સેનકુમારનો બધો વૃત્તાંત સાંભળી રાજાએ પોતાના સેવકોને આજ્ઞા કરી વૈદ્યોને બોલાવ્યા અને સેનકુમારને અને પલ્લીપતિને પોતાની પાસે શય્યામા સુવાડી તેમના શરીરના ઘા રૂઝવવાના ઉપાયો કરવા માંડયા, તે પછી રાજકુમારી શાંતિમતીની શોધ કરવાને માટે ચારે દિશામાં સૈનિકોને મોકલ્યા. કેટલાક દિવસો વિત્યા પછી રાજાએ સાર્થવાહ સાનુદેવને બોલાવી કહ્યું કે, "હાલ રાજકુમાર સેન અહિં રહેશે વર્ષાકાળનો સમય પાસે આવતો જાય છે, તેથી તમારો સાર્થ રહી શકશે નહીં. માટે સુખેથી શીધાવો સેનકુમારની કોઇ જાતની ફીકર રાખશો નહીં" રાજાના આ વચન સાંભળી સાર્થવાહ સાનુદેવ કુમારની આજ્ઞા લઇ ત્યાંથી સાર્થ સાથે વિદાય થયો હતો.

કેટલાક દિવસ પછી સેનકુમાર અને પલ્લિપતિ સાજા થયા તેમને આરોગ્ય સ્નાન કરાવતી વખતે રાજાએ મોટો ઉત્સવ કર્યો એક દિવસે સેનકુમારે રજા માગી એટલે રાજાએ કહ્યું કે, "તમારી પ્રિયાના શોધને માટે મોકલેલા કેટલાએક માણસો હજુ આવ્યા નથી, માટે તેઓ આવે ત્યાંસુધી તમે

રાહ જોઇ રહો.,, રાજા અને સેનકુમાર આ પ્રમાણે વાતચિત કરે છે, તેવામાં સોમસૂર નામના એક પુરૂષે આવી પ્રણામ કરી જણાવ્યું—" રાજેંદ્ર સેનકુમારના પત્નિની શોધ કરવાને એક સહેલો ઉપાય મને સૂઝી આવ્યો છે, તે આપ કૃપા કરી સાંભળો. કાદંબરી કક્ષાની અંદર પ્રિયમેલક નામે એક તીર્થ છે. તે અટવીમાં પૂર્વે વિશાખવર્દ્ધન નામનું એક નગર હતું. તેમાં અજિતબળ નામે રાજા હતો. તે નગરમાં વસુંધર નામે એક શ્રેષ્ટી રહેતો હતો. તેને પ્રિયમિત્ર નામે એક પુત્ર હતો. તે પ્રિયમિત્રનો સંબંધ ઇશ્વરસ્કંદ નામના શેઠની નીલુકા નામની પુત્રી સાથે જોડાયો હતો. તે બંનેનો હજુ વિવાહ થયો ન હતો. કર્મયોગે વસુંધર શ્રેષ્ટીના ઘરમાંથી દ્રવ્ય ચાલ્યું ગયું અને તેથી નિર્વેદ પામી તે શ્રેષ્ટી મૃત્યુ પામી ગયો. દારિદ્રના દુઃખથી પ્રિયમિત્ર પીડાવા લાગ્યો. એક વખતે તે દારિદ્રના દુઃખથી કંટાળી ઘરમાંથી નીકળી ઉત્તર દિશામા ચાલતો થયો, તેવામાં નાગદેવ નામના કોઇ તેના પિતાના તપસ્વી મિત્રના તે જોવામાં આવ્યો. મિત્રના પુત્રની આવી દુરવસ્થા જોઇ તેણે કહ્યું, " વત્સ, તારી આવી સ્થીતિ કેમ થઇ ગઇ છે ? અને તું કયાં જાય છે ? " પ્રિયમિત્રે કહ્યું " પૂજ્ય, તે વાત મારા પ્રારબ્ધને પુછો " તપસ્વી નાગદેવે કહ્યું, ' વત્સ તારા પિતા કુશળ છે ? ' તે વખતે પ્રિયમિત્રે કહ્યું કે " તેઓ મૃત્યુ પામ્યા છે અને હું આ સ્થિતિમાં આવ્યો છું. " આ વચન સાંભળી તે તપસ્વીએ સંસારના સ્વરૂપ વિષે કેટલુંએક

વિવેચન કરી પ્રિયમિત્રને પ્રતિબોધ આપ્યો. નાગદેવે આપેલા પ્રતિબોધથી પ્રિયમિત્રના હૃદયમાં વૈરાગ્ય ઉત્પન્ન થઈ આવ્યો. અને તત્કાળ તેણે તેની પાસે તાપસી દીક્ષા ગ્રહણ કરી.

આ તરફ ઈશ્વરસ્કંદ શેઠની પુત્રી નીલુકાના જાણવામાં આવ્યું કે, જેની સાથે પોતાનો સંબંધ થયેલો છે, તે પ્રિયમિત્રે તાપસ દીક્ષા ગ્રહણ કરી છે. આ સાંભળી તેણી પણ વ્રતવતી થઈ ધર્મસાધન કરવા લાગી. કેટલોક સમય ગયા પછી પ્રિયમિત્ર તે નગરના તપોવનમાં તાપસ થઈને આવ્યો. તે વાત સાંભળી નીલુકા પિતાની આજ્ઞા લઈ સખીઓની સાથે તેને વંદના કરવા આવી. પ્રિયમિત્ર તે વખતે ધ્યાનમાં બેઠો હતો. તેને ધ્યાનસ્થ જોઇ નીલુકા મૂર્છિત થઈ પડી ગઇ. તે વખતે તેની સખીઓએ આક્રંદ કરતાં પ્રિયમિત્ર ધ્યાનમાંથી જાગ્રત થઈ બોલ્યો–' આ શું છે ? ' સખીઓએ જણાવ્યું, " મહાનુભાવ, આ અમારી સખી ઇશ્વરસ્કંદની પુત્રી નીલુકા છે. તેણીનો તમારી સાથે સંબંધ થયેલો હોવાથી તમને જોતાંજ તેણીને મૂર્છા આવી છે." પ્રિયમિત્ર તે વાત સાંભળતાંજ માયાળુ થઈ ગયો. તેના હૃદયમાં નીલુકાનો મોહ પ્રગટ થઈ આવ્યો. તત્કાળ તેણે કમંડળમાંથી જળ લઈ તેણીની ઉપર છાંટયું અને તેને સચેતન કરી. નીલુકાની મનોહર મૂર્તિ જોઇ મોહીત થયેલા પ્રિયમિત્રે કહ્યું, " ભદ્રે, ખેદ કરીશ નહીં, તેં સ્નેહથી મારા ચિત્તને વશ કરેલું છે. પરંતુ એક તરફ મારા ગુરૂની વાણીનો

ભંગ થાય છે અને બીજી તરફ તારા સ્નેહનો ભંગ થાય છે. કહે, મારે શું કરવું ? " વ્રતવતી નીલુકાએ મધુર સ્વરથી કહ્યું " સ્વામી, ગુરૂની વાણીનો ભંગ કરવો યોગ્ય નથી. માટે બીજું કોઇ વ્રત ગ્રહણ કરો " નીલુકાના વચનથી તત્કાળ તે પ્રિયમિત્ર તાપસે અનશનવ્રત ગ્રહણ કર્યું અને તે વ્રતમાં કર્શ નીલુકાની ભાવના કરી પોતાના શરીરને છોડી દીધું. પવિત્ર નીલુકા તે પ્રિયમિત્રમાં પતિપણાનું ધ્યાન કરી અનશન લઇ તેજ સ્થળે બેઠી. પ્રિયમિત્ર અને નીલુકા બંને આવી સ્થિતિમાં રહ્યાં હતાં, તે વખતે નાગદેવ તપસ્વી ત્યાં આવ્યા. તેમણે તે ધર્મવીરને નમસ્કાર કર્યો. તે વખતે પ્રિયમિત્ર જરા શરમાયો, પણ તેમની ભવિષ્યની સ્થિતિ ઉપર વિચાર કરી નાગદેવે પ્રિયમિત્રને જણાવ્યું કે," તારી સ્થિતિ મોહિત બની છે, તો પણ તારી તત્ત્વવાસના છોડીશ નહીં " આ પ્રમાણે કહી નાગદેવ પોતાના સ્થાનમાં ગયો. તે પછી પ્રિયમિત્ર અને નીલુકા બંને અનશન કરતાં ત્યાં રહ્યાં. છેવટે તેઓ કાળધર્મને પામી કીન્નર દેવતામાં ઉત્પન્ન થયાં. અવધિજ્ઞાનના બળથી તેઓ પૂર્વ વૃત્તાંત જાણી આ ઉદ્યાનમા આવ્યા. ઉદ્યાનમાં અશોક વૃક્ષની નજીક એક દેવાલય બનાવી તેમાં આનંદ નામે દેવ અને નિવૃત્તિ નામે દેવીનું સ્થાપન કર્યું. પછી તેઓ નંદનવનમાં ગયાં, ત્યા દુઃખથી ભમતી એક વિદ્યાધરી તેમના જોવામાં આવી. તેણીને દુઃખનું કારણ પૂછ્યું, એટલે તે વિદ્યાધરીએ કહ્યું, " હું ખેચરી છું. મેં મારા પતિના પ્રેમથી વિદ્યાદેવીના ઉપચારને તેની પાસે બં-

ડન કરાવ્યો. તે ઉપરથી વિદ્યાદેવીએ મને શાપ આપ્યો કે તારે તારા પતિની સાથે છ માસ સુધી વિયોગ રહેશે એ શાપ સાંભળી મને ઘણું દુઃખ લાગ્યુ, એટલે તે દેવીએ અનુગ્રહ લાવી મને જણાવ્યું કે, એક માધવી લતા સાથે મળેલું અને શ્વેત પુષ્પને ધારણ કરનારૂં પ્રિયમેલ નામે વૃક્ષ છે, ત્યા તને તારા પતિનો મેળાપ થશે. દેવીના તે વચન સાંભળી હું તે સ્થળે આવી છું, પણ હજી તે વૃક્ષ મારા જોવામાં આવતું નથી. તેથી હું તેના શોધને માટે દુઃખી થઈ આમ તેમ ભમું છું." તેણીના આ વચન સાંભળી તેણે કહ્યું કે, 'હું વૃક્ષને જોઉં છું.' પછી તેણીને બતાવ્યું એટલે તે વિદ્યાધરી તે વૃક્ષ નીચે ઉભી રહી. તત્કાળ તેજ સ્થળે તેણીને પોતાના પતિનો મેળાપ થઇ ગયો. તેણીના કહેવાથી વિદ્યાધર અને કિંનરને પરસ્પર પ્રીતી થઈ. તે વિદ્યાધર યુગલ કેટલોક વખત ત્યાં રહી ચાલ્યું ગયું હતું. તે સ્થળે પોતાની પ્રિયાના કહેવાથી તે કિન્નરે પ્રિયમેલક વૃક્ષને પોતાના દેવાલયની પાસે સ્થાપિત કર્યું. ત્યારથી તે વૃક્ષના નામ ઉપરથી પ્રિયમેલક નામનું તીર્થ ઉત્પન્ન થયેલું છે. હે રાજા, મને ખાત્રી છે કે, જો આ સેનકુમાર તે સ્થળે જાય તો તેમને તેમની પ્રિયાનો અવશ્ય મેળાપ થશે."

તે પુરૂષના મુખથી આ વૃત્તાંત સાંભળી રાજા અને સેનકુમાર હર્ષ પામ્યા. તેમણે પલ્લીપતિને પૂછયું, એટલે તેણે જણાવ્યું કે, "તપોવનની પાસે આવેલું તે સ્થળ મારા જાણવામાં છે. ચાલ, હું તને તે સ્થળ બતાવું." પછી રાજા સમરકેતુએ કેટલીએક સેના સહિત સેનકુમારને પલ્લીપતિની સાથે તે સ્થળે

મોકલ્યો. તેઓ કેટલેક દિવસે તે તાપસના આશ્રમમાં પહોંચ્યા. ત્યાં રહેલા તાપસોને તેમણે પ્રણામ કર્યા પછી પલ્લીપતી તેને બીજા વનમાં લઇ ગયો ત્યાં તે જીર્ણ દેવાલયમા આવ્યો, ત્યારે તે વૃક્ષ તેના જોવામાં આવ્યું નહિ; તોપણ તેની નજીક પ્રિયમિત્રે પોતાની પ્રિયાનું સ્મરણ કર્યું. આ વખતે શાંતિમતી કે જે કુલપતિ તાપસના આશ્રમમાં તાપસીઓની સાથે રહેલી હતી, તે આ વખતે સમિધ તથા દર્ભ લઇ પ્રિયમેલક વૃક્ષની છાયામા બેઠી હતી તેણીએ નાગરવેલની સાથે મળી ગયેલ અશોકવૃક્ષ જોયું. એટલે તેણીને પોતાના પતિનું સ્મરણ થઇ આવ્યું. તત્કાળ તેણીનું ચિત્ત ઉત્કંઠિત થઇ ગયું અને તેણીનું વામ લોચન ફરક્યું. આ વખતે પોતાનો પતિ સેનકુમાર તેના જોવામાં આવ્યો. તેને જોતાજ તેણીના હૃદયમાં આશ્ચર્ય ઉત્પન્ન થઇ આવ્યું. તત્કાળ તેણીને ' આ વાત સત્ય હશે કે સ્વપ્ન હશે ' એવો ભાસ થયો. પણ જ્યારે તેણીને ખાત્રી થઇ કે, ' આતો સેનકુમારજ છે ' એટલે તે મૂર્છિત થઇને પૃથ્વી ઉપર પડી ગઇ. તાપસીઓએ તેણીની ઉપર જળનું સિંચન કર્યું એટલે તે સચેતન થઇ પોકાર કરતી બેઠી થઇ. તે વખતે 'ભય પામીશ નહી ' એમ કહી સેનકુમાર દોડી આવ્યો. પણ ભયનું કોઇ કારણ જોવામાં આવ્યું નહીં. તેણે તાપસીઓને પૂછ્યું, એટલે તાપસીઓએ તેણીનો બધો વૃત્તાંત કહી સંભળાવ્યો. સેનકુમારે પોતાની પ્રિયાને ઓળખી, એટલે તેણે પ્રેમથી તેણીને બોલાવી " દેવી, મુનિની વાણી અન્યથા થતી નથી. આપણો હવે મેળાપ થયો છે. આપણા પુણ્ય પલ્લવિત થાય છે. ચિંતા કરીશ નહીં."

આ પ્રમાણે કહેતાજ શાંતિમતી રોમાંચિત થઈ ગઈ અને તેણી પતિના દર્શન કરી અતિ આનંદને પ્રાપ્ત થઈ.

રાજકુમાર સેન અને શાંતિમતીનો સમાગમ જોઈ ત્યાં રહેલો પલ્લીપતિ અત્યંત હર્ષ પામ્યો. તે યોગ્ય જોડુ જોઈ કિરાતપતિના હૃદયમાં સંતોષ થઇ આવ્યો. પલ્લીપતિ રાજકુમારી શાંતિમતીના ચરણમાં નમી પડયો. પછી રાજકુમારે પલ્લીપતિને પ્રિયમેલક વૃક્ષ બતાવવાને કહ્યું. પલ્લીપતિ તેને ઓળખી શકયો નહીં, એટલે તાપસીઓએ તે વૃક્ષને ઓળખાવ્યું. તેની અંદર ઉગેલાં પુષ્પો પણ જોડલા રૂપે દેખાતાં હતાં. પલ્લીપતિ પાસે પૂજાનો ઉપસ્કાર મંગાવી સેનકુમારે તે વૃક્ષની પૂજા કરી. તે વખતે તે વૃક્ષમાંથી દેવી પ્રગટ થઇને બોલી—" વત્સ, હું તારી ઉપર સંતુષ્ટ થયેલ છું. જે પ્રિય હોય તે માંગી લે." સેનકુમારે કહ્યું," દેવી, તમારા દર્શનથી વધારે મારે કંઇ પણ પ્રિય નથી " રાજકુમારનું આ વચન સાંભળી અત્યંત પ્રસન્ન થયેલી દેવીએ એક પ્રકાશમાન મણિ આપ્યો અને કહ્યું કે, ' આ મણિથી સર્વ જાતના વિષ અને રોગો નાશ પામે છે,' અને તે ઉપરથી આ મણિનું નામ આરોગ્યરત્ન કહેવાય છે." દેવીના આ વાકયો સાંભળી હૃદયમાં પ્રસન્ન થયેલા સેનકુમારે તે મણિ ગ્રહણ કર્યો. પછી 'ચીરંજીવ' એમ આશીષ આપી તે દેવી અદૃશ્ય થઇ ગઇ.

દેવી અદૃશ્ય થયા પછી તાપસીઓએ સેનકુમારને કહ્યું કે, મધ્યાહ્નકાળની સંધ્યાનો અતિક્રમ થઇ ગયો છે, માટે અમે હવે અમારા કુલપતિના આશ્રમમાં જઇએ છીએ. સેનકુમાર

ઓહ્યો. " તમારા કુલપતિને વંદના કરવાની મારી ઇચ્છા છે, તેથી હું પણ તમારી સાથે આવવા માગું છું." કુમારની આ ઇચ્છાને તાપસીઓએ અભિનંદન આપ્યું. પછી સેનકુમાર તેમની સાથે ગયો. અને તેણે કુલપતિના ચરણમાં વંદના કરી. તાપસીઓએ રાજકુમારને ઓળખાવી તેનો સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો. મુનીશ્વરે સંતુષ્ટ થઇ સેનકુમારને શાંતિમતી અર્પણ કરી. જુદાં પડતી વખતે શાંતિમતિએ રૂદન કરતાં પોતાના પાળક મુનિને કહ્યું કે, " હવે ફરીવાર તમારા દર્શન કયારે થશે?" મુનિએ કહ્યું, " વત્સ, તું અમારા ઉપદેશમાં સાવધાન રહીશ તો અમારૂં દર્શન થયું એમ સમજજે. અમે તારાથી દુરજ નથી. " તે પછી સેનકુમાર અને શાંતિમતી સર્વની રજા લઇ ત્યાંથી ચાલી નીકળ્યા હતા. અને અનુક્રમે વિશ્વપુર નગરમાં આવ્યાં હતા.

વાંચનાર, સુખ અને દુ:ખ એ ઉભય સ્વરૂપ આ પ્રસંગ ઉપરથી સમજી લેજે. સેનકુમારે પ્રિયાના સંયોગનું સુખ મેળવી પછી વિયોગનું દુ:ખ પણ અનુભવ્યું હતું અને પુન: તે સંયોગના સુખનો ભોગી બન્યો છે. તે સાથે આ પ્રસંગમાં આયુ, કર્મ અને પુણ્યના પ્રભાવનો વિચાર કરજો. ગળે ફાંસો નાંખી મરવાને તૈયાર થયેલી શાંતિમતી, મુનિ બાળકના જોવામાં આવી અને કુલપતિનું શરણ પામી, પુન: પતિસંયોગી થઇ એ પુણ્યના પ્રભાવનો કેવો મહીમા છે? પર્વતના શિખર ઉપરથી પડતાં, દાવાનળની જવાલાઓમાં સપડાતાં અને સમુદ્રના મોજાઓમાં અથડાતાં પુણ્યનો પ્રકૃષ્ટ પ્રભાવ રક્ષા કરે છે. એ સિદ્ધાંતને

શાંતિમતીનો પ્રસંગ પૂર્ણ સુચિ આપે છે. તેથી ભવિ આત્માઓએ સદા પુણ્યની વૃદ્ધિ કરવા પ્રયત્ન કરવો જોઇએ. અને વિપત્તિના વખતમાં ધૈર્ય ધારણ કરવું જોઇએ કારણકે, પૂર્વના પાપકર્મના યોગથી વિપત્તિ પ્રાપ્ત થાય છે, અને તે વિપત્તિ ભોગવવાથી પાપ કર્મની જાળમાંથી મુક્તિ થતી જાય છે, તેથી તેવે પ્રસંગે વિદ્વાન અને બુદ્ધિમાન પુરૂષે ધૈર્ય ધારણ કરી સંતુષ્ટ રહેવું જોઇએ.

## પ્રકરણ ૬ ઠું.

### હરિષેણ સૂરિ.

પવિત્ર વનના પ્રાસુક પ્રદેશમાં એક મહાત્મા સમાધિ ધરી બેઠા હતા. તેમના તપના પ્રભાવથી તે વનમાં સર્વત્ર શાંતિ પ્રસરી રહી હતી કોઇ પણ પ્રાણી વૈરબુદ્ધિ ધારણ કરતા ન હતા, સિંહ, મૃગ, વરૂ, શ્વાન વગેરે પ્રાણીઓ સાથે મળી ક્રીડા કરતા હતા. તે મહાત્માના હૃદયમાં જ્ઞાનસંપત્તિનો પ્રકાશ પડી રહ્યો હતો. મોહની મલિન છાંયા તેમનાથી ઘણીજ દૂર હતી. તેમનું હૃદય જળની જેમ નિર્મળ હતું. તેઓ શંખની જેમ નિરંજન હતા. અને મુક્તિ માર્ગની જેમ ઉભયલોકોની આકાંક્ષાથી તેઓ રહિત હતા.

આ વખતે બે તરૂણ પુરૂષો તે મહાત્માની પાસે આવ્યા. તેમણે આવી તે મહાનુભાવના ચરણમાં વંદના કરી. ધ્યાનમુક્ત

થયેલા તે મહર્ષિએ તે બંને પુરૂષોને ધર્મલાભની આશીષ આપી. તે આશીષના અક્ષરો સાંભળી તે બંને આસ્તિક પુરૂષોના શરીર રોમાંચિત થઇ ગયા અને ગુરૂભક્તિના પરમ આનંદમા મગ્ન થઇ ગયા.

વાંચનાર, આ પ્રસ્તુત વૃત્તાંત વાંચી આશ્ચર્યમાં પડશે. અને તેમના હૃદયમાં જિજ્ઞાસા પ્રબળતાથી પ્રવર્ત્તશે, તેથી આ પ્રસંગનું સ્પષ્ટીકરણ કરવું આવશ્યક છે.

જે આ મહાનુભાવ મુનિ વનમાં સમાધિ કરી રહેલા છે, તે ચંપાનગરીના રાજા હરિષેણ છે. હરિષેણ દીક્ષા લઇ મહામુનિ થયેલા છે. તેઓ વિહાર કરતાં આજે આ વનમાં આવી ચડ્યા છે. જે પુરૂષો તેમને વંદના કરવા આવ્યા હતા, તેઓમાં એક સેનકુમાર છે અને બીજો **અમરગુરૂ** નામે મંત્રીપુત્ર છે. તેઓ બંને હરિષેણસૂરિને વંદના કરવાને અહિં આવેલા છે. રાજા હરિષેણે શામાટે દીક્ષા લીધી હતી ? અને સેનકુમાર અને મંત્રીપુત્ર અમરગુરૂ શામાટે અહિં આવ્યા છે, એ વૃત્તાંત નીચે પ્રમાણે છે.

સેનકુમાર પોતાની પ્રિયા શાંતિમતીને લઇ વિશ્વપુર નગરમાં આવ્યો હતો. શાન્તિમતીનો લાભ થયેલો જાણી રાજાએ વર્ધાપણ મહોત્સવ કર્યો હતો. સેનકુમાર વિશ્વપુરપતિના આગ્રહથી એ નગરમાં રહ્યો હતો. રાજાએ પલ્લીપતિનો ભારે સત્કાર કર્યો. અને પછી તેને મોટા માનથી વિદાય કર્યો હતો. રાજકુમાર સેન શાંતિમતીની સાથે વિલાસસુખ ભોગવતો વિશ્વપુરના

રાજમેહેલમાં રહ્યો હતો. રાજ્ય તરફથી તેની ભારે બરદાસ થતી હતી.

એક વખતે કર્મની વિચિત્રતાને લઇને વિશ્વપુરના મહારાજાને અચાનક રોગ થઇ આવ્યો. પેટમાં શૂળ ચાલ્યું, માથામાં વેગ આવવા લાગ્યા. સાધા દુખવા લાગ્યા. દાંત કંપી ચાલ્યા, શ્વાસ ઉપડયો અને નેત્ર તથા સ્વરનો ભંગ થવા માંડયો. આ વખતે ચતુર વૈદ્યોને બોલાવવામા આવ્યા અને સેનકુમારને પણ બોલાવ્યો. શાંતિમતિ ગાભરી બની દોડી આવી. આ વખતે રાજપુત્રીએ સેનકુમારને લજ્જા છોડીને કહ્યું, " આર્યપુત્ર, તમારી પાસે આરોગ્યરત્ન છે, તે શા કામનું છે ? તેનાથી આ રોગની પીડા શમાવી દ્યો " શાંતિમતીના આવા વચન સાંભળી સેનકુમાર આરોગ્યરત્નને લઇ આવ્યો અને તેના જળથી રાજાને માર્જન કર્યું, એટલે રાજા રોગમુક્ત થઇ ગયો. સર્વ જાતની પીડાઓ ક્ષણમાં શમી ગઈ અને રાજાને શાંતિ થઇ. રાજાએ આશ્ચર્યથી વૈદ્યોને પૂછયું કે, 'મારા રોગ શી રીતે દૂર થયા ?' વૈદ્યોએ કહ્યું, "મહારાજ, એ બધો આ કુમારનોજ પ્રભાવ છે." રાજાના આરોગ્યથી રાણીઓ, મંત્રીઓ, અને સેવકો ઘણાજ ખુશી થયા અને તેમણે સેનકુમારને અતિશય ધન્યવાદ આપ્યો. રાજાએ સેનકુમારનો ભારે આભાર માની જણાવ્યું કે, "રાજકુમાર, તમે મને જીવિતદાન આપ્યું છે.-આજથી આ શરીર અને પ્રાણ તમારે આધીન છે. તેમજ મારા ગુરૂ અને પ્રાણદાતા છો " રાજાના આ વચનો સાંભળી રાજકુમારે જણાવ્યું, "રાજેંદ્ર, મેં કાંઇ પણ કર્યું નથી. દેવગુરૂના પ્રસાદથી તમો આરો-

ગ્ય પામ્યા છો. તમે મારા વડિલ છો. વડિલની આજ્ઞા માન્ય કરવી, એ મારો ધર્મ છે." રાજા બોલ્યો "રાજકુમાર, જો તમે મને વડિલ માનતા હો તો વડિલનું વચન ઉલ્લંઘન કરવું ન જોઇએ. મારી એવી ઈચ્છા છે કે, તમારે મને કદી પણ છોડવો નહીં" રાજકુમારે એ વચન કબુલ કર્યું, પછી રાજાએ પોતાના પરિજનને આજ્ઞા કરી કે, "સેનકુમારની પાસે જે કોઈ આવે તેને મને જાહેર કરી કુમારની પાસે લઇ જવો."

આ પ્રમાણે સેનકુમાર શાંતિમતીની સાથે વિશ્વપુરમાં રહ્યો હતો એક વખતે તેના મંત્રીનો પુત્ર અમરગુરૂ વિશ્વપુરમાં આવ્યો. તે સેનકુમારને મળવા આવ્યો, એટલે સેવકો તેને પ્રથમ રાજાની પાસે લઇ ગયા રાજાએ તેને માન આપ્યુ પછી કહ્યું કે, "ભદ્ર, તમે જેને મળવા આવ્યા તે સેનકુમાર મને પ્રાણથી પણ અધિક વ્હાલો છે તેણે કૃપા કરી કબુલ કર્યું છે કે, હુ તમને કદી પણ છોડીશ નહીં, માટે તમારે પણ તેવીજ રીતે વર્ત્તવુ છે, જેથી અમો બને સુખે રહીએ" રાજાના આ વચનો તેણે અંગીકાર કર્યા પછી તે સેનકુમારને મળવા આવ્યો અમરગુરૂને જોતાજ સેનકુમાર બેઠો થયો અને અંતરંગ પ્રેમથી તેને ભેટી પડ્યો તેણે પ્રેમ પૂર્વક પૂછ્યું "કેમ મંત્રિપુત્ર, પૂજ્ય પિતા અને વિષેણ કુમાર કુશળ છે?" અમરગુરૂએ કહ્યું, "તમારા અદૃશ્ય થવાથી રાજા હરિષેણને ભારે ખેદ થતો હતો તેમણે આ સંસાર તરફ વૈરાગ્ય પામી વિષેણને રાજ્ય આપી મંત્રિઓની સાથે દિક્ષા લીધી છે. અને મહર્ષિ થઇ આત્મસાધન કરવાને

તસર બન્યા છે" આ ખબર સાંભળી સેનકુમારે કહ્યું "પિતાજીએ દીક્ષા લીધી એ ઠીક કર્યું. એમને વૃદ્ધ વયમાં એ કાર્ય કરવું ઘટિત છે. પણ રાજકુમાર વિષેણથી પ્રજાતો સુખી છેની? અમરગુરૂ નિશ્વાસ નાંખીને બોલ્યો "રાજકુમાર, પ્રજા તો હાલ અનાથ છે." "શું વિષેણ રાજા થયા છતાં અનાથ હોય?" સેનકુમારે આશ્ચર્ય પામી પૂછયું. આ વખતે છડીદારને છીંક આવી અને સેનકુમારનું ડાબું નેત્ર ફરકયું, તેથી તેણે વિચાર્યું કે "કાંઇ પણ અનિષ્ટ થશે" પછી તેણે પોતાની પ્રિયા શાંતિમતીને સૂચના કરી કે, આર્યને આ સમયે યોગ્ય લાગે તે કર." શાંતિમતીએ તેમ કર્યું. પછી સેનકુમારે પોતાનો અધીકાર ગ્રહણ કર્યો અને કેટલાએક બાતમીદાર સેવકોને વિષેણના રાજ્યમાં મોકલ્યા અને પોતે મંત્રિપુત્ર અમરગુરૂની સાથે ત્યાંજ રહ્યો અને અનુક્રમે પોતાનો પરિવાર ત્યાં વૃદ્ધિ પામ્યો. કેટલાએક દિવસો ગયા પછી શાંતિમતીએ એક પુત્રને જન્મ આપ્યો. સેનકુમારે તેનું નામ અમરસેન પાડયું.

એક વખતે ચંપાનગરીથી એક દૂતે આવી સેનકુમારને ખબર આપ્યા કે, 'દેવ, અમલપુર નગરના રાજા મુક્તાપીઠે આવી ચંપાનગરીનું રાજ્ય તાબે કર્યું છે. ખજાનો અને કોઠારો લઇ લીધા છે. તમારા બંધુ વિષેણકુમાર દૂર નાશી ગયા છે. આ ખબર સાંભળતાંજ સેનકુમારના હૃદયમાં ક્રોધ ઉત્પન્ન થઇ આવ્યો, તત્કાળ તેણે અમરગુરૂને કહ્યું, "મંત્રીપુત્ર, મારા અનુજ બંધુને રાજ્યથી ભ્રષ્ટ કરનાર મુક્તાપીઠ રાજાને હું જઇને શિક્ષા કરૂં. ચાલો આપણે સત્વર જઇએ અને આ

વાત વિશ્વપુરપતિને જણાવો." પછી અમરગુરૂએ તે વાત રાજાને કહી એટલે તેણે કહ્યું કે, "ચંપાનગરીનો પરાભવ એ મારોજ પરાભવ છે. માટે હું તેને સાધ્ય કરવાને વિક્ષેપને મોકલું." અમરગુરૂએ કહ્યું કે, "સેનકુમારને પ્રથમ મોકલો. અને તે પછી વિક્ષેપને મોકલો." રાજાએ તે વાત મંજુર કરી. એટલે તેજ દિવસે સેનકુમાર રાજાને પ્રણામ કરી મંત્રીપુત્ર અમરગુરૂની સાથે મોટી સેના લઇને ચાલ્યો હતો. પોતે એક મોટા ગજેંદ્ર ઉપર બેઠો અને તેની આસપાસ વીર પુરૂષો અશ્વારૂઢ થઇ ચાલતા હતા. દેવતાઓના સમૂહમાં જેમ ઇંદ્ર શોભે તેમ સૈનિકોના સમૂહમાં શોભતો તે મહાવીર પોતાની રાજધાની તરફ વેગથી ચાલવા માંડયો. વિશ્વપુર નગરમાંથી બાહેર નીકળતાં તેને શુભ શુકનો થવાથી તે દ્વિગુણ ઉત્સાહીત બન્યો હતો. જ્યારે પોતે પોતાના દેશના સીમાડા ઉપર આવ્યો, એટલે રાજા મુક્તાપીઠ તેની સામે ચડી આવ્યો. તે વખતે રાજનીતીને અનુસરી સેનકુમારે એક દૂતને મોકલી કહેવરાવ્યું કે, "મારા પિતાના રાજ્યને છોડી ચાલ્યો જા અથવા યુદ્ધ કરવાને તૈયાર થા." મુક્તાપીઠે પણ સામું કહેવરાવ્યું કે, "મેં મારી ભુજાથી રાજ્ય મેળવ્યું છે, હું યુદ્ધ કરી તને યમરાજના દ્વારમાં મોકલાવવા તૈયાર છું" મુક્તાપીઠના દૂતના મુખથી આવા વચન સાંભળી સેનકુમારને ભારે ક્રોધ ચડી આવ્યો. અને તત્કાળ તેણે યુદ્ધના વાજાં વગડાવ્યા. બંનેની સેનાઓ એકઠી થઇ અને તે સ્થળે ભયંકર યુદ્ધ ચાલ્યું. તે યુદ્ધનો દેખાવ એટલો બધો

ભયંકર હતો કે, જેથી પૃથ્વી કંપી ચાલી અને રૂધિરની નદીઓ વેહેવા લાગી. હાથીઓ, ઘોડાઓ, રથો અને બીજા વાહનો સંખ્યાબંધ પડવાં લાગ્યા. અને રણભૂમિના આંગણામા અસ્થિઓના મોટા પર્વતો થઈ ગયા. મુક્તાપીઠ રાજાની સેનામા મોટું ભંગાણ પડયું, અને હા હા કાર વર્ત્તાઇ ગયો. આ વખતે મુક્તાપીઠ સેનકુમારની સામે યુદ્ધ કરવા સજ્જ થયો. સેનકુમારે પોતાના પરાક્રમથી તેને અટકાવી દીધો પછી તેણે ખડ્ગનો ઘા કરી મુક્તાપીઠને પૃથ્વી ઉપર પાડી દીધો. અને વિજયલક્ષ્મીનો ડંકો વગડાવ્યો. દયાળુ સેનકુમારે પૃથ્વી ઉપર પડેલા મુક્તાપીઠને આશ્વાસન આપી ઉપચાર વડે સાજો કર્યો અને કહ્યું કે, "રાજા, હું તને અભયદાન આપું છું. આ રાજ્ય છોડી ચાલ્યો જા. આજથી હું તને મારા બંધુ વિષેણની સમાન ગણીશ." આ પ્રમાણે કહી તેને વાસગૃહમાં લાવી કેટલાક દિવસ સુધી રાખ્યો અને પછી સત્કાર કરી તેની રાજધાનીમાં પહોંચાડયો હતો.

વિજય મેળવ્યા પછી પવિત્ર સેનકુમારે અમરગુરૂને કહ્યું કે, " મંત્રિપુત્ર, હવે મારા બંધુ વિષેણની શોધ કરો. તે પાછો આવી આ ચંપાનગરીનો રાજા થાય અને તેની પ્રજાનું પ્રીતિથી પાલન કરે એવી મારી ઇચ્છા છે. " સેનકુમારની આ ઇચ્છાને અમરગુરૂએ સંમતિ આપી. તે વખતે નગરજનોએ સેનકુમારને રાજ્યાસને બેસવા આગ્રહ કર્યો હતો, પણ ન્યાયી સેનકુમારે વિષેણને રાજ્યાસન આપવાની પોતાની ઊગ્ર ઇચ્છા બતાવી, તેથી પ્રજાએ તે વાત માન્ય કરી.

સેનકુમારે મોકલેલા પુરૂષો વિષેણકુમારને મળ્યા હતા. તેમણે સેનકુમારના વિજયની વાર્ત્તા તેની પાસે કહી, એટલે દ્વેષી વિષેણકુમાર હૃદયમાં કચવાયો અને ક્રોધાતુર થઇ ગયો. તે વિષમય વાણી બોલ્યો—"સેવકો, જાઓ, તમારા સેનકુમારને કહો કે, બીજાના ભુજબળથી મેળવેલું રાજ્ય હું લેવાનો નથી. અને તમારે તે વાત કરવાને ફરીવાર મારી પાસે આવવું નહીં." વિષેણના આવા દ્વેષી વચનો સાંભળી તે રાજસેવકો પાછા આવ્યા અને તેમણે સેનકુમારને તે વૃત્તાંત કહી સંભળાવ્યો. વિષેણના આવા વિપરીત વચન સાંભળી હૃદયમાં નિર્વેદ પામેલો સેનકુમાર પોતાના મંત્રિઓને ઉદ્દેશીને બોલ્યો. "મારે આ રાજ્યની ઈચ્છા નથી. અંધકારમાં થતા નૃત્ય જેવા આ રાજ્યથી શો ગુણ છે?" કુમારના આવા નિર્વેદ વચન સાંભળી મુખ્ય મંત્રીએ જણાવ્યું, "દેવ આપ કૃપા કરી રાજ્યનો સ્વીકાર કરો. જો આપ ગ્રહણ નહીં કરો તો પ્રજાનું રક્ષણ શી રીતે થશે?" સેનકુમાર ઉંચે સ્વરે બોલ્યો "મંત્રીવર્ગ, પ્રજા પોતે પોતાના પુણ્યથીજ રક્ષિત થશે, હવે તો મારે મારા આત્માના રક્ષણનો ઉપાય કરવાનો છે. આત્મરક્ષણ કર્યા વગર પરનું રક્ષણ કરવું નકામું છે." સેનકુમાર પોતાના મંત્રીને આ વાત કરતા હતા, તેવામાં લોકવાર્તા સાંભળવાને નિમેલા નગરજનોએ આવી ખબર આપ્યા કે, હરિષેણ સૂરિ સાધુઓના પરિવાર સાથે નષ્ટશોક વનમાં પધાર્યા છે. આ ખબર સાંભળતાંજ સેનકુમાર મંત્રિપુત્ર અમરગુરૂને સાથે લઇ તેમને વંદના કરવાને આવ્યો હતો.

વાંચનાર, હવે તમારા સમજવામાં આવ્યું હશે કે, રાજપુત્ર સેનકુમાર પોતાના મંત્રીપુત્ર અમરગુરૂની સાથે પોતાના પૂર્વ પિતૃવ્ય હરિષેણસૂરિને વંદના કરવા વનમાં આવેલો છે. અને તે મહાનુભાવ દર્શન કરી હૃદયમાં આનંદિત થયેલો છે.

પ્રિય વાંચકવૃંદ, આ પ્રસંગ ઉપરથી તમને એક ઉત્તમ શિક્ષણ મળી શકે તેમ છે. તે શિક્ષણ એ છે કે, ગમે તેવી આપત્તિ આવે તો પણ પોતાની સજ્જનતાનો ત્યાગ કરવો નહિ. દુર્જન મનુષ્ય જેમ પોતાની દુર્જનતા છોડતો નથી, તેમ સજ્જન પુરૂષ પોતાની સજ્જનતા છોડતો નથી. ધર્મવીર સેનકુમાર દુઃખી થયો અને વારંવાર વિપત્તિના વાદળમાં ઘેરાયો તો પણ પોતાની સજ્જનતા છોડી નહતી. તેના દ્વેષી બંધુ વિષેણકુમારે તેને માટે અનેક કુયુક્તિઓ રચી તેને હેરાન કર્યો હતો, છતાં સદ્ગુણી સેનકુમારે તેની તરફ દ્વેષભાવ ઉત્પન્ન કર્યો નહતો. તેણે એક નિષ્ઠાથી તેનું હિત ઇચ્છયું હતું. છેવટે રાજ્ય ઉપર પણ તેનેજ રાખવા ઇચ્છા બતાવી હતી. આ પ્રમાણે સેનકુમારના જેવી ઉત્તમ વૃત્તિ ધારણ કરવાનું સત્ શિક્ષણ દરેક ભવી આત્માએ ગ્રહણ કરવું જોઇએ. અને વિષેણ કુમારના જેવી હલકી વૃત્તિનો સર્વથા ત્યાગ કરવો જોઇએ. આ શિક્ષણ હૃદયમાં સ્થાપિત કરી તે પ્રમાણે પ્રવર્ત્તન કરવામાં આવે તો ચિંતામણિની અનુપમ ઉપમાને પામેલો આ માનવભવ સર્વ રીતે સફળ થયા વિના રહેતો નથી.



# પ્રકરણ ૭ મું.

## હરિષેણસૂરિની ઉપદેશ કથા.

નષ્ટશોક વનમાં રહેલા હરિષેણસૂરિના દર્શનથી સેનકુમાર અતિ આનંદિત થઈ રહ્યો હતો. તે મહાનુભાવ રાજર્ષિનું શુદ્ધ ચારિત્ર, શાંત વૃત્તિ, અને ઉત્તમ પ્રવર્ત્તન જોઈ સેનકુમાર પોતાના હૃદયમાં તેવી ભાવના ભાવતો હતો. મંત્રિપુત્ર અમરગુરૂ પણ તેની અનુમોદના કરતો હતો.

સેનકુમારે તે મહાનુભાવ મહર્ષિને વિનયથી જણાવ્યું, "ભગવાન, આપની આ પ્રવૃત્તિ જોઈ મારા હૃદયમાં ભવ્ય ભાવનાઓ ક્ષણે ક્ષણે જાગ્રત થયા કરે છે. તથા આપના જેવી ઉચ્ચ સ્થિતિમાં મારો આત્મા ક્યારે પ્રવેશ કરશે ? અને કર્મની ક્લેશમય જાળમાંથી હું ક્યારે છુટીશ ? એવા વિચારો મારા હૃદયમાં થયા કરે છે. મહાનુભાવ કૃપા કરી મને કાંઈપણ ઉપદેશ આપો." સેનકુમારની આ વાણી સાંભળી રાજર્ષિ પ્રસન્ન થઈને બોલ્યા–"વત્સ, તું ભાવધર્મનો જ્ઞાતા છે અને સર્વ આચરણમાં શુદ્ધ છે, રાજ્યમાંથી જ્યારે તું બાહેર ચાલ્યો ગયો, તેજ વખતે મારા હૃદયમાં નિર્વેદ ઉત્પન્ન થઈ આવ્યો. મને નિશ્ચય થયો કે "સ્વભાવથી નિર્ગુણ એવા આ સંસારમાં વ્રત સિવાય બીજું કાંઈ ઉપાદેય નથી. આ જીવિત ક્લેશોથી ભરપૂર છે. સંપત્તિઓ નશ્વર છે, સુર અસુરોને પણ જીતનારૂં મૃત્યુ અકસ્માત્ આવી ભંગ કરનારૂં છે. જો

અલ્પ પણ પ્રમાદ સેવવામાં આવશે તો ઘણી પીડા થઇ પડશે." આવા વિચારથી મેં આ મહાવ્રતનું શરણ લીધેલું છે. મારા એ વિચાર સદા દૃઢ રહે, તેવા હેતુથી મારા પૂજ્ય ગુરૂએ મને એક સુબોધક વાર્તા કહી હતી, જે ઉપર હું મારા સંવેગમાં દૃઢ રહેલો છું."

મહર્ષિના આ વચન સાંભળી સેનકુમાર અંજલિ જોડી બોલ્યો–" ભગવન્ આપના ગુરૂએ જે વાર્તા કહેલી હતી, તે કૃપા કરી અમને સંભળાવો."

સેનકુમારની આ વિજ્ઞપ્તિ ધ્યાનમાં લઇ મહર્ષિ હરિષેણ સૂરિએ નીચે પ્રમાણે તે વાર્તાનો આરંભ કર્યો.

" ઉત્તર દિશામાં વર્દ્ધનપુર નામે એક નગર છે, તેમાં શત્રુઓથી અજિત જિતવર્દ્ધન નામે રાજા રાજ કરતો હતો. તે નગરમાં સદ્ઢડ નામે એક પુરૂષ રહેતો હતો. તેને ચંદ્રા નામે સ્ત્રી અને સર્ગ નામે પુત્ર હતો. પૂર્વ કર્મના યોગે એ કુટુંબ દારિદ્રના પંઝામાં આવી પડયું. તેવામાં સદ્ઢડ મૃત્યુ પામી ગયો. એટલે ચંદ્રા અને સર્ગ બંને ઘણીજ નબળી સ્થિતિમાં આવી પડ્યાં. ચંદ્રા પેટપૂર્તિ કરવાને પારકા ઘરમાં કામ કરવા લાગી અને સર્ગ ઇંધણા વગેરે લેવાને વનમાં જવા લાગ્યો. તેમાંથી માંડ માંડ તેમનો નિર્વાહ થતો હતો.

ચંદ્રા, ધુસર નામના એક શેઠને ઘેર કામ કરવા જતી હતી. એક વખતે તે શેઠને ઘેર તેનો જમાઈ આવ્યો, એટલે તે શેઠે પાણી ભરવાને ચંદ્રાને બોલાવી. પોતાના પુત્ર સર્ગને ઇંધણા લઇને વનમાંથી આવવાનો વખત હતો. તેથી તેને માટે

ખાવાનું ભાત શીકા ઉપર ઢાંકી દ્વાર મજબુત બંધ કરી ચંદ્ર ધુસરશેઠને ઘેર પાણી ભરવા ગઇ. પાછળથી સર્ગ ઇંધણા લઇ ઘેર આવ્યો, ત્યાં તેણે પોતાની માતાને ઘરમાં જોઇ નહીં અને ઘરને બંધ કરેલું જોયું, આથી ભૂખ્યા થયેલા સર્ગને ભારે ગુસ્સો ઉત્પન્ન થઇ આવ્યો. તેણે ગુસ્સામાં શીંકા ઉપર નજર કરી નહીં. થોડા વખત પછી તરતજ તેની માતા ચંદ્રા આવી. માતાને જોતાંજ ક્રોધાતુર થયેલો સર્ગ બોલ્યો, " કેમ તને શૂળીએ ચડાવી હતી ? ક્યાં ગઇ હતી ? મને ભૂખ લાગી છે. મારા ખાવાનો વખત કેમ ઉલ્લંઘન કર્યો? " પુત્રના આ વચનો તેની માતાથી સાંભળી શકાયા નહીં. તેણી જે શેઠને ઘેર પાણી ભરવા ગયેલી, ત્યાંથી તેણીને કાંઇ પણ દ્રવ્ય મળ્યું નહીં, એટલે તે પણ ક્રોધાતુર થઇ હતી, આથી તેણીએ સર્ગને કહ્યું, " શું તારા હાથ ભાંગી ગયા હતા ? શીંકામાંથી ખાવાનું કેમ ન લીધું ? " આ પ્રમાણે તે માતા અને પુત્રે પરસ્પર એવા દુર્વાક્ય બોલવાથી તેવું નઠારૂં કર્મ બાંધ્યું. એક વખતે **માનતુંગ** નામના મહર્ષિ તે સ્થળે આવી ચડ્યા. ચંદ્રા અને સર્ગ તેમને વંદના કરવા ગયા. તે મહામુનિના ઉપદેશથી તે માતા પુત્ર બંનેએ શ્રાવકધર્મ અંગીકાર કર્યો. કેટલોક વખત શ્રાવક ધર્મ પાળ્યા પછી ચારિત્ર લેવાને તેમના પરિણામ થયા એટલે ચારિત્ર અંગીકાર કર્યું. ચારિત્ર પાળતા તે બંને સ્વર્ગે ગયા. સર્ગનો જીવ સ્વર્ગમાંથી તામ્રલિપ્રી નગરીના ગૃહસ્થ શેઠ કુમારદેવને ઘેર તેની સ્ત્રી જીજ્ઞુકાના ઉદરમાં ઉત્પન્ન થયો. તેનું અરૂણદેવ નામ પાડવામાં આવ્યું. જે ચંદ્રા સ્વ

ગઇ હતી, તેનો જીવ ત્યાંથી ચ્યવીને પાટલીપથ નગરમાં જસાદિત્ય નામના શેઠની સ્રી ઈલ્લાના ઉદરમાં પુત્રીરૂપે અવતર્યો. તેણીનું નામ દેઇણી પાડવામાં આવ્યું. ભવિતવ્યતાના યોગથી તે દેઇણીનો સંબંધ અરૂણદેવની સાથે થયો. તેમનો વિવાહ થયા પહેલાં અરૂણદેવ વાહાણમાં બેસી મુસાફરીએ ગયો. મુસાફરીથી પાછાં ફરતાં સમુદ્રની અંદર નઠારા પવનને લઇને તેનું વાહાણ ભાંગી ગયું. અરૂણદેવ કોઇ મહેશ્વર નામના મિત્રની સાથે પાટીયું હાથ આવવાથી સમુદ્રમાં તરતો તરતો પાટલીપથ નગરમાં આવી ચડયો. મહેશ્વરે અરૂણદેવને કહ્યું કે, " આ નગરમાં તારા સસરાનું ઘર છે, માટે આપણે ત્યાં જઇ ઉતરીએ. " અરૂણદેવે કહ્યું, " આપણે એવી સારી સ્થિતિમાં નથી, માટે આપણે ત્યાં જવું યોગ્ય નથી. " પછી તેઓ બંને આગળ ચાલ્યા, તેવામાં એક દેવાલય તેમના જોવામાં આવ્યું. મહેશ્વરે અરૂણદેવને કહ્યું, ' જો તું આ દેવાલયમાં રહે તો હું નગરમાંથી ખાવાનું લઇ આવું. ' અરૂણદેવે તે વાત માન્ય કરી. પછી મહેશ્વર પાટલીપથ નગરમાં ગયો. પછવાડે અરૂણદેવ શ્રમને લઈને નિદ્રાવશ થઇ ગયો.

આ તરફ દેઇણીએ જે પુર્વે નઠારૂં વાકય બોલી કર્મ બાંધ્યું હતું, તે ઉદય આવ્યું. દેઇણી પોતાના ગૃહના ઉદ્યાનમાં ફરતી હતી, તેવામાં કોઇ ચોરે આવી તેણીને જોઇ. તેના બંને હાથમાં માણેક તથા સોનાના કંકણ જોઇ તે તસ્કરે તેણીના મુખમાં ડુચો નાંખી બંને હાથ કાપી તે લઇ ગયો. હાથમાં છરી લઇ નાસતા તે ચોરને વનપાલીકાઓએ જોયો. દેઇણીએ

પોકાર કર્યો, એટલે ચોરની પાછળ સીપાઈઓ દોડ્યા. આ વખતે અરૂણદેવનું પૂર્વનું નઠારૂં કર્મ ઉદય આવ્યું. ચોર જે દેવાલયમાં અરૂણદેવ સુતો હતો, તેમાં પેશી ગયો. અને ભયથી છરી તથા બંને કંકણ અરૂણદેવની પાસે મુકી પોતે છટકી ગયો. તેવામાં અરૂણદેવ જાગ્રત થયો. તે છરી અને કંકણ જોઇ તેણે વિચાર્યું કે આ મને દેવતાએ આપ્યું હશે. તે લઇ પોતે ત્યાં રહ્યો હતો, તેવામાં પેલા પોલીસના સીપાઈઓ ત્યાં આવી ચડ્યા. 'અરે કયાં જાય છે ? અને તારી પાસે શું છે ? ' એમ સીપાઇઓએ કહી તેને પકડયો. એટલે તેની પાસેથી છરી અને કંકણ નીચે પડી ગયાં. અરૂણદેવે ભય પામી કહ્યું, ' મેં શું કર્યું છે ? શા માટે મને પકડો છો ? ' કોપ પામેલા સીપાઇઓએ કહ્યું, ' અરે ચોર, તું સામો શું બોલે છે ? તારી પાસે મુદ્દાનો માલ છે. ' આ પ્રમાણે કહી તેને બાંધી રાજાની પાસે લાવ્યા. સર્વ જાતની સાબીતી જોઈ રાજાએ કહ્યું કે, ' આ દુષ્ટને શૂળી ઉપર ચડાવી દો. '

આ તરફ અરૂણદેવનો મિત્ર મહેશ્વર ખાવાનુ લઇ તે દેવાલયમાં આવ્યો, ત્યાં તેણે અરૂણદેવને જોયો નહીં, એટલે તે આકુળ-વ્યાકુળ થઇ ગયો. તેણે વનપાળકોને પૂછયું. એટલે વનપાળકોએ કહ્યું કે, " તે અમે જાણતા નથી, પણ કોઇ ચોરને રાજસેવકો પકડી લઇ ગયા છે, તે જોવાને ગયો હોય તો શી ખબર ! " આ સાંભળતાંજ મહેશ્વર દોડતો ગયો, ત્યાં વધ્ય સ્થાન ઉપર શૂળીએ ચડાવતાં અરૂણદેવ તેના જોવામાં આવ્યો. તે જોતાંજ મહેશ્વરના નેત્રમાંથી અશ્રુધારા ચાલવા લાગી. અને

' અરે શ્રેષ્ઠિપુત્ર ' એમ પોકાર કરી તે મૂર્છિત થઈ પૃથ્વી ઉપર પડી ગયો. તેને પડતો જોઈ કૌતુક અને દયાવાળા લોકોએ તેને આશ્વાસન આપી પૂછયું, એટલે તેણે અરૂણદેવનો સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો. તે સાથે કહ્યું કે, " આ અરૂણદેવ તામ્રલિપ્તી નગરીના શેઠ કુમારદેવનો પુત્ર છે. આ નગરીમાં રહેનારા જસાદિત્યનો જમાઇ થાય છે. " પછી તેણે પોતાનુ વૃત્તાંત પણ કહી સંભળાવ્યું, તે પછી પોતે આત્મઘાત કરવાને તૈયાર થયો એટલે પ્રેક્ષક લોકોએ તેને અટકાવ્યો. આ બનાવ સાંભળવાથી જસાદિત્ય પોતાની પુત્રીને લઇ ત્યાં આવ્યો. તેણે અરૂણદેવને જોઈ ઓળખી પુત્રી સહિત મૂર્છિત થઈને પૃથ્વી ઉપર પડયો. બંધુજનોએ આવી તેને આશ્વાસન આપ્યું. પછી તે પણ મરવાને તૈયાર થયો. આ બધા ખબર જાણી રાજા પણ ત્યાં આવ્યો. તેણે સીપાઇઓને ક્રોધથી ખરી હકીકત પૂછી, એટલે તેમણે જણાવ્યું કે, "અરૂણદેવની પાસે ચોરીનો માલ મળવાથી અમોએ તેને પકડ્યો હતો." રાજાએ તે વાત સત્ય માની જસાદિત્યને કહ્યું, " શેઠ, આ કાર્યમા દૈવનોજ અપરાધ છે. અમારો નથી. માટે હવે ક્ષમા કરી ધીરજ રાખો."

રાજા આ પ્રમાણે જસાદિત્યને સમજાવતો હતો, તેવામાં તે સર્વને બોધ આપવાને અમરેશ્વર નામે એક ચતુર્જ્ઞાની મહામુનિ ત્યાં આવી ચડ્યા. તે સમયે દેવતાઓએ પૃથ્વીને શોધી સુગંધી જળ તથા પુષ્પોની વૃષ્ટિ કરી અને સુવર્ણનું કમળ રચ્યું, તે ઉપર તે મહાનુભાવ વિરાજમાન થયા હતા. તત્કાળ તેમણે નીચે પ્રમાણે ધર્મકથાનો આરંભ કર્યો.

"ભદ્ર જીવો, તમે મોહનિંદ્રા છોડી દો. અને ધર્મ જાગરણનો ઉત્સવ ગ્રહણ કરી જાગ્રત રહો. પાપસ્થાનનો ત્યાગ કરો. ગુણ સમૂહ સ્વીકારો. કર્મના બંધના કારણ રૂપ એવા પ્રમાદ રૂપી શત્રુને મારો. જંતુ કર્મના બંધથી અનેક દુઃખ પામે છે. જુઓ, એ અરૂણદેવ અને દેઇણી બંને કર્મના બધથી દુઃખી થયાં છે." આ વખતે રાજાએ વિનયથી પ્રશ્ન કર્યો–"મહારાજ, એમણે શું કર્મ બાંધ્યાં કે જેથી આવું દુઃખ પડ્યું. ?" મહાનુભાવ અમરેશ્વરે રાજાના પ્રશ્ન ઉપરથી તેમના પૂર્વ ભવની બધી કથા સંભળાવી. આ કથા સાંભળતાંજ અરૂણદેવ અને દેઇણી મૂર્છા ખાઇ પૃથ્વી ઉપર પડી ગયાં ને ક્ષણવાર પછી સચેત થતાં તેમને જાતિસ્મરણ જ્ઞાન થઈ આવ્યું. શુદ્ધ હૃદયવાળા તે દંપતીએ તે ચતુર્જ્ઞાની મહામુનિને અંજલિ જોડીને કહ્યું, "ભગવાન્ આપનું કહેવું યથાર્થ છે. અમોને અમારો પૂર્વભવ યાદ આવ્યો છે. હવે કૃપા કરી કર્મ રૂપી રોગનો ક્ષય કરનાર અનશનવ્રત આપો." તેમની આ પ્રાર્થના સાંભળી મહાનુભાવે કહ્યું, "ભદ્ર, તમારી આ અવસ્થાને એજ ઘટે છે. સર્વ સુખરૂપ મોક્ષના કારણ રૂપ એવું અનશનવ્રત ગ્રહણ કરો" આ પ્રમાણે કહી મહાનુભાવે તેમને અનશન આપ્યું. તે વ્રત ગ્રહણ કરી બંને દંપતી હૃદયમાં આનંદિત થઈ ગયાં. પછી તેમણે મહાનુભાવ અમરેશ્વરને જણાવ્યું કે, હવે અમારે શું કર્ત્તવ્ય છે? તે કૃપા કરી જણાવો." મુનીશ્વરે કહ્યું, "તમે મમત્વનો ત્યાગ કરો. મૈત્રીભાવના ભાવો. દુષ્કૃત્યની નિંદા કરો. જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ ત્રણ રત્નોનું બહુ માન કરો. અને પ્રમાદનો ત્યાગ

કરી પરમ શિવપદનું ચિંતવન કરો." મહાનુભાવની આ શિક્ષા તેમણે અંગીકાર કરી અને તે પ્રમાણે પ્રવર્ત્તન કરવા માંડયું.

આ વખતે રાજાએ નમન કરી મહામુનિને કહ્યું, " ભગવાન, આ દંપતીએ માત્ર વચનથી બાધેલા કર્મનું આવું વિષમ ફળ ભોગવ્યું તો પછી ઉગ્ર પ્રમાદને વશ રહેનારા અમારા જેવા પ્રાણીઓની શી ગતી થશે ? " મુનીશ્વરે કહ્યું, " રાજન્ હા, એ સત્ય છે. પ્રમાદનું સેવન ઘણુંજ ભયંકર છે. ઝેર ખાવું, અગ્નિ સાથે ક્રીડા કરવી, રોગને તૃપ્ત કરવો, શત્રુઓની સંગત કરવી, અને સર્પોની સાથે રહેવું એ બધું સારૂં છે, પણ પ્રમાદ કરવો સારો નથી. ઉપર કહેલા પદાર્થો આ લોકમાજ હાનિ કરે છે. પણ પ્રમાદ આ લોક અને પરલોક બંનેમાં હાનિ કરે છે."

રાજા કંપાયમાન થઇને બોલ્યો, —"મહારાજ, સેવન કરેલા પ્રમાદનો નાશ કરે તેવો કોઇ ઉપાય છે ? " ગુરૂએ ઉત્તર આપ્યો "હા, તેવો ઉપાય છે." 'કૃપા કરી તે ઉપાય બતાવો.' રાજાએ વિનય પૂર્વક પૂછયું. ગુરૂ પ્રસન્નતાથી બોલ્યા—"રાજા, સર્વ આરંભનો પરિત્યાગ કરી પ્રમાદનું સેવન ન કરવું, તે કર્મ રૂપી રોગનું ઔષધ રૂપ છે અને ઉભય લોકમાં સુખ આપનારૂં છે. અપ્રમાદી થઇ પૂર્વના પોતાના દુષ્કૃત્યનું સ્મરણ કરી તેને સંવેગ પૂર્વક ગુરૂને જણાવે અને વિધિપૂર્વક પ્રાયશ્ચિત લઇ તેનું શોધન કરે તો કર્મના બીજ દગ્ધ થઇ જાય છે એટલે પછી વિપાકનો અંકુર રહેતો નથી."

મહામુનિના આવા ઉપદેશથી રાજા અને જસાદિત્ય શેઠ

પ્રબુદ્ધ થઇ ગયા. તેમણે તે મહાનુભાવની પાસે દીક્ષા લી
તે વખતે મહેશ્વરને પણ વ્રત લેવાની ઇચ્છા થઈ જતાં મુનિ
તેમને પણ દીક્ષિત કર્યા. આ સમયે પેલો ચોર કે જે અમ
વની પાસે ચોરીનો માલ મુકી નાશી ગયો હતો, તે પશ્ચાત્
કરતો ત્યાં આવ્યો અને તેણે મહામુનિની પાસે પોતાનું
કબુલ કર્યું, અને તેમાંથી મુક્ત થવાને આત્મઘાત કરવ
ઇચ્છા બતાવી. જ્ઞાની મુનિએ તેની યોગ્યતા જોઇ તેને અનઃ
વ્રત આપ્યું અને પંચ પરમેષ્ઠીના નમસ્કાર મંત્રનું સ્મ
બતાવ્યું, તે અનશન લઇ વિધિથી તેનું પાલન કરી સ્વ
સુખનો પાત્ર બની ગયો હતો."

મહાત્મા હરિષેણ મુનિવરે સેનકુમાર અને અમરગુ
આ વાર્ત્તા કહી જણાવ્યું કે, "ભદ્ર, આ વાર્ત્તા ઉપરથી તમ
પ્રતિબોધ લેવાનો છે. તમે માત્ર રાજ્યને અર્થે સંગ્રામ ક
તે ઠીક કર્યું નહીં. તેનાથી પ્રૌઢ કર્મનો બંધ થયો છે."

મહાનુભાવ હરિષેણ મુનિની આ વાણી સાંભળી સેન
મારના પરિણામ ચારિત્ર લેવાના થઇ ગયા. તેના હૃદય
આ સંસાર તરફ વૈરાગ્ય થઇ આવ્યો. તેણે અંજલિ જો
મહામુનિને જણાવ્યું, "ભગવન્ મેં પરાભવના રોસથી સંગ્ર
કર્યો હતો, તેને માટે મને પશ્ચાત્તાપ થાય છે. હવે કૃપા
મને વ્રત આપો આ સંસારના પ્રપંચમાંથી મુક્ત કરો.
જો યોગ્ય હોઉ તો મારા ઉદ્ધારમાં વિલંબ કરશો નહીં

સેનકુમારના આવા વિરક્ત વચનો સાંભળી રાજર્ષિ હરિષેણ પ્રસન્ન થયા અને મૃદુસ્વરે બોલ્યા–"ભદ્ર, તેં સારો અધ્યવસાય કરેલો છે, આ સંસાર ત્યાગ કરવા યોગ્ય છે. હવે તારૂં ઇષ્ટ પૂર્ણ કર." આ વખત હૃદયમાં આનંદિત થયેલા શ્રુતકુમારે અમરગુરૂને કહ્યું, "ભાઈ, તમે ગુરૂની વાણી સાંભળી છે, હવે મારે વ્રત ગ્રહણ કરી મારા જીવનનો ઉદ્ધાર કરવાનો છે. તમે મને આજ્ઞા આપો. તમારા શિવાય બીજો કોઇ મારો હિતેચ્છુ નથી" અમરગુરૂ બોલ્યા–"દેવ, આપની ઇચ્છા પ્રમાણે કરો, પણ આઠ દિવસ સુધી મારી ઉપર અનુગ્રહ કરો, જેથી હું પણ મારૂં કર્ત્તવ્ય સાધી લઉં." સેનકુમારે તે વાત કબુલ કરી, એટલે મંત્રિએ સેનકુમારને હાથે ઘણાં દાન અપાંવ્યાં અને અષ્ટાન્હિક ઉત્સવ કર્યો. તે પછી રાજ્ય ઉપર પુત્રને બેસાડી અને પ્રજાને આનંદ આપી સેનકુમારે શાંતિમતી અને અમરગુરૂ વગેરે મંત્રીઓની સાથે મહાવ્રત અંગીકાર કર્યું.

વાંચનાર, સેનકુમારના જીવનનો પશ્ચિમ ભાગ તમારા જોવામા આવ્યો છે. એ મહાનુભાવની પવિત્ર સ્થિતિની ભાવના ભાવજો અને જીવનને અંતે તેવી સ્થિતિ સંપાદન કરી આત્મ-

ઉત્તમ છે. કર્મની સત્તા કેવી પ્રબળ છે. એક માત્ર વાણીની વિષમતાથી બાંધેલું કર્મ મનુષ્યને કેવી સ્થિતિમાં મુકી દે છે, એ વાત મહર્ષિ હરિષેણે કહેલી અરૂણદેવ અને દેઇણીની કથા ઉપરથી તમારા જાણવામાં આવી છે. આવા કઠોર કર્મની જાળમાં ન ફસાવાય એવી રીતે દરેક મનુષ્યે વર્ત્તવાનું છે. અને આ અસાર સંસારમાં એવું વર્તનજ મનુષ્યને સદ્ગતિમાં સહાયભૂત થાય છે.



# પ્રકરણ ૮ મું.

## પર્યવસાન.

અર્ધ રાત્રે વનની અંદર આવેલા એક દેવાલયમાં તરૂણ પુરૂષ છુપાય રહ્યો હતો. તેના હાથમાં તીક્ષ્ણ ધારવાળું ખડ્ગ હતું. તેના ક્રુર હૃદયમાં ઘાતકી વિચારો આવ્યા કરતા હતા. તે વારંવાર હોઠ ચુસી ક્રોધના આવેશને જણાવતો હતો. ક્ષણવાર પછી તે દેવાલયની બાહિર નીકળી આસપાસ જોવા લાગ્યો. જ્યારે કોઇ પણ માણસને જોયું નહીં, ત્યારે તે પોતાના મનની સાથે આ પ્રમાણે કહેવા લાગ્યો, " અરે હૃદય, હવે તારો ઇ-રાદો સફળ થવાની તૈયારી છે. જેણે મને રાજ્યભ્રષ્ટ કર્યો છે મને જેનું અહિત કરવાને હું સદા તત્પર રહું છું, તે મારો શત્રુ

મારા ઝપાટામાં આવ્યો છે. આજે તેનો ઘાત કરી હું મારા ક્રોધાનળને શાંત કરીશ.:એ દુષ્ટ શત્રુનો ઘાત કરી તેના મૃત શરીરને આ જંગલના ક્રૂર પ્રાણીઓને ખવરાવીશ, ત્યારેજ મારા મનને શાંતિ થશે, સારા ભાગ્યે આજે મને સારી તક મળી છે. આ મારો શત્રુ મુનિ થઇ ઢોંગ કરી બેઠો છે, એ દુષ્ટ મુનિના પ્રાણ લઇ હું મારૂં કાર્ય સત્વર સિદ્ધ કરૂં. હૃદય, ધીરજ રાખ; તારી અભીલાષા હમણાંજ પૂરી કરીશ.

આ પ્રમાણે કહી નેત્ર પર રક્ત વર્ણને ધારણ કરતો અને ક્રોધના આવેશથી ધ્રુજતો તે પુરૂષ આગળ ચાલ્યો. આ વખતે અર્ધ રાત્રિનો સમય હોવાથી સઘળે શૂન્યતા પ્રસરી રહી હતી. તે ક્રૂર પુરૂષ હાથમાં ખડ્ગ લઇને ધ્યાનસ્થ થયેલા એક મુનિની પાસે આવ્યો. મહામુનિ હૃદયમાં પંચપરમેષ્ટીનું ધ્યાન કરતા હતા, તેમની મનોવૃત્તિમાં આર્હંત પદના શુદ્ધ સ્વરૂપનું મનન થતું હતું. તેઓ સમભાવે રહી ધ્યાન કરતા હતા, તેવામાં પેલો ઘાતકી હાથમાં ખડ્ગ લઇ તેની પાસે આવ્યો. ખડ્ગ ઉપાડી તેણે આ પ્રમાણે કહ્યું, " અરે દુરાચારી, હવે મરવાનો વખત આવ્યો છે. જે કાંઇ કરવું હોય તે કરી લે અને કોઇના શરણની ઇચ્છા હોય તો મનથી તેનું શરણ લે. આ મારૂં તીક્ષ્ણ ખડ્ગ તારા પ્રાણને સત્વર લઇ લેશે. હમણાંજ આ તારૂં શરીર કાષ્ટવત્ થઇ જશે. " તે ક્રૂર પુરૂષના આ વચનો ધ્યાનસ્થ મુનિએ સાંભળ્યાં નહિં, પણ તેની રક્ષણ કરનારી ક્ષેત્રદેવીએ તે વચનો સાંભળ્યા. તત્કાળ તે મહાદેવી તેની પાસે પ્રગટ



આ નિર્દોષ મુનિનો ઘાત કરવા તૈયાર થયેલા તને ધિક્કાર છે. (પાના ૪૩૭

થયાં અને તે દુષ્ટના હાથમાંથી ખડ્ગ ખેંચી લઇ આ પ્રમાણે બોલ્યાં. " અરે દુષ્ટ, આ કેવું પાપકર્મ ! કેવું અનાર્યત્વ ! કેવી નિર્દયતા ! અને કેવો અવિવેક ! આ નિર્દોષ મુનિનો ઘાત કરવા તૈયાર થયેલા તને ધિક્કાર છે. અહીંથી ચાલ્યો જા, નહીં તો તારૂં કર્મ તારી ઉપરજ આવી પડશે. હું તને દયાથી છોડી મૂકું છું. "

ક્ષેત્રદેવીના આ વચનો સાંભળી તે ઘાતકી ક્ષણવાર થોભાયો, પણ ક્રોધના આવેશે તેને પુનઃ પ્રેરણા કરી એટલે તે પાછો મુનિ ઉપર ધસી આવ્યો. તે વખતે દેવીએ લપડાક લગાવી તેથી તે રૂધિરને વમન કરતો નીચે પડી ગયો. દેવીએ દયાથી અને મુનિના કહેવાથી તેને ઉપાડી એક વનના કુંજમા નાંખી દીધો; પછી દેવી અંતર્ધાન થઇ ગઇ. તે વખતે તેણે પોતાના મનમા ચિંતવ્યું કે, ' હું એ દુષ્ટ મુનિને ક્યારે મારૂં ' આવું ચિંતવતો હતો, તેવામા ગીધ પક્ષીના પીંછા લેવાની ઈચ્છા રાખનારા કેટલાએક કિરાત લોકો ત્યાં આવ્યા અને તેને પોતાના ટોળામા લઇ ગયા. તેને ગીધ પક્ષીને ઉતારવાના કામમા નીમવાથી તે મૃત્યુ પામી ગયો હતો. અને મરણ વખતે મુનિઘાતનું ચિંતવન કરતા મૃત્યુ પામીને તે છઠ્ઠી નરકે ગયો અને ત્યા બાવીશ સાગરોપમ સુધી નરકની વેદના ભોગવવા લાગ્યો.

વાંચનાર, આ પ્રસંગને જાણવાને માટે આતુર થયા હશે તેનું સ્પષ્ટીકરણ કરવાની જરૂર છે. જે પુરૂષ રાત્રે દેવાદ' ખડ્ગ લઇને આવ્યો હતો, તે હરિવેગ રાજાનો પુત્ર .

કુમારનો દ્વેષી બંધુ વિષેણુ હતો. વિષેણુ ચંપાનગરીના રાજ્યથી ભ્રષ્ટ થયા પછી જંગલમાં રખડતો હતો અને પોતાના બંધુ સેનકુમારને મારવાની તક જોતો હતો. તે રાત્રે આ દેવાલયમાં આવી ચડ્યો હતો.

જે મુનિ ધ્યાનસ્થ રહ્યા હતા, તે આપણા વાર્તાના પ્રસંગના નાયક સેનકુમાર હતા. સેનકુમાર પોતાના પૂર્વના વડિલ હરિષેણ મુનિ પાસે દીક્ષા લઇ ચાલી નીકળ્યા હતા. તેઓ દીક્ષા લીધા પછી શાસ્ત્રાભ્યાસ કરી સૂત્ર તથા સૂત્રાર્થ જાણી ક્રિયાનું સેવન કરી યોગ્યપણાને લઇને ગુરૂની આજ્ઞાથી જિનકલ્પને પ્રાપ્ત થયા હતા. એક રાત્રિ ગામમાં અને પાંચમી રાત્રિ નગરમાં રહી વિહાર કરતા તે સેન મહર્ષિ અહિં કોલ્લાક સંનિવેશમાં આવ્યા હતા. તેજ વખતે ફરતો ફરતો રાજ્યભ્રષ્ટ થયેલો વિષેણુ પણ ત્યાં આવ્યો. તેણે તે મહર્ષિને ધ્યાનસ્થ જોઇ ઓળખી ખડ્ગથી મારવાનો નિશ્ચય કર્યો હતો. આ સમય રાત્રિનો હતો, એટલે તે નિર્જન સ્થાનમાં તેની મુરાદ બર આવે તેમ હતું. જ્યારે તે દુષ્ટ નિર્દોષ સેનમુનિને મારવા તૈયાર થયો તે વખતે મુનિધર્મના પ્રભાવથી ક્ષેત્રદેવીએ આવી તે મહર્ષિની રક્ષા કરી હતી. જે પ્રસંગ વ્હાલા વાંચનારાઓ સારી રીતે જાણે છે. 'ધર્મે જય અને પાપે ક્ષય' એ પ્રમાણે પાપી વિષેણુ કિરાત લોકોના પ્રસંગમાં આવી મરણને શરણ થયો છે. તે દુરાચારી મૃત્યુ પામી છઠ્ઠી નરકમાં પડ્યો છે. **દુષ્ટ કર્મો દુષ્ફલ થયા વિના રહેતાં નથી.**

મહર્ષિ સેનકુમારે મુનિધર્મનું યથાર્થ પાલન કરી, અમૃત

જેવા શમતાના સુખનું પાન કરી, તીર્થંકરોના ચરણોને વંદના કરી, સંલેખના આચરી અને છેવટે અનશનવ્રત લઇ શુદ્ધ ધ્યાનમાં મગ્ન બની મનુષ્ય શરીરનો ત્યાગ કર્યો હતો. તે મહાનુભાવ ત્રીસ સાગરોપમ આયુષ્યવાન થઇ નવગ્રૈવેયકમાં દેવરૂપે પ્રગટ થયા હતા. અને તે સ્થાનમાં રહી પુણ્યના પ્રકૃષ્ટ ફલને અનુભવતા રહ્યા હતા.

વાંચનાર, સદાચારી સેનકુમાર અને દુરાચારી વિષેણ કુમારની વચ્ચે વૈરભાવનો સંબંધ ક્યારથી છે ? તે તમારા જાણવામાં તો છે, તથાપિ પુનઃ તેની સૂચના કરવામાં આવે છે. તે બંને આત્માઓનો હાલ સાતમો ભવ પૂરો થયો છે. પ્રથમ ભવથી તે આ સાતમા ભવ સુધી તેમનું મહાવૈર ચાલ્યું આવે છે. તે ઉભય આત્માનું પૂર્વ વૈરરૂપી વૃક્ષ પ્રત્યેક ભવમાં પલ્લવિત થતું જાય છે. તેમાં એક પવિત્ર આત્મા છે. અને બીજો અપ

ભવમાં સિંહ અને આનંદ પિતા પુત્ર, તૃતીય ભવમા શિખી અને જાલિની નામે માતા પુત્ર, ચતુર્થ ભવમાં ધન અને ધનશ્રી નામે પતિ પત્ની, પંચમ ભવમાં જય અને વિજય નામે સહોદર બંધુ, ષષ્ટ ભવમાં ધરણ અને લક્ષ્મી નામે દંપતી, અને સપ્તમ આ ભવમાં સેન અને વિષેણ નામે પિતૃવ્ય બંધુ થયા હતા. તેમના સાતે ભવો વૈરતામાંજ વિરામ પામ્યા છે. પૂર્વે વાવેલું વૈરવૃક્ષ કેટલું વધે છે ? તેનું આ પૂર્ણ દૃષ્ટાંત છે. તે સાથે વળી વિશેષ જાણવાનું એ છે કે, જેનામાં વેરબુદ્ધિ ઉદ્ભવી છે, તે પ્રાણી કેટલે દરજ્જે નિઃકારણ વૈર રાખે છે ? સેનના આત્માની સજ્જનતા અવિચળ રહી છે અને વિષેણના આત્માની દુર્જનતા પણ અવિચળ રહી છે.

પ્રિય વાચકવૃંદ, આ પ્રસંગ ઉપરથી શિક્ષણ લેજો કે, કોઈની સાથે વૈરભાવ રાખવો નહીં. જો કર્મયોગે હૃદયમાં વૈર વૃક્ષનું બીજ વવાઇ જાય અને તે ઉદય આવતાં મોટું થઈ જાય તો તે વખતે આ શાસ્ત્રીય ઇતિહાસ વાંચી તેનું મનન કરજો, એટલે તમોને ખાત્રી થશે કે, પૂર્વના બાંધેલા વૈરભાવ ભવોભવ ચાલ્યા કરે છે; માટે મન, વચન અને કાયાથી એ ભાવથી દૂર રહેવું જોઇએ. ધર્મ, નીતિ અને વૈરાગ્યની ભાવનાઓને જાગ્રત રાખવી કે જેથી દુર્ગુણોના વિકળ જાળમાં ફસી ન જવાય.

—※(◎)※—

# ખંડ આઠમો.



## પ્રકરણ ૧ લું.



### ભાગ્યનો પ્રભાવ.

એક મનોહર ઉદ્યાનમાં તરૂણ રાજકુમાર પોતાના મિત્રોની સાથે ક્રીડા કરતો હતો. અનેક જાતની ક્રીડાઓ કર્યા પછી ચિત્રવિદ્યાની ક્રીડા કરવા માંડી. જાતજાતના ચિત્રો અને તેની અંદર બતાવેલી અદ્ભુત ખુબીઓની પરીક્ષા ચાલી. વિવિધ પ્રકારના કુદ્રતી દેખાવોની અંદર દર્શાવેલી ચિત્રની ચતુરતા ઉપર વાદ વિવાદ ચાલ્યા. કોઇ સૌંદર્યને, કોઇ રંગને, કોઈ રેખાઓને અને કોઈ જુદા જુદા ભાગને પસંદ કરતા હતા. સર્વ ઉપર તરૂણ રાજકુમારનો અભિપ્રાય વિજય મેળવતો હતો. કળાઓના કલાપને જાણનારા રાજકુમારની પરીક્ષાને સર્વ તરફથી અભિવંદન મળતું હતું.

આ પ્રમાણે ઘણીવાર ચિત્રવિનોદ ચાલ્યા પછી અકસ્માત્ ગગનને ભેદી નાંખે તેવો એક ભયંકર ધ્વનિ થયો. તે ધ્વનિનો પ્રતિધ્વનિ દશે દિશાઓમાં પ્રસરી ગયો. તે તરૂણ રાજકુમાર સિવાય બીજા યુવકો સ્તબ્ધ થઇ ગયા. તેઓ ચકિત થઇ ચારે તરફ જોવા લાગ્યા 'આ શું થયું ?' એમ વિચાર

કરતાં પોતાના નેત્રોને દશે દિશાઓમાં પ્રસારવા લાગ્યા. ક્ષણવાર પછી રાજકુમારના ભાગ્યથી એક સુવર્ણ વૃક્ષ પડી ગયું અને તેના પડવા સાથે એક ભયંકર પુરૂષ તેમાંથી બાહેર નીકળ્યો અને તેણે દોટમારી એક બીજા પુરૂષને નસાડી મુકયો. આ અદ્ભૂત દેખાવ જોઇ પેલો રાજકુમાર અને મિત્રો આશ્ચર્ય પામી ગયા. ક્ષણવારે જે પુરૂષ વૃક્ષમાંથી નીકળ્યો હતો, તે પુરૂષ પણ અદ્દશ્ય થઇ ગયો. બધું શાંત થઈ ગયું. તે વખતે રાજકુમાર અને તેના મિત્રો તે બનાવને માટે જુદી જુદી કલ્પના કરવા લાગ્યા. પછી 'સર્વે' ચિત્રવિનોદની ક્રીડા બંધ કરી તે ઉદ્યાનને છોડી કુમારના ભાગ્યના પ્રભાવના વખાણ કરતાં કરતાં નગરી તરફ ચાલતા થયા.

વાંચનાર, આ પ્રસંગને જાણવાની ઇંતેજારી રાખતા હશે. જે તરૂણ કુમાર આ ઉદ્યાનમાં ક્રીડા કરવા આવ્યો છે, તે અયોધ્યા નગરીના રાજા **મૈત્રીબળનો ગુણચંદ્ર** નામે પાટવી કુમાર છે. રાજા મૈત્રીબળ ઘણો પ્રભાવિક રાજા છે. તેના યશનો ચંદ્ર ભારતભૂમિ ઉપર વિશેષ ચળકાટ મારતો હતો. તેના શત્રુઓનું અપયશ તે રાજાના યશ. ચંદ્રમાં કલંક રૂપ હતું. તે સમર્થ રાજા મૈત્રીબળને **પદ્માવતી** નામે પ્રિયા હતી. તેણીના મુખની કાંતિથી પરાજિત થયેલી પદ્મા, પદ્મનો આશ્રય લઇ સંતાઇ ગઇ છે. તે પદ્માવતીના ઉદરમાંથી રાજકુમાર ગુણચંદ્રનો જન્મ થયો છે. જ્યારે એ રાજકુમાર તેણીના ગર્ભમાં આવ્યો, ત્યારે કમળોથી સુશોભિત એવું સુંદર સરોવર તેણીએ જોયું હતું. તે સરોવર વનરાજિથી વિભૂષિત અને ભમતા

ભ્રમરાઓના ગુંજારવથી શબ્દાયમાન હતું અને રાજહંસોની શ્રેણીથી વિભુષિત હતું. આ વખતે પદ્માવતીને તેના સ્વામી મૈત્રીબળે જણાવ્યું હતું કે, " મહારાણી, આ સ્વપ્નાથી તમને એક સુંદર પુત્ર પ્રાપ્ત થશે. પદ્મા-લક્ષ્મીને આશ્રિત એવા પુરૂષોને તે સેવવા યોગ્ય થશે." અનુક્રમે કુમારનો જન્મ થયો એટલે મહારાજાએ પુત્ર જન્મનો મહોત્સવ કર્યો હતો. તેનું નામ ગુણચંદ્ર પાડયું હતું. જ્યારે તે પંનર વર્ષનો થયો, ત્યારે મહારાજાએ તેને કળાચાર્યને સોંપી દીધો હતો. તેણે પોતાની બુદ્ધિના ચાતુર્યથી ચોસઠ કળાઓ સંપાદન કરી હતી. તે સર્વમાં ચિત્રકળાની અંદર તે અત્યંત પ્રવીણ થયો હતો. તેને ચિત્રવિદ્યાનો એટલો બધો શોખ હતો કે તે હંમેશાં પોતાની સમાન વયના મિત્રોને સાથે લઇ વનમાં જતો અને ચિત્રવિનોદની ક્રીડા કરતો હતો.

વનમાં જે અકસ્માત્ ધ્વનિ ઉત્પન્ન થયો હતો, તે એક **વાનમંતર** નામના વિદ્યાધરે કર્યો હતો. તે **વાનમંતર** વૈતાઢ્ય પર્વત ઉપર આવેલા રથનુપૂર નામના નગરમાં ઉત્પન્ન થયો હતો. તે ફરતોફરતો અયોધ્યાના નંદન વનમાં આવી ચડ્યો. ત્યાં રાજકુમાર ગુણચંદ્રને ચિત્રવિનોદની ક્રીડા કરતો જોઇ એકદમ તેના મનમાં વૈર ઉત્પન્ન થઇ આવ્યું. તત્કાળ તેણે વિચાર્યું કે, " આ રાજકુમાર મારો પૂર્વ વૈરી છે, માટે હું તેનો સત્વર નાશ કરૂં." આવું વિચારી તેણે પોતાની વિદ્યા શક્તિથી ભયંકર નાદ કર્યો હતો. તેનો નાદ સાંભળી રાજકુમાર ગુણચંદ્ર ક્ષોભ પામ્યો નહીં, પણ તેના મિત્રો ભયભીત થઇ

ગયા હતા. તેણે તે શબ્દ કરી એક સુવર્ણનું વૃક્ષ ઉપાડયું, તેવામાં તે વૃક્ષ પાસે રહેતો ક્ષેત્રપાળ દોડી આવ્યો અને તેણે તે વિદ્યાધરને નસાડી મુકયો હતો. જે પ્રસંગ વાંચનારના ધ્યાનમાં છે.

જો તે વખતે એ ક્ષેત્રપાળે સહાય કરી ન હોત તો રાજકુમાર ગુણચંદ્રની શી સ્થિતિ થાત. પણ ભાગ્યનો પ્રભાવ અદ્ભુત છે. જ્યાં ભાગ્યદેવી જાગ્રત હોય, ત્યાં વિપત્તિઓના વાદળ છિન્નભિન્ન થઇ જાય છે. રાજકુમાર ગુણચંદ્ર પોતાના ભાગ્યની ભાગ્યદેવીની સહાયથી કુશળક્ષેમ ઘેર આવ્યો હતો અને તેની કુશળતાથી તેના સર્વ મિત્રોને અતિ આનંદ પ્રાપ્ત થયો હતો. ક્ષેત્રપાળથી ભય પામી ભાગી ગયેલો પેલો વાનમંતર વિદ્યાધર ગુણચંદ્ર ઉપર વિશેષ વૈર રાખી પોતાના સ્થાનમા રહ્યો હતો. અને તેનું વૈર વાળવાની રાહ જોતો હતો



## પ્રકરણ ૨ જું.

### બે ચિત્રકારો.

સાયંકાળનો સમય હતો, સૂર્યનું વિમાન અસ્તાચળના શિખર ઉપર ઢળતું હતું. નિશાપતિ ચંદ્ર પોતાના ઉદયની રાહ જોઇ તૈયાર થઇ રહ્યો હતો. રતિપતિ પોતાના ધનુષ્યને સજ્જ કરી ત્વરા કરતો હતો. ધાર્મિકજનો રાઇપ્રતિક્રમણની ક્રીયા કરવાને તત્પર બનતા હતા.

આ સમયે બે ચિત્રકારો અયોધ્યા નગરીની બજારમાં ફરતા હતા. અયોધ્યા નગરીની સુંદર શોભા જોઈ, ચૌટાંની અંદર આવેલી દુકાનોથી શ્રેણીબંધ રચના જોઈ અને વિવિધ જાતના પોશાકોને ધારણ કરનારા મનુષ્યોની હુલક જોઇ હૃદયમાં પ્રસન્ન થતા હતા ધનાઢ્ય લોકોની હવેલીઓ, રાજમાર્ગના સુંદર દેખાવો અને દીવાલોપર આળેખેલા ચિત્રોને જોતાં તેમના મનમા ચિત્રકળાના તરંગો ઉઠતા હતા અને તેને મગજમા આળેખતા હતા.

આ બને ચિત્રકારો ફરતા ફરતા અયોધ્યાના રાજદ્વારમાં આવ્યા. જેના શિખરો ગગનચુંબી દેખાય છે, એવા રાજમહેલોને જોઇ અને આસપાસ ગોઠવેલી ગજશાળા, અશ્વશાળા અને રથશાળાના ધ્વનિઓ સાભળી મનમાં મોહિત થતા હતા અને જે ઈચ્છાથી પોતે પ્રવાસી બનેલા છે, તે ઇચ્છા પૂર્ણ થવાને માટે ઈષ્ટ દેવની અંતરમાં પ્રાર્થના કરતા હતા.

વાચનારને આ બંને ચિત્રકારો કોણ છે? અને તે શા માટે અયોધ્યામા આવ્યા છે? તે જાણવાની ઇચ્છા થઈ હશે. તો આ સ્થળે તેનું સ્પષ્ટીકરણ કરવાની જરૂર છે.

"ઉત્તરાપથ દેશમા શંખપુર નામે નગર છે. તેમાં શંખાયન નામે રાજા છે તેને **કાંતિમતી** નામે સ્ત્રી છે તે રાજદંપતીને **રત્નવતી** નામે એક પુત્રી થઇ છે. તે રૂપમા રતિથી પણ ચડીઆતી છે. સ્ત્રીઓને લાયક એવી બધી કળાઓમાં તે પ્રવીણ થઇ છે એક વખતે તેણીની માતા કાંતિમતીને ચિંતા થઇ કે—" આ સુંદર બાળાને યોગ્ય એવો પતિ ક્યા

તે ઉપરથી રાજાએ ચિત્રકળામાં નિપુણ એવા પુરૂષોને દશે દિશાઓમાં મોકલ્યા અને કહ્યું કે, ' દેશે દેશમાં ફરી આ રાજકન્યાને યોગ્ય એવા નરરત્નોના ચિત્રો લાવો. ' રાજાની આવી આજ્ઞા થવાથી અનેક ચિત્રકારો દેશ વિદેશમાં ફરવા નીકળી પડયા હતા. તેઓમાં ચિત્રમતિ અને ભૂષણ નામના બે ચિત્રકારો અયોધ્યા તરફ આવી ચડ્યા. ત્યાં તેમણે સાંભળ્યું, કે અયોધ્યાપતિ મૈત્રીબળ રાજાને ગુણચંદ્ર નામે એક રૂપ ગુણમાં ચડીઆતો અને રાધાવેધ કરી શકે, તેવો કુમાર છે. આ ખબર સાંભળી તેઓ અયોધ્યામાં આવ્યા હતા. જે બે પુરૂષો અયોધ્યા નગરીની શોભા અવલોકતા રાજદ્વારમાં આવ્યા છે, તે ચિત્રમતિ અને ભૂષણ નામે બે ચિત્રકારો છે.

તે બંને ચિત્રકારો દરબારગઢમાં ફરી રાજકુમાર ગુણચંદ્રના મેહેલ આગળ ઉભા રહ્યા. તેમણે દ્વારપાળને મળી રાજકુમારને પોતાનું આગમન કહેવરાવ્યું. દ્વારપાળે રાજકુમારને તેમના ખબર આપ્યા, એટલે તેમને અંદર પ્રવેશ કરાવવાની આજ્ઞા મળી. બંને ચિત્રકારો અયોધ્યાના પાટવીકુમારની સમીપે પ્રણામ કરી ઊભા રહ્યા. ક્ષણવારે તેમણે વસ્ત્રના છેડામાંથી એક સુંદર ચિત્રપટ કાઢ્યું અને તે રાજકુમારને બતાવ્યું. એ અનુપમ સુંદર ચિત્ર જોઈ ગુણચંદ્ર ચિત્રવત્ થઇ ગયો અને તેના મનમાં કોઈ અદ્ભુત ભાવ ઉત્પન્ન થઈ આવ્યો. પ્રેમ અને શ્રૃંગારરસનો સાગર ઊછળી રહ્યો અને વિચારના વાદળાંએ તેને ઘેરી લીધો.

ચિત્રની અદ્ભુત શોભાથી આશ્ચર્ય પામેલા ગુણચંદ્રે કહ્યું,

"તમે કોણ છો ? અને આ સુંદર ચિત્ર કોનું છે ? " ચિત્રકારો બોલ્યા, " રાજકુમાર, અમે શંખનગરના નિવાસી છીએ, અને ચિત્રકળાનું સામાન્ય જ્ઞાન ધરાવીએ છીએ. આપ ચિત્ર વિદ્યાના પારંગત છો, એવું સાંભળી અમે શંખપુરમાંથી આપને મળવા આવ્યા છીએ. " તેમના આ વચન સાંભળી રાજકુમારને વિશેષ આશ્ચર્ય થયું. " શું આ સામાન્ય ચિત્રકળા છે ? એમ હોયજ નહીં. જો આ ચિત્રકળા સામાન્ય હોય તો પછી વિશેષ ચિત્રકળા કઇ ? તમારી આ ચિત્રકળા જોઇ હું ઘણોજ ખુશી થયો છું, પણ કહો આ ચિત્ર કોનું છે ? આ ચિત્ર કલ્પનાથી રચ્યું છે કે, આવી કોઇ સ્ત્રી વિદ્યમાન છે ? " ચિત્રમતિએ ઉત્તર આપ્યો " રાજકુમાર, આ ચિત્ર કલ્પિત નથી, પણ વિદ્યમાન સ્ત્રીનું છે. અમારા શંખપુરના મહારાજા શંખાયનની પુત્રી રત્નવતીનું આ ચિત્ર છે. એક વખતે તાવદાનમાં બેશી એ રાજકુમારી જતી હતી, તેણીની આસપાસ સખીઓ છત્ર ધરી ચાલતી હતી. તેણીના જમણા હાથમાં કામદેવનું શસ્ત્રરૂપ કમળ હતું. તેણી અમારા જોવામાં આવતાં અમોએ તેણીનું રૂપ સૌંદર્ય ધ્યાનમાં રાખ્યું અને તે પછી તે સંભારી સંભારી અમોએ આ ચિત્ર બનાવેલું છે. "

આ વચનો સાંભળતાંજ રાજકુમાર ગુણચંદ્ર સાનંદાશ્ચર્ય થઇ ગયો. તે સાથે તેના મનમાં કોઈ અપૂર્વ ભાવ ઉત્પન્ન થઇ આવ્યો. હૃદયમાં મદન પ્રગટ થયો અને તે પોતાના બાણોથી ગુન્હેગારની જેમ તેને પ્રહાર કરવા તૈયાર થયો. વિકારની દશા તેના અંગે અંગમાં વ્યાપ્ત થઇ ગઇ.

ચતુર રાજકુમારની સ્થિતિ આવી હતી, પણ તે વખતે પોતાનો દેખાવ છુપાવી તેણે પોતાની પાસે રહેલા વિદ્વાન મિત્રોને કહ્યું, " ભદ્ર, કાંઇ પણ પ્રશ્નોત્તરની વાર્ત્તા ચલાવો " રાજકુમારના કહેવાથી એક વિસ્તૃત બુદ્ધિ નામનો ચતુર મિત્ર હૃદયમાં સંતુષ્ટ થઈ કુમારને ઉદ્દેશી એક નવીન પ્રશ્નોત્તર બોલ્યો—

किं ते संबोधनं देव वने कः कुंभिकुंभभित् ।

હે દેવ, તમારૂં સંબોધન શું છે? અને વનમાં હાથીઓના કુંભસ્થળને તોડનારો કોણ છે? રાજકુમારે ઉત્તર આપ્યો. ' कुमारसिंह ' ( તેનું સંબોધન હે કુમાર છે અને હાથીઓના કુંભસ્થળને તોડનારો સિંહ છે એટલે कुमारसिंह એવું નામ થયું. )

પછી વિશાળ બુદ્ધિવાળો બીજો કવિ મિત્ર નીચે પ્રમાણે શ્લોક બોલ્યો.

" प्रकाशे कीदृशीवार्ताशीर्वादे च किमुच्यते ।
किं च योग्यं सतांवासे भवार्तिः स्याद्विवेकिनाम् ॥१॥
कश्चाधिष्टायकः शंखेश्वरपार्श्वजिनेश्वरे । "

કેવી વાત પ્રકાશમાં હોય છે? આશીર્વાદમાં શું કહેવાય છે? સત્પુરૂષોને વસવા યોગ્ય શું છે? અને વિવેકી પુરૂષોને સંસારથી શું થાય છે? અને શંખેશ્વર પાર્શ્વનાથનો અધિષ્ટાયક કોણ છે?

કુમારે ચિંતવીને કહ્યું “ ૧ભૂતાનંદ પુરંદર” રાજકુમારની બુદ્ધિનો આવો અતિશય ચમત્કાર જોઇ ભૂષણ ચિત્રકાર બોલ્યો–“ દેવ એક પ્રશ્ન મારે કહેવું છે, જો આજ્ઞા હોય તો કહું. ’ રાજકુમારે આજ્ઞા આપી એટલે ભૂષણ બોલ્યો.

वेश्यानां क नरे प्रीति र्नीरसं कीदृशं फलम् ।
उपचये च को धातुर्वाजिनां किं प्रशस्यते ॥ १ ॥
प्रद्युम्नस्य कवेरस्य गुरूणां श्रीमतामिह ।
कनकप्रभसूरीणां गुरवः के च विश्रुताः ॥ २ ॥

વૈશ્યાઓને કેવા પુરૂષમાં પ્રીતિ હોય છે ? રસ વગરનું કયુ ફળ છે ? ક્ષય અર્થમા કયો ધાતુ છે ? ઘોડાઓને શું વખણાય છે ? અને આ ગ્રંથના કર્તા પ્રદ્યુમ્ન કવિના શ્રીમાન્ ગુરૂ કનકપ્રભસૂરિના કયા ગુરૂ છે ?

---

૧ કેવી વાત પ્રકાશમાં હોય છે ? ભૂત ( ભૂતકાળની )
આશીર્વાદમા શું કહેવાય ? આનંદ
સત્પુરૂષોને વસવા યોગ્ય શુ છે ? પુર ( નગર )
વિવેકી પુરૂષોને સંસારથી શુ હોય છે ? દર ( ભય )
એકંદર ભુતાનંદ પુરંદર એવું નામ થાય
વૈસ્યાઓને કેવા પુરૂષ ઉપર પ્રીતિ હોય છે (શ્રી દેવ લક્ષ્મીવંત)
રસ વગરનું ફળ કયુ ? આનંદ
ક્ષય અર્થમા કયો ધાતુ ? મૂ
ઘોડાઓનુ શુ વખણાય ? રય (વેગ)
એકંદર શ્રીદેવાનંદ સૂરય

ગુણચંદ્રે તે કવિતાને વખાણી પ્રશ્નનો ઉત્તર આપ્યો. " श्री देवानंदसूरयः "

આ પ્રમાણે પ્રશ્નોત્તરમાં રાજકુમારની બુદ્ધિ જોઈ તે બંને ચિત્રકારો ખુશી ખુશી થઇ ગયા. તેમ તેમની બુદ્ધિ જોઇ રાજકુમાર પણ આનંદિત બની ગયો. તે વખતે રાજકુમારે કોશાધ્યક્ષને આજ્ઞા કરી કે, " આ બંને ચિત્રકારોને એક. લ ખ સુવર્ણ આપ. " આવી આજ્ઞા થતાં તત્કાળ કોશાધ્યક્ષે એક લક્ષ સુવર્ણ તેમની આગળ હાજર કર્યું. તે દ્રવ્યને જોઇ તે બંને ચિત્રકારો કાંઈ બોલ્યા નહીં, તેથી રાજકુમારના મનમાં વિચાર થયો કે, આ દ્રવ્ય એક લાખ છે અને તેઓ બે છે, માટે આટલું દ્રવ્ય તેને ઓછું લાગ્યું હશે, આવું વિચારી રાજકુમારે બીજું લાખ દ્રવ્ય આપવાનો હુકમ કર્યો કોશાધ્યક્ષે બીજું એક લાખ દ્રવ્ય હાજર કર્યું. રાજકુમારની ઉદારતા જોઈ બંને ચિત્રકારો આશ્ચર્ય પામી ગયા. આ વખતે સમયને જણાવનારા એક સેવકે આવી કહ્યું કે, " મધ્યાન્હ સમય થઇ ગયો છે. અને વારાંગનાઓ સ્નાનાલયમાં હાજર થઇ છે. " આ ખબર સાંભળતાંજ રાજકુમાર તે બંને ચિત્રકારોને અતિથિ-ગૃહમાં લઈ જવાની આજ્ઞા કરી પોતે સ્નાનભુવનમાં આવ્યો અને ત્યાં સ્નાન કરી પછી ભોજન લઇ પાછો વિશ્રામગૃહમાં આવ્યો. તે વખતે તેને ચિત્રકારોએ દર્શાવેલ સંખાયન રાજાની પુત્રી રત્નવતીના ચિત્રનું સ્મરણ થઇ આવ્યું. તેણીનું અનુપમ સૌંદર્ય ભોગવવાની ભાવના તે ભાવવા લાગ્યો. આ વખતે આ

સ્થાન-મંડપમાં આવવાનો સમય થયો, એટલે રાજકુમાર જરા આરામ લઈને ત્યાં આવ્યો, તે વખતે સમાન વયના મિત્રો આવી તેની પાસે હાજર થયા. તે વખતે રાજકુમારે એક વિદ્યાધરની જોડીનું ચિત્ર કાઢયું. તેવામાં સ્નાન ભોજન કરી ચિત્રમતિ અને ભૂષણુ બંને ચિત્રકારો ત્યાં આવ્યા. તેમને રાજકુમારે તે વિદ્યાધર દંપતીનું ચિત્ર બતાવ્યું. તે જોઇ તેઓ બંને આશ્ચર્ય પામી બોલ્યા-" રાજકુમાર, આ ચિત્રમાં ઘણુંજ અદ્‌ભૂત કામ કર્યું છે. આ વિદ્યાધરની જોડીમાં એવો સુંદર ભાવ બતાવ્યો છે કે તે જોતાંજ આપની ચિત્રકળાની પ્રવીણુતા દર્શાઇ આવે છે. નવીન પ્રેમનો ઉત્સાહ અને તે ઉત્સાહનું આબેહૂબ નેત્ર દર્શન, આ ચિત્રમા એટલું બધું દર્શાવ્યું છે કે, આ ઉપરથી અમે માનીએ છીએ કે, આપ રાજકુમાર ચિત્રવિદ્યામા અતિ ચતુર છો. વળી અમે ધારીએ છીએ કે, આ ચિત્રનો ભાવ આપના ચિત્તમાથી ઉત્પન્ન થયેલો છે. ચિત્રકારના હૃદયમા જે ભાવ રહેલો હોય તેને તે સારી રીતે ચિત્રદ્વારા દર્શાવી શકે છે. આ ઉપરથી અમે માનીએ છીએ કે, આપ નામવરને કોઇ પ્રિયના દર્શનથી થયેલો આ ભાવી ભાવ છે. "

ચિત્રકારોના આ વચન સાંભળી રાજકુમારે હાસ્ય કર્યું. તે પછી કેટલોક વખત વાર્ત્તાવિનોદ કર્યો, તેવામાં કોઇ કાલનિવેદક પુરૂષ આવી નીચે પ્રમાણે બોલ્યો—

" સૂર્ય ત્વરાથી અસ્તાચળ ઉપર જાય છે. સંધ્યા પો-

તાનો રાગ દર્શાવવા તત્પર બની છે. રમણીઓ શ્રૃંગાર સજી રમણગૃહમાં આવી રતિપતિની ઊપાસના કરે છે."

આ શબ્દો સાંભળતાં રાજકુમાર બેઠો થયો. સર્વને વિદાય કરી માતા પિતા પાસે આવ્યો, પ્રણામ કરી નિત્ય ક્રિયા કરી રત્નવતીને ચિત્તમાં ધારણ કરી વાસગૃહમાં ગયો. સમય પ્રમાણે નિદ્રા આવતાં પ્રાત:કાળે સ્વપ્નામાં અવલોકયું કે, " કોઈએ પોતાના કંઠમાં માળા પહેરાવી, " આજ વખતે પ્રભાતના વાદ્ય વાગતાં રાજકુમાર જાગી ઊઠયો. તેણે સ્વપ્નને અનુસારે ચિંતવ્યું કે, 'જરૂર રત્નવતીનો લાભ થશે.' ત્યારબાદ તે માતાપિતાને વંદના કરી નિત્યકર્મ કરી આવસ્થાન—સભામાં આવ્યો, ત્યાં મિત્રાને બોલાવી કેટલીએક ગંમત કરી, પણ તેના હૃદયમાં તો રત્નવતીનું સ્મરણ થયા કરતું હતું. ઊત્કંઠિત થયેલા કુમારે સર્વ મિત્રાને વિદાય કરી રત્નવતીનું મનોહર ચિત્ર આલેખ્યું અને તેની નીચે આ પ્રમાણે એક શ્લોક લખ્યો:—

"मुहुर्दृष्टामिमां चित्रस्थितां चित्तस्थितामपि ।
समुत्सुकोऽन्तरात्मा मे पुनर्द्रष्टुं समीहते ॥ १ ॥

" આ સુંદરી ચિત્રમાં રહેલી અને ચિત્તમાં રહેલી મેં વારંવાર જોયેલ છે, તથાપિ ઉત્સુક થયેલો મારો અંતરાત્મા પુન: તેને જોવાની ઇચ્છા રાખે છે. " ૧

આ શ્લોક નીચે લખી ચિત્ર તૈયાર કર્યું. તેવામાં પેલા બે ચિત્રકારો ત્યાં આવી ચડ્યા. તેઓ તે ચિત્ર જોઇ હૃદયમાં ચિત્રમય બની ગયા. તેમણે સાનંદાશ્ચર્ય થઇ પૂછયું, ' રાજકુમાર, આ શું ? ' 'તમારા ચિત્રની આવૃત્તિ ' રાજકુમારે જરા

શરમાઇને અને હસીને ઉત્તર આપ્યો. ચતુર ચિત્રકારો હૃદયમાં સમજી ગયા કે, રાજકુમાર રત્નવતીના પ્રેમી બન્યા છે. તેમણે પ્રકાશથી કહ્યું, "મહાવીર, આપની પરીક્ષાને ધન્યવાદ ઘટે છે. તમારા હૃદયમાં અમારા રાજકુમારી રત્નવતીને સ્થાન મળ્યું, એ જાણી અમે અમારા આગમનને કૃતાર્થ સમજીએ છીએ. દેવ, એ રાજકુમારી જેવા આકૃતીમાં ચડીઆતાં છે, તેવા ગુણો-માં પણ ચડીઆતાં છે. વળી અમે એ રાજબાળાને પણ ધન્યવાદ આપીએ છીએ કે જેઓને તમોએ તમારા પ્રેમના પાત્ર બનાવ્યાં છે."

આ પ્રમાણે ચિત્રકારોની સાથે વાર્ત્તાલાપ થતો હતો, તેવામં દ્વારપાળે આવી નિવેદન કર્યું કે, 'હે દેવ, કોઇ ગાંધર્વ આપને મળવાને ઈચ્છે છે.' રાજકુમારે આજ્ઞા આપી એટલે દ્વારપાળે તેને પ્રવેશ કરાવ્યો. તે આવનાર વિશ્વભૂતિ નામે ગવૈયો હતો. તેણે નમન કરી કહ્યું, "બાળરાજા, આપના પૂજ્ય પિતા મહારાજા આજ્ઞા કરે છે કે, સંગીતનો વિચાર કરતા કોઇ એક સ્વરમાં અમને ભ્રમ પડયો છે, માટે અહીં આવી અમારા ભ્રમને દૂર કરો" ગાયકના મુખથી આ શબ્દો સાભળી રાજકુમારને હસવું આવ્યું. તેમણે નમ્રતાથી કહ્યું, "પિતા પોતાના છોકરાનું બહુમાન રાખે છે." "પોતાના છોકરાનું બહુ માન નથી રાખતા, પણ ગુણનું બહુમાન રાખે છે." ગાયકે ઉમંગથી ઉત્તર આપ્યો. આ વખતે બંને ચિત્રકારો પરસ્પર વિચારવા લાગ્યા કે, રાજકુમાર સર્વ કળાઓમાં પ્રવીણ લાગે છે. સર્વ ગુણો એકત્ર થઈ આ કુમારમાં વાસ કરી રહેલા છે. બંને

ચિત્રકારો એ વિચાર કરતા રહ્યા અને રાજકુમાર શુભચંદ્ર પિતાની આજ્ઞા માન્ય કરી તત્કાલ તેમની પાસે ગયો. ચાલતી વખતે ચિત્રકારો રાજકુમારની રજા લઇ પોતાને ઉતારે ગયા હતા.

ઉતારે ગયા પછી ભૂપણે ચિત્રમતિને કહ્યું, " બંધુ, આપણી ધારણા સફળ થાય તેમ છે. રાજકુમાર સર્વ રીતે રત્નવતીને યોગ્ય છે. હવે તે મહાશયનું ચિત્ર આલેખી આપણે ગુપ્ત રીતે ચાલ્યા જવું જોઇએ. જો આપણે પ્રકાશથી રજા લઇશું, તો તે આપણને રજા આપશે નહીં." તે પછી પેલા વિદ્યાધરની જોડનું અને રત્નવતીનું જે ચિત્રપટ રાજકુમારે આલેખેલું હતું, તે લઇ તેઓ બંને છુપી રીતે શંખપુરને માર્ગે પલાયન થઈ ગયા.



## પ્રકરણ ૩ જું.

### રત્નવતીનો મોહ.

બે કુમારિકાઓ રાજમેહેલમાં અનેક જાતની ગંમતો કરતી હતી. બંનેમાં એક મનોહર સૌંદર્યને ધારણ કરનારી હતી. બીજી સૌંદર્યવતી હતી, પણ પેલીની પાસે જરા નિસ્તેજ દેખાતી હતી. એક રમણીની રમણીયતા ઉપર રાજતેજ ઝળકી રહ્યું હતું. બીજીની રમણીયતા રાજતેજથી રહિત હતી. તે ઉપરથી નિશ્ચય થઇ શક્તો કે, એક રાજકુમારી છે અને બીજી તેની સહચારિણી સખી છે.

બંને બાળાઓ નવ નવી વાર્તાઓ, ભવિષ્યની આશાના ઉદ્‌ગારો અને ક્ષણવારે મધુર સંગીતો ઉચ્ચારી હૃદયમાં આનંદિત થતી હતી.

વાંચનાર, આ બંને બાળાઓ તમારા લક્ષમાં આવી હશે. જે રાજતેજવતી રમણી છે, તે શંખપુરના મહારાજા શંખાયત ની પુત્રી રત્નવતી છે અને બીજી તેણીની સખી છે. રત્નવતી યૌવનવયના બાહારમાં આવી છે. મદન પોતાના પુષ્પમય ધનુષ થી તેને હેરાન કરવા લાગ્યો છે. તેણીના શરીર રૂપ સિંહાસન ઉપર કામદેવે યૌવન વયનો અભિષેક કરી દીધો છે. મુખ, નેત્ર ભ્રગુટી અને નિતંબ ભાગ ઊપર યૌવન પ્રસાદની રચના થવા માંડી છે. આ વખતે તે બંને બાળાઓ મર્યાદાથી રસિક લીલા કરે છે.

ક્ષણવાર થતાં એક યુવતિ દોડતી આવી અને તેણીએ એક ચિત્રપટ રત્નવતીના હાથમાં આપ્યું અને કહ્યું કે, " દેવીએ કહેવરાવ્યું છે કે, ' આ ચિત્ર ઉપરથી શિક્ષણ લેજો. ' રત્નવતીએ તે ચિત્ર અવલોકી સખીને પૂછયું, ' આ કોનું ચિત્ર છે ?' સખી બોલી ' મને લાગે છે કે, ચંદ્ર ઇંદ્ર, વિષ્ણુ અને કામ એઓમાંથી કોઇ એકનું ચિત્ર હશે ' રત્નવતી એકીટશે નિરખીને બોલી ' બ્હેન, તારી કલ્પના ખોટી છે. ચંદ્ર લાછન વાલો છે અને આ નિર્લાંછન છે. ઇંદ્રને હજાર નેત્રો છે અને આને બે નેત્રો છે. વિષ્ણુ કૃષ્ણવર્ણી છે અને આ ગૌરવર્ણી છે. કામદેવ અનંગ છે અને આ સારા અંગવાળો છે. ઘણીવાર સુધી નીરખી તેણીએ ફરીવાર કહ્યું, સખી "ગમે તે હોય, પણ આ પુરૂષ દેવ નથી. કોઈ પણ મનુષ્ય છે. કારણકે, દેવને વય વધતું ન હોય;

આનું વય વધતું છે. તેમ દેવનિમેષરહિત હોય, અને આના લોચન નિમેષવાળા છે." સખી ખુશી થઇ બોલી, "ભર્તૃદારિકા, આપે બરાબર જાણ્યું છે. હું તર્કથી કહું છું કે, 'આ સુંદર પુરૂષ તમારા વર થશે." આ વખતે બીજી તરફથી સિદ્ધ વચની પુરોહિતના મુખમાંથી શબ્દો પ્રગટ થયા કે,' એ વાતમાં કોઇ જાતનો સંદેહ નથી તે એમજ છે.' આ શબ્દો સાંભળતાંજ રત્નવતી હર્ષવતી થઇ ગઇ. તેણીની આશાના અંકુરો વિશેષ પ્રગટ થયા. તે પછી તેણીએ વિશેષ ધ્યાન આપીને તે ચિત્ર જોવા માંડયું અને તત્કાળ ચિત્ર કરવાની સામગ્રી મંગાવી અને ગુણચંદ્રની તે અવસ્થા ચિત્રી મદનમંજૂષા દાસીને પોતાની માતા પાસે મોકલી. તેણીએ જઈ તે ચિત્રપટ દેવીને આપ્યો. ત બંનેની સરખી જોડ ચિત્રેલી જોઇ દેવી હૃદયમાં પ્રસન્ન થયાં અને તે ચિત્રપટ આપી રત્નવતીને કહેવરાવ્યું કે, તારા હૃદયની ઇચ્છા પૂર્ણ થાઓ.

એથી રત્નવતી વિશેષ ખુશી થઇ, પણ પોતાનો મનોરથ શી રીતે સિદ્ધ થશે ? તેને માટે હૃદયમાં ચિંતા કરવા લાગી. "અરે કર્મ, મારા હૃદયની ઇચ્છા પૂર્ણ થવામાં અંતરાય કરશો નહીં. મારા જીવનને બગાડશો નહીં. આ સંસારમાં સ્ત્રી જાતના ભાગ્યનો ઉદય યોગ્ય પતિની પ્રાપ્તિમાં છે. પ્રેમપાત્ર રમણના યોગથીજ રમણીની રમણીયતા છે. આ સંસાર રથને ચલાવનારા દંપતી એ બે ચક્રો છે અને તેનાથીજ એ સંસારરથ ચાલે છે. જો તે બંને ચક્રો સરખાં, દૃઢ અને વેગવાળાં હોય તો તે સંસારને સારી ગતિ મળે છે અને જો તે ચક્રોમાં એક ચક્ર

વિપરીત અથવા હલકું હોય તો એ રથની ગતિને સ્ખલના થાય છે. અરે કર્મ, પુણ્યના યોગથી મારા સંસારરથના બંને ચક્રો સરખાં મળે છે, તેમાં તું સહાય કરજે. હું તારો ઉપકાર માનીશ અને હૃદયની આશીષ આપીશ. અરે ભાગ્ય, તું તારૂં બળ પ્રકાશીત કરજે અને મને સુંદર વરની પ્રાપ્તિ કરાવજે. જો કાંઈપણ મારા પુણ્યનું બળ હોય તો તે આ કાર્યમાં સહાયભૂત થજો. રાજકુમાર ગુણચંદ્ર, મારા શરીરનો અને સૌભાગ્યનો સ્વામી થજો. અને આ મારા જીવનનો તે આધારભૂત થજો. "

રત્નવતી આ પ્રમાણે નવનવા મનોરથ કરતી હતી અને તેની સિદ્ધિને માટે અનેક ઉપાય રચતી હતી. એવી રીતે સ્વકાર્યની સિદ્ધિ માટે આતુર રહેલી રત્નવતી રાજકુમાર ગુણચંદ્રનું ધ્યાન કરતી દિવસ નિર્ગમન કરતી હતી.



## પ્રકરણ ૪ થું.

### દંપતિવિલાસ

પેલા બે ચિત્રમતિ અને ભૂષણ ચિત્રકારો રાજકુમારી રત્નવતીની માતા પાસે આવ્યા. તેમણે રાણી કાંતિમતીને સહર્ષવદને જણાવ્યું, "દેવી, મહારાજાની કૃપાથી અને આપના પુણ્યથી અમે કાર્ય સિદ્ધ કરી આવ્યા છીએ. રાજકુમાર ગુણચંદ્ર, રાજકુમારી રત્નવતીનું ચિત્ર જોઇ મોહિત બન્યા છે. તેમણે નિશ્ચય પણ

કર્યો છે કે, " ગમે તે પ્રકારે રત્નવતીને પ્રાપ્ત કરવી અને તેણી-નેજ આ શરીરની અર્ધાંગના બનાવવી." ચિત્રકારોના મુખમાંથી આ વચનો સાંભળી રાણી કાંતિમતિના હર્ષનો પાર રહ્યો નહીં. પોતાની પુત્રીના મનોરથો સિદ્ધ થવાની તે વાર્તાએ તેણીને રોમાંચિત બનાવી દીધી. તત્કાળ તેણીએ એક દાસીને બોલાવી કહ્યું કે, " જા, રત્નવતીને ખબર આપ કે, તારા મનોરથ સિદ્ધ થયા છે. તારી ભાગ્યદેવી પ્રસન્ન થઇ છે. " દેવીની આવી આજ્ઞા થતાં તે દાસી સત્વર દોડી આવી અને તેણીએ રાજકુમારી રત્નવતીને તે વધામણી આપી. દાસીના મુખમાંથી એ અમૃતમય વચન સાંભળી રત્નવતી હર્ષઘેલી બની ગઇ. તેણીનું શરીર રોમાંચિત થઇ ગયું. તે દાંતની પ્રભોથી આસપાસના પ્રદેશને પ્રકાશ કરતી બોલી–" દાસી, તારા વચનોએ મારા કર્ણમાં અમૃત રેડયું છે અને હૃદયને આર્દ્ર બનાવી દીધું છે. હવે કહે એ વાત શી રીતે બની ? " દાસીએ ચિત્રકાર ચિત્રમતિ અને ભૂષણનો વૃત્તાંત કહી સંભળાવ્યો. જે સાંભળી રત્નવતી આનંદસાગરમાં મગ્ન બની ગઇ અને તેણીએ પોતાનો એકાવળી હાર દાસીને ઇનામમાં આપ્યો. અને હૃદયથી તેણીનો ભારે આભાર માન્યો.

તે પછી દાસીએ પુનઃ નમ્રતાથી જણાવ્યું કે, દેવીએ સાથે એમ પણ કહ્યું છે કે,' ગુરૂ દેવતાને વંદના કરે ' રત્નવતીએ તત્કાલ ઉઠી સ્નાન કરી દેવવંદના કરી. તે પછી એ ખબરથી હર્ષ પામેલા રાજા શંખાયને નગરમાં એ વધામણી પ્રસારી અને મહાન્ ઉત્સવ કર્યો. ત્યારબાદ રાજાએ રત્નવતીને તેણીની માતા

સાથે કેટલાએક કાફલો આપી અમરાવતી નગરી તરફ મોકલી. રત્નવતી સ્વયંવરા થઈ ચાલી અને કેટલાએક દિવસે તે અમરાવતી નગરીના ઉદ્યાનમાં જઇ પહોંચી. શંખાયન રાજાની પુત્રી રત્નવતી પોતાના પુત્ર માટે સ્વયંવરા થઇને આવી છે અને તે રાજકુમારી ગુણચંદ્ર કુમારને મનગમતી છે, એ ખબર જાણી અમરાવતીપતિ મૈત્રીબળ રાજા ઘણો ખુશી થયો અને તેણે મોટા આડંબરથી સામૈયું કર્યું. આ ખુશાલીને અંગે તેણે અનેક જાતના દાન આપ્યાં, અને કારાગૃહમાંથી કેદીઓને છુટા કર્યા. તત્કાળ રાજકન્યા રત્નવતીને સપરિવાર યોગ્ય ઉતારો આપી શુભ મુહૂર્ત્ત નિર્ધાર્યું અને મોટી ધામધૂમથી લગ્નનો સમારંભ કર્યો.

જ્યારે લગ્નનો દિવસ આવ્યો, એટલે વરરાજા એક સુશોભિત ગજેંદ્ર ઉપર બેશી લગ્નમંડપમાં આવ્યા. તે વખતે અમરાવતી નગરી એટલી બધી શણગારી હતી કે જે ખરેખર અમરાવતી બની ગઈ હતી. લગ્નનો સમય થતાં રાજકુમાર ગુણચંદ્રે રત્નવતીનું પાણીગ્રહણ કર્યું, જે પ્રસંગે શંખાયન રાજાની રાણીએ વરરાજાને ભારે પહેરામણી કરી નવાજ્યા. ચાર મંગળ વખતે પણ ઉંચી જાતની ભેટો ધરવામા આવી હતી. આ સમયે વાજીંત્રોના નાદથી અને સુંદરીઓના ધવળ મંગળ ગીતોથી ગગન ગાજી રહ્યું હતું અને ચોતરફ દશ દિશાઓ નાદાત્મક બની ગઈ હતી.

રાજકુમાર ગુણચંદ્ર અને રત્નવતીનું તારામૈત્રક અલૌકિક હતું. પરસ્પર દૃષ્ટિમાં દિવ્ય પ્રેમના તારાઓ ચળકતા હતાં. શરીરપર રોમાંચની રચના થયા કરતી હતી. એવી રીતે વિવાહ

વિધિ સમાપ્ત થયા પછી બંને નવવરવધૂ વડિલોને વંદના કરી અને આશીષ પ્રાપ્ત કરી શયનગૃહમાં પ્રવિષ્ટ થયાં હતાં.

આ સમયનું વર્ણન મર્યાદિત હોવાથી વિશેષપણે કહી શકાય તેમ નથી, તથાપિ એટલું તો કહેવું પડશે કે, શૃંગાર સદનમાં આવેલા અને પૂર્વના પ્રેમથી બદ્ધ થયેલા તે નવીન દંપતિ પરસ્પર સમાગમના સ્વાદમાં એટલા બધા મગ્ન થયા હતાં કે, જે અનિવર્ચનીય આનંદ પ્રગટ કરવાને લેખિનીની શક્તિ નથી. ગુણી મનુષ્યો એકત્ર સંગત થાય, ત્યારે અનહદ આનંદ થાય છે તો આ બંને દંપતી પ્રેમી અને ગુણી સાથે મળતાં કેટલો આનંદ થાય ? તે અવર્ણનીય છે. ગુણચંદ્ર અને રત્નવતીએ પોતાના સમાગમમાં માત્ર વિષયવિનોદ કર્યો ન હતો, પણ તે સાથે વિદ્યા વિનોદ કર્યો હતો. વિવિધ પ્રકારના કાવ્યો સુબોધક સુભાષિતો, સમસ્યાઓ, પાદપૂર્ત્તિઓ અને ગૂઢ પ્રશ્નોત્તરોનો અદ્ભૂત આનંદ મેળવી તેમણે તે પ્રથમ રાત્રિ પસાર કરી હતી.

વાંચનારાઓ, આ સ્થળે આર્ય દાંપત્યના પ્રાચીન પ્રભાવનું મનન કરજો. પૂર્વકાળે આર્ય નવ વરવધૂઓ માત્ર વિષયાનંદ થઇ સંતુષ્ટ રહેતા ન હતા. તેઓ સાથે વિદ્યાનંદનો અદ્ભુત સ્વાદ પણ લેતા હતા. પ્રેમના પંથના પથિક બનેલા આર્ય-સંતાનો પણ વિદ્યા વિનોદનું વિસ્મરણ કરતા ન હતા. આજકાલ એ વિષયનું વિસ્મરણ કરવામાં આવ્યું છે. વર્ત્તમાન કાળે આર્ય દંપતિઓ ઉચ્છૃંખલ બની વિષયાનંદને પ્રધાન ગણે છે અને બીજા આનંદને તદન દૂર મુકે છે. કેટલાએક તો

નવીન સંસ્કારોને પ્રાપ્ત કરી આર્ય રીતીનો ત્યાગ કરી અનાર્ય રીતીને ગ્રહણ કરે છે અને ઘણુંજ નિંદ્યકાર્યો કરવા તત્પર બને છે. કેટલાએક તો શિક્ષિત બન્યા છતાં અનુચિત કાર્ય કરવાને આગળ પડે છે અને આર્યત્વથી ભ્રષ્ટ થઈ અધમતાને આદર આપે છે. વ્હાલા મિત્રો, એ રીતિનો સર્વથા ત્યાગ કરજો અને પ્રાચિન આર્યરીતિને માન આપી તે પ્રમાણે વર્તજો. આર્ય ગુણચંદ્ર અને આર્યા રત્નવતીના વર્ત્તનને દરેક આર્યદંપતિએ અનુસરવાનું છે. તે દંપતિના દિવ્ય પ્રેમનું અનુકરણ કરી વર્ત્તનારા પ્રેમી જોડાઓનો સંસાર સર્વ રીતે સુખી નિવડે છે. અને તેવા વર્ત્તનથીજ સર્વ પૃથ્વીમાં આર્ય-સંસાર પ્રશંસનીય કહેવાયો છે.

રાજકુમાર ગુણચંદ્ર પોતાને મનોભીષ્ટ મહિલા મળવાથી અતિ આનંદ પામતો હતો. તે ધર્મ, અર્થ, અને કામને સાધવા તત્પર રહેતો અને રત્નવતીના સદ્દગુણોનો સ્વાદ મેળવતો હતો. અને તેનો સર્વ સમય આનંદની શ્રેણીમાંજ પ્રસાર થતો હતો. પૂર્ણ શુદ્ધ પ્રેમથી મળેલા દંપતિ તેના જીવનમાં સદા આનંદનો જ અનુભવ કરે છે અને સર્વ સુખના સંપાદક બને છે. જેને માટે જૈન આગમ પોકાર કરીને કહે છે, જો માર્ગાનુસારીપણાનો પૂર્ણ ધર્મ સાચવવો હોય તો કેળવાયેલું દાંપત્ય બનાવવું અને તે સાથે પ્રાચીન ધર્મની અને નીતિની કેળવણીના સંસ્કારો દ્રઢ કરવા પ્રયત્ન કરવો.

—∞—

# પ્રકરણ ૫ મું.

## રણવાર્તા.

એક મહાસૈન્ય છાવણી નાખીને પડેલું છે સૈનિકો સજ્જ થઇ આસપાસ ફર્યા કરે છે વિવિધ જાતના ડેરા તંબુઓ નાખવામા આવ્યા છે. એક તરફ હાથી, ઘોડા અને રથ વિગેરે વાહનો શ્રેણીબંધ પડયા છે ત્યારે બીજી તરફ વજ્રમય શરીરને ધારણ કરનાર મહાવીરો એકઠા થઇ યુદ્ધની વાતો કરે છે. કોઇ ઠેકાણે ભાટ ચારણો પ્રાચીન વીર પુરૂષોના ચરિત્રો કહી વીર રસમાં વધારો કરે છે. કોઇ મદોન્મત્ત પુરૂષો 'ક્યારે યુદ્ધ થાય' એવી રાહ જોઇ બેઠા છે અને વીર રસને ઉદ્દીપન કરનારા વાદ્યો વગડાવે છે. તે છાવણીની મધ્ય ભાગે એક મોટો સમીયાણો આવેલો છે અને તેની ઉપર ગગનચુંબી વાવટો ઉભો કરેલો છે. તેની આસપાસ મહાસુભટો ઉઘાડા શસ્ત્રો લઇ ફર્યા કરે છે અને પોતાની ઉગ્ર દૃષ્ટિઓ વારંવાર ચારે તરફ ફેરવ્યા કરે છે. તે મોટા સમીયાણામાં એક મહારાજા બેઠો બેઠો યુદ્ધના વિચાર કરે છે અને મસ્તક ઉપર એક તેજસ્વી મુગટ ધારણ કર્યો હતો અને હાથમાં ચળકતું ખડ્ગ રાખ્યું હતું. તેની પાસે ભયંકર વેષને ધારણ કરનારા બે વીર પુરૂષો આજ્ઞાની રાહ જોઇ ઉભા હતા.

આ વખતે એક સેવકે આવી ખબર આપ્યા કે, "મહારાજા, શત્રુ તરફથી બાતમી મળી છે કે, આપણા શત્રુનો રાજકુમાર

યુદ્ધ કરવાને આવે છે અને પટહની આઘોષણાથી એકઠું થયેલું મોટું સૈન્ય તેની સાથે તૈયાર થયું છે."

આ ખબર સાંભળતાંજ મહારાજા બેઠો થયો અને તરત તેણે પેલા બે પુરૂષોને આજ્ઞા આપી કે, 'યુદ્ધનો આરંભ કરો અને તે શત્રુપુત્રનો પરાભવ કરી તેને જીવતો મારી પાસે લાવો. હું પણ તમારી સાથેજ રણભૂમિમા આવું છું." મહારાજાની આવી આજ્ઞા થતાજ તે બંને પુરૂષોએ સૈન્યમા હુકમ આપ્યો એટલે એકીસાથે સર્વ સેના તૈયાર થઇ રણભૂમિમાં આવવાને નીકળી. સમર્થ સુભટો સજ્જ બની અંગમા રણરંગનો ઉમંગ ધારણ કરી રણભૂમિને મોખરે આવી ઉભા રહ્યા. અને યુદ્ધનો આરંભ કરવામા આવ્યો.

વ્હાલા વાંચનારાઓને અહીં ભારે જીજ્ઞાસા ઉત્પન્ન થઇ હશે. આ સ્થળે તેનું સમાધાન કરી પ્રસ્તુત વિષયને આગળ ચલાવીશું.

રાજકુમાર ગુણચંદ્ર રત્નવતીને પરણી પોતાની રાજધાની 'અમરાવતીમાં આવ્યો હતો. રસદાયક રમણી રત્નવતીની સાથે રહી વિદ્યાનંદ અને વિષયાનંદને તે અનુભવતો હતો. કેટલોક કાળ ગયા પછી તેના પિતા મૈત્રીબલનો વિગ્રહ નામનો એક શત્રુરાજા અચાનક અમરાવતી ઉપર ચડી આવ્યો. જે આ છાવણી નાખી પડ્યો છે, તે મૈત્રીબલ રાજાનો વિગ્રહ શત્રુ નામનો રાજા છે તે પોતાનું વૈર લેવાને અમરાવતી ઉપર ચડી આવ્યો છે. તેની ચડાઈમાં અનેક જાતની તૈયારીઓ કરવામા આવી છે.

રાજા મૈત્રીબલને ખબર પડી કે, તેની ઉપર વિગ્રહરાજા ચડી આવ્યો છે, ત્યારે તેણે ક્રોધ લાવી સામી ચડાઇ કરવાનો નિશ્ચય કર્યો હતો. ગમે તે રીતે પણ વિગ્રહને વિગ્રહ કરી હઠાવી દેવો, એવા ઇરાદાથી મૈત્રીબલે યુદ્ધ કરવાની તૈયારી કરી. રાજાની આજ્ઞા થતાં રાજસુભટો યુદ્ધ કરવાને સજ્જ થયા અને જાહેર ઘોષણાથી સર્વ યુદ્ધની સામગ્રી તૈયાર થઇ ગઇ.

જ્યારે રાજા મૈત્રીબલ રણભૂમિમાં આવવાને તૈયાર થયો, ત્યારે રાજકુમાર ગુણચંદ્ર યુદ્ધ સંનાહ ધારણ કરી પિતાની પાસે આવ્યો. તે મસ્તક ઉપર ટોપ, અંગપર બખ્તર અને હાથમાં શસ્ત્રાસ્ત્ર લઇ પિતા સન્મુખ ઊભો રહ્યો. તેણે અંજલિ જોડી પિતાને વિનય પૂર્વક જણાવ્યું, "પિતાજી, ક્ષમા કરો. હું યુદ્ધ કરવાને તૈયાર છું. જ્યાંસુધી અમે આપની આગળ છીએ, ત્યાંસુધી તમારે તસ્દી લેવાની જરૂર નથી. પિતાને વિશ્રાંતિ આપવી એ પુત્રનો ધર્મ છે. હું આપની આજ્ઞા મેળવી રણરંગમાં જઇશ અને આપના ક્રોધાગ્નિમાં એ દુષ્ટ શત્રુને પતંગરૂપ બનાવીશ. તમે મારા માટે નિશ્ચિંત રહેજો. તમારા પ્રતાપથી આ બાલક વિગ્રહનો પરાભવ કરી વિજય મેળવી પાછો સત્વર આવશે."

ગુણચંદ્રનો આવો આગ્રહ જાણી રાજા મૈત્રીબલે તેને યુદ્ધમાં જવાની આજ્ઞા આપી અને કહ્યું, "વત્સ, રણભૂમિમાં તારો પ્રથમ પ્રવેશ છે, માટે સાવધાન રહેજે. શત્રુઓના આડંબરથી ભય પામીશ નહીં. અને કોઇનો વિશ્વાસ કરીશ નહીં.

તારા ભાગ્ય તને વિજય આપશે. વિજયથી વિભૂષિત થયેલા તને સત્વર જોવાની ઇચ્છા રાખું છું."

પછી પિતાના આ વચનો સાંભળી હૃદયમાં ઉત્સાહિત બનેલો ગુણચંદ્ર મોટી સેના લઇ રણભૂમિના મોખરા ઉપર આવ્યો હતો. છાવણીમાં રહેલા મહારાજાને ખબર કહેવાને જે સેવક દોડતો આવ્યો હતો, તે ખબર આ રાજકુમારની ચડાઇનાજ હતા. જે વાત વાંચનારાઓને વિદિત છે.

રણભૂમિમાં વિગ્રહરાજા અને રાજકુમાર ગુણચંદ્રની બંને સેનાઓ સામ સામી મળી. રણવાદ્યોના નાદથી ગગન ગાજી ઊઠયું અને ચારે તરફ સિંહ નાદનો સોરબકોર થઇ રહ્યો હતો. આ વખતે વિગ્રહ રાજાને એવી યુક્તિ સૂઝી કે, રણવિદ્યાથી અજ્ઞાત એવા રાજકુમાર ગુણચંદ્રને કોઇ રીતે છેતરવો. આથી તેણે કોઇ સૂચના કરી પોતાના સૈન્યને પાછું વાળ્યું અને પોતે કોઇ મોટા દુર્ગસ્થાનમાં સેના સાથે ભરાઇ રહ્યો. જોત જોતામાં જ્યારે રાજા વિગ્રહ સેનાસહિત છુપાઇ રહ્યો, તે જોઇ રાજકુમાર ગુણચંદ્ર વિચારમાં પડી ગયો. સામે આવતી સેના એકી સાથે ક્યાં અદશ્ય થઇ ગઇ અને શત્રુએ કેવી બાજી રમવા માંડી છે. તત્કાળ તે ચતુર કુમારને સ્ફુરી આવ્યું ને વિચાર્યું કે "જ્યારે શત્રુએ યુક્તિ કરી તો હવે હું પણ યુક્તિ કરી તેને આકુળ—વ્યાકુળ કરી નાંખું." તત્કાળ તેણે બાતમીદારોને મોકલી શત્રુદલની તપાસ કરાવી ખરેખરી બાતમી મળી એટલે કુમારે પોતાની સેનાવડે શત્રુના છુપાસ્થાને ત્રગણો ઘેરો ઘાલ્યો

અને યુદ્ધ કરવા આવેલા સામંતોને અટકાવી દીધા. રાજકુમારે સુભટોના આસપાસ પેહેરા મુકી તેમને જણાવ્યું કે, અન્ન, જળ અને ઘાસ શત્રુઓને મળી શકે નહીં તેવો બંદોબસ્ત કરવો.

રાજકુમારનો હુકમ થતાં વિગ્રહ રાજાની ઉપર ભારે જાપતો થયો અને કેદ થયો હોય તેમ અત્યંત મુંઝાવા લાગ્યો. પછી રાજકુમાર વિશાળબુદ્ધિ નામના મંત્રીને તેની સર્વ વ્યવસ્થા સોંપી પોતે ત્યાં સ્વસ્થ થઇને સુખે રહ્યા હતો.

આ અરસામાં પેલો વાનમંતર વિદ્યાધર ફરતો ફરતો તે સ્થળે આવી ચડયો. તેણે વિગ્રહ રાજાને ઘેરાએલો અને ગુણચંદ્ર કુમારને અશ્વક્રીડા કરતાં જોયો. તેને જોતાંજ તેના હૃદયમાં પૂર્વ વૈરનું સ્મરણ થઇ આવ્યું. અંગેઅંગ વૈરરૂપી મહાવિષની જવાળાઓ પ્રગટ થઇ આવી. તેણે પોતાના મનમાં વિચાર્યું કે, "ગુણચંદ્ર મારો કટ્ટો શત્રુ છે, આ વખતે તેનો પરાભવ કરવાનો લાગ છે. તેનો શત્રુ વિગ્રહ રાજા કે જેને તેણે ઘેરી લીધો છે, તેના પક્ષમાં જઇ એ કુમારને એટલો બધો હેરાન કરૂં કે જેથી તે પાયમાલ થઇ જાય અને મૃત્યુ દશામાં આવી જાય."

આવી ધારણાથી તે દુષ્ટ વાનમંતર જ્યાં વિગ્રહરાજા સપડાયો હતો, ત્યાં આવ્યો. તેને જોઇ વિગ્રહ રાજાએ પૂછયું, "તમે કોણ છો ? અને અહીં શામાટે આવ્યો છો ?" વાનમંતર બોલ્યો—"રાજા હું તમને સહાય કરવાને આવ્યો છું. અમરાવતી નગરીના રાજા મૈત્રીબળનો કુમાર ગુણચંદ્ર મારો

કટ્ટો શત્રુ છે. પૂર્વે મેં તેને અર્ધ મરણ પોંહોચાડયો હતો, પણ દૈવયોગે તે છુટીને નાશી ગયો હતો. હવે તેને મારવાનો ખરો લાગ આવ્યો છે."

વાનમંતરના આ વચનો સાંભળી વિગ્રહ રાજા બોલ્યો "ભદ્ર, તેનો પરાભવ કરવાની વાત અથવા મારવાની વાત તો એક બાજુ રહી, પણ જો આ દુ:ખમાંથી અમે છુટીએ તોપણ ઘણી વાત છે. માટે કોઇ યુક્તિથી મને તે ગુણચંદ્રની પાસે લઈ જાઓ કે જેથી હું તેને શિક્ષા કરી શકું."

વિગ્રહના આ વચન સાંભળી તે વાનમંતર વિદ્યાના બળથી વિગ્રહ રાજાને ઉપાડી ગુણચંદ્રની પાસે લઇ ગયો. ગુણચંદ્ર સ્વસ્થ થઈ શય્યા ઉપર સુતો હતો. વિગ્રહે જઇ કહ્યું, "રાજકુમાર, બેઠો થા અને મારી સાથે યુદ્ધ કર" તે સાંભળતાંજ રાજકુમાર બેઠો થયો અને હાથમાં ખડ્ગ લઈ તેની સાથે યુદ્ધ કરવાને તૈયાર થયો. આ વખતે આસપાસ રહેલા તેના અંગરક્ષકો વિગ્રહ ઉપર ધસારો કરવા લાગ્યા. રાજકુમારે તેમને અટકાવ્યા. પછી પોતે એકલો તેની સામે યુદ્ધ કરવા પ્રવર્ત્યો. ક્ષણવારમાં વિગ્રહને શસ્ત્ર વગરનો કરી અને કેશ પકડી પૃથ્વી ઉપર પાડી નાંખ્યો. કુમારનું મહાબળ જોઇ પેલો વાનમંતર 'રાજકુમારનો જય થાઓ.' એમ કહી ચાલ્યો ગયો.

દ્વેશી વાનમંતરે બાહેર જઇ વિચાર કર્યો કે, "મેં ખરેખરો લાગ ખોયો. ગુણચંદ્રને માર્યો નહીં, એ મોટી ભૂલ થઇ. હવે બીજો ઉપાય નથી. અયોધ્યા નગરીમાં જઇ એવી વાત ફેલાવું કે, 'રાજકુમાર ગુણચંદ્ર મરાયો' આથી નગરજનો

અને રાજકુંટુંબ તેનો ભારે શોક કરશે, એટલું કરવાથી પણ જરા મનને શાંતિ મળશે." આવું વિચારી તે વાનમંતર વિદ્યાધર અયોધ્યામાં ગયો અને કુમાર ગુણચંદ્રના મરણની ખોટી અફવા ચારે તરફ ફેલાવી. આથી રાજકુંટુંબ રાણીવાસ અને નગરજનોમાં મોટો કોલાહળ થઇ રહ્યો.

આ તરફ જ્યારે ગુણચંદ્રથી વિગ્રહ રાજાને કેશ પકડી જમીન ઉપર પાડવામાં આવ્યો, તે વખતે વિગ્રહ રાજા નમ્ર થઇ ગયો. તે નમ્રતાથી બોલ્યો—" સ્વામી, આ સેવકને ક્ષમા આપો. અને કૃપા કરી કાંઇ પણ સેવા બતાવો." વિગ્રહરાજાના આ વચનો સાંભળી વીર ગુણચંદ્રે ક્ષમા આપી કહ્યું,–" સ્વામી-તો પિતા છે, તમે તો મારા ભ્રાતા થાઓ. માટે મારા પિતાશ્રી પાસે આવો અને તેમના ચરણનું શરણ લ્યો."

રાજકુમારના આ વચનો વિગ્રહરાજાએ માન્ય કર્યાં. પછી કુમારે સૈન્ય ઉપર નાંખેલો ઘેરો ઉઠાડયો અને વિગ્રહરાજાને મુક્ત કર્યો. રાજકુમાર વિગ્રહ ( લડાઇ ) ને બંધ કરી વિગ્રહરાજાની સાથે પોતાના પિતા મૈત્રીબળની પાસે આવ્યો અને ત્યાં બંને રાજાઓનો સમાગમ કરાવ્યો. પરસ્પર ઉત્પન્ન થયેલ વૈરાગ્નિ શમી ગયો અને સર્વત્ર શાંતિ પ્રસરી ગઇ.

વાંચનાર, આ પ્રસંગે વૈર એ કેવું મહાવિષ છે, તેનો વિચાર કરજો. વૈરને ધારણ કરનાર વૈરી કદિ પણ શાંતિ પામી રહી શકતો નથી. વૈરની મહા જવાળા વૈરને પણ બાળી નાંખે છે. તો બીજા શત્રુને બાળે તેમાં શું આશ્ચર્ય ? જેઓ ક્રોધાંધ થઇ વૈરના મોટા વિમળમાં પડી ગયા છે, તેઓ કદિપણ તેમાંથી

નીકળી સુખે રહી શકતા નથી. જ્યાં વૈરનો દાવાનળ સળગી ઊઠે છે, ત્યાં સર્વનો ભારે પ્રલય થઇ જાય છે; તેથી ઉત્તમ આત્માઓએ સર્વથા વૈરનો ત્યાગ કરવો જોઇએ. નિર્વૈર પુરૂષો જે સુખને શાંતિને મેળવે છે, તેવું સુખ અને શાંતિ બીજાને મળી શકતાં નથી. સર્વ પ્રાણી ઉપર નિર્વૈર રહેનારા આત્માજ પરલોકના સુખનો અને છેવટે મોક્ષનો અધીકારી થઇ શકે છે. તેથીજ જૈન આગમ પોકાર કરીને કહે છે કે, કોઈ પણ પ્રાણીની સાથે વૈર કરવાથી નઠારા કર્મ બંધાય છે અને ધાર્મિક વૃત્તિનો તદ્દન નાશ થઇ જાય છે. જેના હૃદયમાં વૈર કે વિરોધ પ્રતિબદ્ધ થતાં નથી, તે પ્રાણી ઉત્તરોત્તર મોક્ષનો અધિકારી સત્વર બને છે.



# પ્રકરણ ૬ ઠું.

## મુનિ દર્શન.

વિગ્રહ રાજાને વિગ્રહણી રહિત કરી નિર્વૈરનો આનંદ અનુભવતો રાજકુમાર ગુણચંદ્ર પોતાના મહેલમા બેઠો હતો. રાજા વિગ્રહ હજુ તેના રાજ્યનો મીજબાન થઇ રહ્યો હતો. આ વખતે એક સેવક દોડતો આવ્યો અને તેણે આવી રાજકુમારને પ્રણામ કરી કહ્યું, " મહારાજ, વિજયધર્મ નામના સૂરિવર ગુણસંભવ ઉદ્યાનમા આવ્યા છે. તેઓની સાથે સાધુઓનો મોટો પરિવાર છે." આ ખબર સાંભળતાંજ રાજકુમાર બેઠો થયો; અને તે રાજા વિગ્રહને અને બીજા પરિવારને સાથે લઇ

તે સૂરિવરને વંદના કરવા ગયો. તેણે ઉદ્યાનમાં આવી પરિવાર સહિત તે સૂરિવરને વંદના કરી અને વિનયથી તેમની સામે યોગ્ય આસન ઉપર બેઠો. મહામુનિએ ધર્મલાભની આશીષ આપી તેની સામે અવલોકન કર્યું.

. આ વખતે કોઇ વિદ્યાધર દિવ્ય રૂપ ધારણ કરી આકાશમાંથી આવ્યો. તેણે તે સૂરિવરને વંદના કરી વિનયથી આ પ્રમાણે કહ્યું—"હે વિભુ, પૂર્વે કનકપુરના રાજાની આગળ તમે તમારો પોતાનો જે મહાન્ અદ્‌ભુત વૃત્તાંત કહ્યો હતો, તે મેં લોકો પાસેથી સંક્ષેપમાં સાંભળ્યો છે, તો તેને વિસ્તારથી સાંભળવા મને ઘણું કૌતુક છે. તો જો કોઇ પણ અડચણ ન હોય તો કૃપા કરી કહી સંભળાવો." તે વખતે ગુણચંદ્ર કુમારે પણ વિનયથી તે વૃત્તાંત કહેવાની વિનંતિ કરી. એટલે તે સૂરિવરે પોતાનો વૃત્તાંત કહેવાનો આરંભ કર્યો.

"આ ભરતક્ષેત્રમાં મિથિલા નામે નગરી છે. તેમાં વિજયધર્મ નામે હું રાજા હતો. ચંદ્રધર્મા નામે મારે એક રાણી હતી. એક વખતે કોઇ મંત્રસિદ્ધિ પુરૂષે મંત્ર સાધવાના વિધિને માટે મારી ચંદ્રધર્મા રાણીનું હરણ કર્યું. વિજયદેવી નામની એક બીજી રાણીએ એ પટરાણીના હરણ થવાના ખબર આપ્યા. તે સાંભળતાં રાણીના મોહને લઇને મને મૂર્છા આવી ગઇ. તે વખતે મારા શરીર ઉપર શ્રીખંડચંદનના જળનું સિંચન કર્યું અને તાળ પત્રના પંખાથી મને પવન નાંખ્યો. પછી વારાંગનાઓએ ઘણી .મહેનત કરી મને જાગ્રત કર્યો. તો પણ મને દુઃખી થતાં ત્રણ દિવસો નિર્ગમન થયા હતા. ત્રણ દિવસ સુધી અન્ન, પાન

અને દેવપૂજા વિગેરે નિત્ય કર્મનો મેં ત્યાગ કરી દીધો હતો. જ્યારે ચોથો દિવસ આવ્યો, એટલે કોઇ મંત્રસિદ્ધ જટાધારી તાપસ મારી પાસે આવ્યો. તેણે આવી મને કહ્યું," રાજા, શામાટે આકુળ વ્યાકુળ થાય છે ? મંત્ર સાધવાને માટે મેંજ તારી મહારાણીનું હરણ કર્યું હતું. તે માત્ર આચારને માટેજ હરણ કરવું પડયું છે, બીજી કોઈ જાતની શંકા રાખશો નહીં. તેણીના દેહને અને શીલને કોઇ જાતની પીડા થવાની નથી. હું તેણીને છ માસ સુધી રાખીશ. છ માસ પછી તારે તેણીનો મેળાપ થશે." આ પ્રમાણે કહી તે મંત્રસિદ્ધ તાપસ અંતર્ધાન થઈ ગયો. તે તાપસના વચનથી તેણીના છ માસ સુધીના વિરહની વાર્ત્તા સાંભળી મને પુનઃ મૂર્છા આવી. ફરીવાર પાછું મને આશ્વાસન આપવામાં આવ્યું. પછી હું નવા નવા વિલાપોથી રૂદન કરવા લાગ્યો. અને વિલાપ કરતા માંડમાંડ અતિકષ્ટથી પાંચ માસ મેં નિર્ગમન કર્યા.

એક વખતે મારા હૃદયમાં અકસ્માત્ હર્ષ ઉભરાઇ ગયો. હૃદય આનંદમાં મગ્ન બની ગયું. આ વખતે એક વધામણિએ આવી ખબર આપ્યા કે,'જિનેશ્વર ભગવાન્ સમોસર્યા છો' મેં વધામણી આપનારને યોગ્ય દાન આપ્યું અને તત્કાળ હું તે પ્રભુને વંદના કરવાને ગયો તે વખતે ત્રણ કિલ્લાઓથી મનોહર એવું સમવસરણ મારા જોવામા આવ્યું, હું ઉત્તર દ્વારથી તેમાં દાખલ થયો. મધ્યભાગે ભામંડળથી વિભૂષિત થઇ બિરાજમાન થયેલા પ્રભુના મને દર્શન થયાં. તે પ્રભુના પવિત્ર દર્શન થતાંજ મારા હૃદયમાં ભાવોલ્લાસ પ્રગટ થઇ આવ્યો

રોમાંચિત શરીરે પ્રભુની સ્તુતિ કરવા માંડી—" હે ત્રીભુવનાધીશ, જય પામો, હે દેવપૂજિત, હે દોષમુક્ત, હે જગદ્‌ગુરૂ તમે જય પામો. આ જગતમાં તમે ક્રોધરૂપી દાવાનળમાં મેઘ સમાન છો; ગર્વરૂપી પર્વતમાં વજ્ર રૂપ છો માયારૂપી લતામાં કુહવાડારૂપ છો. અને લોભરૂપી સમુદ્રમાં અગસ્ત્યરૂપ છો. હું કષાયોથી પ્રેરાયેલો આ સંસારરૂપી કુવામાં પડયો છું. જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપી ત્રેવડી દોરીવડે ખેંચી મને એ કુવામાંથી બાહેર કાઢો. અને શિવભૂમિકામાં લઇ જાઓ. હે જગદ્વૈદ્ય, મને કર્મનું અજીર્ણ થયું છે, તેને તમારી વાણીરૂપ પથ્ય સહિત ઔષધી આપી દૂર કરો. હે સર્પ વૈદ્ય, આ સંસારરૂપી જંગલમાં ભટકતાં મને મોહરૂપી મોટા સર્પે ડસ્યો છે, માટે કૃપા કરી બચાવો. તમારે મારી ઉપેક્ષા કરવી ન જોઇએ. બાહેર ભમતાં એવા વિષયરૂપી કાંટાઓ વડે મારૂં મન વિંધાય છે, માટે મને તમારા દર્શનરૂપ કંટકરક્ષક (ઉપાન) આપો."

આ પ્રમાણે સ્તુતિ કરી પછી ગણધરોને, સાધુઓને અને ઇંદ્રાદિક દેવતાઓને નમસ્કાર કરી હું યોગ્ય આસને બેઠો. તે વખતે પ્રભુએ આ પ્રમાણે ધર્મદેશના આપી હતી.

"આ સંસારમાં અનાદિ અને અનંત જીવ અનાદિ કર્મથી યુક્ત રહેલો છે. તે ધર્મથી સુખી થાય છે અને પાપથી દુઃખી થાય છે. ચારિત્રધર્મ અને શ્રુતધર્મ એમ બે પ્રકારનો ધર્મ તેમાં ચારિત્રધર્મ શુદ્ધ વર્તનથી ઉત્પન્ન થાય છે. સુવર્ણની જેમ કસોટી, છેદ અને તાપથી તેની શુદ્ધિની પરિક્ષા થાય છે. સર્વ પ્રાણાતિપાત વગેરે પાપસ્થાનોનો નિષેધ કરવો અને ધ્યાન તથા

અધ્યનનો વિધિ આચરવો—એ ધર્મને વિષે કસોટીરૂપ છે. બાહેરની ક્રિયાઓના કલાપથી જેનો બાધ ન થાય તે ધર્મ રૂપી સુવર્ણને તાપ સમજવો. એ ત્રણ પ્રકારે શુદ્ધ થયેલો ધર્મ ખરેખરો ઉત્તમ છે. એ શુદ્ધ ધર્મ સર્વ પુરૂષાર્થમાં મુખ્ય છે. જે પુરૂષ એ ધર્મને ઠગે છે, તે પોતેજ ઠગાય છે. એ ધર્મને સાધવાને તત્પર બની તમે તમારા મનુષ્યભવને કૃતાર્થ કરો."

પ્રભુના મુખથી આ ધર્મદેશના સાંભળી કેટલાએક સંવેગ પામી-સાધુ થઇ ગયા અને કેટલાએક સમ્યગ્ દર્શન પ્રાપ્ત કરી શ્રાવક થઇ ગયા

રાજકુમાર ગુણચંદ્ર, આ વખતે મને મારી હરણ થયેલી મહારાણી યાદ આવી. પેલા મંત્રસિદ્ધ પુરૂષે જે વચનો કહ્યા હતા, તે વિષે મને વિચાર થવા લાગ્યો. તત્કાળ મને વિચાર થયો કે, આ ભગવંતને એ વિષે પ્રશ્ન કરૂં. પછી મેં પ્રભુને વિનયથી પુછયું,—" ભગવન્, મેં પુર્વભવે કેવા કર્મ કર્યા હશે કે જેથી મારે રાણીનો વિયોગ થયો ? જે વિયોગથી મારે ભારે કષ્ટો સહન કરવા પડયાં છે."

સર્વ જગતને હસ્તામળકવત્ અવલોકન કરનારા શ્રીપ્રભુ ગંભીર સ્વરથી બોલ્યા–" પુર્વે વિંધ્યગિરિના શિખર ઉપર તું સેન નામે ભિલોનો નાયક હતો. અને તારી રાણી તે **શ્રીમતી** નામે તારી સ્ત્રી હતી. તે વખતે તું ત્રાસ વગરનો, વિષયમા લુબ્ધ, શીકારમાં પ્રવીણ અને સ્વભાવે ઉગ્ર હતો. એક વખતે તું તારી સ્ત્રી લઇ વનમા ભમતો હતો, તેવામાં તારી સ્ત્રી શ્રાંત થઇ ગઇ. તે પછી તું તેને વિશ્રાંતિ આપી કોઇ બીજા વનમાં

ગયો. તે વખતે શ્રીષ્મઋતુ ચાલતી હતી તું તે વનમાં તેણીની સાથે વિષયભોગ ભોગવવા લાગ્યો. તમે બંને એક વૃક્ષ નીચે વિશ્રાંત થઇ બેઠા હતા, તેવામા કોઇ વિહાર કરતો સાધુઓનો ગચ્છ–રસ્તો ભુલવાથી આમ તેમ ભમતા તમારી પાસે થઇ નીકળ્યો. તે ગચ્છને ક્ષુધા અને તૃષા ભારે લાગી હતી, આથી તે ગચ્છ–ઘણો અકળાઇ ગયો હતો. તે સાધુઓને વનમાં ભમતા જોઇ તમોએ તેમને પુછ્યુ કે, ‘ તમે વનમા કેમ ભમો છો ? ’ સાધુઓએ કહ્યુ, ‘ મહાત્મન્, અમે માર્ગથી ભ્રષ્ટ થયા છીએ, તેથી આમ તેમ ભટકીએ છીએ.’ આ વખતે તારી સ્ત્રી શ્રીમતીએ કહ્યુ, “ સ્વામી, આ ભૂલા પડેલા સાધુઓને માર્ગ બતાવો અને આ ભયંકર વનમાથી બહાર કાઢો તેમજ ફળ વગેરેથી તેમને આહાર કરાવો, તેથી તમને ભારે પુણ્ય થશે વિધાતાએ ઉત્તમ પુણ્ય બાધવાનો આ ખરે ખરો સમય આપ્યો છે ”

શ્રીમતીના આવા વચન સાભળી તારા શરીરમા રોમાચ ઉભા થયા અને તત્કાળ તે મુનિઓની આગળ તે ફળાદિ લાવી હાજર કર્યા તે ફળાદિ જોઇ સાધુઓએ કહ્યું, ‘ શ્રાવક, આ વનફળો અમારે કલ્પતા નથી સર્વદર્શી સર્વજ્ઞ ભગવંતે આવા ફળ લેવાનો નિષેધ કર્યો છે ” તે વખતે તેં આગ્રહથી જણાવ્યું, “ મહારાજ, આ ફળ ગ્રહણ કરવાનો અનુગ્રહ કરો, નહીંતો મને ખેદ થશે ” તારામા આવી શ્રદ્ધા જોઇ સાધુઓ બોલ્યા— “ ભદ્ર, જો તમારા મનને ખેદ થતો હોય તો અમોને

જીર્ણ ફળ આપો " મુનિઓનું આ વચન સાંભળી તેં તેઓને જીર્ણ ફળ વેહોરાવ્યા. અને તું તારી પત્નિ સાથે ઘણો ખુશી થયો. પછી તેં વિનંતિ કરી એ સાધુઓને સ્થાન આપ્યું. તેમાં વિશ્રાંત થઇ તેમણે તમો બંને દંપતીને આર્હત ધર્મનો ઉપદેશ આપ્યો. તેથી તેઓએ તમને ધર્મમાર્ગમા સ્થાપ્યા અને તેં તેમને માર્ગમા સ્થાપ્યા. આમ પરસ્પર લાભ લીધો અને દીધો પછી તમો બનેને તેમણે નમસ્કાર મંત્ર શીખવ્યો અને જણાવ્યુ કે, " શ્રી જૈન આગમમા સાર રૂપ એવા આ મંત્રનું તમે સદા સ્મરણ કરજો." તે સાથે સૂચવ્યુ કે " કોઇ માણસ તમારા શરીરનો દ્રોહ કરે તો પણ તમે તેની પર ક્ષમા રાખજો એથી તમોને સ્વર્ગ મળશે." આ પ્રમાણે તમે સાધુઓના વચન અંગીકાર કર્યા અને તમો બને તે પ્રમાણે વર્ત્તવા લાગ્યા

એક વખતે એવુ બન્યું કે, તમે બને પૌષધવ્રત લઈ બેઠા હતા, તેવામા કોઇ સિંહ આવી ચડયો તે વખતે પ્રિયાનુ રક્ષણ કરવાને તે તારા હાથમા ધનુષ્ય ગ્રહણ કર્યું અને કહ્યું, " પ્રિયા, ભય પામીશ નહીં હું એકજ બાણથી આ સિંહને હણીશ " પ્રિયા શ્રીમતીએ કહ્યુ, ' હા સત્ય છે, તમે એકજ બાણથી સિંહને મારી શકો તેમ છો, પણ મુનિએ કરેલા ઉપદેશનો બાધ થશે ' પ્રિયાના આ વચન સાભળી તે કહ્યુ, ' એ સત્ય છે, પણ તારા મોહથી મેં આ ધનુષ્ય હાથમા લીધું છે. હવે ખસ થયુ , ગુરૂ વચન પાળવાને યત્ન કરૂં ' તેવામા તે સિંહ

તમારી બંનેની ઉપર પડયો અને પોતાના તીક્ષ્ણ નખોથી તમોને વીદારી નાખ્યા. તત્કાળ મુનિની જેમ ક્ષમા ધારણ કરતાં તમો બંને દંપતી સિંહના ઘસારાથી મૃત્યુ પામી ગયા. તમે બને મૃત્યુ પામી સૌધર્મ દેવલોકમા પલ્યોપમની આયુષ્ય-વાળા દેવતા થયા.

આ અરસામાં અપરવિદેહને વિષે શુરચક્રપુરમાં મૃગાંકના જેવો ગુરૂમૃગાંક નામે રાજા હતો. તેને બાલચંદ્રા નામે સ્ત્રી હતી. તું સૌધર્મ દેવલોકમાંથી ચવી તે રાજાને ઘેર સમરમૃગાંક નામે પુત્ર થઇ અવતર્યો. અને તારી સ્ત્રી શ્રીમતી તે રાજાના શાળા સુભૂષણ નામના રાજાની કુરૂમતી નામની સ્રીના ઉદરથી અશોકદેવી નામે ઉત્પન્ન થઈ. તે બંને કલાચાર્ય પાસેથી ઘણી કળાઓ શીખ્યા અને અનુક્રમે યૌવન વયને પ્રાપ્ત થયા. રાજા સુભૂષણે તે અશોકદેવીને તારી સાથે પરણાવી. તમારા બંનેનો વિવાહોત્સવ ઘણી ધામ ધુમથી કરવામાં આવ્યો. કેટલોક કાળ ગયા પછી તારા પિતા કુરૂમૃગાક કેશમાં પલીયા જોઇ વૈરાગ્ય પામી તને રાજ્ય આપી દીક્ષા લઇ ચાલી નીકળ્યો. તું રાજ્ય કરતો હતો, તેવામાં પૂર્વે ભીલના ભવમાં જે પ્રાણીઓની હિંસા કરેલી, તે પાપ કર્મ ઉદય આવ્યું. એથી એ વિજયમાં આવેલા ભંભાનગરનો રાજા શ્રીબલ તારી ઉપર યુદ્ધ કરવા ચડી આવ્યો. તે વખતે તારા બધા સુભટો ખુટીને શ્રીબલના પક્ષમાં ચાલ્યા ગયા. તેથી તે રાજાએ તને રણભૂમિમાં મારી નાંખ્યો. ત્યાંથી મૃત્યુ પામીને તે પાંચમી નરકે ગયો. તારા મરણના ખબર સાંભળી તારી સ્ત્રી અશોકદેવી પણ તારી પાછળ

આવેવાનું નિયાણું બાંધી મરી ગઇ અને તે પણ પાંચમી નારકીમાં રહી. તેઓએ સત્તર સાગરોપમનું આયુષ્ય ભોગવ્યું. તે પછી ત્યાંથી નીકળી તમો બંને ભરતક્ષેત્રના પુષ્કરાર્દ્ધમાં કોઇ દરિદ્ર કુલમાં પુત્ર તથા પુત્રી રૂપે ઉત્પન્ન થયા. દૈવયોગે પાછો તમારા બંનેનો વિવાહ થયો. અને તમે ગૃહવાસ માંડયો. એક વખતે કોઈ બે સાધ્વીઓ તમારે ઘેર ભિક્ષા લેવાને આવી. તમોએ તેમને ભક્તિથી પ્રતિલાભિત કરી પછી પૂછયું કે, તમારો ઊપાશ્રય કયાં છે? તેમણે ઉત્તર આપ્યો કે, વસુશ્રેષ્ઠીના ઘરની નજીક અમારો ઊપાશ્રય છે. તે સાંભળી તમો બને હૃદયમાં આનંદ પામતા તેમને ઊપાશ્રય ગયાં. ત્યાં સાધ્વીઓના સુવ્રતા નામે મોટા ગુરૂણીજી તમારા જોવામાં આવ્યા. તે એટલા બધા વિદ્વાન્ હતાં, કે, તેમના વચન રૂપ દૂધમાથી પ્રાણીઓને તુષ્ટિ તથા પુષ્ટિ થતી હતી. અગીયાર અંગો તો તેમની જિહ્વાના અગ્રભાગે રહ્યાં હતાં. તમે બંને સ્ત્રી પુરૂષ તેમની પાસે ગયા અને ભક્તિથી તેમને વંદના કરી. તે મહાશયોએ તમોને ધર્મલાભની આશીષ આપી. પછી કહ્યું કે, "ભદ્ર તમે જીનેશ્વરની આગર શિર મુકશો તો તમે આ સંસારરૂપ કારાગૃહમાંથી મુકાશો. એ વચન સાંભળી અને બીજો ઉપદેશ લઈ તમો ત્યાંથી ઉઠી ઘેર ગયા, ત્યાં ગોચરીએ આવેલા કોઇ સાધ્વીએ તમોને જિનેશ્વર સમવસર્યાના ખબર આપ્યાં. પછી તમો તે જિનેંદ્રને વંદના કરવાને આવ્યા. પ્રભુના મુખથી તમોએ ધર્મનો ઉપદેશ સાંભળ્યો, આથી તમોએ પ્રસન્ન થઇને શ્રી જૈન ધર્મને અંગીકાર કર્યો. મધુ તથા માંસનો સર્વથા ત્યાગ કર્યો.

પછી તમો બંને હંમેશાં તે સાધ્વીજીની પાસે ધર્મ શ્રવણ કરવા જવા લાગ્યા. અને શુદ્ધ શ્રાવક બની ગયાં. અનુક્રમે આયુષ્યનો ક્ષય થતાં તમો બંને બ્રહ્મલોકમાં દેવતા થયાં. ત્યા અધિક સાત સાગરોપમની આયુષ્ય ભોગવી ત્યાંથી ચ્યવીને આ રાજકુટુંબમાં અવતર્યા છો. તમોએ ભિલના ભવમાં જે કર્મો ઉપાર્જન કરેલ, તે નરકને વિષે ખપાવ્યાં હતાં. તેમાંથી બાકી રહેલ કર્મના યોગથી તમારે પરસ્પર વિયોગ થયેલ છે. હવે તેવી રીતે વર્ત્તો કે જેથી પુનઃ દુઃખોને પામો નહીં.

આ વૃત્તાંત સાંભળી મેં, મારી પત્નીએ અને પરિજને તત્કાળ વ્રત ગ્રહણ કર્યું હતું. આ પ્રમાણે મારા પૂર્વ ભવનો વૃત્તાંત છે."

આ વૃત્તાંત સાંભળી સર્વ પર્ષદાને સંવેગ રંગ ઉત્પન્ન થઇ આવ્યો. તે વખતે ગુણચંદ્રે ગુરૂને પુછયું, "પ્રભુ, આપના પ્રભાવથી મેં ધર્મને યથાર્થ રીતે જાણ્યો છે. હવે મને ગૃહસ્થને યોગ્ય એવાં વ્રત આપો. તે સમયે વિગ્રહ રાજાએ પણ એમ કહ્યું એટલે પ્રભુએ તે બંનેને ગૃહસ્થવ્રત અંગીકાર કરાવ્યાં. બંનેએ ભાવશ્રાવક થઇ ગુરૂને વંદના કરી. આ વખતે ગુરૂએ બહુ માનથી ગુણચંદ્રને કહ્યું, " ભદ્ર, તને બોધ આપવાને માટે હું રત્નપુરમાંથી અહિં આવ્યો છું. હવે હું મારા યતિના સંઘમાં જઉં છું. પુનઃ અયોધ્યા નગરીમાં તારી સાથે દર્શન થશે. તું વ્રતમાં દૃઢ રહેજે." ગુણચંદ્રે 'જેવી આપની આજ્ઞા' એમ કહ્યું. તે પછી તે સૂરિવર પોતાના પરિવાર સાથે આકાશમાર્ગે ચાલ્યા ગયા. જ્યારે સૂરિ અદૃશ્ય થયા એટલે ગુણચંદ્ર

અને વિગ્રહ રાજા બંને સૈન્ય સહિત અયોધ્યા નગરી તરફ રવાને થયા. ધર્મની પ્રાપ્તિથી તેઓ હૃદયમાં અતિ આનંદ પામવા લાગ્યા. ભવ્યાત્માને ધર્મનો લાભ હર્ષપ્રદજ થાય છે.

વાંચનાર, શ્રી વિજયધર્મસૂરિનો વૃત્તાંત ઉપર લક્ષ આપજો. આ સંસારમાં કર્મના પ્રભાવથી કેવા કેવા બનાવો બને છે, એ વાત એ સૂરિવરના ચરિત્ર ઉપરથી સિદ્ધ થાય છે. તે સાથે વળી આ સ્થળે એક બીજો વિચાર કરવાનો છે કે, પૂર્વકાળે પુરૂષોમાં મનોબળ કેવું ઉત્તમ હતું? વિજયધર્મસૂરિ એક મિથિલા નગરીના મહારાજા હતા રાજ્યલક્ષ્મી અને રાજ્યવિલાસના પૂર્ણ ભોક્તા હતા, તેમના મસ્તક ઉપર ચંદ્રના જેવું ઉજ્વળ છત્ર ધરાતું અને તેમની બંને બાજુએ શ્વેત ચામર વીંજાતાં હતાં, તેવું ઐશ્વર્ય ક્ષણવારમાં છોડી દઈ સાધુ થઈ ચાલી નીકળવું, એ કેટલું મનોબળ? કેવું અનુપમ ધૈર્ય? અને કેવી નિર્મોહ વૃત્તિ? પ્રાચીન કાળની એ શક્તિ અત્યારે તદન લુપ્ત થઇ ગઇ છે. સ્વાર્થ, લઘુતા, અસૂયા, છલ–કપટ અને આડંબરનોજ દેખાવ પ્રાયઃ પ્રત્યેક વ્યક્તિમાં જણાય છે. આપણે પ્રાચીન મનોબળ, પ્રાચીન આચાર અને પ્રાચીન રીતિ પ્રાપ્ત કરવી જોઇએ.જ્યાં સુધી પ્રાચીનતાને અનુસરવાનો આપણે પ્રયત્ન કરતાં નથી, ત્યાં સુધી આપણી ધાર્મિક અને સંસારની ઉન્નતિ દૂરની દૂર થતી જાય છે; માટે આપણે તન, મન અને ધનથી એ પ્રાચીન પદ્ધતિ મેળવવાને પ્રયત્ન કરવો જોઇએ.



# પ્રકરણ ૭ મું.

## સાધ્વી બોધ.

આસપાસ જ્વાળાઓથી પ્રકાશ કરતો અગ્નિનો ભડકો બળતો હતો. તેની ચારે તરફ સ્ત્રીઓનું મોટું વૃંદ એકઠું થયું હતું. સર્વના નેત્રોમાથી અશ્રુધારા ચાલતી હતી. શોકનો મહાસાગર ઉછળી રહ્યો હતો. એક સુંદર બાળા દીનવદના થઈ એ અગ્નિના ભડકા પાસે ઉભી હતી. તેણીના મુખ ઉપર શોકની ઘાટી છાયા પ્રસરી રહી હતી. કેટલીએક સ્ત્રીઓ તેણીના હાથ પકડી ઉભી રહી હતી. કેટલીએક તેણીની આગળ નમન કરતી તેને વિનવતી હતી. કેટલીએક ખોળા પાથરી તેની આસપાસ ફરતી હતી

આ વખતે એક પ્રૌઢ વયનો પુરૂષ આવ્યો. તેને જોતાંજ બધી સ્ત્રીઓ દૂર ખશી તેને માર્ગ આપ્યો. તે પુરૂષ પેલી મનોહરાની પાસે આવ્યો. તેને જોતાંજ તે સુંદર સ્ત્રી જરા લજ્જા પામી ઉભી રહી. અને તે પુરૂષ તરફ નમ્રતાથી વર્ત્તવા લાગી.

તે પ્રૌઢ પુરૂષ બોલ્યો—" કુળવધૂ, શામાટે સાહસ કરો છો ? જે વાત સંભળાય છે, તે ગપાટો છે. તે ઉપર શ્રદ્ધા રાખવા જેવું નથી. તમારા સ્વામીને કાંઇ થયું નથી. તે વીરપુરૂષ છે. વિરનો પરાભવ કરવો સ્હેલો નથી, એ શત્રુરાજા તેની પાસે કોઇપણ બીશાતમાં નથી. શીયાળ ગમે તેટલું મજબૂત હોય, તોપણ તે સિંહનો શીકાર કરી શકે નહીં. કુલીનબાળા,

તમારૂં સૌભાગ્ય અખંડિત છે. તમારૂં પુણ્ય જાગ્રત છે. કોઇ સિદ્ધ પુરૂષે તમારાથી પુત્ર થવાનું વચન આપેલું છે, માટે શાંત થાઓ. આમ અગ્નિમાં પડવાનું સાહસ કરો નહીં. કુમારને માટે જે વાત ઉડી છે, તે વાત ખોટી છે. તેના કોઇ પૂર્વભવના શત્રુએ ખોટી વાત ચલાવી છે. જો આ વાત સત્ય હોય તો જેટલું તમને દુઃખ છે, તેટલુંજ અમને દુઃખ છે. મેં પવનગતિ નામના એક જાસુદને તપાસ કરવા મોકલ્યો છે. તે ખરા સમાચાર લાવશે. જ્યાંસુધી એ દૂત ન આવે, ત્યાંસુધી રાહ જુવો."

તે પુરૂષના આવા વચન સાંભળી તે કુલીનબાળા મંદ સ્વરથી બોલી—"પિતાની આજ્ઞા પ્રમાણે હું સાહસનો ત્યાગ કરૂં છું. તથાપિ મારે એક વિજ્ઞપ્તિ કરવાની છે. હું શાંતિકર્મ અને દેવપૂજન કરવાની ઈચ્છા રાખું છું. અને જ્યાં સુધી કુશળ સમાચાર ન આવે, ત્યાંસુધી ભોજનનો ત્યાગ કરૂં છું." તે સુંદરીના આ વચનો માન્ય કરી અને "તું સૌભાગ્યવતી રહે" એમ આશીષ આપી તે પ્રૌઢપુરૂષ ચાલ્યો ગયો.

તે ગયા પછી તે બાળા ત્યાંથી પોતાના સ્થાનમાં આવી અને તેણીએ શાંતિકર્મનો અને દેવપૂજનો આરંભ કર્યો. તે સાથે તેણીએ કલ્પલતાની જેમ દીનજનોને વાંછીત દાન આપવા માંડ્યા, અને પોતાના પતિને માટે શુભ ચિંતન કરવા લાગી.

વાંચનાર, એ સુંદર બાળા કોણ છે? અને તેની પાસે આવેલો પ્રૌઢ પુરૂષ કોણ હતો? તે જિજ્ઞાસા ઉત્પન્ન થઇ હશે. તેનું સ્પષ્ટીકરણ નીચે પ્રમાણે છે, તે ધ્યાનમાં રાખશો.

પેલો વાનમંતર વિદ્યાધર કે જે ગુણચંદ્ર કુમારનો પૂર્વ ભવનો વૈરી છે. તે વિગ્રહરાજાને રાજકુમાર ગુણચંદ્રની પાસે લઇ ગયો હતો. જ્યારે ગુણચંદ્રે વિગ્રહ રાજાનો પરાભવ કર્યો એટલે તે ત્યાંથી નાશી અમરાવતી નગરીમાં આવ્યો હતો. તેણે રાજદ્વારમા અને શેહેરમા એવી વાત ફેલાવી કે, 'વિગ્રહરાજાએ ગુણચંદ્ર કુમારને મારી નાખ્યો છે' આ વાર્ત્તા સાંભળી રાજદ્વારમા ને શેહેરમા મોટો શોક પ્રસરી રહ્યો હતો.

આવે વખતે કુમારની પ્રિયા રત્નવતીને ભારે શોક ઉત્પન્ન થયો અને તેથી તે કાષ્ઠ ભક્ષણ કરવાને તૈયાર થઇ ગઇ અને અગ્નિ પ્રગટ કરી તેમા પ્રવેશ કરવાનો નિશ્ચય કરી બાહેર નીકળી હતી જે સ્ત્રી અગ્નિના ભડકા પાસે ઉભેલી હતી, તે રત્નવતી હતી. તેણીની સાથે તેની દાસીઓ અને સખીઓ તેને નિવારવા આવી હતી. તે વખતે રાજા મૈત્રીબળને ખબર પડી કે, રત્નવતી અગ્નિમાં પ્રવેશ કરે છે, આથી તે મહારાજા તેને અટકાવવાને ત્યાં આવ્યો હતો. રાજા મંત્રીબળે પોતાની પુત્રવધૂને ધીરજ આપી હતી. અને તેથી તે બાલા આત્મઘાતના કૃત્યમાંથી નિવૃત્ત થઇ હતી. જે વૃત્તાંત વાંચનારાઓને વિદિત છે.

પોતાના સસરા મૈત્રીબળ રાજાએ ધીરજ આપ્યા પછી રત્નવતી પોતાના આવાસમાં આવી, શાંતિકર્મ તથા દેવપૂજા કરવા લાગી હતી. એક વખતે સર્વ સંપત્તિની પૂજા માટે ફરવા ગયેલી રત્નવતીએ વિચારભૂમિમાંથી પાછી ફરતી અને સાધ્વીઓના પરિવારથી ઘેરાએલી સુસંગના નામે એક સાધ્વી-

ને દોઠી. તે સાધ્વીજી સુંદર આકૃતિવાળાં, નિર્વિકારી અને નિઃસંગ હતાં.

આ સાધ્વી સુસંગતાને જોઈ રત્નવતી બોલી—" ભગવતી તું દુઃખણી છું પ્રસન્ન થઇ મારે ઘેર આવો. તમારી પાસેથી કાંઈક સાંભળવાની મારી ઈચ્છા છે. રત્નવતીની પૂર્ણ શ્રદ્ધા અને ભક્તિ જોઈ ગણિની ખુશી થઈ ગયાં અને તરત તેઓ રત્નવતીના આવાસમા આવ્યા રત્નવતીએ તેમને સત્કાર કરી બેસાર્યા અને પછી તે રત્નવતી તેમની સામે વિનયથી બેઠી

સાધ્વી સુસંગતા બોલ્યાં—" વત્સે, આ સંસારમા સર્વ પ્રાણીઓ દુઃખવૃક્ષના બીજથી યુક્ત છે. ભોગની તૃષ્ણાઓ તેમને બાધ કરે છે ઇંદ્રિયો તેમની કદર્થના કરે છે, જરાવસ્થા તેમનો પરાભવ કરે છે, ક્રોધ રૂપી અગ્નિ તેમને પચાવે છે, માન રૂપી પર્વત તેમને ચૂર્ણ કરે છે, દભરૂપી જાળમાં તેઓ ફસાય છે, મોહ રૂપી અંધકાર તેમને આચ્છાદન કરે છે, લોભ રૂપી સમુદ્ર તેમને ડુબાડે છે, વિયોગાદિક તેમનું ખંડન કરે છે, કાળ રૂપી રાક્ષસ તેમનો ગ્રાસ કરે છે, કર્મના ચક્રો તેમને ભમાવે છે અને મૃત્યુ તેમના કોળીઆ કરી જાય છે. બ્હેન, એવી રીતે આ સંસારમા કોઇ સુખી નથી. માત્ર જૈન દીક્ષા પામેલા મુનિઓજ સુખી છે. નારકી, તીર્યંચ, મનુષ્ય અને દેવ—એ ચાર ગતિઓમા ભમનારા પ્રાણીઓમા કેટલાએક રોગથી પીડાય તેની વેદનાને લઇને નિર્વેદ પામે છે. તેઓ જ્યારે સંસારના એવા સ્વરૂપને સમજી નિર્વૃત્તિ—મોક્ષ માર્ગમાં પ્રવર્તે છે, ત્યારે તેમને સુખ મેળવવાનો નિશ્ચય થાય છે, જે

તેઓ દુ:ખને ગણુતા નથી. મુનિઓ પણ કર્મ રૂપી રોગને દૂર કરવાને માટે જિન રૂપ વૈદ્યના શરણે જાય છે, અને ચારિત્રાચાર રૂપ પથ્ય પાળી સુખ આવવાનો નિશ્ચય કરી દુ:ખને ગણુતા નથી વત્સે, કહે, તારે શું દુ:ખ છે ?" સુસગતાનો આ પ્રતિબોધ સાંભળી રત્નવતી આર્દ્ર હૃદયા થઇ ગઇ. તેણીએ વિનય પુર્વક જણાવ્યું,—" ભગવતી, મારા સ્વામિના અક્ષેમની વાર્ત્તા સાભળી હુ દુ:ખિણી થઇ ગઇ છુ. મારા હૃદયમાં ઉત્પન્ન થયેલી એ ભારે વ્યાધિ મને અશુભ ધ્યાન કરાવે છે." સાધ્વીજી વિચાર કરી બોલ્યાં—" ભદ્રે, એ ચિંતા રાખીશ નહીં. તારા સ્વામી કુશળ છે. તું દૃઢ થઇ રહેજે. હું સ્વરોદયના જ્ઞાનથી કહી શકું છું કે, તું અવિધવા છે. સ્વરોદયના જ્ઞાનને માટે ભગવાન્ જિનેશ્વરે ઘણું કહેલું છે અને તેનાથી આત્માની સર્વ પ્રકારની સ્થિતિ કહી શકાય છે. " રત્નવંતી જરા હૃદયમાં આશ્વાસન પામી બોલી " ભગવતી, આપની વાણી સફળ હો. હવે આપને પૂછું છું કે, " કયા કર્મના ઉદયથી મને આ દુ:ખ પ્રાપ્ત થયું હશે. આપ ત્રિકાળજ્ઞાની છો, માટે કૃપા કરી એ મારી શંકાને દૂર કરો. " રત્નવતીના આ વચન સાંભળી પવિત્ર સાધ્વીજી બોલ્યાં—" ભદ્રે, એ બધો કર્મનો વિલાસ છે. માત્ર થોડા કર્મથી મારે માથે શું થયું હતું તે સાંભળ—" હું શ્વેતવી નગરીના મહારાજાની પુત્રી છું. મારા પિતાએ કોશળ દેશના રાજા નરસુંદરની સાથે મારો વિવાહ કર્યો હતો. એક વખતે મારા પૂર્વ સ્વામી નરસુંદર રાજા અશ્વક્રીડા કરવાને બાહેર ગયેલા, તેવામાં કોઇ તોફાની અશ્વ તેમને વહન કરી જંગલમાં-

ચાલ્યો ગયો. તેઓને રસ્તામાં પાડી નાંખી તે અશ્વ નાશી ગયો. જે સ્થાને તેઓ પડ્યા હતા, તે સ્થાને કોઇ અપૂર્વ સ્ત્રી તેમના જોવામાં આવી. તેણીએ આવી રાજાને સ્વાગત કરી બેસાર્યા. રાજાએ પૂછ્યું " બાઇ, તું કોણ છે ? અને આ કોનો પ્રદેશ છે ? " તેણી બોલી, " રાજા, મનોરથા નામે હું યક્ષિણી છું. આ વિંધ્યારણ્યનો પ્રદેશ છે. " રાજાએ પુનઃ પ્રશ્ન કર્યો " આવા નિર્જન સ્થળમાં તું એકલી કેમ છે ? " તેણી બોલી—" મહારાજ, હું નંદનવનમાંથી મલયગિરિ તરફ મારા પતિ સાથે ગઇ હતી. તેવામાં કાંઇપણ કારણ સિવાય અહિં આવતાં મારા પતિએ મારી ઉપર ક્રોધ કર્યો. તત્કાળ તે મને છોડીને ચાલ્યો ગયો. તેથી હું અહીં એકલી રખડું છું." રાજાએ કહ્યું, તમો બંનેએ યોગ્ય કર્યું નહીં, કારણ કે, જ્યારે પતિએ તારો ત્યાગ કર્યો, ત્યારે તું તેની સાથે કેમ ન ગઇ ?" તે યક્ષિણી બોલી—"રાજા, એ મારા પતિની વાત કરવાની નથી. તે તદ્દન અજ્ઞ છે. જો સુજ્ઞ હોય તો પોતાના અનુરાગી જનનો શા માટે ત્યાગ કરે " રાજા બોલ્યો—" કોઇપણ જાતના દોષ વિના અનુરાગી જનનો કોણ ત્યાગ કરે ? " રાજા આ પ્રમાણે કહેતો હતો, તેવામાં તે યક્ષિણી કટાક્ષ પૂર્વક રાજાની સામે જોવા લાગી. તેની કુદૃષ્ટિ જોઇ રાજાએ તેની અવજ્ઞા કરી ત્યારે તેણી મોહને વશ થઇ નિર્લજ થઇ બોલી—" રાજા, તમે હમણાંજ કહેતા હતાં કે, 'અનુરાગી જનનો કોણ ત્યાગ કરે ' ? તો હું તમારી ઉપર અનુરાગિણી થઇછું, માટે મારો તમારે ત્યાગ ન કરવો જોઇએ. " રાજા બોલ્યો—બાઇ, આવું વિપરીત બોલ નહીં. તું પરસ્ત્રી છે.

પરસ્ત્રીનો સંગ કરવો ઠચિત્ત છે. યક્ષિણી બોલી–" રાજા પુરૂષને બધી પરસ્ત્રીઓજ હોય છે. જો તમે સત્ય બોલ્યા હો તો મારો ત્યાગ ન કરો." રાજાએ કહ્યું," મેં કહ્યું છે, તે યથાર્થ છે. જે અનુરાગી જન હિત કરનાર હોય, તેનો ત્યાગ ન કરવો જોઈએ. પણ તું અનુરાગી છે, પણ પરલોકનું અહિત કરનાર છે, તેથી તારો ત્યાગજ કરવો ઘટે છે."

હે વત્સે રત્નવતી, આ પ્રમાણે મારા સ્વામીના વચન સાંભળી તે યક્ષિણી ગુસ્સામા આવી બોલી–"રાજા, તું માનેછે કે નહીં? નહીંતો હું તારા પ્રાણ લઈશ " રાજાએ કહ્યું," અરે રંડા, તારાથી મારા પ્રાણ કેમ લઈ શકાય. તારા જેવી રાંડ પુરૂષના પ્રાણ કેમ લઇ શકે?" રાજાના આ વચનો સાંભળી તે મનોરથા અતિશય ક્રોધાતુર થઇ ગઇ અને તત્કાળ હોઠ ડશતી રાજા ઉપર દોડી આવી રાજા 'હું' એમ શબ્દ કર્યો એટલે તેણી તરત અદ્રશ્ય થઇ ગઈ. પછી રાજા ત્યાંથી આગળ ચાલ્યો. તેવામાં એક સુવર્ણનું વૃક્ષ અકસ્માત્ ભાંગી પડયું. તે વખતે રાજાએ ઉંચે જોયું, ત્યાં તે યક્ષિણીને આકાશમાં જોઇ. તેણીએ ઉંચે સ્વરે કહ્યું, " અરે દુરાચાર, તું મારી પાસેથી છુટી કયાં જવાનો હતો?" રાજાએ પણ મોટા પોકારથી કહ્યું, " અરે પાપિણી, તું અદ્રશ્ય થઇ ગઇ, નહીંતો હું તારો અવશ્ય નિગ્રહ કરત." રાજાના આ શબ્દો સાંભળી તે યક્ષિણી અદ્રશ્ય થઇ ગઇ. તેવામાં પાછળ રાજાની શોધમાં નીકળેલું અશ્વસૈન્ય આવી મળ્યું. રાજા કુશળતાથી તેની સાથે કોશલા નગરીમાં આવી પહોંચ્યો. તે વખતે ચિંતાતુર થયેલી હું રાજાને મળી

અને તેમનો વૃત્તાંત જાણવાની ઇચ્છા જણાવી. પ્રથમ તો તેઓ કાંઇ બોલ્યા નહીં, પણ જ્યારે મે આગ્રહ કર્યો, ત્યારે તેમણે યક્ષિણીની સાથે જે બનેલ તે સર્વ વૃત્તાંત મને કહી સંભળાવ્યો. તે સાંભળ્યા પછી મેં રાજાને કહ્યું કે, "હજુ પણ તે સ્ત્રી કાંઇ ઉપદ્રવ કરશે તો શું થશે ?" રાજાએ હિંમત ખતાવી મને ધીરજ આપી, તથાપિ મારા મનમાથી તે વિષેની શંકા દૂર થઇ નહીં.

એક વખતે મારા સ્વામી રાજા આવાસમાં હતા અને હું તેમની પાસે ગઈ ત્યાં કોઇ મારા જેવી સ્ત્રી તેમની સાથે પલંગપર રહેલી મારા જોવામાં આવી. હું આવી એટલે રાજા ક્ષોભ પામી ગયો. તત્કાળ હું પાછી વળી. તેવામાં રાજાએ કહ્યું—"અરે પાપિણી, કયા જાયછે? મેં તારી માયા જાણીછે. દેવી, આ પાપિણીની નીર્લજતા જો—" આ પ્રમાણે કહી રાજા મારી પાછળ દોડ્યા અને મને કેશથી પકડી લીધી તે વખતે હુ ધ્રુજતી ધ્રુજતી બોલી—"આર્ય પુત્ર, આ શુ કરો છો?" પછી તેણે પેલી કપટી સ્ત્રીને બોલાવીને કહ્યું, "દેવી, જુઓ, તમે કહેતાં હતાં, તેમજ દુષ્ટાએ કર્યું છે. તમારો વેષ લઇ એ મને છેતરવા આવી હતી. એ દુષ્ટાને ખરી શિક્ષા કરવી જોઇએ" આ વખતે તે મારે રૂપે રહેલી યક્ષિણી બોલી—"અર્ય પુત્ર, એ દુષ્ટાને આપણા નગરમાથી કાઢી મુકો." તેણીના વચનથી રાજાએ પેહેરાગીરોને બોલાવી કહ્યું કે, "આ દુષ્ટાને હેરાન કરી નગરમાંથી બાહેર કાઢી મુકો" રાજાની એવી આજ્ઞા થતાંજ તે પેહેરાગીરોએ મને પકડી અને ઘણો માર

મારી બેઆબરૂ કરી નગરમાંથી બાહેર કાઢી મુકી. નગર પાસે આવેલા એક ઉદ્યાનમાં છોડી તેઓ પાછા ચાલ્યા ગયા. અને ચાલતી વખતે મને કહ્યું કે," જો ફરીવાર રાજદ્વારમાં આવીશ તો તને યમદ્વાર પોહોંચાડીશું."

બ્હેન રત્નવતી, આ વખતે મને ભારે શોક થઇ આવ્યો. હું નિરપરાધી ઉપર એવો જુલમ ગુજરવાથી મને ઘણું દુઃખ લાગી આવ્યું. પછી મેં નિશ્ચય કર્યો કે, પર્વતના શિખર ઉપરથી પડતું મુકી આ જીંદગીનો અંત લાવવો. એવા નિશ્ચયથી હું પર્વતના શિખર ઉપર ચડવા જતી હતી, તેવામાં એક મહાત્મા મુનિ સાધુઓના પરિવાર સહિત મારા જોવામાં આવ્યા. મેં તેમને જોઇ વંદના કરી, એટલે તેમણે ધર્મલાભ આશીષ આપી. તે કૃપાળુએ મને કહ્યું. " વત્સે સુસંગતે, હું હૃદયમાં પરિતાપ કરીશ નહીં. આ સંસારજ એવો છે. તેમાં પ્રાયઃ કરીને પ્રાણીઓને વિપત્તિઓજ આવ્યા કરેછે. પૂર્વના દુષ્કૃત ભોગવ્યા વિના તેમાંથી છુટી શકાતું નથી. એવા સંસારમાં શ્રી વીતરાગ પ્રભુનું વચનજ શરણ રૂપ છે; માટે ધૈર્ય રાખી એ સંસારના દુઃખને સહન કરવું જોઇએ."

તે મુનિવરના આ વચનોએ મારાં હૃદયને શાંતિ આપી. પછી મેં વિનય પૂર્વક તે મહાનુભાવને પ્રશ્ન કર્યો—" ભગવાન, અપરાધ વિના મારે આવું કષ્ટ ભોગવવું પડયું. તે કયા કર્મનું ફળ હશે ? "

મારો આ પ્રશ્ન સાંભળી તે મહાનુભાવ બોલ્યો—"ઉતર દિશામાં બ્રહ્મપુર નગરમાં બ્રહ્મસેન નામે એક રાજા હતો. તેને

ચતુર નામે એક મહામાનેતો બ્રાહ્મણ હતો. તેની પત્નીનું નામ પુરંદરયશા હતું. તે બંને દંપતીને ઘેર તું ચંદ્રયશા નામે પુત્રી થઇ અવતરી હતી. તે વખતે આજથી તારો નવમો ભવ હતો. તું તારા માતા પિતાને બહુ વ્હાલી હતી. તેઓ બંને દંપતી હમેશાં તને જૈન ધર્મનો ઉપદેશ આપતા હતા. પરંતુ બાળ વયને લઈને તારામાં એ ધર્મના પરિણામ થતાં નહતા. યશોદામા નામે એક ગૃહસ્થની બંધુસુંદરી નામની સ્ત્રી સાથે તારી પ્રીતિ ઉત્પન્ન થઇ. તમો બંને સખીભાવે રહેવા લાગ્યા. તે બંધુસુંદરી કામ ભોગમાં આસક્ત હતી. તેણીની મૈત્રીથી તારા માતા પિતા નાખુશ હતા, અને તને તેના સહવાસમાં રહેવાને વારતા હતા. તોપણ તું માતાપિતાનું કહેવું માનતી નહીં અને તેનો સંગ છોડતી ન હતી. એક વખતે તું બંધુસુંદરીની પાસે ગઇ ત્યારે તેને ખેદ કરતી જોઇ તેં તેણીને તેનું કારણ પૂછયું. ત્યારે તે બોલી. "બ્હેન ચંદ્રયશા, મારો પ્રિય મારી ઉપર વિરક્ત થયાછે અને **મદિરાવતી** નામની કોઇ સ્ત્રીમાં રક્ત થયો છે. મને પુત્ર થયો નથી અને આવો બનાવ બન્યો, તેથી મારા મનને ખેદ થાય છે," તે વખતે તેં કહ્યું કે, "સખી, શામાટે ખેદ કરે છે? તેનો ઉપાય કર. ઉત્પલા નામે એક પરિવ્રાજિકા છે, તે એવા કામમાં કુશળ છે. તેણીને મળવાનો મને વખત મળ્યો નથી. તે પરિવ્રાજિકા આપણા નગરની બાહેર પૂર્વ દિશામાં રહે છે." આ પ્રમાણે કહી તું તેણીને બંધુસુંદરીને ઘેર લાવી અને પછી તું ઘેર ગઇ. ત્યારબાદ બંધુસુંદરીએ પોતાનો સર્વ વૃત્તાંત તે પરિવ્રાજિકાને કહી સંભળાવ્યો. તેનો વૃત્તાંત સાંભળ્યા

પછી પરિવ્રાજિકા બોલી—" બ્હેન, તુ ધીરજ રાખ. હું તારા પતિને તેની રાખેલ સ્ત્રી સાથે અપ્રીતી કરાવીશ." આ સાંભળી બંધુસુંદરીએ તેણીનો આભાર માન્યો. તે પછી તે પરિવ્રાજિકાએ એવો ઉપાય કર્યો કે જેથી બંધુસુંદરીના પતિએ તે મંદિરાવતીનો ત્યાગ કરી દીધો. અને બંધુમતીનો સ્વીકાર કર્યો. તે વખતે પેલી સ્ત્રીએ જે શોક કર્યો, તેનાથી તેં કર્મ બાધ્યું હતું. તે પછી આયુષ્ય પૂર્ણ કરી મૃત્યુ પામી કર્મના દોષથી તું હાથિણી થઇ અવતરી તે વનમાં તારા પતિ ગજેંદ્રને તું અપ્રિય થઈ અને ગજણ ધનના પ્રયોગથી પકડાઇ ગઇ. તે પછી વાનરી થઇ તેમા પણ વાનરયુથના પતિએ તારો ત્યાગ કર્યો, પછી તને મદારી લોકોએ પકડી લીધી. અને લોઢાની સાંકળથી બાંધી. ત્યાંથી મૃત્યુ પામી કુતરી થઇ અવતરી. તે ભવમાં પણ શ્વાનોને અપ્રિય થઈ અને તારાં દેહને કીડાઓ ખાઇ ગયા. તે પછી માર્જારી થઇ. ત્યાં સર્વ બીલાડીઓને અણગમતી થઈ. મૃત્યુ પામી ગરુવાકી થઇ. તેમાં પણ પતિને અપ્રિય થઇ મૃત્યુ પામી ચંડાળની સ્ત્રી થઇ અવતરી. તે ભવમાં પતિએ તારો ત્યાગ કર્યો. અંતે દુઃખી થઇ મૃત્યુ પામી ભીલડી થઈ અવતરી. તે ભવમાં નેહડાની અંદર સર્વને અપ્રિય થઇ પડી. એક વખતે કેટલાએક મુનિઓ રસ્તો ભુલી ગયા, તેમને તેં રસ્તો બતાવ્યો, અને 'આ મત્સર વગરના મુનિઓને ધન્ય છે' એમ હૃદયમાં તેમને માટે સારી ભાવના ભાવી અને ભક્તિથી તેં તેમને વંદના કરી. દયાળુ સાધુએ તે વખતે તને ઉપદેશ કર્યો, તેથી તેં બોધિબીજ પ્રાપ્ત કર્યું. અલ્પ આરંભ, કોમળ ભાવ, સરલતા,

અને સાધુ સમીપ રહેવા વગેરેથી તેં મનુષ્યનું આયુષ્ય બાંધ્યું. તે મુનિઓ ચાલ્યા ગયા પછી તેં તેમનું અને તેમના ઉપદેશનું સ્મરણ-ચિંતવન કર્યું. તેજ વખતે તારો શુભ ભાવ છુટયો નહીં અને જીવિત છુટી ગયું. તે અવશેષ કર્મના યોગથી તું શ્વેતવી નગરીના રાજાને ઘેર પુત્રી રૂપે થઇ અને કોશલ પતિ સાથે તારો સંબંધ જોડાયો. તારૂં કર્મ જે અવશેષ રહેલ તેનાથી યક્ષિણીએ તને હેરાન કરી છે. વત્સે, હવે કર્મના બંધથી મુક્ત થવા પ્રયત્ન કરજે."

તે મહા મુનિના આ વચન સાંભળી મારૂં મોહ ધકાર દૂર થઇ ગયું અને હૃદયમાં વૈરાગ્ય પ્રગટ થયો તત્કાળ મને જાતિસ્મરણ જ્ઞાન થયું. મે ભક્તિથી ગુરૂને વંદના કરી. પછી અંજલી જોડી પૂછયું, ભગવન્, મારા પૂર્વ કર્મના બધા બંધ ક્યારે છુટી જશે? અને મારા સ્વામી તે યક્ષિણીને કયારે ઓળખશે ?" ગુરૂ બોલ્યા—" ભદ્રે, હવે એક અહોરાત્રમાજ તારા કર્મ બંધ છુટી જશે. આજ રાત્રે તારા સ્વભાવની તુચ્છતાનો વિચાર કરતા રાજાના મનમા શકા આવશે, એટલે તે વાત પોતાના મંત્રીને જણાવશે. પછી મત્રી જિનબિંબને મુકશે તેનું તેણી ઉલ્લઘન કરશે એટલે મંત્રીને ખાત્રી થતા તે રાજાને જણાવશે કે આ દેવી નથી પણ યક્ષિણી છે આથી રાજા તેણીને મારવા ઉઠશે, તે વખતે એ પાપિણી અદ્રશ્ય થઇ જશે. તે પછી રાજા તારે માટે ઘણો પશ્ચાત્તાપ કરશે અને તારી શોધ કરવા નીકળી પડશે. આવતી કાલે સવારે અહિં આવીને તને મળશે

અને તેથી તેના મનને સુખ થશે તેથી તું સતાપ કરીશ નહીં ''

ગુરૂના મુખથી વચન સાભળી મે તેમને જણાવ્યુ, " ભગવન્, હવે હુ સતાપ કરવાની નથી તમારા દર્શનથી મારો સતાપ ચાલ્યો ગયો છે મારૂ હૃદય આ સસારથી વિરક્ત થયુ છે હવે રાજા આવે તો પણ મારે કાઇ છેજ નહીં જે સયોગ છે તે વિયોગાત છે જન્મ અને મરણથી દુખી થયેલાને સુખ કયાથી હોય ? " મારા આ વચનો સાભળી હૃદયમા પ્રસન્ન થઈ ગુરૂ બોલ્યા—" વત્સે, તારી વૃત્તિ જાણી હુ ખુશી થયેલ છુ જિન ભગવતે કહેલી ક્રિયા કરી તું સુખી થઇશ સર્વ કલ્યાણને કરનારા નવકાર મત્રને તુ ગ્રહણ કર." તે પછી તેમણે મને પૂર્વાભિમુખે રાખી નવકાર મત્રનો ઉપદેશ કર્યો મે હર્ષથી તે મત્રનો સ્વીકાર કર્યો પછી મને કહ્યુ કે, " આ પર્વતની ગુહામા રહી તુ આ મત્રનો જપ કરજે. હુ હવે જાઉ છુ પ્રાત કાળે તને અમારૂ દર્શન થશે " આ પ્રમાણે કહી તે ગુરૂ ચાલ્યા ગયા પછી હુ ગિરિ ગુફામા બેસી તે મહામત્રનો જપ કરવા લાગી એ મત્ર જાપના આનદમા મગ્ન થતા રાત્રિ સુખે ક્ષણવારમા પસાર થઈ ગઇ પ્રાત કાળ થતા મારા સ્વામી સેકડો સ્વારોની સાથે ત્યા આવ્યા સ્વારોએ મને શોધી લીધી અને તે ખબર રાજાને આપ્યા, એટલે તે રાજા મારી પાસે આવ્યા અને મારી પાસે પોતાનો અપરાધ ખમાવવા લાગ્યા તે વખતે મે તેમને જણાવ્યુ કે, " તેમા આપનો દોષ નથી, પણ મારા કર્મનોજ દોષ

છે. પ્રાણી માત્રને પોતાના દુષ્કૃત્ય ભોગવવા પડે છે. મેં મારા કર્મના ફળ પુર્વ ભવે ઘણાં ભોગવ્યાં છે." આ પ્રમાણે કહ્યા પછી તે મહાનુભાવ મુનિએ કહેલો મારા પુર્વભવોનો મેં વૃત્તાંત તેમની પાસે કહી સંભળાવ્યો. અને છેવટે તેમની પાસેથી પ્રાપ્ત થયેલ નવકાર મંત્રના લાભની વાત પણ જણાવી. તે સાંભળી રાજા વિસ્મય થયો. અને તે મહાનુભાવ ગુરૂના દર્શન કરવાની તેમની તીવ્ર ઇચ્છા થઇ, તેમના હૃદયમા સંવેગ રંગ પણ પ્રગટી આવ્યો. તેમણે ઉત્સુકતાથી જણાવ્યું કે, 'તે મહાનુભાવ ગુરૂ કયાં છે?' મેં ઉત્તર આપ્યો. "આ પર્વતની નજીક તે મહાત્મા બિરાજે છે." તે પછી રાજા મને અને પરિવારને સાથે લઇ તે પર્વતની પાસે રહેલા ગુરૂ સમીપ ગયા. તેમને ભક્તિથી વંદના કરી. ગુરૂએ ધર્મલાભ આશીષ આપી. રાજાએ વિનયથી જણાવ્યું, "ભગવન્, આ દેવીને આપે તેમના પૂર્વભવોનું સ્વરૂપ કે જે કર્મના નઠારા ફળને દર્શાવનારૂં હતું, તે જણાવ્યું એ મારા સાંભળવામાં આવ્યું છે. જ્યારે એવા અલ્પ પાપનું એવું પરિણામ આવ્યું તો પછી અનેક પાપ કરનારા એવા મારા શા હાલ?" પ્રભુ બોલ્યા, "રાજા, ખરૂં કર્ત્તવ્ય શું છે? તે આદરથી સાંભળ. સર્વ સાવદ્ય યોગથી વિરતિ રાખવી. હૃદયમાં સંવેગ રાખી કોઇ જાતનું નીયાણું બાંધવું નહીં અને પ્રત્યાખ્યાનથી દોષોને દૂર કરવા. આ પ્રમાણે કરવાથી મેઘની વૃષ્ટિથી અગ્નિની જેમ બધાં પાપ શાંત થઇ જશે, આશય શુદ્ધ બનશે, જીવનું વીર્ય ઉલ્લાસ પામશે. અંતરાત્મા શુદ્ધ થશે, પ્રમાદ નષ્ટ થઇ જશે મિથ્યા વિકલ્પો નાશ પામશે, સંસાર પરંપરા ખિન્ન થશે,

અને કર્મના બધ શિથિલ થતા અતે શિવપદની પ્રાપ્તિ થશે રાજન તમારે એ કર્ત્તવ્ય આચરવુ ” મુનિરાજના આ વચન સાભળી તે રાજાએ તે ગુરૂનો આભાર માન્યો પછી તેમણે મારી સામે જોયુ, એટલે મે કહ્યુ, દેવ, આપે જ કહ્યુ તે યુક્ત છે પછી રાજાએ દાન આપ્યા અને અષ્ટાન્હિક મહોત્સવ કર્યો ત્યારપછી પોતાના જ્યેષ્ઠ પુત્ર સુગ્ગુદત્તને રાજ્ય ઉપર બેસારી સામતો, મત્રીઓ, તથા મે અને બીજા અત પુર સાથે સુગ્રહીત નામના ગુરૂની પાસે દીક્ષા લીધી હતી

“બ્હેન રત્નાવતી, તે સુસગતા હુ પોતેજ છુ. માત્ર થોડા કર્મના વિપાકથી મારે એવુ ભારે દુખ પડયુ હતુ, તેવી રીતે તારે પણ થોડા અજ્ઞાનથી આ બધુ બન્યું છે હવે તે વિષે સતાપ કરવો નહીં ” સાધ્વી સુસગતાના મુખથી આ પ્રમાણે સાભળી રત્નવતી બોલી—“ ભગવતી તમારો વૃત્તાત સાભળી મને પણ પરિતાપ થાય છે તમે ઘણુ કષ્ટ ભોગવ્યુ. હવે તમે કલેશના દાહવમાથી નીકળી ગયા તે તમે કૃતાર્થ થયા છો હુ પણ ધન્ય છુ કે, ચિતામણિ જેવા તમારા મારે દર્શન થયા, હવે મારે શુ કરવુ, તે બતાવો ” ગણિની બોલ્યા—“ બ્હેન, તમે નવકારમત્ર પૂર્વક ગૃહસ્થધર્મનો અગીકાર કરો, જેથી તમે તમારા જીવનમા ધાર્મિક ઉન્નતિ પ્રાપ્ત કરી શકશો ”

સાધ્વી સુસગતાનો આ બોધ રત્નવતીએ ગ્રહણ કર્યો અને ત્યારથી તે પવિત્ર સ્ત્રી ખરેખરી શુદ્ધ શ્રાવિકા બની ગઇ અને પોતાના પ્રિયના સમાગમની રાહ જોઇ ધર્મસાધન કરવામા તત્પર રહેવા લાગી.

વાંચનાર, સાધ્વી સુસંગતાના જીવનવૃત્ત ઉપરથી સાર લેજો કે, બાંધેલું અલ્પ કર્મ પણ કેવું વિષમ થઇ જાય છે. અને પ્રાણીઓને કેવી કષ્ટ દશામા ઉતારે છે? કુકર્મનું મહાવિષ ઘણુંજ ઉગ્ર છે એ વિષનો જો પ્રતિકાર કરવામાં ન આવ્યો હોય, તો તે અનંત ભવ સુધી નડે છે. અને વિપત્તિઓના વાદળમાં ઘેરાવે છે. કર્મનુ મહાવિષ જ્યારે ઉગ્ર રૂપ ધારણ કરે છે, ત્યારે તેના સંસર્ગમાથી મુક્ત થવું ઘણુંજ અશકય છે. એ મહાવિષને ઉતારનારો મહામંત્ર આર્હત ધર્મજ છે. કદિ પ્રારબ્ધયોગે એ મહા વિષ લાગી ગયું હોય તો તેમાંથી મુક્ત થવાને માટે આર્હત ધર્મનુંજ શરણ લેવાનું છે. આર્હત ધર્મ શિવાય તે મહા વિષમાંથી કોઇ બચાવી શકે તેમ નથી. સર્વ ભવિજનોએ સર્વથા એ વિષયમાંથી મુક્ત થવાને પ્રયત્ન કરવો. બનતાં સુધીતો એ વિષના વિપત્તિકારક વેગમાં ન અવાય તેવીજ રીતે વર્તવું વિશેષ યોગ્ય છે.

---

## પ્રકરણ ૮ મું.

---

### ઋતુ ઉપરથી પ્રાપ્ત થયેલો બોધ.

વર્ષાઋતુ ચાલતી હતી, વાદળાઓ આકાશને ઘેરતાં હતાં. પવન ગર્જારવ કરી વાતા હતા. બગલીઓ આકાશમાં ઉંચે ચડી મંગળાકાર થતી હતી વિદ્યુતો ઉપરા ઉપર ચમકારા મા-

રતી હતી. મયૂર પક્ષીઓ મેઘગર્જના સાંભળી ખુશી થતા હતા. ચાતકો હર્ષથી વિચરતા હતા. રાજહંસો ઉડીને માનસ સરોવર તરફ નાશી જતા હતા. દાદુરો ચારે તરફ ધ્વનિ કરી રહ્યા હતા. નવીન અંકુરો પૃથ્વીમાંથી ફુટી રહ્યા હતા. મુસાફરોની સ્ત્રીઓ ખેદ પામતી ગૃહાવાસમાં બેઠી હતી, મહર્ષીઓના સમૂહ જળાશયોમાં પડી સુખી થતા હતા.

આ પ્રમાણે વર્ષાઋતુએ પોતાનું સામ્રાજ્ય વિશ્વ ઉપર પ્રવર્ત્તાવ્યું હતું. આ વખતે એક મહારાજા કેટલાએક પરિજનોને સાથે લઇ વર્ષાઋતુની શોભા જોવાને વનમાં આવ્યો હતો. તે વખતે તૃણ કાષ્ટ વગેરેથી સંકુલ, કાંઠા ઉપરના વૃક્ષોને પાડતી, તરંગોમાંથી ભયંકર દેખાતી, મર્યાદાનો ત્યાગ કરતી, ક્રૂર જળ જંતુઓથી ભરપૂર થયેલી એક સરિતા રાજાના જોવામાં આવી. તે સરિતાનો ભારે દેખાવ જોઈ બે ઘડી વાર તે તે સ્થાને ઉભો રહ્યો. પછી તે પરિવાર સાથે પોતાની નગરીમાં પાછો આવ્યો.

બે માસ ગયા પછી વર્ષાઋતુ ચાલી ગઇ. અને શરદ ઋતુનો પ્રવેશ થયો. તે વખતે રાજા અશ્વક્રીડા કરવાને પુનઃ વનમાં ગયો. અને પેલી નદીને કાંઠે આવી ઉભો રહ્યો. આ વખતે તેની તે નદી અલ્પ જળવાળી હતી. તેનો પ્રવાહ મંદ અને ઓછો હતો. જળ સ્વચ્છ અને નિર્મળ બની ગયું હતું. આ દેખાવ જોઇ તે મહારાજાના મનમાં વિચાર થયો કે, "અહા ! આ નદી ઉપરથી કેવો ઉત્તમ બોધ મળે છે ! જે નદી થોડા વખત પહેલા ભરપૂર વેગવાળી અને ભયંકર

લાગતી હતી, તે આજે કેવી શિથિલ અને નિર્મળ બની ગઇ છે ? પુરૂષની સમૃદ્ધિનો વિસ્તાર પણ આવોજ છે. જ્યારે પુરૂષ ધનયૌવનમાં મસ્ત બને છે, ત્યારે તેનો મહારંભ વર્ષાઋતુની નદીના વેગ જેવો છે. મહારંભ કલ્યાણરૂપી કાંઠાને તોંડી નાંખે છે, ધર્મકર્મરૂપી વૃક્ષોને પાડી નાંખે છે, પોતાના આત્માને ડોળી નાંખે છે, ક્રુર મનુષ્યોનો સહવાસ કરાવે છે અને સાધુપુરૂષોનો વિયોગ કરાવે છે. તે મર્યાદાનું ઉલ્લંઘન કરાવી મદના તરંગોનું સેવન કરાવે છે અને સ્વપરનો અપકાર કરાવે છે. જો આ શરદઋતુની નદીની જેમ રહીએ તો પોતાના સ્વભાવમાં શુદ્ધ મનથી રહેવાય છે, પાપ મિત્રોનો ત્યાગ કરી જીવલોકોના ઉપકારોમાં પ્રવૃત્ત થવાય છે અને સાધુઓનો સંગ થાય છે."

આ પ્રમાણે વિચાર કરી તે રાજા પોતાના રાજદ્વારમાં આવ્યો. તેના નિર્મળ હૃદયમાં સંવેગનો રંગ જામી ગયો અને તે આ સંસારનો ત્યાગ કરવા તત્પર બની ગયો.

વાંચનાર, આ પ્રસંગ આપણી વાર્ત્તાનો અંગભૂત છે, તેથી તે જાણવાથી તમારા હૃદયમા સારી અસર થયા વિના રહેશે નહીં. જે મહારાજા વર્ષાઋતુની નદીને જોવા આવ્યો હતો, તે આપણી ચાલતી વાર્ત્તાનો નાયક ગુણચંદ્ર હતો. રત્નવતી સુસંગતા સાધ્વીના ઉપદેશથી વૈરાગ્યવતી થઇ હતી અને તેણી હમેશા એ સાધ્વીની પાસે ઉપદેશ સાંભળવા જતી હતી. ચાર દિવસ ઉપદેશ સાંભળ્યા પછી પાંચમે દિવસે ચંદ્રસુંદરી નામની તેણીની સખીએ વધામણી આપી કે, " ભદ્રે, તમારા

ચિત્તને આનંદ આપનાર રાજકુમાર પધાર્યા છે." આ વધામણી સાંભળી રત્નવતી આનંદિત થઇ ગઇ અને તેણીએ તે વધામણી આપનારને એકાવળી હાર ભેટ કર્યો.

રાજકુમાર ગુણચંદ્ર પોતાના મિત્ર થયેલા વિગ્રહરાજાને લઇ પિતા મૈત્રીબલની પાસે આવ્યો. અને તેણે વિગ્રહરાજાનો સર્વ વૃત્તાંત જણાવ્યો. રાજા મૈત્રીબળે વિગ્રહરાજાનો સત્કાર કર્યો હતો. તે પછી રાજકુમાર પોતાની પ્રિયા પાસે આવ્યો હતો. પ્રિયાની પાસે સાધ્વી સુસંગતા બેઠાં હતાં. તેમને વંદના કરી અને ધર્મલાભની આશીષ સંપાદન કરી ગુણચંદ્ર બોલ્યો —"ભગવતી, તમારા દર્શન કરી મને ઘણો આનંદ થયો છે. મારા વિયોગમાં રત્નવતીને તમે ધર્મનું શરણ આપ્યું, તેને માટે આપનો ભારે આભાર છે. ભદ્રે, સુગૃહીત નામના ગુરૂએ મને પ્રતિબોધ આપ્યો છે. તમારા સાધુજનોની કૃપાથી અમો દંપતીધર્મને પામ્યા છીએ." તે પછી સાધ્વી સુસંગતાએ કેટલીએક ઉપદેશચર્ચા કરી હતી. ત્યારબાદ તેઓ પોતાને ઉપાશ્રયે ગયા હતા.

ત્યારથી ગુણચંદ્ર અને રત્નવતી ગૃહસ્થાવાસમાં સુખે રહેતાં અને પ્રતિદિન સુસંગતા સાધ્વીની પાસે ધર્મશ્રવણ કરવા જતાં હતાં. અનુક્રમે તેમને એક પુત્ર ઉત્પન્ન થયો. તેનું નામ ધૃતિબળ પાડવામાં આવ્યું. જ્યારે પુત્રને ઘેર પુત્ર ઉત્પન્ન થયો, ત્યારે રાજા મૈત્રીબળને સંતોષ થયો અને તેના હૃદયમાં સંસાર ઉપર વૈરાગ્ય ઉત્પન્ન થઇ આવ્યો. તત્કાળ તે ગુણચંદ્ર

ને રાજ્ય ઉપર બેસાડી મૈત્રીબળે દીક્ષા ગ્રહણ કરી અને રાજ્યનો મહારાજા મટી મહાવ્રતના સામ્રાજ્યનો મહારાજા થયો હતો.

ગુણચંદ્ર પોતાની પ્રિયા રત્નવતીની સાથે રહી અમરાવતીના રાજ્ય સાથે ધર્મનું મહારાજ્ય ચલાવતો હતો, તથાપિ પ્રથમ વર્ષા અને શરદૃઋતુના દેખાવ ઉપરથી તેનું હૃદય વૈરાગ્યમય બન્યું હતું. રાજ્યની સત્તા ધારણ કર્યા છતાં પણ તે સર્વથા ઉદાસીનભાવે રહેતો અને સદ્ભાવના ભાવ્યા કરતો હતો.

જ્યારે ગુણચંદ્ર અમરાવતીનો મહારાજા બન્યો, ત્યારે પ્રજામાં ધાર્મિક જાગ્રતિ વિશેષ થઈ હતી, અને ઘેરઘેર આર્હત ધર્મની પ્રભાવના વૃદ્ધિ પામતી હતી. આર્હત ધર્મના મહોત્સવો ઉપરા ઉપર થયા કરતા હતા અને સર્વત્ર જૈન શાસનની જયઘોષણા થઈ રહી હતી.

---

## પ્રકરણ ૯ મું.

### વૈર નિર્યાતન.

એક મહાત્મા કાર્યોત્સર્ગ કરી રહેલા હતા. તેમનું હૃદય શુભ ધ્યાનની શ્રેણીમાં આરૂઢ થયું હતું. પરમતત્ત્વના સ્વરૂપનું ચિંતવન થતું હતું. દેહ ઉપરથી મમત્વનો સર્વથા ત્યાગ થયો હતો. સર્વ પ્રકારે આત્મિક ભાવ ઉદય પામ્યો હતો. આ પ્રપંચની રચના ઉપરથી પૂર્ણ રીતે અભાવ થઇ ગયો હતો. અને આર્હત તત્ત્વના સ્વરૂપનો પૂર્ણ પ્રકાશ પડ્યો હતો.

આ વખતે કેટલાએક પુરૂષો હાથમાં શસ્ત્રો લઇ ત્યાં આવી ચડ્યા અને તેઓ તે મહાત્માની આસપાસ વીંટાઇ વળ્યા. તેઓમાંથી એક જણ બોલ્યો. "ભાઈ આ કોઇ મહાત્મા છે, આવો પુરૂષ કદિપણ ગુન્હો કરે નહીં. આ મહાત્માની આકૃતિ ઘણીજ નિર્દોષ અને નિર્વિકારી છે. ત્યારે કોઈ બીજા પુરૂષે ગર્જનાથી કહ્યું, "અરે ભાઇ, મને તો આ કોઇ ઢોંગી લાગે છે. માત્ર તપસ્વીનો દંભ કરી બેઠો છે. ઘણાં પુરૂષો આવો ઉત્તમ દેખાવ કરી બેસે છે અને અંદરથી ઘણાં કુકર્મને કરનાર હોય છે. મને તો નિશ્ચય થાય છે કે, આ માણસે જરૂર ચોરી કરેલી છે. માટે આ ઢોંગી અવશ્ય શિક્ષા કરવાને લાયક છે." તેવામાં એક ત્રીજો પુરૂષ બોલ્યો "ભાઇઓ, જો તમારી ઇચ્છા હોય તો હું તેને બોલાવી જોઉં." સર્વની સંમતિ થવાથી તેણે તે મહાત્માને બોલાવા માડ્યાં, તો પણ તે મહાત્માએ કાંઈ ઉત્તર આપ્યો નહીં. ધ્યાનમાં રહેલા તે યોગીંદ્ર તરફથી જ્યારે કાંઇપણ ઉત્તર મળ્યો નહીં, ત્યારે તેણે તે મહાશયની ઉપર તાડન કરવા માંડયું, ઘણું તાડન કર્યું, તો પણ યોગીંદ્ર પોતાના ધ્યાનથી ચલાયમાન થયા નહીં. પછી તે પુરૂષોએ આવી પોતાના રાજાને જાહેર કર્યું એટલે રાજા પોતે તે મહાત્માની પાસે આવ્યો. મહાત્માની શાંત મૂર્તિ જોઈ રાજાના હૃદયમાં સદ્ભાવના પ્રગટ થઇ આવી. તત્કાળ તેણે તેમને ભક્તિથી વંદના કરી અને પોતાના રક્ષક પુરૂષોને પૂછ્યું, 'તમે આ મુનિને હેરાનતો નથી કર્યા ?' રક્ષકોએ ઉત્તર આપ્યો-'મહારાજ, એવું કાંઈ કર્યું નથી.' તે પછી તે રાજાએ કહ્યું, "રક્ષકો, આ તપસ્વી માહાત્મા તો મારા

સ્વામી ગુણચંદ્ર રાજા છે. તેઓ પોતાના સમૃદ્ધિમાન્ રાજ્યનો ત્યાગ કરી, અને સર્વ પદાર્થો ઉપરથી મમત્વને છોડી આ ધ્યાનાવસ્થાને પ્રાપ્ત થયા છે. આ મહાશયને ધન્ય છે કે જેમણે જિનકલ્પથી પોતાના મનુષ્યજન્મને કૃતાર્થ કરેલો છે. આ મહાત્માની ઉપર કોણે ચોરી નાંખી ? તે મને બતાવો.” રાજાના આ વચનો સાંભળી તે રક્ષક પુરૂષો તે પુરૂષને શોધવા લાગ્યા, પણ તે પુરૂષ અદૃશ્ય થઇ ગયો, તેમના જોવામાં આવ્યો નહીં.

વાંચનારાઓને આશ્ચર્ય લાગશે કે, રાજકુમાર ગુણચંદ્ર આ સ્થળે કયાંથી આવ્યો ? અને તેની ઉપર ચોરીનું તહોમત શી રીતે આવ્યું હશે ? આ પ્રસંગનું સ્પષ્ટીકરણ અવશ્ય કરવું જોઇએ.

જ્યારથી વર્ષા અને શરદ્ ઋતુની નદીનો દેખાવ જોયો, ત્યારથીજ ગુણચંદ્ર આ સંસાર ઉપરથી વિરક્ત થઈ ગયો હતો. તેણે કેટલોક વખત રાજ્ય કર્યા પછી પોતાની રાણી રત્નવતીને પોતાની વ્રત લેવાની ઈચ્છા જણાવી, જે ઉપરથી વિરક્ત હૃદયા રત્નવતીએ પણ તેમાં સંમતિ આપી, એટલે ગુણચંદ્ર પોતાના પુત્ર ધૃતિબળને રાજ્યાસન ઉપર બેસારી ગુરૂ સમીપે દીક્ષા લેવાને ગયો હતો. તેની સાથે તેના પ્રધાનો, સામંતો અને મંત્રીઓ તેમજ રાણી રત્નવતી દીક્ષા લેવાને ગયાં હતાં. આ વખતે તેના ઉપકારી ગુરૂ વિજયધર્મસૂરિ કાશી નગરીમાં હતા, તેથી તે સર્વ પરિવાર સાથે તે સ્થળે ગયો અને ત્યાં તેણે મોટા ઉત્સવથી દીક્ષા ગ્રહણ કરી હતી.

ગુણચંદ્ર રાજર્ષિ બની કેટલેક કાળે સૂત્રાર્થ અને કલ્પનો સંપૂર્ણ જ્ઞાતા બન્યો હતો. એક વખતે ધ્યાન કરવાની ઇચ્છાથી તે એકાકી કોલ્લાક નામના સ્થાનમાં આવ્યો. તે ત્યાં કાર્યોત્સર્ગ કરી સ્થિર રહ્યો હતો. આ સમયે તેનો પૂર્વ શત્રુ પેલો વાન મંતર વિદ્યાધર તે સ્થળે ફરવા નીકળ્યો, તેવામાં તેણે ગુણચંદ્રને ધ્યાનારૂઢ જોયો અને જોતાંની સાથેજ તેના હૃદયમાં વૈરભાવ ઉત્પન્ન થઇ આવ્યો. તત્કાલ તેણે વિચાર કર્યો કે, " આ ગુણચંદ્ર મારો શત્રુ છે, જો કે તે મુનિ રૂપે રહ્યો છે. તથાપિ તેને કોઇ પણ જાતનું દુઃખ આપી હું મારા હૃદયને શાંત કરૂં. " આવો વિચાર કરી તેણે ક્રોધથી પર્વતની એક શિલા ઉપાડી અને તે ધ્યાનસ્થ મુનિની ઉપર ફેંકી.શિલા પડી તોપણ તે મુનિ ધ્યાનમાંથી મુક્ત થયા નહીં. પછી તેણે બીજી શિલા નાંખી તો પણ તે સહન કરી રહ્યા. ગુણચંદ્ર મુનિની આવી દઢતા જોઇ તેણે કોઇ ગૃહસ્થના ઘરમાંથી ચોરી કરી. તે ચોરીનો માલ લઇ ગુણચંદ્ર મુનિની પાસે મૂકયો અને પોતે જઇ ગામના કોટવાળને એ ખબર આપ્યા. એટલે તેઓ પોલીસના માણસોની સાથે ત્યા આવ્યા હતા. તે રક્ષકોએ કાર્યોત્સર્ગે રહેલા ગુણચંદ્ર મુનિને અને તેમની પાસે રહેલા ચોરીના માલને જોઇ તેઓ આશ્ચર્ય પામ્યા હતા. પછી શું બન્યું, તે વાંચનારને વિદિત છે.

આ પ્રમાણે ગુણચંદ્ર મુનિનો દ્વેષ કરી તે વાનમંતર અદૃશ્ય થઇ ગયો હતો. પછી કોલ્લાક સ્થાનના રાજાએ કહ્યું કે, " કોઇ આ ગુણચંદ્ર મુનિના દ્વેષીએ આ ઉપસર્ગો કરેલા છે, અને તે દ્વેષી મનુષ્ય નહીં હોય તેથી અદ૰     ચો ગયો

હશે." પછી રાજાએ રક્ષકોને આજ્ઞા કરી કે, તમે ગામમાં જાઓ અને અંતઃપુર સાથે ગામમાં ખબર આપો કે, રાજર્ષિ ગુણચંદ્ર અહિં બીરાજે છે, માટે તેમને વંદના કરવા આવો. રાજાની આવી આજ્ઞાથી તે રક્ષકોએ ગામમાં ખબર આપ્યા એટલે ગામના લોકો અને રાજાનું અંતઃપુર સર્વે ઉત્સાહથી આવ્યા અને તેમણે મહાત્મા ગુણચંદ્ર મુનિને વંદના કરી. સર્વે વંદના કરતા હતા, તોપણ તે મહાનુભાવ ધ્યાનસ્થ રહ્યા હતાં. તેવામાં એક કાષ્ટના ભારાવાળે આવી રાજાને જણાવ્યું, "મહારાજ, કોઈ આકાશમાં રહેલા પુરૂષે આ મુનિની ઉપર શિલા નાંખી હતી, તો પણ આ મુનિ તે સહન કરી રહ્યા છે. તે નજરે જોઈ મને ઘણું લાગી આવ્યું હતું, પરંતુ તે આકાશગામી પુરૂષને મારાથી કાંઈ પણ થઇ શક્યું નહિ." આ ખબર સાંભળી રાજા ઘણો અફસોસ કરવા લાગ્યો, તેવામાં રાજર્ષિ ગુણચંદ્ર ધ્યાનમાંથી મુક્ત થયા અને રાજાને ચિંતાતુર જોઈ કહ્યું, "રાજા, શા માટે ચિંતા કરે છે? આ સંસાર એવોજ છે. સંસારના સંતાપથી તપેલા પ્રાણીઓ ધર્મવૃક્ષના આશ્રય વિના સુખી થતા નથી. એ ધર્મરૂપી વૃક્ષનું મૂળ સમ્યકત્વ છે. સિદ્ધાંત તેના ચડીઆ છે, વ્રતો તેની લતાઓ છે, શીલના અંગ તેના પત્રો છે અને દેવ તથા મનુષ્યની ઋદ્ધિ તેના પુષ્પો છે. એ ધર્મવૃક્ષને જિનવાણીરૂપી નીકથી સિંચન કરેલું હોય તો તેમાંથી નિર્વાણ–મોક્ષરૂપી મહાફળ પ્રાપ્ત થાય છે. જે પુરૂષો પોતાના દેહને અસ્થિર જાણતા છતાં તુચ્છ ભોગમાં આસક્ત થઇ ક્લેશ પામે છે અને ધર્મરૂપી વૃક્ષનો આશ્રય કરતા નથી, તેઓ મૂઢ

પુરૂષો સમજવા. હે રાજા, આ સંસારમાં ભમતા એવા મેં પણ બહુવાર દારૂણ દુઃખ અનુભવ્યું છે, માટે તમે મારા દુઃખથી ચિંતા કરશો નહીં."

ગુણચંદ્રર્ષિના આ વચનો સાંભળી રાજા વિશેષ આનંદ પામ્યો. તેણે અંજલિ જોડી તે મહાત્માને કહ્યું, "ભગવન્, મને પ્રતીતિ થઇ છે કે, આપનું જીવિત સફળ છે. તમે વિવેકરૂપી શસ્ત્ર પ્રાપ્ત કરી ભાવશત્રુઓને જિતી લીધા છે. તપોલક્ષ્મી તમારે વશ થઇ છે, પ્રમાદનો ત્યાગ કરી તમે આત્માને સ્થિર કર્યો છે. આ સંસાર રૂપ જંગલનું ઉલ્લંઘન કર્યું છે, અને લગભગ મોક્ષસુખ સંપાદન કરવા માંડયું છે. ભગવન્, આપની વૃત્તિ જોઇ મારૂં હૃદય વ્રત લેવાની ઇચ્છા રાખે છે, માટે કૃપા કરી મારે શી રીતે કરવું, તે બતાવો."

ગુણચંદ્ર સૂરિ બોલ્યા—"રાજન્, તમે વિજયધર્મસૂરિ પાસે જાઓ અને તે મહાનુભાવને હાથે દીક્ષિત થઇ આત્મસાધન કરો."

ગુણચંદ્ર મહર્ષિનું આ વચન સાંભળી તે રાજા આત્મસાધન કરવા પ્રવૃત્ત થયો અને રાજર્ષિ ગુણચંદ્રે પુનઃ સમાધિ ધારણ કરી યોગસાધન કરવા માંડયું. ચારિત્ર ગુણની મહત્તા, ગૌરવ અને પ્રભાવ તેમણે પ્રતિદિન વધારવા માંડ્યા, તેથી તેઓ આત્મિક ધર્મની ઉન્નતિમાં આવવા લાગ્યા. ગુણચંદ્ર મહર્ષિના એ ગુણો ચતુર્વિધ સંઘમાં પ્રખ્યાતિ પામ્યા અને આર્હત સાસનનો મહાન્ ઉદય થઇ રહ્યો હતો.

# પ્રકરણ ૧૦ મું.

## ઉપસંહાર

સત્કર્મ અને અસત્કર્મનું ફળ મળ્યા વગર રહેતું નથી. પ્રાણી ગમે તેટલી બાજી રમે તોપણ કર્મ કોઈથી ઠગાતા નથી. કર્મને છેતરનારા પોતેજ છેતરાય છે યુક્તિબાજ પુરૂષો કર્મની આગળ છટકી જઈ શક્તા નથી. કર્મની સત્તા લોપવાને કોઇ પણ સમર્થ નથી. કર્મના પ્રબળ પ્રવાહમાથી મુક્ત થવાને તીર્થંકરો પણ શક્તિમાન થયા નથી તો બીજાના તો શા ભાર ? આ વિશ્વની વ્યક્તિઓ કર્મને આધીન છે. જેમ કર્મ નચાવે તેમ સર્વ વિશ્વ નાચે છે, અને તેની સત્તાને આધીન રહી સર્વ ક્રિયાઓ કરે છે. એ કર્મમાં સત્ અને અસત્ એ બે પ્રકાર રહેલા છે. સત્ પ્રકાર કલ્યાણની સાથે જોડે છે. અને અસત્ પ્રકાર દુઃખની સાથે જોડે છે સત્કર્મ એ પુણ્યના નામથી અને અસત્કર્મ એ પાપના નામથી ઓળખાય છે જ્યારે જ્યારે એ કર્મ ઉદય આવે છે, ત્યારે ત્યારે એ શુભાશુભ ફળ આપ્યા કરે છે

મહાનુભાવ ગુણચંદ્ર સત્કર્મ—પુણ્યનો ઉપાર્જક થયો હતો અને વાનમંતર પાપનો ઉપાર્જક થયો હતો. તે બંનેને તેમના યોગ્ય કર્મના ફળ મળ્યા હતા. રાજકુમાર ગુણચંદ્ર ઉજ્વળ સંયમને આરાધી, પાપકર્મ દૂર કરી અને આત્માને સમતા પાદપોગમ સ્થિતિ પ્રાપ્ત કરી સર્વાર્થસિદ્ધ નામના વિમાનમાં તેત્રીશ સાગરોપમની આયુષ્યથી દેવતા થયો હતો.

અને વાનમંતર વિદ્યાધર કે જેણે એ ગુણુચંદ્ર ઉપર વૈરબુદ્ધિ રાખી પાપકર્મ મેળવ્યું હતું તે આયુષ્ય ક્ષીણ થતાં રોગનું પાત્ર બની પીડાથી પોકાર કરતો અને રૌદ્રધ્યાન ધરતો મૃત્યુ પામી તેત્રીશ સાગરોપમની આયુષ્યે સાતમી નરકે ઉત્પન્ન થયો હતો.

ગુણુચંદ્ર અને વાનમંતરનો વૈર સંબંધ ક્યારથી ચાલ્યો આવે છે, તેનો વિચાર વાંચનારાઓના ખ્યાલમાં વખતે નહીં આવ્યો હોય, તેથી તેને પુનઃ વિવેચન કરવાની આવશ્યકતા છે. પ્રથમ ભવે જે ગુણુસેન અને અગ્નિશર્મા, બીજે ભવે સિંહ અને આનંદ નામે પિતા પુત્ર, ત્રીજે ભવે જાલીની માતા અને શીખી પુત્ર, ચોથે ધન અને ધનશ્રી નામે સ્ત્રી પુરૂષ, પાંચમે ભવે જય અને વિજય નામે સહોદર બંધુ, છઠ્ઠે ધરણુ અને લક્ષ્મી નામે સ્ત્રી પુરૂષ, સાતમે સેન અને વિષેણુ નામે પિતૃવ્ય બંધુ જે થયા હતા, તેજ બંને આ આઠમા ભવમાં ગુણુચંદ્ર અને વાનમંતર થયેલા છે. વાનમંતરનો વૈરભાવ પ્રથમથી ચાલ્યો આવે છે. એનામાં પાપનોજ ઉદય છે. આઠ ભવ સુધી પણુ તેની પાપબુદ્ધિ અવિચળ રહી છે. ગુણુચંદ્રનો આત્મા પ્રથમથીજ પુણ્યભાગી છે. સદાચાર અને ધાર્મિક વૃત્તિ પ્રથમથી જ તેનામાં વાસિત થયેલી છે. તેઓ બંને શુભાશુભ કર્મના ભોક્તા બનતા જાય છે, એક પુણ્યના પ્રભાવથી દિવ્ય સુખનો આસ્વાદી બને છે અને બીજો પાપના પ્રભાવથી નરક સુખનો આસ્વાદી બને છે.

પ્રિય વાંચનારાઓ, એ બને આત્માઓના આઠ ભવના સ્વરૂપનું યથાર્થ મનન કરજો; જેથી તમારા મનમાં સદ્બોધનું પ્રતિબિંબ પડશે, તેથી તમે તમારા જીવનમાં સર્વ રીતે વિજયી થઇ શકશો.



# ખંડ ૯ મો.

## પ્રકરણ ૧ લું.

### મિત્રગોષ્ઠી.

ત્રણ તરૂણ પુરૂષો એકત્ર થઇ બેઠા હતા. તેમણે ઉદ્ભટવેષ ધારણ કર્યો હતો. માથે ફટકા બાંધ્યા હતા. અક્કડ અને ઉજ્વળ અંગરખાં પહેર્યાં હતા, કાળા કેશને ઓળી પટીયાં પાડી મસ્તકની આસપાસ ગોઠવ્યા હતા. કટી ઉપર કચ્છ બાંધ્યા હતાં. માથાપર આવેલા ફટકાની આસપાસ છોગા લટકાવ્યાં હતાં. છોગાના પ્રાત ભાગમાં લાલ ફુમકાં આવી રહ્યાં હતાં. ભ્રુકુટીના મધ્યભાગમાં કુંકુમની બીનકીઓ તાણી હતી. સુરમાની શ્યામતાથી વિશાળ લોચનને દીપાવ્યાં હતાં. દરેકના હાથમાં ચાબુક રાખવામાં આવ્યાં હતા. આવા ઉદ્ભટવેષની સાથે તેમના અંગ ઉપર વિકારોની છાયા પ્રસરી રહી હતી. આંખોના ખુણામાં રકતતા અને ચંચળતા આવી રહી હતી. મુખ અને નેત્રોમાં યૌવનમદનો આવેશ દેખાય આવતો હતો.

આ ત્રણ પુરૂષોમાંથી એક પુરૂષે કહ્યું, "મિત્રો, આજે તો ગમે તેમ કરીને આપણે રાજકુમારને વિષયના વમળમાં નાંખી દેવા. શૃંગારરસના પ્રવાહમાં તાણી લેવા અને યૌવનવયની આ-

હાર લેવાને તત્પર કરી દેવા." બીજાએ ઉત્સાહ લાવીને કહ્યું, "મિત્ર, એ કામને માટેજ મહારાજાએ આપણને રાખ્યા છે. જો રાજકુમાર વિષયલંપટ ન થાય તો પછી આપણે શા કામના છીએ ?" ત્રીજો ગર્જના કરીને બોલ્યો, "ભાઇઓ, મને તો પૂરે-પૂરી હીંમત છે યુવાન રાજકુમારને શ્રૃંગારી બનાવવા એ સ્હેલાઇની વાત છે. જુઓ તો ખરા રાજકુમાર હમણાંજ શ્રૃંગાર-રસના રસિલા બની જશે."

આ પ્રમાણે તે ત્રણે છડેલાઓ વિવિધ વિચારો કરતાં હતાં, તેવામાં જેની મુખમુદ્રા ઉપર શાંત રસની પ્રભા પ્રસરી રહી છે અને જેના હૃદયમાં ધાર્મિક તત્ત્વોની વાસનાઓ જાગ્રત થયેલી છે, એવો એક રાજકુમાર તેમની પાસે આવ્યો. તેને આવતો જોતાંજ તે ત્રણે તરૂણો ઉભા થયા અને રાજકુમારને નીચા નમી તેમણે પ્રણામ કર્યા. રાજકુમાર તેમની વચ્ચે બેઠો એટલે તેઓ શ્રૃંગારના ગાયનો ગાવા લાગ્યા. વિવિધ જાતની ચેષ્ટાઓ કરી, કામશાસ્ત્રની પ્રશંસા કરવા લાગ્યા અને નાટક ચેટક અને બીજી ગંમતોની વાતો કરવા લાગ્યા.

રાજકુમાર તેમની બધી પ્રવૃત્તિ જોયા કરતો, પણ તેના હૃદયમાં તેની કંઇપણ અસર થતી ન હતી. તે હૃદયમાં સમજતો હતો કે, આ લોકો અજ્ઞાની છે, અને મને તેમની સાથે મેળવવાને ધારે છે, તથાપિ તે વિષે તેમના મનમાં જરાપણ આવતું નહીં. ઉલતો તેમને બોધ મળે તેવો ઉપાય કરવાને તે ચાહતો હતો. તે પ્રથમ તેમની સામે થયો નહીં, તેમ પોતાને તે વાત રૂચતી નથી, એમ પણ જણાવ્યું નહીં.

એક વખતે તે યુવાનોએ નાટક જોવા માટે કુમારને પ્રાર્થના કરી. રાજકુમારને તે વાત રૂચિકર ન હતી, તો પણ તેમને બોધ આપવા માટે તેણે નાટક જોવાની વાત પણ અંગીકાર કરી; અને તેમનો વિશ્વાસ મેળવી પ્રીતિ વધારવા માંડી. હૃદયમાં તેને રૂચતું નહીં, તોપણ રાજકુમાર તે ત્રણે મિત્રોની સાથે તેમની અનુકૂળતા પ્રમાણે વર્ત્તવા લાગ્યા.

રાજકુમાર પોતાની સાથે સર્વ વાતમાં ભાગ લે છે, એવું જાણી, તે છકેલા યુવાનો છેતરાઇ ગયા. ' હવે રાજકુમારને આપણો પૂરેપૂરો પાસ લાગ્યો છે ' એવો તેમને નિશ્ચય થઇ ગયો. અને તેથી તેમને પોતાની મુરાદ પાર પાડવાની પૂર્ણ આશા બંધાણી.

વાંચનાર, આ અલ્પ પ્રસંગ પણ જાણવાને માટે તમારૂં હૃદય આતુર થયું હશે. તેથી તેનું સ્પષ્ટીકરણ કરવાથી તમોને વિશેષ આનંદ આવશે.

જંબુદ્વીપના ભરતક્ષેત્રની અંદર **ઉજ્જયિની** નગરી પ્રખ્યાત છે. એ નગરી ભારતવર્ષના ઇતિહાસમાં અદ્ભૂત ચમત્કારોનું સ્થાન ગણાય છે. તેમાં સિંહના જેવા પરાક્રમવાળો **પુરૂષસિંહ** નામે રાજા હતો, તેને રૂપથી અનંગની પ્રિયા રતિને પણ લજાવનારી **સુંદરી** નામે રાણી હતી. તે રૂપવતી રાણીના ઉદરથી એક તેજસ્વી રાજકુમાર જન્મ્યો હતો. જ્યારે એ રાજકુમાર માતાના ગર્ભમાં આવ્યો, ત્યારે રાણી સુંદરીએ સ્વપ્નમાં મુખદ્વારા ઉદરની અંદર પ્રવેશ કરતા સૂર્યને જોયો હતો. તેણીએ સ્વપ્નાની વાત પોતાના પતિને જણાવતાં પતિએ ' તને સૂર્યના

જેવો અદ્દભૂત પુત્ર થશે ' એમ કહ્યું હતું. તેણીનો ગર્ભ શુક્લ પક્ષના ચંદ્રની કળાની જેમ વધવા લાગ્યો. અનુક્રમે સમય આવતાં પૂર્વ દિશા જેમ સૂર્યને જન્મ આપે, તેમ તેણીએ એક તેજસ્વી પુત્રને જન્મ આપ્યો હતો. આ પુત્રના જન્મના ઉત્સવમાં રાજા પુરૂષસિંહે પોતાના રાજ્યમાં મોટી ધામધૂમ કરી હતી. અનેક યાચકોને દાન આપવામાં આવ્યા હતાં અને કારાગૃહમાંથી કેદીઓને મુક્ત કરવામાં આવ્યા હતા. આ ઉત્સવમાં ઉજ્જયનગરીની પ્રજાએ ભારે ધામધૂમ કરી હતી. ચૌટાઓ, શેરીઓ, અને જાહેર રસ્તાઓને વિવિધ રંગના વાવટાઓથી શણગારવામાં આવ્યા હતા. રત્નજડિત તોરણો અને મંગળ કળશોથી દ્વાર અને આંગણાની મનોહર શોભા કરવામાં આવી હતી. શેહેરમાં ઘેર ઘેર મંગળમય વધામણાં પ્રવર્ત્તી રહ્યા હતાં. તે રાજકુમાર જ્યારે એક માસનો થયો, ત્યારે તેની માતાએ જોયેલા સ્વપ્નને અનુસારે રાજાએ તેનું નામ સમરાદિત્ય પાડયું હતું. માત પિતાના હુલ્લાસથી અને દાસ દાસીઓની સેવાથી ઉછરતો તે બાળક યોગ્ય વયનો થયો, બાલ્યવયમાંથી મુક્ત થઈ તેણે યૌવન વયમાં પ્રવેશ કર્યો. યૌવનવયના પ્રભાવથી તેના શરીરમાં કેટલાએક ફેરફારો થઇ આવ્યા, ટુંકામાં તેનામાં યૌવન વય પૂર્ણ રીતે ખીલી નીકળ્યું, તોપણ તેની મનોવૃત્તિમાં કોઇ જાતનો વિકાર ઉત્પન્ન થયો નહીં. કારણકે, બાલ્યવયથીજ તેનું ચરિત્ર ઊંચી જાતનું હતું. તેણે બધી કળાઓ મેળવી હતી. તો પણ ધર્મકળામાં તેની આસ્તા વિશેષ મગ્ન થઇ હતી. તે રાજકુમાર શાસ્ત્રો ઉપર અનુરાગી, શ્રદ્ધાળુ, હૃદયમાં સંવેગને

ધારણ કરનારો; સમતામાં રહેનારો અને તત્ત્વને જાણનારો થયો હતો. યૌવનવયમાં પણ તેની આત્મીક સ્થિતિમાં ઉલટો વિશેષ સુધારો થયો હતો. શુદ્ધ જ્ઞાનસહિત તે સમરાદિત્ય રાજકુમાર વિષયોને છોડી યતિની જેમ વિરક્ત થઇ શુભ ધ્યાન કર્યા કરતો હતો.

રાજકુમારની આવી વિરક્ત સ્થિતિ જોઇ તેનો પિતા રાજા પુરૂષસિંહ વિશેષ ચિંતાતુર રહેતો હતો. 'રખેને કુમાર આ રાજ્ય વૈભવને છોડી ચાલી નીકળે.' એવી ધાસ્તી તેને લાગ્યા કરતી હતી. પછી પોતાના યુવાન કુમારને સાંસારિક વિષયોમાં આસક્તિ થાય, તેવા હેતુથી રાજાએ તેને નઠારી સોબતમાં રાખવાનો વિચાર કર્યો. અને કામાંકુર, અશોક અને લલિતાંગ નામના ત્રણ તરૂણોના સહવાસમાં તેને રાખ્યો હતો.

વાંચનાર, પ્રથમ જે ત્રણ તરૂણો કહેવામાં આવ્યા હતા, તે કામાંકુર, અશોક અને લલિતાંગ હતા. તેઓની સાથે રાજકુમાર સમરાદિત્ય રહેતો હતો. ભોજન, શયન અને બીજી દરેક ક્રિયામા તે ત્રણે મિત્રો રાજકુમારની સાથેજ રહેતા હતા. તે ત્રણે યૌવનવયના વિકારોથી ભરપૂર હતા. સાંસારિક વિષયોના પૂરેપૂરા શોખીન હતા. તેઓ સમરાદિત્ય રાજકુમારને સંસારના સ્વાદમાં રસિક બનાવાને સદા તત્પર રહેતા હતા. તેઓ ઘણી જાતના ઉપાયો કરતા, તોપણ સુબોધી સમરાદિત્યને તેમના સહવાસનો પાસ લાગતો નહતો. તેની જ્ઞાનમય દૃષ્ટિમાં અને શુદ્ધ પ્રવર્ત્તનમાં તેમના કુસંગની મલિન છાયા લાગવી ન હતી.

આજે તે બધા એકઠા થયેલા છે. રાજકુમાર સમરાદિત્ય-ને સંસારના વિષયોમાં મગ્ન કરવા તેઓએ નિશ્ચય કર્યો છે.

સુબોધી સમરાદિત્ય અહર્નિશ તેમના સહવાસમાં રહેતો અને તેમની સાથે પ્રીતિથી મળતો હતો. કારણ કે તેના પવિત્ર હૃદયમાં એવો વિચાર હતો કે, આ ઉન્મત્ત મિત્રોને પણ બોધ આપી રસ્તે લાવવા; જેથી તેમના આત્માનો મહાન્ ઉપ-કાર થાય.

એક વખતે અશોકે સર્વ મિત્રોની વચ્ચે પ્રશ્ન કર્યો કે, : કામશાસ્ત્રથી શો લાભ થાય છે? તે કાળે કામાંકુરે ઉત્સાહથી ઉત્તર આપ્યો. "મિત્રો ! ધર્મ, અર્થ અને કામના ફળને પ્રાપ્ત કરવાનું મુખ્ય સાધન કામશાસ્ત્ર છે. કામશાસ્ત્રના પ્રયોગથી પોતાની સ્ત્રીનું આરાધન થાય છે, અને તેનાથી શુદ્ધ પુત્રની ઉત્પત્તિ થાય અને તેથી ઉત્તમ ધર્મ સધાય છે. જ્યારે રાગી સ્ત્રી અને શુદ્ધ પુત્ર પ્રાપ્ત થાય તો પછી કામ અને અર્થ સારી રીતે સંપાદન થઇ શકે છે. અને જો રાગી સ્ત્રી અને શુદ્ધ પુત્ર ન હોય તો સર્વ અર્થ-પુરૂષાર્થોનો વિપર્યય થઇ જાય છે. તેથી કામ, ધર્મ અને અર્થનું સાધન કામશાસ્ત્ર છે, એ વાત સિદ્ધ થાય છે."

આ વખતે લલિતાંગ બોલી ઊઠ્યો. મિત્ર, "કામાંકુરનું કહેવું યથાર્થ છે. ધર્મ તથા અર્થની સફળતાનું ખરેખરૂં ઉદા-હરણ એજ છે. તેનાવડે ધ્યાન અને ભાવનાના ઉત્કર્ષથી અલૌ-કિક મોક્ષ પણ થાય છે." તેના અનુમોદનમાં લલિતાંગ પણ બોલી ઉઠયો કે, "હું પણ તમારા મતને મળતો છું. હવે રાજકુ-

મારનો શો મત છે ? તે-આપણે જાણવો જોઈએ. મને ખાત્રી છે કે, તેઓ પણ આપણા મતને અનુમોદન આપશે ” આ વખતે રાજકુમાર સમરાદિત્ય શાંત સ્વરથી બોલ્યા— “ભાઇઓ, જો તમને ગુસ્સો ન આવે તો હું ખરેખરો, અભિપ્રાય આપું, ” ત્રણે યુવાનો બોલી ઊઠ્યા. “ રાજકુમાર, એમાં ગુસ્સો શાનો આવે ? તમારા સત્ય વચનથી અમારી ભુલો સુધરશે. ” રાજકુમારે કહ્યું, “ મિત્રો કામશાસ્ત્ર કહેવાથી અને સાંભળવાથી વસ્તુતાએ અજ્ઞાનજ ઉત્પન્ન થાય છે. કામ ભોગો માણુસને હાનિ કરનારા હોવાથી વિષના જેવા કહેલા છે. મહાન મોહના દોષને લઇને પ્રાણીઓ કામથી ભારે હેરાનગતિ ભોગવે છે. કામભોગના મોહમાં મગ્ન થયેલા પ્રાણીઓ પરમાર્થ જોઇ શકતા નથી, હિત અહિત જાણી શકતા નથી, કાર્યાકાર્ય-નો વિચાર કરી શકતા નથી. પરિણામને ચિંતવતા નથી. જુઓને કામીઓની કેવી મૂર્ખતા છે ? જાતે અપવિત્ર અને અપવિત્રપણાના કારણરૂપ એવા અબળાના અંગમાં ડોલર, કમળ અને ચંદ્રના જેવી રમણીયતાને તેઓ માને છે. એ મૂર્ખલોકો મોક્ષપદના વૈરીરૂપી એવા કામભોગમાં નકામા આસક્ત થઇને રહે છે. ભાઇઓ, તમે જેમનો પક્ષપાત કરોછો, એવા વિષયો આ લોકમાં વધ અને બંધન કરાવે છે અને પર-લોકમાં દુર્ગતિના કારણ બને છે. આવીજ રીતે હોવાથી એ અધમ કામશાસ્ત્ર ધર્મ, અર્થ અને કામનું સાધન શી રીતે થાય ? તેનો મધ્યસ્થભાવે વિચાર કરો. વળી તમે કહોછો કે,

તેથી સ્ત્રીના ચિત્તનું આરાધન થાય છે, તો સ્ત્રીના ચિત્તનો આરાધક પુરૂષ શું કરી શકે? તેનો વિચાર કરો, અને શુદ્ધ પુત્રને માટે તમે જે કહ્યું, તે પણ મને યોગ્ય લાગતું નથી. કારણ કે, સતી સ્ત્રીઓના પણ પુત્રો દુ:શીલ થયેલા જોવામાં આવે છે અને નઠારી સ્ત્રીઓના પુત્રો સારા થયેલા દેખાય છે. તેથી તેમાં તો કર્મની જ વિચિત્રતા છે. તમે સ્ત્રી જાતિને વખાણોછો, પણ તેઓ તુચ્છ અને જ્ઞાનરહિત, છતાં અનુરાગી જોવામાં આવે છે, એથી તેમનાથી કામ અને અર્થ સરે એ વાત સંભવતી નથી. મિત્રો, તમે જે કામ ભોગવવાની પ્રસંસા કરો છો,તે કામભોગ ખસની ખુજલીના જેવા અંતે વિરસ છે. તેમને ધર્મ-અર્થના ફળને આપનારા કેમ કહેવાય? જે ધર્મ તથા અર્થ આ લોકમાં કામને માટે કરવામાં આવે છે, તે સત્ય, અપ્રમાદ, શૌચ, ઉપસમ અને શુદ્ધ પરિણામને નાશ કરનારા થાય છે. ખરીરીતે ધર્મ તથા અર્થનું ફળ કામ નથી; પણ મોક્ષ છે અને તે બંને ખરા પુરૂષાર્થ કહેવાય છે. મુનિલોકોએ જોઇને નિશ્ચય કર્યો છે કે, તે કામાદિકથી અલૌકિક મોક્ષ હોતો નથી. જે જન્માદિકની પીડાથી રહિત અને સર્વોત્તમ સુખને આપનારો છે, તેજ ખરો મોક્ષ છે. ભાવથી સમાધિ, ભાવના અને ધ્યાન વગેરે કરવાથીજ ધર્મ છે અને જો કોઇ જાતની સ્પૃહા ન હોયતો અર્થ પણ મોક્ષના ફળને આપનારો છે. વળી તમે જે કામશાસ્ત્રને શાસ્ત્ર કહોછો, તે તદ્દન ખોટું છે. જે પાપમાંથી રક્ષણ કરે તે શાસ્ત્ર કહેવાય છે. નઠારા કાવ્યો રૂપી આહુતિ આપી કામરૂપી અગ્નિ અત્યંત પ્રદીપ્ત કરે છે, તે કામોદ્દીપક કામશાસ્ત્રને વિદ્વાનો કેવી

રીતે વખાણે? શમ વગેરે ભવને વધારનારા વાકયોનેજ વખાણવા જોઇએ. કામશાસ્ત્રની પ્રશંસાના દુર્વચનોનો વિચારજ કરવો ન જોઇએ. "

રાજકુમાર સમરાદિત્યના આવા વચન સાભળી તેના ત્રણે તરૂણ મિત્રો આશ્ચર્ય પામી હૃદયમાં વિચારવા લાગ્યા કે, "અહા ! રાજકુમારનું હૃદય ખરેખર પ્રબુદ્ધ છે. આના ધાર્મિક અને તાત્વિક પ્રૌઢ વિચારો ફરે તેવા નથી, તે સાથે તે સર્વ રીતે સત્ય અને પ્રશંસનીય છે." આ વખતે અશોકે કહ્યું, "રાજકુમાર, તમે કહોછો તે સત્ય છે, પણ લોકમાર્ગને ચલાવવાને માટે કામશાસ્ત્રની પણ જરૂર છે. "

સમરાદિત્ય બોલ્યો–"ભદ્ર, લોકમાર્ગ એ આદરવા યોગ્ય નથી. કારણકે, લોકો ભિન્ન ભિન્ન રૂચિના હોય છે, તેથી તે લોકોમાર્ગની અંદર હું કાંઇ પણ સાર જોતો નથી. હું તો એમ માનું છું કે, મૂર્ખ કામી લોકોને વિનોદ આપવાને માટે એ શાસ્ત્ર ઉભું કરવામાં આવ્યું છે. તે પર કાંઇ પણ આસ્તા રાખવી યોગ્ય નથી."

રાજકુમારના આવા દઢ સિદ્ધાંતને જાણી તે ત્રણે મિત્રો નિરૂત્તર બની ગયા. ' આ કુમાર ઋષિતુલ્ય છે ' એમ તેમને ખાત્રી થઇ આવી. પછી કેટલોએક વિચાર કરી અશોક બોલ્યો, " વારૂ, કુમાર, તમે કહોછો તે યોગ્ય છે, પરંતુ મારા એક પ્રશ્નનો ઉત્તર આપો. તે પ્રશ્ન એ છે કે, " આ દુનિઆમાં સારા માણસે મિત્ર કરવો કે નહીં ? " રાજકુમાર વિચાર કરીને બોલ્યો—" મિત્ર, તેં ઘણો સારો પ્રશ્ન કર્યો. સાંભળો. આ

જગત્‌માં ઉત્તમ, મધ્યમ અને અધમ એમ ત્રણ પ્રકારના મિત્રો છે. જે મિત્ર સન્માન અને સ્વાર્થની ઇચ્છા રાખે અને સન્માન મળે અથવા સ્વાર્થ સધાય ત્યાં સુધી મૈત્રી રાખે તે અધમ મિત્ર કહેવાય. જે મિત્ર સન્માન આપે, તારે મળે અને ઉત્સવ વગેરેમાં ભાગ લે અથવા સારા વખતમાં મળતો રહે અને જ્યારે પ્રસંગ કે સારા વખત ન હોય ત્યારે હળવે હળવે સંગત છોડવા માંડે તે મધ્ય મિત્ર કહેવાયછે, જે મિત્ર માત્ર નમસ્કાર કરવાથીજ ખુશી રહે, દુખમાંથી છોડાવે અને વિપત્તિના વખતમાં પણ મૈત્રી છોડે નહીં, તે ઉત્તમ મિત્ર કહેવાય છે. આ જગત્‌માં તેવા ઉત્તમ મિત્ર કરવા તે સર્વ રીતે યોગ્ય છે. "

રાજકુમારના આ વચનો સાંભળી લલિતાંગ બોલ્યો—" મહાશય, આપે જે ત્રણ પ્રકારના મિત્રો કહ્યા, તેનો ગુઢાર્થ અમારા સમજવામાં આવતો નથી, માટે તેનું વિવેચન કરી સમજાવો. તેવા મિત્રો કેવા હોય? અને તે કેવી રીતે પ્રાપ્ત થાય ?" સમરાદિત્ય સાનંદ થઈને બોલ્યો—"મિત્રો, મેં તમારી આગળ જે ત્રણ મિત્રો કહ્યા, તેની અંદર ગુઢ અને બોધનીય ભાવાર્થ રહેલો છે. તે હું તમને વિવેચન કરીસમજાવું છું. આ જગત્‌માં દરેક પ્રાણીને ત્રણ જાતના મિત્રો મળ્યા કરે છે. તેમાં જે અધમ મિત્ર છે, તે દેહ સમજવો. અને જે સ્વજન છે, તે મધ્યમ મિત્ર સમજવો. આ દેહને જેમ જેમ આપણે તેમની બરદાસ કરીએ, તેમ તેમ તે વિકાર પામ્યા કરે છે. જ્યાંસુધી તેની બરદાસ થાય ત્યાંસુધી તે સારી રીતે ચાલે છે. જો તેની અંદર કાંઇપણ કસૂર

થઇ તો તે આપણાથી જુદો પડી જાય છે, અને કોઇવાર આપણને ક્ષણવારમાં છોડી ચાલ્યો જાય છે, તેથી તે સર્વથી અધમ મિત્ર છે. જે બીજો મિત્ર જ્ઞાતિજન-સ્વજન છે. તે પોતાની મમતાને-સ્વાર્થને લઇને આપણી સાથે સારી રીતે વર્ત્તે છે. જ્યારે આપણે દુઃખમાં આવી પડ્યા ત્યારે તે મમતાને લઇને કલેશ કરે છે. પણ તેમ કરતાં જો આપણું જીવિત ચાલ્યું તો તે આપણો ત્યાગ કરી દે છે. વળી અવસરે તે આપણને સંભારે છે, તેથી તે જ્ઞાતિજન-સ્વજન મધ્યમ મિત્ર ગણાય છે. જે ધર્મ છે તે માણસનો ઉત્તમ મિત્ર છે. તે એકાંતે વત્સલ અને નિર્ભય થઇ મૈત્રીનો યાવજ્જીવિત નિર્વાહ કરે છે. આ વિષય સુખ કે જે અનિત્ય સ્વભાવથી અસાર, પરિણામે દારૂણ અને ધીર પુરૂષોએ તિરસ્કાર કરેલ છે, તેમાં સહાય કરનાર ધર્મરૂપી મિત્ર એકજ છે. એ પવિત્ર અને ઉપયોગી મિત્રની સાથે સંબંધ રાખવાથી માણસ ઉત્તમ સુખ પ્રાપ્ત કરે છે અને સુખે આત્મસાધન કરી શકે છે. મિત્રો, એ ત્રણે મિત્રોનું સ્વરૂપ સમજી તેનો વિચાર કરજો અને તેઓમાંથી જે ઉત્તમ મિત્ર છે, તેની સાથે મૈત્રી કરજો."

રાજકુમાર સમરાદિત્યના મુખથી આ પ્રમાણે સાંભળી તેના ત્રણ તરૂણ મિત્રોના કર્મો ખપી ગયા. એકી સાથે હૃદયમાં જુદીજ અસર થઇ ગઇ. મલિનતાની છાયા દૂર થઇ ગઇ અને પ્રબોધનો પ્રકાશ પડી ગયો. ગ્રંથિભેદથી તેમનું મિથ્યાત્વ ક્ષયોપશમમાં આવી ગયું. તે વખતે જેના હૃદયમાં સંવેગનો રંગ આવેલો છે, એવા અશોકે ઉંચે સ્વરે કહ્યું, "મિત્રો, રાજકુમારે જે કહ્યું, તે યથાર્થ છે. એ વાત સારામાં પણ સારી છે.

એના જેવું બીજું કાંઇ પણ રમ્ય નથી." કામાંકુર તેની સાથેજ બોલી ઉઠ્યો—" મોહનિદ્રામાં સુતેલા આપણે આજે ખરા જાગ્રત થયા છીએ, હવે આપણે કુમારની આજ્ઞા કે જે આપણા આત્માને હિતકારી છે, તે માન્ય કરવી જોઇએ." લલિતાંગે ઉત્સાહથી જણાવ્યું. આ પ્રમાણે અનુમોદન આપ્યા પછી તેમણે સમરાદિત્યને વિનંતિ પૂર્વક જણાવ્યું, " મહાનુભાવ, જે પ્રમાણે આપ કહો, તે પ્રમાણે અમારે કરવું છે. અમારૂં હવે શું કર્त્તવ્ય છે, જે કૃપા કરી જણાવો." રાજકુમાર અંગમાં ઉમંગ લાવીને બોલ્યો—" મિત્રો, તમારે સંક્ષેપથી વિષયવાસના છોડી દેવી. સંસારનું સ્વરૂપ ચિંતવવું, કુસંગનો સર્વથા ત્યાગ કરવો, સાધુઓની સેવા કરવી અને દાન, શીલ, તપ અને ભાવ એ ચતુર્વિધ ધર્મ યથાશક્તિ આચરવો." રાજકુમારના આ વચનોને તે ત્રણે તરૂણોએ ધન્યવાદ આપ્યો. અને તે પ્રમાણે વર્त્તવાને ઉત્સાહ દર્શાવ્યો. પછી તેઓ સર્વે સમરાદિત્યના વચનોનું સ્મરણ કરતાં કરતાં પોતપોતાને સ્થાને ચાલ્યા ગયા હતા.

વાંચનાર, આ ચાલતી નવ ખંડ વાર્ત્તાઓનો નાયક સમરાદિત્યનો આ પવિત્ર પ્રસંગ આવ્યો છે. એ મહાનુભાવના પ્રવર્त्तનનું હૃદયમાં મનન કરજો. એ મહાત્માના મહાજીવનનો આરંભ અહીંથી શરૂ થાય છે. પુણ્યના પ્રભાવથી તેનામાં બાલ્યવયમાંથી કેવી ધાર્મિક ભાવના જાગ્રત થઇ આવી છે ? તેનો વિચાર કરી તમારી પવિત્ર ભાવનાઓને પ્રગટ કરજો. યૌવનના

મદથી મત્ત થયેલા અને છેલાઈમાં છકેલા તરૂણ મિત્રોના સહું-વાસમાં રહીને પણ મહાત્મા સમરાદિત્ય જરાપણ પલટાયો નથી. આ પ્રસંગમાં કુસંગ અને સત્સંગને કેવું યુદ્ધ થાય છે ? આખરે સત્સંગ કુસંગ ઉપર વિજય મેળવે છે. સમરાદિત્ય પોતાના નઠારા મિત્રોને પણ સારા બનાવી દે છે. તેનો ઉત્તમ બોધ તેના મિત્રોની ત્રિપુટી ઉપર સારી અસર કરે છે, આખરે તે મહાત્મા વિજયી બની પોતાનો ધાર્મિક પ્રભાવ વધારે છે, આ પ્રસંગ ઉપરથી સત્સંગનું માહાત્મ્ય જાણી લેજો અને હૃદયથી તેવો સત્સંગ સેવવાને પ્રયત્ન કરજો.



## પ્રકરણ ૨ જું.

### વસંતવિલાસમાં પણ વૈરાગ્ય બોધ.

વસંતઋતુનો વનમાં પ્રવેશ થયો છે. કોકિલાઓના સ્વરનું માધુર્ય વૃદ્ધિ પામ્યું છે. વન લક્ષ્મી પૂર્ણ શ્રૃંગાર ધારણ કરી નૃત્ય કરી રહી છે.તિલક પ્રમુખ વૃક્ષો પુષ્પિત થઇ રહ્યાં છે. આમ્રો વાસંતીલતાઓના વૃંદમાં રહી મંજરીની માળાઓ પહેરી નાચ કરી રહ્યા છે. ભમરાઓની સેનાઓ શ્રેણીબંધ મધુ લેવાને પ્રવર્ત્તી છે. મલયવાયુ દશે દિશામાં પોતાની આજ્ઞા પ્રવર્ત્તાવે છે. બગીચાઓમાં વિલાસી દંપતિઓ વિહાર કરવા આવે છે. ચંદ્ર પોતાના શીતળ કીરણોથી મોજીલોકોના મનને

ફરે છે. વિવિધ જાતના સંગીતો પ્રવર્તે છે. યુવાનો અને યુવતીઓ ઉજ્વળ વેષ ધારણ કરી ફરે છે, મદન પોતાના બાણ સજ્જ કરી વિશ્વપર વિજય મેળવવાને બાહેર પડયો છે. પ્રિયાઓ કામદેવના તે બાણોથી ત્રાસ પામી પોતાના પ્રિયની શરણે જાય છે.

આવી વસંતઋતુની પ્રવૃત્તિ જોઈ ઊજ્જયિની નગરીના ગૃહસ્થો, રાજા પુરૂષસિંહની પાસે આવ્યા; અને તેમણે વસંતોત્સવ કરાવવા માટે રાજાને અરજ કરી. તે ઉપરથી રાજા પ્રસન્ન થઈને બોલ્યો—" પ્રિય ગૃહસ્થો, તમારો વિચાર જાણી હું ઘણો ખુશી થયો છું. મેં તો ઘણીવાર વસંતોત્સવ જોયો છે, પણ મારા રાજકુમાર સમરાદિત્યે કોઇ વાર વસંતોત્સવ જોયો નથી, તેથી તેને જોવાનો આ સમય છે. માટે જાઓ, ખુશીથી વસંતોત્સવ કરો. તમને મારા તરફથી સર્વ પ્રકારની સહાય મળશે." રાજાના આ વચનો સાંભળી તે શહેરીઓના આગેવાનો હૃદયમાં ખુશી થતા ત્યાંથી ચાલ્યા ગયા.

પછવાડે મહારાજાએ સમરાદિત્યને બોલાવી કહ્યું. "વત્સ, હાલ વસંતઋતુ ચાલે છે. તેથી તેનો ઉત્સવ કરી આપણા નગરજનોને ખુશી કર અને તું પોતે પણ તેમાં ભાગ લઈ આનંદિત થા." આ પ્રમાણે કુમારને કહી રાજાએ સેવકોને આજ્ઞા કરી, મંત્રીઓને બોલાવ્યા અને ધામધુમથી વસંતોત્સવ ઉજવવાની આજ્ઞા કરી.

રાજાની આજ્ઞાથી જ્ઞાનગર્ભ નામના મંત્રીએ મોટા પાયા ઉપર તેની ગોઠવણો કરવા માંડી, શહેરથી તે ઉદ્યાન

શુભ ભાવના કેવી જાગ્રત થાય છે ! અંતરના શત્રુઓને રાજી રાખવાને મૂર્ખ લોકો કેવા ભમાય છે ! " આ પ્રમાણે વિચાર કરતો રાજકુમાર આગળ ચાલ્યો તેવામાં વનમાં એક ભાગમાં પડેલો એક પુરૂષ તેના જોવામાં આવ્યો. તે જમીન ઉપર પડયો હતો. તેનું શરીર ગળી ગયું હતું. મુખ લાલચોળ થઈ ગયું હતું. તેનો દેખાવ બિભત્સ હતો. નાસિકા નષ્ટ થઇ ગઇ હતી. પગ સૂઝી આવ્યા હતા. આંગળીઓ શીર્ણાઈ ગઇ હતી. તેના શરીર ઉપર માંખીઓ બણબણતી હતી. આવા રોગી પુરૂષને જોઇને રાજકુમારના હૃદયમાં દયા ઉપજી તેને જોતાં રાજકુમારે સારથીને પૂછયું " સારથી, રથ ઉભો રાખ. આ માણસ કોણ હશે ? " સારથીએ કહ્યું. " મહારાજ કોઇ રોગી પુરૂષ પડયો છે. અકાળે પણ પ્રાણીના શરીરને ગાળી નાશ કરનારો કોઢનો મહારોગ આ માણસને થયેલો છે. " સારથીના આવા વચન સાંભળતાંજ લોકોને બોધ આપવાને રાજકુમાર રથમાંથી નીચે ઉતર્યો અને હાથમાં ખડ્ગ લઇ તે રોગીની પાસે દોડી આવ્યો. તે જોતાંજ લોકો ટોળાબંધ એકઠા થઇ આવ્યા. રાજકુમારે કહ્યું, " આ બીચારાને પીડા કરનારા કોઢને હું ઠાર મારવાની ઇચ્છા રાખું છું. આવા દુષ્ટ રોગને મારા પિતા શા માટે શિક્ષા કરતા નથી. " આ પ્રમાણે કહી તેણે રોગને ઉદ્દેશીને કહ્યું. " અરે દુષ્ટ વ્યાધિ, આ બીચારા ગરીબને છોડી દે અને મારી સાથે યુદ્ધ કરવાને તૈયાર થા. " આ વખતે સારથીએ રથ ઉપરથી ઉતરીને કહ્યું, " રાજકુમાર, વ્યાધિ નામનો કોઈ પુરૂષ નથી, પણ એ તો રોગ છે. તે રોગ, કર્મને યોગે ઉત્પન્ન

થાય છે, તેની ઉપર રાજસત્તા ચાલતી નથી. પછી કુમારે બીજા લોકોને પૂછયું કે, 'આ વાત ખરી છે?' લોકોએ તેમાં સંમતિ આપી, એટલે રાજકુમાર બોલ્યો—" અરે ભાઈઓ, જ્યારે આ રોગ સર્વનો સમાન શત્રુ છે, ત્યારે તેને દૂર કરવાનો ઉપાય ધર્મ છે; તે તમારે કરવો જોઈએ. આ ઉત્સવમાં નાચીને શું કરવું છે ? " રાજકુમારના આવા બોધક વચનો સાંભળી લોકોને કહ્યું, " રાજકુમાર, આપ કહો છો, તે વાત સત્ય છે, પણ વસંતોત્સવ કરવો એ લોકસ્થિતિ છે. લોક સ્થિતિનો ભંગ કરવો એ યોગ્ય ન કહેવાય. " આવા લોકોના વચન સાંભળી રાજકુમારે જરા સંમતિ આપી, એટલે પાછા લોકો ઉત્સવમાં ભાગ લેવા ચાલ્યા ગયા.

રાજકુમાર સમરાદિત્ય પાછો રથમાં બેશી આગળ ચાલ્યો, ત્યાં એક ડોશો અને ડોશી ખુણે પડેલા જોવામાં આવ્યાં. તે ડોશાનું અંગ શિથિલ થઈ ગયું હતું. માથે તાલ પડી હતી. મુખમાંથી દાંત પડી ગયા હતા. શરીર ધ્રુજતું હતું. આંખો ગળી ગઇ હતી. છાતીમાં ખાશી તથા શ્વાસ એટલો બધો ચડતો કે જેથી તે બોલી શકતો ન હતો. દીકરાઓએ તે બંને વૃદ્ધ મા બાપને ઘરમાંથી કાઢી મૂકયા હતાં. તે જોઇ રાજકુમારે સારથિને પૂછયું, ' આ શું છે ? ' સારથિ બોલ્યો, " રાજકુમાર, કોઈ દંપતિ જરાવસ્થાથી પીડિત થઇ પડેલાં છે." કુમારે કહ્યું, " સારથિ, જરા શી ચીજ છે ? સારથિ બોલ્યો. ' જરા એક શરીરની અવસ્થા છે, તે અજીર્ણ એવા શરીરને કાળે

કરીને જીર્ણ કરી દે છે." રાજકુમાર ગુસ્સો લાવીને બોલ્યો. "આ રાજ્યમાં એવી દુષ્ટ જરા કોણ છે? શા માટે પિતા તેને શિક્ષા કરતા નથી? લોકોને હેરાન કરનારી જરાને શા માટે જીવતી રાખવી જોઇએ?" આટલું કહી રથ ઉભો રાખી હાથમાં તરવાર લઇ રાજકુમાર તે વૃદ્ધોની સામો દોડયો અને તેણે કહ્યું, "અરે દુષ્ટ જરા, તું કોણ છે? આ બિચારાઓને છોડી દે" આ વખતે લોકો ઉત્સવ છોડીને ત્યાં એકઠા થઇ ગયા. તે વખતે સારથિએ આવી નમ્રતાથી જણાવ્યું. "મહારાજ, જરા કોઇ સ્ત્રી નથી કે જેથી આપ તેણીને શિક્ષા કરવાની ઇચ્છા રાખો છો. તે જરા એક કળાની પરિણતિ છે, તે સર્વ પ્રાણીઓને સાધારણ રીતે આવ્યા કરે છે, તે ઉપાલંભ આપવાને યોગ્ય નથી. ત્યાં એકઠા થયેલા નગરજનોએ પણ તેમાં સમતિ આપી. સર્વને બોધ આપવાની ઇચ્છાથી રાજકુમારે કહ્યું, "ભાઇઓ! વિચાર કરો. આ જરાવસ્થા કે જે મોટા પરાક્રમને નાશ કરનારી, ધર્મ તથા કામને હાનિ કરનારી, પરાભવનું સ્થાનરૂપ, ઉપહાસ્ય કરાવનારી અને દરેક માણસ ઉપર સત્તા ચલાવનારી છે. તેને દૂર કરવામાં રસાયણરૂપ ધર્મને છોડી તમે આ ઉત્સવમાં શું જોઇ નૃત્યાદિ કરો છો?" કુમારનો આ વિવેક ભરેલો બોધ અને તત્ત્વદ્રષ્ટિ વિવેક જોઇ લોકો તેની સ્તુતિ કરવા લાગ્યા અને સર્વના હૃદયમાં સંવેગ ઉત્પન્ન થઇ આવ્યો. સર્વે બોલ્યા, "બાળરાજા, તમે કહોછો તે ખરી વાત છે, પણ એ મોહવાસના ત્યજવી મુશ્કેલ છે." રાજકુમાર બોલ્યો—"એવી

મોહવાસના શામાટે રાખવી જોઇએ ? જ્યારે આ શરીર ઉપર દારૂણ વ્યાધિ અને ભયંકર જરા ડોકીયા કરે ત્યારે તેને નાશ કરનાર ધર્મને શામાટે ન સેવવો ? ”

રાજકુમાર સમરાદિત્ય આ પ્રમાણે કહેતો હતો, તેવામાં એક દરિદ્રીનું મુડદું ત્યાંથી પ્રસાર થયું. તેને જીર્ણ માચડામાં રાખ્યું હતું. તેની ઉપર જીર્ણ વસ્ત્ર ઓઢાડયું હતું. કેટલાએક દીન સગાવ્હાલાઓએ તે ઉપાડયું હતું અને કેટલાએક તેની આસપાસ રોતા રોતા ચાલતા હતા. તેની પાછળ તેની સ્ત્રી આક્રંદ કરતી હતી અને તેની સાથે બીજી સ્ત્રીઓ પણ રોતી રોતી ચાલતી હતી આ દેખાવ જોઇ રાજકુમારે સારથિને પૂછયું, “ વળી આ નવું ધર્તીંગ શું છે ? ” સારથિ નમ્રતાથી બોલ્યો “ રાજકુમાર, કોઇ ગરીબ માણુસનું મૃત્યુ થયું છે. તેને ઉંચકીને તેના સગાવ્હાલાઓ શ્મશાનમાં લઈ જાય છે. ” રાજકુમાર બોલ્યો–“ મૃત્યુ શું હશે ? ” સારથિએ કહ્યું, “ મહારાજ, તેનાથી માણુસ મરી જાય છે, પછી સ્વજનવર્ગ પણ તેનો ત્યાગ કરે છે. ” રાજકુમારે ગુસ્સો લાવીને કહ્યું, “ શું એ એવું દુષ્ટ છે અને લોકોનું અહિત કરે છે ? એવા દુષ્ટને પિતાજી કેમ મારી નાંખતા નથી ? ” સારથિ બોલ્યો–“ રાજકુમાર, એ મૃત્યુ અવધ્ય છે. કોઈપણ તેને મારી શકતું નથી.” તે વખતે લોકોને પ્રતિબોધ આપવાને રાજકુમાર હાથમા ખડ્ગ લઈ બોલી ઉઠયો–“ અરે ! દુષ્ટ મૃત્યુ, આ માણુસને છોડી દે, અથવા મારી સાથે યુદ્ધ-કર ” આ પ્રમાણે કહી ખડ્ગ સહિત

તે મુડદાની પાછળ દોડવા લાગ્યો. તે વખતે સારથિએ કહ્યું, "રાજકુમાર, મૃત્યુ નામનો કોઇ માણુસ નથી. એ તો દેહને ત્યાગ કરવારૂપ કર્મનો સ્વભાવ છે. એ સર્વને સાધારણુ છે. તેની ઉપર રાજા વગેરેની શક્તિ ચાલતી નથી." પછી કુમારે લોકોને પૂછયું, એટલે લોકોએ પણુ તે વાત માન્ય કરી. પછી કુમારે સારથિને પૂછયું "આ સગાવ્હાલાઓ આ માણુસનો શામાટે ત્યાગ કરે છે?" સારથિએ કહ્યું, "હવે એનામાં શું રહ્યું? માત્ર પ્રાણુ વગરનું કલેવર રહ્યું, જો તેને રાખો તો તેમાથી દુર્ગંધજ નીકળે." ત્યારે આ બધા શામાટે તેનો વિલાપ કરે છે?" રાજકુમારે ઇંતેજારીથી પ્રશ્ન કર્યો. "મહારાજ, એ માણુસ હવે ફરીથી સગાવ્હાલાઓને મળવાનો નથી. તે કાયમને માટે અદૃશ્ય થઇ ગયો છે. તે હવે લાંબી મુસાફરીએ ગયો છે. તે અદૃશ્ય થવાથી ફરીવાર તેને મળવાનો નથી. તેઓ પોતાના એ પ્રિય સગાને અટકાવી શક્યાં નહીં, તેથી બીચારા રૂદન કરે છે." સારથિએ નમ્રતાથી ઉત્તર આપ્યો. "ત્યારે જો તેમને એ પ્રિય હોય તો તેઓ તેની પાછળ કેમ જતા નથી?" કુમારે વિશેષ જિજ્ઞાસાથી પ્રશ્ન કર્યો. સારથિએ ઉતાવળા ઉત્તર આપ્યો, "રાજકુમાર, એ વાત બની શકે તેમ નથી. એવો પ્રેમ કોઇથી કરી શકાય તેમ નથી. તેની પાછળ જઇ શકાતું નથી, કદિ પાછળ જાય તો તેનો યોગ થતો નથી. કર્મની એવી વિચિત્ર ગતિ છે." કુમારે ઉત્સાહ લાવીને પૂછયું, "ત્યારે તેનો કાંઇ ઉપાય છે?" સારથિ બોલ્યો—"તેનો ઉપાય યોગિ-લોકોને ગમ્ય છે. આપણુા જેવાથી તે જાણુવામાં આવતો

નથી.” પછી કુમારે તે વિષે લોકોનો અભિપ્રાય માગ્યો, તે ઉપરથી લોકોએ તે વાતને ટેકો આપ્યો. એટલે કુમારે ટટ્ટાર થઇને જણાવ્યું, “ ભાઇઓ, જ્યારે તમે જાણો છો કે, મૃત્યુ નઠારૂં, સર્વથા અપકાર કરનાર અને વિષમ છે; તો પછી તેનો પ્રતિઘાત કરવાનો ઉપાય શામાટે ચિંતવયો નહીં ? આ ઉત્સવમાં નાચીને શું કરવું છે ?”

રાજકુમારના આ વચનો સાંભળી લોકોના હૃદયમાં વધારે અસર થઇ ગઇ. તેમણે સંવેગી હૃદયથી બોધિબીજને પ્રાપ્ત કર્યું. તત્કાળ તેમણે ઉત્સવનું નૃત્ય છોડી દીધું અને તેઓ યોગ્ય કાર્યમાં પ્રવર્ત્તવા લાગ્યા. સર્વે વસંતોત્સવ છોડીને નગર તરફ વળ્યા અને ધાર્મિક કાર્ય કરવાને ઉત્સાહિત થઇ ગયા. પાછળથી આ ખબર રાજાના જાણવામાં આવતાં તેના મનનાં ઉદ્વેગ થઇ પડ્યો અને રાજકુમારને કેવા ઉપાયથી સાંસારિક કાર્યોમાં જોડવા, તેને માટે તે ચિંતાતુર થઇ ગયો.

વાંચનાર ! આપણી વાર્ત્તાના મુખ્ય નાયક સમરાદિત્યના આ ચારિત્રનો વિચાર કરજો. એ મહાનુભાવનો સંવેગ કેવો દઢ હતો, તેને માટે તે મહાશયને ધન્યવાદ આપજો કામીઓને પ્રિય અને વિલાસોના સ્થાનરૂપ વસંતોત્સવને છોડી, લોકો ધર્મ કર્મમાં તત્પર બની ગયા, એ કેવી પ્રભાવિક શક્તિ ? જેના હૃદયમાં આ સંસાર તરફ પૂર્ણ વૈરાગ્ય પ્રગટ થયો છે અને જેનામાં પ્રાચીન પુણ્ય કર્મનો પ્રભાવ પ્રકાશિત થયો છે, એવો મહાત્મા આખર સુધી એક રૂપીજ રહે છે. તે ગમે તેવી

સંગતમાં, ગમે તેવા સંયોગોમાં અને ગમે તેવા વિકારી સ્થાનોમાં જોડાય તોપણ તેના હૃદયમાં કોઇ પણ જાતનો ફેરફાર થતો નથી. તે યાવજ્જીવિત દૃઢતાનો પર્વત થઇ રહે છે. તેનું જીવન પવિત્રતામાંજ પ્રસાર થાય છે. એવા મહાત્માને પૂર્ણ ધન્યવાદ ઘટે છે. સમરાદિત્ય પણ તેવોજ મહાત્મા હતો. તેના પૂર્વ સંસ્કારો એટલા બધા પ્રબળ હતા કે તેને કોઇ પણ ફેરવી શક્યું નહીં. સ્પર્શ મણિને અટકવાથી જેમ લોહ સુવર્ણ થઇ જાય છે, તેમ અનેક મલિન અને વિકારી આત્માઓ તેના સહવાસથી-બોધથી ધર્મતત્પર બની ગયા છે. એ મહાત્માને સહસ્રવાર ધન્યવાદ ઘટે છે.

---

## પ્રકરણ ૩ જું.

### વિવાહ મંગળ.

રાજા પુરૂષસિંહ પોતાના રાજમહેલમાં બેઠો હતો. પોતાના રાજકુમાર સમરાદિત્યને માટે અનેક સંકલ્પ-વિકલ્પ કરતો હતો. રાજકુમારનું હૃદય આ સંસારમાં કેવી રીતે આસક્ત થાય, તેના નવનવા ઉપાયો ચિંતવતો હતો. તે વિષેની મહા ચિંતાએ તેના હૃદયને આકુળ વ્યાકુળ બનાવી દીધું હતું. તે નિઃશ્વાસ નાંખી આ પ્રમાણે ચિંતવવા લાગ્યો. "અહા! રાજકુમાર સમરાદિત્યને માટે હું જે જે ઉપાયો કરૂં છું, તેમાં

સર્વ રીતે નિષ્ફળ થાઉં છું, તેની સોબતમાં છકેલા છેલ તરૂણોને રાખ્યા, તોપણ તેના હૃદય ઉપર કાંઇપણ અસર થઇ નહીં. ઉલટા તે તરૂણો પણ પ્રતિબોધ પામી ગયા. તે ચતુર કુમારે ઉચ્છૃંખલ યુવાનોને ફેરવી દીધાં. મોટા આડંબરથી વસંતોત્સવ કર્યો, તેમાં પણ મારી ધારણા નિષ્ફળ થઇ. વસંતના વિલાસી લોકોને પણ તેણે ફેરવી દીધા. શૃંગારરસની યોજનામાં તે શાંત રસ પ્રસરાવે છે, હવે મારે શું કરવું ? તે તારૂણ્ય વયમાં આવ્યો છે, વિષય વિકારોને યોગ્ય એવી તેની અવસ્થા છે, તે છતાં તેની અસર તેને થતી નથી. જો રાજકુમાર આવીજ સ્થિતિમાં રહેશે તો પછી આ રાજ્ય વૈભવ અને આ સત્તા નકામી થઇ પડશે. વળી મારે તો એકજ રાજકુમાર છે, મારા રાજ્યની રૈયાસતનો ભોક્તા તે એકજ છે, ભવિષ્યમાં રાજ્યસંપત્તિનો અને પ્રજાનો આધાર તેની ઉપરજ છે. જો એ રાજકુમાર વૈરાગ્યરસમાં તલ્લીન બની જશે, તો ભવિષ્યમાં મારા રાજ્યની શી સ્થિતિ થશે ? ”

આ પ્રમાણે રાજા પુરૂષસિંહ ચિંતા કરતો હતો, તેવામાં દ્વારપાળે આવી ખબર આપ્યા કે, “ મહારાજા કેટલાએક વિદેશી અધિકારીઓ બે સુંદર કન્યાઓ લઇ આવેલા છે, તેઓ આપની મુલાકાત સત્વર લેવાની ઇચ્છા રાખે છે. ” દ્વારપાળના આ વચન સાંભળી રાજાએ તેમને સત્વર પ્રવેશ કરવાનો હુકમ આપ્યો. દ્વારપાળ નમન કરી તેઓને અંદર તેડી આવ્યો.

તેઓ નમન કરી ઉભા રહ્યા, તેઓમાંથી એક પુરૂષ બોલ્યો "મહારાજા, તમારા સંબંધી અને રાજકુમાર સમરાદિત્યના મામા ખડ્ગસેન રાજાએ અમોને આપની પાસે મોકલ્યા છે. આ તેમની બે પુત્રીઓ તે. જેઓના નામ વિભ્રમવતી અને કામલતા છે. આ રાજકન્યાઓ અમારા મહારાજાને પ્રાણથી પણ વધારે પ્રિય છે. તેઓ રાજકુમાર સમરાદિત્યની સાથે સ્વયંવરપણાથી વિવાહિત કરવા ઈચ્છા રાખે છે." તે મંત્રીઓના આ વચન સાભળી રાજા પુરૂષસિંહ ખુશી થઈ ગયો જેને માટે પોતે દીર્ઘ ચિંતામાં પડયો હતો, તેની તે ચિંતા શિથિલ થઈ ગઈ અને પુનઃ તેની આશાલતા પલ્લવિત થઈ ગઇ. રાજાએ તે વાતનો આદરથી સ્વીકાર કર્યો, અને તેમની સમક્ષ પોતાના સાળા ખડ્ગસેન રાજાનો આભાર માન્યો. તેજ વખતે એક અનુચરને મોકલી રાજાએ રાજકુમાર સમરાદિત્યને ત્યાં બોલાવ્યો. પિતાની આજ્ઞાને આધીન રહેનારો વિનીત કુમાર સમરાદિત્ય ત્યાં હાજર થયો. રાજાએ પ્રેમ પૂર્વક જણાવ્યું. "વત્સ, આ સુંદર કન્યાઓ તારા પ્રેમી મામા ખડ્ગસેને મોકલાવેલ છે, તેમને તું અંગીકાર કર. કેમકે મહાન ઉત્સવથી તેઓની સાથે તારો વિવાહ કરવાની હું ઈચ્છા રાખું છું." પિતાની આ વાણી રાજકુમારને રૂચિ નહીં. તેણે ક્ષણવાર પોતાના મનમાં આ પ્રમાણે વિચાર કર્યો–" અરે હવે શું કરવું ? આ મોટી ઉપાધિ આવી પડી. આ સંસારમાં જેટલા સંયોગ તેટલા બધા દુઃખના બીજરૂપ છે મોહમયી

મહિલાઓના સહવાસમાં રહેવાથી મને મહાદુ:ખ થઇ પડશે. હું મારી આત્મીક પવિત્ર સ્થિતિને ભુલી જઈશ. આ સંસાર-રૂપ કારાગૃહમાં મારે યાવજ્જીવિત પડ્યું રહેવું પડશે. હું કર્મની જાળમાં કેદી બનીને દુ:ખી થઈશ, પણ હવે શું કરવું ? જો પિતાની આજ્ઞા ન માનું તો મારી નિંદા થાય, તેમ મોટો અવિનય કહેવાય. હું જો તેવો અવિનય કરૂં તો વિનયમૂળ આર્હત ધર્મની મેં અવજ્ઞા કરી કહેવાય." આ પ્રમાણે રાજકુમારને વિચાર કરતો જોઈ રાજાએ કહ્યું, "વત્સ શા માટે ચિંતા કરે છે? મારી આજ્ઞા અંગીકાર કર. જેને માટે હું તને કહું છું, તેનું પરિણામ સારૂં આવશે. તેથી તારે આ કામ અવશ્ય કરવું જોઈશે" પિતાના આ વચન સાંભળી રાજકુમારે કહ્યું, "પૂજ્ય પિતા, જો કે આ સંસારની ઉપાધિથી મુક્ત થવાની મારી ઈચ્છા છે, તથાપિ તમારી આજ્ઞા હું માથે ચડાવું છું." કુમારની આ વાણી રાજાના કર્ણમા અમૃતની ધારા જેવી થઇ પડી. પૂર્વની તેની સર્વ આશાઓ પાછી જાગ્રત થઇ આવી. તત્કાળ રાજાએ ઉત્સાહમાં આવી મંત્રીઓને આજ્ઞા કરી કે, 'મોટી ધામધૂમથી રાજકુમારના વિવાહોત્સવનો આરંભ કરો.' આ આજ્ઞા થતાંજ મંત્રીઓએ વિવાહોત્સવની તૈયારી કરવા માંડી.

જે રાજકન્યાઓ મંત્રિઓની સાથે આવી હતી, તેમને એક સારો ઉતારો આપવામાં આવ્યો અને તેમના સ્થાનમાં માતૃમંડપનું સ્થાપન કરવામાં આવ્યું. અને લગ્નમંડપ શ-

શણગારવામાં આવ્યો. જેની અંદર સ્વર્ગીય દેખાવ કરવામાં આવ્યો હતો. મહારાજાનો રાજમહેલ વિવિધ પ્રકારની શોભાથી રમણીય બનાવવામાં આવ્યો હતો. રત્ન અને હીરાજડીત તોરણોથી, પચરંગી વાવટાઓથી, અને પલ્લવાંકિત મનોહર સુવર્ણકુંભોથી રાજદ્વાર સુશોભિત બનાવ્યું હતું. વિવિધ જાતના નવરંગીત ચિત્રોના તકતાઓ લટકાવવામાં આવ્યા હતા. મહેલોની દીવાલોને રંગિત કરી તેની અંદર ચારૂતા ભરેલી કારીગરીથી ચિત્રમય વેલો કાઢવામાં આવી હતી. તે શિવાય નગરજનોએ પોતાની રાજભક્તિ દર્શાવવાને દરેક શેરીએ શેરીએ સુશોભિત રચના કરી હતી. બજાર, મોટી હવેલીઓ અને બાહેર દરેક ભાગ ઉપર આકર્ષક શોભા કરી હતી. તે સાથે સર્વ આસ્તિક પ્રજા દેવાર્ચન કરવામાં તત્પર થઈ હતી. ધર્મમાં પ્રીતિવાળા મહારાજા તરફથી ધાર્મિક ઉત્સવોનો સમારંભ પણ કરવામાં આવ્યો હતો. વિવાહના મંગળમય દિવસોમાં અનેક માંગલ્યોત્સવ થતા હતા. વિવિધ રાગના સંગીતો, મંગલિક વાદ્યો અને સૌભાગ્યવતીના ગીતોની ગર્જનાથી ગગનમંડળ ગાજી રહ્યું હતું.

વારાંગનાઓના નૃત્ય ગીત, સૌભાગ્યવતીઓનાં મંગળ ગીત અને વાજીંત્રોના નાદ સાથે તે વરઘોડો વધૂગૃહની વેદિકાના મંડપ આગળ આવ્યો હતો. રાજકુમાર મંગળવેશ ધારણ કરી લૌકિકાચારને માન આપવાને માટેજ વરઘોડામાં ચડ્યો હતો, પણ તેના પવિત્ર હૃદયમાં આ સંસારના સ્વરૂપનુંજ ચિંતવન થતું હતું. તે બધા આડંબરને મિથ્યા માનતો હતો અને સર્વ તરફ ઉપેક્ષાથી વર્તતો હતો. તે મહાનુભાવે ચિંતવ્યું કે, "અહો! લોકો કેવા મોહને ધારણ કરે છે? જેને માટે આવો ભારે આડંબર ઉભો કરવામાં આવ્યો છે, તે લગ્નનો ઉત્સવ પરિણામે કેટલોબધો વિરસ છે? નાહક આવો દ્રવ્યનો મોટો વ્યય કરી વિષયોની વિષવાટીકામાં વિહાર કરવા જવું છે. જેમાં મરણનુંજ શરણ છે, એવા વિષયવિકારો મેળવવાને માટે આટલો બધો આડંબર કરવો એ કેવી મૂર્ખતા કહેવાય? આ બધો દેખાવ ઉપરથી સારો લાગે છે. પણ પરિણામે તે સર્વ રીતે વિપરીત છે. આ લગ્નની સ્વારી એ પરિણામે શ્મશાનનીજ સ્વારી છે. એટલુંજ નહીં પણ આ કાર્યમાં પાપનો વિજય અને પુણ્યનો પરાભવ છે. સંસારરૂપ વિજય અગ્નિની જ્વાળામાં પાડવાને માટે આ લોકો મને લઇ જાય છે."

આ પ્રમાણે ચિંતવતો અને વડિલની આજ્ઞાને માન આપવાને બધી ચેષ્ટા કરતો સમરાદિત્ય કુમાર વિવાહ ભુવનની પાસે આવી પહોંચ્યો, અને રથમાંથી ઉતરી યોગ્ય વિધિપૂર્વક માતૃગૃહમાં (માયરામાં) પેઠો, ત્યાં બે સુંદર અલંકૃત કન્યાઓ તેના જોવામાં આવી. તેમાં વિભ્રમવતી કન્યા ગોરી હતી અને

કામલતા જરા શ્યામ હતી. બંને રમણીઓને જોતાં પણ રાજકુમારને મોહ ઉત્પન્ન થયો નહીં. તેના હૃદયમાં જે વૈરાગ્ય-વાસના પ્રગટભૂત હતી, તે વાસના એવીને એવી જાગ્રત રહી હતી. કૌતુકથી રાજકુમારે તે બાળાઓની સામે અવલોક્યું, તેમની મનોહર આકૃતિ તેણે શાંતતાથી અવલોકી, તે જોતાંજ તેના હૃદયમાં પ્રસન્નતા પ્રગટ થઇ આવી. તેમની કલ્યાણમય આકૃતિ, નિર્દોષ અંગ, સંપૂર્ણ અવયવોની શ્રેણી, નિષ્કલંક લાવણ્ય, નિર્મળ આપભોગ, શ્રેષ્ટ લક્ષણો, શાંત રસના આશ્રય રૂપ શરીર અને લલાટપર ચળકતું તેજ, એ સર્વ જોઇ તેના હૃદયમા નિશ્ચય થયો, કે " આ બાળાઓના આત્મા ભવ્ય છે. ભવિષ્યમાં આ રમણીઓ ધર્મ અને વિનયને પાત્ર રૂપ થશે, એટલુંજ નહીં, પણ મને મારી ધારણા સફળ કરવામાં સહાયભૂત થશે. " આવું ચિંતવન કરી તેણે આનંદ પૂર્વક તેમનું પાણી-ગ્રહણ કર્યું હતું. રાજકુમાર વિવાહવિધિ સમાપ્ત કરીએ ઉભય રમણીઓને લઇ વાસગૃહમાં આવ્યો હતો. આ પ્રસંગે મહારાજા પુરૂષસિંહે જે ઉત્સાહ દર્શાવ્યો હતો, તે અપૂર્વ હતો. તેણે ઉત્તમ ઉદારતાથી યાચકોને અગણિત દાન આપ્યાં અને કારાગૃહમાં પડેલા અનેક અપરાધીઓને મુક્ત કર્યા હતા. પ્રત્યેક જૈન ચૈત્યોમાં મહા પૂજાઓ કરાવવામાં આવી હતી. રાજકુમાર સમરાદિત્ય મંગળવેષ સહિત ઉભય વધૂ સાથે માતા પિતાના ચરણમાં નમી પડ્યો. પૂજ્ય માતા પિતાએ ઉમંગથી આશીષ આપી હતી. અને તે વખતે ઉજ્જયિનીપતિના દરબારમાં જયધ્વનિ થઇ રહ્યો હતો.

---

# પ્રકરણ ૪ થું.

## પવિત્ર ગોષ્ટી.

એક મનોહર ભૂવન શણગારવામાં આવ્યું હતું. વિવિધ જાતની સુશોભીત સામગ્રી સદનની આસપાસ ગોઠવવામાં આવી હતી. રત્નજડિત પલંગો વેત્રાસનો અને ગુલાઓથી ભૂવનની ભૂમિ ભલકાદાર લાગતી હતી. રત્નમય દીવાઓની રચના અત્યંત મનોરંજક બની હતી. દીપક શ્રેણીની પ્રભાથી દીવાલો ઉપર આવેલી ચિત્રવલ્લીઓ વિશેષ પ્રકાશતી હતી અને પંચવર્ણી રંગની શોભાને વિસ્તારતી હતી આ વાસભૂવનની અંદર નવવધૂ વિભ્રમવતી અને કામલતા પોતાની કેટલીએક ખાસ સખીઓની સાથે રહી હતી. બંને બાળાઓ પોતાના નવલ પ્રિયને મળવાને ઉત્સુક થઈ રહી હતી

આ વખતે રાજકુમાર સમરાદિત્ય, અશોક વિગેરે મિત્રોની સાથે તે વાસભૂવનમા આવ્યો. નવવધૂઓની સાથે ધાર્મિક ગોષ્ટી કરવાને તે ઉત્સાહિત બન્યો હતો. વિષય ગોષ્ટી તેના પવિત્ર હૃદયથી અત્યંત દૂર હતી શ્રૃંગારની અને વિકારોની વાતોને તેના નિર્મળ હૃદયમા સ્થાન મળ્યું ન હતું. વૈરાગ્ય અને શાંત રસના પ્રવાહો તેની રગેરગમાં પ્રસરી રહ્યા હતા.આત્મિકભાવનાના પ્રકાશથી તે સર્વ રીતે પ્રકાશિત હતો. પ્રબોધ અને વિબોધની છાયાથી તે છવાઈ રહ્યો હતો. તેના મિત્રો પણ તેના ભાવની છાયાનો આશ્રય કરી રહ્યા હતા.

સમરાદિત્ય મિત્રો સાથે વાસભૂવનમાં દાખલ થયો, એટલે કુંદલતા અને માનિની નામની બે સખીઓ કે જેઓને રાજબાળાઓએ સંકેત કરી રાખી હતી; તેમણે હર્ષથી રાજપુત્રને તાંબૂલ આપ્યું. પછી કુંદલતાએ બકુલ પુષ્પોની અને માનિનીએ અતિમુક્તના પુષ્પોની માળા તેને અર્પણ કરી. તે સાથે જણાવ્યું કે, " મહાનુભાવ, આ માળાઓ તમારી પ્રિયાઓએ જાતે ગુંથેલી છે. અને અનુરાગને યોગ્ય એવી આ માળાઓ તેઓ તમને પ્રેમથી અર્પણ કરે છે. પછી તેઓ પ્રસન્ન થઇને યોગ્ય આસન પર બેઠા ક્ષણવાર પછી ચતુર અને પ્રબુદ્ધ રાજકુમારે કહ્યું, "ભદ્રે, તમારી બંને બાઇઓએ જે મારી તરફ અનુરાગ બતાવ્યો છે, તેને માટે હું ખુશી થયો છું. પણ તેમનો મારી તરફ અનુરાગ શા માટે થયો છે ? તે જાણવાની મારી ઇચ્છા છે. "

કુંદલતા બોલી—" મહાનુભાવ, કોઇ ભાટ ચારણના મુખથી તેમણે તમારૂં નામ અને તમારા ગુણો સાંભળ્યા હતા, ત્યારથી તેમનું હૃદય તમારામાં આસક્ત થયું હતું. તેઓ તમારા ચિંતનથી ચિંતાતુર રહેતાં અને ભોજન, પાન અને શયન વગેરેમાં ઉદ્વિગ્ન રહેતાં હતાં, તેમના ખેદનું કારણ તેમના પિતાના જાણવામાં આવતાં તે પુત્રીવત્સલ મહારાજાએ પોતાના વિશ્વાસુ મંત્રીઓની સાથે એ રમણીય બાળાઓને ;અહિં મોકલાવ્યા હતાં. એ પૂર્વ પુણ્યના બળથી તમને મેળવવાથી આજે તેમની અભિલાષા પૂર્ણ થઇ છે. "

સખીઓના મુખથી આ વૃત્તાંત સાંભળી હૃદયમાં ખુશી થયેલા રાજકુમારે હૃદયમાં વિચાર કર્યો. "એ રાજબાળાઓનો મારી તરફ પ્રેમ ગમે તે ભાવનાથી હોય, પરંતુ મારે તેમના પ્રેમનો ઉપયોગ વિરક્ત ભાવમાં કરવો અને તેમને ક્લેશને નાશ કરનારી ધર્મદેશના આપી પૂર્ણ ધર્માનુરાગિણી બનાવવી." આ પ્રમાણે ચિંતવી રાજકુમારે પોતાની પ્રિયાઓને ઉદ્દેશીને કહ્યું, "ભદ્રે, તમારો મારી ઉપર પૂર્ણ અનુરાગ છે ?" લજ્જા અને મુગ્ધ ભાવથી આક્રાંત થયેલી બંને બાળાઓ કાંઈ પણ બોલી શકી નહીં. તેઓ પગના અંગુઠાથી જમીનને ખોતરવા લાગી, અને નમ્ર મુખ કરી મૌન ભાવે ઉભી રહી. આ વખતે કામલતા બોલી—"રાજકુમાર, એ સુંદરીઓને શામાટે શરમાવો છો ? આપ પોતેજ સ્વબુદ્ધિથી ધારી લ્યો." રાજકુમારે કહ્યું, "કદિ તેમનો મારી ઉપર અનુરાગ હશે, તો તે કેવો અનુરાગ છે ? જો ખરો અનુરાગ હોય તો તેઓ મારા અહિતમાં શા માટે પ્રવર્ત્તવાની ઈચ્છા રાખે છે. ?" માનિની બોલી "રાજકુમાર, આપના કેવા અહિતમાં તેઓ પ્રવર્ત્તે છે ? અને શું અહિત છે ? તે મારા સમજવામાં આવતું નથી." રાજકુમારે જણાવ્યું, "તે વિષે એક કથા છે, તે સાંભળો, એટલે તે વાત તમારા સમજવામાં આવશે."

પછી મહાશય સમરાદિત્યે નીચે પ્રમાણે કથાનો આરંભ કર્યો.

કામરૂપ દેશમાં મદનાઢય નામે એક નગર છે. તેમાં પ્રદ્યુમ્ન નામે રાજા રાજ્ય કરતો હતો. તેને રતિ નામે પ્રિયા

હતી. તે બંને દંપતિ વિષય સુખથી કાળ નિર્ગમન કરતાં હતાં. એક વખતે રાજા પ્રદ્યુમ્ન અશ્વક્રીડા કરવાને બાહેર ફરવા ગયો હતો. રાજમેહેલમા રતિરાણી એકલી રહી હતી. એક સમયે રતિ મેહેલના ગોખ ઉપર બેઠી હતી, ત્યાં સુભંકર નામનો એક સાર્થવાહનો પુત્ર તે માર્ગે પ્રસાર થઇ જતો હતો. રતિ અને શુભંકરની દૃષ્ટિઓ પરસ્પર મળી. બંનેની દૃષ્ટિમા અભિલાષ ઉત્પન્ન થયો. રતિના હ્રદય ઉપર દુષ્ટ કામદેવ આરૂઢ થઇ ગયો. તત્કાલ તેણીએ જાલિની નામની પોતાની સખીને બોલાવી આ પ્રમાણે કહ્યું, "સખી, આ રસિક યુવાનને અહિં લાવ અને મારી મનોવૃત્તિને આનંદિત કર." ચતુર જાલિની રાણીની આજ્ઞાથી તે તરૂણ પાસે આવી અને તેને સમજાવી રાણીવાસમાં લાવી. શુભંકરને રાણીએ સન્માનથી પલંગ ઉપર બેસાર્યો અને પ્રેમથી તાંબેલ આપ્યું. જેવામાં શુભંકરે તાંબૂલ અર્ધું લીધું, તેવામાં ચારણભાટ લોકોનો કોલાહલ સાંભળવામાં આવ્યો. તે ઉપરથી રાજા અશ્વક્રીડા કરીને આવ્યો, એ વાત રાણીના જાણવામાં આવી. તેણીના હ્રદયમાં ભારે ખેદ ઉત્પન્ન થઇ આવ્યો. હવે શું કરવું? રાજા હમણાંજ અહીં આવશે. અને ફજેતો થશે. જેનું પરીણામ વિપરીત આવશે. રાણીએ વિચાર કરી શુભંકરને કહ્યું કે, 'રાજા હમણાં અહિં આવશે હવે તમારાથી બાહેર નીકળી શકાશે નહીં, માટે હાલતો રાણીવાસના ખાળકુવામાં પેશી જાઓ.' હ્રદયમાં ભયભીત થયેલા શુભંકરે તે વાત માન્ય કરી અને ધ્રુજતો ધ્રુજતો ખાળકુવામાં પેશી

ગયો. ગંદકી અને અંધકારથી વ્યાપ્ત એવા ખાળકુવામાં તે મુંઝાવા લાગ્યો. અનેક જાતના ગંદકીના કીડાઓએ તેને ઘેરી લીધો, તેની દૃષ્ટિ સંકુચિત થઇ ગઇ, શરીર અકડાઇ ગયું અને અનેક જાતની વેદનાઓ થવા લાગી

વાંચનાર, આ બનાવનું મનન કરજો. વિષયવૃક્ષના ફળ કેવા કટુ છે ? તેનો વિચાર કરજો. દુરાચારને સેવનારા પાપીઓની કેવી ગતિ થાય છે ? રાજા કે જે રાજ્યનો દેવ કહેવાય છે. તેની રાણી દેવી અને સર્વ પ્રજાની માતા છે. તેની સાથે વિકારી બુદ્ધિએ વર્તનારા કામીઓને કષ્ટ થાય તેમાં શું આશ્ચર્ય ! વિષયની વિષલતા કામીઓને પ્રાણહર કષ્ટ આપે છે. સમૃદ્ધિમાન્ સાર્થવાહનો પુત્ર કે જે વિવિધ વૈભવનો વિલાસી અને સુખભોક્તા છે, તે અત્યારે ગંદકીના મહાકૂપમાં પડયો છે. દુષ્ટ વાસનાનું ફળ એવુંજ મળે છે.

રાજા રતિરાણીને મળી પાછો સભા મંડપમા આવ્યો. તે પછી રાણીએ જાલિનીને પૂછયું, "સખી, તે બીચારાની શી ખબર છે ?" જાલિનીએ ઉત્તર આપ્યો, "મને લાગે છે કે, તે મુંઝાઇને મરી ગયો હશે," રતિરાણીના હૃદયમા જરા શોક થઇ આવ્યો. પણ પાછળથી સમૃત્તિ જતાં તેણીના હૃદયમાંથી પણ તે દૂર થઇ ગયો હતો.

આ તરફ શુભંકર વિષ્ટાગૃહમાં પડી અતિ વેદના ભોગવવા લાગ્યો. તેની અંદર જે અશુચિ રસ આવતો હતો તેને તે ખાઇ પોતાના પ્રાણની રક્ષા કરવા લાગ્યો, કેટલાએક દિવસ ગયા પછી, રાજાના ચંડાળ સેવકોએ એ ખાળ કુવો સુધાર્યો

એટલે તેને નીકળવાના માર્ગથી તે બાહેર નીકળી ગયો. તે વખતે તેની કાંતિ નષ્ટ થઇ હતી, માથે હજામત વધી હતી. નખ મોટા થઇ ગયા હતા તે ઘણા પ્રયત્નથી જરા સાફ થઇ ઘેર આવ્યો, તેને એવે રૂપે ઘેર આવેલો જોઇ, તેના માતા પિતા અને સેવકો સભ્રમ પામી ગયા. પ્રથમ તો તેમણે ' કોઇ ભૂત આવ્યો ' એમ જાણી હૃદયમા ભીતિ ધરવા લાગ્યા ' તમે ભય પામશો નહીં હું શુભંકર છુ ' એમ કહી તેણે સર્વને શાંત કર્યા તેના પિતાએ પૂછયું, " પુત્ર, તું કયા ગયો હતો અને આવી સ્થિતિમા શી રીતે આવ્યો ? " પિતાના પૂછવાથી તેણે એકાતે રતિરાણીની સત્ય વાર્ત્તા જણાવી અને પોતાની દીલગીરી જાહેર કરી.' આ વૃત્તાંત સાભળી તે સાર્થવાહના હૃદયમાં સંવેગ આવી ગયો અને આ સંસારની સ્થિતિ ઉપર કટાળો ઉપજી ગયો પછી તે દયાળુ પિતાએ શુભંકરને હજામત કરાવી તેલ વગેરે ચોળાવી સ્નાન કરાવી શુદ્ધ બનાવ્યો.

એક દિવસે શુભંકર દેવગૃહમા દર્શન કરવા જતો હતો, તેવામાં ગોખ ઉપર બેઠેલી રતિરાણીએ તેને અવલોકયો. તે વખતે પણ રાજાની ગેરહાજરી હતી, તેથી રાણીએ પેલી જાલિનીને મોકલી તેને બોલાવ્યો. તે પાછો રાણી પાસે ગયો અને તેવામા પ્રથમની જેમ રાજા આવી ચડયો. એટલે તેને પૂર્વની જેમ વિષ્ટાગૃહમાં સંતાવું પડયું. એવી રીતે શુભંકરને ઘણી વાર બન્યું હતું. સમરાદિત્યે પોતાની પ્રિયાની સખી માનિની ને કહ્યું, " કેમ ? તે રતિનો સ્નેહ શુભંકર ઉપર હતો કે નહીં ?

તેનો ઉત્તર આપો." માનિનીએ કહ્યું, રાજકુમાર "એ રતિ રાણીનો તેની પર સ્નેહ ખરો, પણ ખરો સ્નેહ નહીં, તે બુદ્ધિ વગરની રાણી વસ્તુ અને પોતાના ભાવને જોઇ શકી નહીં. તે સાથે પોતાની પરતંત્રતાનો અને તેના પરિણામનો વિચાર તેણીએ કર્યો નહીં" રાજકુમાર અમરાદિત્યે કહ્યું, "ભદ્રે, તેવીજ રીતે આ તમારી બંને સખીઓનો અનુરાગ મારી ઉપર નથી. આ બંને પણ બુદ્ધિ રહિત છે, તેનો વિચાર કરો. સ્વભાવથી નઠારા અને ઈર્ષ્યા તથા ખેદ વગેરેના કારણરૂપ એવા ભોગોને આ બંને બાળાઓ ઇચ્છે છે. અને ખરી વસ્તુને જોઇ શક્તી નથી. જે આ મનુષ્યપણું કે જે દુર્લભ અને મોક્ષનું કારણરૂપ છે તેને ધર્મની અંદર જોડતી નથી. તે ઉપરથી તેઓ બંને પોતાના ભાવને જાણતી નથી. આ પોતાનો આત્મા અતિક્રૂર એવા મૃત્યુની પાસે રહ્યો છે. તેના કબજામાં છે, તેને તેઓ

સુંદરીઓ ગુરૂની જેમ રાજકુમારના ચરણમાં પડી અને લજ્જા દુર કરી આ પ્રમાણે બોલી—" આર્યપુત્ર, આ સંસારથી જાણે ભય પામ્યો હોય તેમ અમારે કામરાગ નાશી ગયો છે હવે જે અમારા અનુરાગને યોગ્ય કર્ત્તવ્ય હોય, તેનો અમને ઉપદેશ કરો " રાજકુમારે તેમને સાબાશી આપીને કહ્યું, " ભદ્રે, આ વિષયો મોહ અને કલેશના કારણ છે, માટે તેમનો યાવજ્જીવિત ત્યાગ કરો. શમને આદર આપો, ધર્મનો વિચાર કરો અને તેમા ઉદ્યમ આચરો. " રાજબાળાઓ વિનયથી બોલી— " આજથી અમો યાવજ્જીવિત વિષયનો ત્યાગ કરીએ છીએ. અને કામભોગને દૂર કરીએ છીએ. " રમણીઓની આવી મહાન પ્રતિજ્ઞા સાંભળી રાજકુમાર ખુશી થયો અને તેણે પોતાના મનમાં ચિંતવ્યું કે, ' આ બાળાઓને ધન્ય છે. તેમની ધીરજને, અલ્પ કર્મપણાને, શમને અને તત્ત્વવેદિતાને પૂર્ણ અભિનંદન ઘટે છે. " આ પ્રમાણે ચિંતવી રાજકુમારે ઉચે સ્વરે કહ્યું. " ભદ્રે, તમોને પૂર્ણ ધન્યવાદ ઘટે છે. હું પણ તમારી સહાયથી યાવજ્જીવિત વિષયોનો ત્યાગ કરી બ્રહ્મચર્ય ધારણ કરૂં છું. " આ સમયે અશોકાદિ મિત્રોએ ગર્જનાથી જણાવ્યું, "રાજકુમાર, તમોને અને આ રાજબાળાઓને પૂર્ણ અભિનંદન ઘટે છે. પરમાત્મા, અમોને પણ તમારૂં અનુકરણ કરાવે. " અશોક વગેરે મિત્રોના મુખમાંથી આ વાણી પ્રગટ થતાંજ આકાશમાંથી દેવતાઓએ તેમની ઉપર જયધ્વનિ સાથે પુષ્પ વૃષ્ટિ કરી. આજ સમયે મહાનુભાવ સમરાદિત્યને અવધિજ્ઞાન

પવિત્ર ગોષ્ટીનો ફળ, બ્રહ્મચર્ય વ્રત.



રાજકુમાર! તમોને અને આ રાજબાળાઓને પૂર્ણ અભિનંદન ઘટે છે, પરમાત્મા, અમોને પણ તમારૂં અનુકરણ કરાવે. (પૃષ્ઠ ૫૪૨)

Krishna P. Press. Bombay 2.

સુંદરીઓ ગુરૂની જેમ રાજકુમારના ચરણમાં પડી અને લજ્જા દુર કરી આ પ્રમાણે બોલી—" આર્યપુત્ર, આ સંસારથી જાણે ભય પામ્યો હોય તેમ અમારો કામરાગ નાશી ગયો છે હવે જે અમારા અનુરાગને યોગ્ય કર્ત્તવ્ય હોય, તેનો અમને ઉપદેશ કરો " રાજકુમારે તેમને શાબાશી આપીને કહ્યું, " ભદ્રે, આ વિષયો મોહ અને કલેશના કારણ છે, માટે તેમનો યાવજ્જીવિત ત્યાગ કરો. શમને આદર આપો, ધર્મનો વિચાર કરો અને તેમા ઉદ્યમ આચરો. " રાજબાળાઓ વિનયથી બોલી— " આજથી અમો યાવજ્જીવિત વિષયનો ત્યાગ કરીએ છીએ. અને કામભોગને દૂર કરીએ છીએ. " રમણીઓની આવી મહાન પ્રતિજ્ઞા સાંભળી રાજકુમાર ખુશી થયો અને તેણે પોતાના મનમા ચિંતવ્યું કે, ' આ બાળાઓને ધન્ય છે. તેમની ધીરજને, અલ્પકર્મપણાને, શમને અને તત્ત્વવેદિતાને પૂર્ણ અભિનંદન ઘટે છે. " આ પ્રમાણે ચિંતવી રાજકુમારે ઉંચે સ્વરે કહ્યું. " ભદ્રે, તમોને પૂર્ણ ધન્યવાદ ઘટે છે. હું પણ તમારી સહાયથી યાવજ્જીવિત વિષયોનો ત્યાગ કરી બ્રહ્મચર્ય ધારણ કરૂં છું. " આ સમયે અશોકાદિ મિત્રોએ ગર્જનાથી જણાવ્યું, "રાજકુમાર, તમોને અને આ રાજબાળાઓને પૂર્ણ અભિનંદન ઘટે છે. પરમાત્મા, અમોને પણ તમારૂં અનુકરણ કરાવે. " અશોક વગેરે મિત્રોના મુખમાંથી આ વાણી પ્રગટ થતાંજ આકાશમાંથી દેવતાઓએ તેમની ઉપર જયધ્વનિ સાથે પુષ્પવૃષ્ટિ કરી. આજ સમયે મહાનુભાવ સમરાદિત્યને અવધિજ્ઞાન

પવિત્ર ગોષ્ઠીનાં ફળ, બ્રહ્મચર્ય વ્રત.



રાજકુમાર ! તમોને અને આ રાજબાળાઓને પૂર્ણ અભિનંદન ઘટે છે, પરમાત્મા, અમોને પણ તમારું અનુકરણ કરાવે. (પૃષ્ઠ ૫૪૨)

K... P. Press. Bombay 3.

થઈ આવ્યું, તે જ્ઞાનના પ્રભાવથી તેણે પોતાના પૂર્વભવો અવલોકયા. તે અવલોકવાથી તેનામાં સંવેગનો વેગ વૃદ્ધિ પામ્યો. અને હૃદયમાં ભવ્ય પરિણામનો પ્રકાશ થઇ ગયો.

વાંચનાર, આ પ્રસંગ ઉપરથી તમોને ખાત્રી થશે કે, પૂર્વ પુણ્યનું બળ કેવું ચમત્કારી છે ? વિષયના વિકારોથી ભરપૂર એવી વયને ધારણ કરનારી અને પતિના પ્રથમ સમાગમનો આનંદ લેવાને ઉત્સુક બનેલી યુવતિઓના હૃદયમાં પ્રતિબોધ પ્રાપ્ત થાય અને તૃણવત્ વિષયોનો ત્યાગ કરી તે બ્રચારિણી બને, એ અદ્‌ભુત પુણ્યનોજ પ્રભાવ છે. સમરાદિત્યની વાણીમાંજ એ ચમત્કાર રહેલો છે. જે સાંભળવાથી ગમે તેવો કઠોર આત્મા પણ આર્દ્ર બની જાય છે. એ પવિત્ર વાણીને માટે જેટલું કહીએ તેટલું થોડું છે. અશોક વગેરે તેના છકેલા મિત્રો પણ એ વાણીના શ્રવણથી આર્દ્ર બની ગયા હતા; તો પછી બીજાની શી વાત કરવી ? એ પવિત્ર આત્મા સમરાદિત્યને પૂર્ણ ધન્યવાદ ઘટે છે.

—❊◎❊—

## પ્રકરણ ૫ મું.

### ગુરૂજનને ઉપદેશ.

રાજમેહેલના એક ભાગમાં રાજા પુરૂષસિંહ ચિંતાતુર બની બેઠો હતો. તેના હૃદયમાં અનેક સંકલ્પવિકલ્પો થતા હતા. આ વખતે મહારાણી સુંદરી આવી સ્વામી સમીપ ઊભી

જોડી ઉભી રહી. પતિને ચિંતાતુર જોઇ તે પતિવ્રતાના હૃદયમાં ક્ષોભ થઇ આવ્યો. ચિંતાના સત્ય કારણ જાણવાને માટે તે અધીરી થઇ ગઇ. તેણીએ વિનીત વાણીથી રાજાને કહ્યું, પ્રાણેશ્વર શી ચિંતામાં પડ્યા છો ? સર્વમાં સુખદુઃખની ભાગીયણ ગણેલી આ દાસીને શામાટે છેતરો છો ? આ આધીન અબળાને તમારી ચિંતાની ભાગીયણ શામાટે બનાવતા નથી ? હું તમારા કેવળ સુખની ભાગીયણ નથી, પરંતુ હું દુઃખની પણ ભાગીયણ છું. મારા સૌભાગ્યના ચંદ્ર, શી ચિંતા કરોછો ? કૃપા કરી મને જણાવો. ”

રાણી સુંદરીનાં આવા વચન સાંભળી પુરૂષસિંહ ગંભીર સ્વરથી બોલ્યો—“મહારાણી, મારી ચિંતા ગુપ્ત રહી શકે તેમ નથી. એ ચિંતાનો તમારો અર્ધ ભાગ મારાથી રોકી શકાય તેમ નથી. મારે બળાત્કારે તમને આપવોજ પડશે. મધુરભાષિણી, આજે હમણાં મારા સાંભળવામાં આવ્યું કે, આપણા રાજકુમાર સમરાદિત્યે પોતાની બંને પત્નિઓની સાથે યાવજ્જીવિત બ્રહ્મચર્યવ્રત ધારણ કર્યું છે. આ ખબર જાણવામાં આવતાંજ મારા મગજ પર ચિંતાએ ત્રાપ મારી છે. આપણા બંનેનો અને આ રાજ્યનો આધાર તુટી પડયો છે. ભવિષ્યને માટે આ રાજ્ય શરણ રહિત થઈ ગયું છે. હવે શું કરવું ? તેને માટે હૃદયમાં ચિંતાની મહાજ્વાલા પ્રગટ થઇ છે અને તે મારા અંતરને દગ્ધ કરે છે. ” રાણીએ સચિંતવદને કહ્યું, “ પ્રાણેશ, કદિ સમરાદિત્ય બાલ્યવયથી વિરક્ત ભાવમાં છે, તો તે બ્રહ્મચર્યવ્રતને

ધારણ કરી શકે, પરંતુ સુવાનવધુઓએ એ દુર્ધર મહાવ્રત શી રીતે ધારણ કર્યું હશે ? મારા હૃદયમાં એ મોટી શંકા પ્રાપ્ત થાય છે. ”

મહારાજાએ ખિન્ન થઈને જણાવ્યું, “ પ્રિયા, રાજકુમારે તે બાળાઓને પણ વિરક્ત બનાવી દીધી. અને તેમના હૃદયને વૈરાગ્યથી રંગિત કરી, બ્રહ્મચર્યવ્રતને ધારણ કરાવ્યું. ” રાણીએ ખેદ પામી જણાવ્યું, “ પ્રાણપતિ તે વાત સંભવે છે, રાજકુમારની વાણીમાં એવા કોઇ ગુણ રહેલો છે કે, જેથી તે ગમે તેવા દુર્ગણીને પણ સદ્‌ગુણી બનાવી દે છે. હવે આપને વિનતિ કરવાની કે, કોઇ પણ ઉપાયે રાજકુમારને સમજાવો અને હૃદય ઉપર સંસારની વાસનાને સજ્જડ કરો. ”

રાણીની આવી વિનંતિ ઉપરથી રાજાએ દ્વારપાળને બોલાવીને કહ્યું, ‘ જા, રાજકુમારને તેડી સત્વર અહિં આવ ’ રાજા આ પ્રમાણે આજ્ઞા કરતો હતો, તેવામા એક દેવતાની મૂર્તિ તે સ્થળે પ્રગટ થઇ આવી. તેના હાથમાં ખડ્ગ હતું. સર્વ અંગ ઉપર દિવ્ય આભૂષણો ધારણ કર્યા હતા. પોતાના તેજના પુંજથી દીવાઓને નિસ્તેજ કરી દીધા હતાં. દેવતાની આ સુંદર મૂર્તિ જોઇ રાજા અને રાણીએ પ્રણામ કર્યા. દેવતાએ પ્રસન્ન થઇને કહ્યું હે રાજદંપતી, તમે શામાટે ખેદ ધારણ કરોછો ? તમારા રાજકુમાર સમરાદિત્યે જે કરેલું છે, તે યોગ્ય છે. તે મહાનુભાવે વિષ છોડીને અમૃત લીધું છે. નપુંસકતાનો ત્યાગ કરી પોરૂષ ગ્રહણ કર્યું છે. ક્ષુદ્રતાને પરહરી ઉદારતા અંગીકાર કરી છે અને

સંસારને છોડી મોક્ષ સુખની ઇચ્છા કરી છે. એ તમારા સુબોધક પુત્રથી તમો બંનેને પણ ધન્યવાદ ઘટેછે, માટે એદનો ત્યાગ કરી શુભ કાર્ય આચરો. "

રાજાએ પૂછયું, " ભગવતી, તમે કોણ છો ? અને આ સમયે આવું પવિત્ર દર્શન આપવાનું શું કારણ છે ? " દેવીએ સહર્ષવદને જણાવ્યુ, " રાજન્, હું સુદર્શના નામે દેવી છું. હું ખડ્ગના આયુધને ધારણ કરનારી છુ. તમારા કુમાર સમરાદિત્યના ગુણના રાગથી હું આ ભુવનમાં રહું છું. " દેવીએ જ્યારે પોતાના પુત્રના ગુણોની આ પ્રમાણે પ્રશંસા કરી, એટલે રાજા ઘણોજ ખુશી થઇ ગયો તે સમયે દેવીએ વિશેષમાં જણાવ્યું કે, " રાજેંદ્ર તમારા પુત્ર સમરાદિત્યનો કોઇ એવો પ્રભાવ છે કે, જેથી દેવતાઓ પણ તેને હર્ષથી નિમંત્રે છે. હવેથી તમે એ કુમારના વચનને અને આચરણને માન આપજો. " આ પ્રમાણે કહી તે દેવી અંતર્ધાન થઇ ગઇ. રાજા પુરૂષસિંહ અને સુંદરી રાણી બંને હૃદયમાં હર્ષ પામી પોતાના પુત્રના પ્રભાવ ની પરસ્પર પ્રશંસા કરવા લાગ્યાં. તેવામાં રાજકુમાર સમરાદિત્ય તેમની પાસે આવ્યો. તેણે માતા પિતાને વંદના કરી કહ્યું, "પૂજ્ય વડિલ, શી આજ્ઞાછે? કૃપા કરી જણાવો " માતા હર્ષઘેલી થઇને બોલી "વત્સ, તું મહાન્ ગુણને ધારણ કરનારો છે, તને આજ્ઞા કરવી તે યોગ્ય નથી, કારણ કે, તારો પ્રભાવ દેવતાઓમા પણ પ્રસિદ્ધ છે " આ પ્રમાણે કહી માતાએ દેવી સંબંધી જે વૃત્તાંત બન્યો હતો તે કુમારને કહી સંભળાવ્યો. વિનયપૂર્વક રાજકુમાર બોલ્યો. " માતા, આ શું બોલો છો ?

પુત્ર ગમે તેવો પ્રભાવીક થાય, ગમે તેવો સમર્થ થાય તો પણ તે માત પિતાનો સેવક છે. માતા પિતાની આજ્ઞા ઉઠાવવાને, તેમની પવિત્ર સેવા કરવાને પુત્ર યાવજ્જીવિત બંધાએલો છે. પૂજ્ય માતા પિતાની આગળ સંતાનોની મહત્તા હોયજ નહીં."

પુત્રના આવા વિનીત વચનો સાંભળી માતાપિતા હૃદયમાં સંતુષ્ટ થયાં. તે વખતે રાજાએ હર્ષના આવેશથી જણાવ્યું, "વત્સ, તારો વિનય જોઇ અમને ઘણોજ સંતોષ થાય છે, પણ અમારે કહેવું જોઇએ કે, તેં યાવજ્જીવિત બ્રહ્મચર્ય વ્રત ધારણ કર્યું, તે કામ અતિ દુષ્કર છે. કોઈ પણ યુવાન રાજકુમાર-તારા જેવું કાર્ય કરી શકશે નહીં કદી ભારતવર્ષ ઉપર તેવો કોઇ રાજકુમાર થયો હશે, પણ આ ઉજ્જયિની નગરીના રાજ વંશમાં તો તું એકજ થયો છે." પિતાના આવા પ્રસંશાના વચનો સાંભળી સમરાદિત્ય શરમાઇને બોલ્યો—"પૂજ્ય પિતા, આપના મુખથી આવી પ્રસંશા સાંભળી મને લજ્જા થાય છે. ઘણા આત્માઓ મારાથી પણ વધારે કરી શક્યા છે. અનેક રાજાઓએ તૃણવત્ રાજ્યને છોડી મહાવ્રત ગ્રહણ કરેલાં છે, તેમની આગળ હું શું બીસાતમાં છું ? તે વિષે એક સુબોધક પ્રસંગ મારા સાંભળવામા આવ્યો છે, તે કૃપા કરી સાંભળો "કોઇ ચાર પુરૂષો હતા. તેઓમા બે ધનલુબ્ધ અને બે સ્રીલંપટ હતા. તેઓ ચારેજણા કોઇ માર્ગે ફરવાને નીકળ્યા. આગળ જતાં કોઈ પ્રદેશમાં દ્રવ્યના બે ભંડાર અને બે સુંદર સ્રીઓ તેમના જોવામાં આવી. તે જોતાંજ તે ચારે પુરૂષો ખુશી થઈ તેમની તરફ ધસી આવ્યા. તેવામાં આકાશમાંથી એક દૈવી-

વાણી પ્રગટ થઇ કે, "અરે ! સાહસ કરો નહીં. ઉંચે જુએ તમારી ઉપર પર્વત પડે છે" તે વાણી સાંભળતાં તે ચાર પુરૂષોએ ભયથી ઉંચે જોયું. ત્યા એક મહાન્ પર્વત આકાશમાં તેમણે અવલોકયો તે જોતાંજ તેમણે ચિંતવ્યું કે, 'હવે શો ઉપાય કરવો ? કોઇ પણ ઉપાયથી જો આ, ઉપદ્રવ દૂર થાય તો આપણે આ ઇચ્છિત વસ્તુને પ્રાપ્ત કરીએ તેવામાં પુનઃ આકાશવાણીથી સાભળવામા આવ્યું કે, "આ ઉપદ્રવનો કાંઇ પણ ઉપાય નથી જેઓ દ્રવ્ય અને ભોગની ઇચ્છા રાખે છે, તેઓ આ પર્વતથી ચુર્ણ થઇ જવાના. અને જેઓ તેમની ઇચ્છા નહીં રાખે તેઓ ચુર્ણ થશે નહીં અને કાળે કરીને અહીંથી છુટી જશે." આ વાણી સાભળી તેઓમાંથી કેટલાક ચિતવ્યું કે, "આ વિષે લાબો વિચાર શો કરવો ? જે થવાનું હોય તે થશે, પણ આ પ્રાપ્ત થયેલો લાભ ગુમાવવો નહીં." આવું ચિંતવી તેઓ દ્રવ્ય તથા ભોગનો લાભ લેવાને પ્રવર્ત્યા. તેઓમાંથી બીજાઓએ વિચાર્યું કે, પરિણામે દારૂણ અને અસ્થિર એવા આ દ્રવ્ય તથા ભોગ શા કામના છે, તેના મોહથી શા માટે ચુર્ણ થવું જોઇએ ?" આવું વિચારી તેઓ ત્યાંથી ચાલ્યા ગયા હતા.

પિતાજી, કહો, તેઓમાં દુષ્કર કાર્ય કરનારા કયા સમજવા ? રાજાએ કહ્યું, "વત્સ, આ પ્રસંગમાં મને સૂઝ પડતી નથી, માટે વિવેચન કરીને સમજાવ" સમરાદિત્ય નમ્રતાથી બોલ્યો "પૂજ્ય પિતા, એ ઉપનયનો પ્રસંગ છે, અને મને કોઇ મહાત્માએ સમજાવ્યો છે, તે કૃપા કરી સાંભળો." જે

પર્વત કહેવામાં આવ્યો, તે ત્રણ જગતનો નાશ કરનાર કાળ સમજવો. તે દરેક વસ્તુ ઉપર પડવાને તૈયાર થઇ રહેલો છે. તેનાથી આ જગતના ઇષ્ટ પદાર્થોનો યોગ અને વિયોગ થયા કરે છે. જો જીવ અર્થ અને કામનો ત્યાગ કરી સદ્વર્ત્તનમાં પ્રવર્ત્તે તો તે તેનાં કલ્યાણનું કારણ થાય છે. અને જો તેમાં આસક્ત થઇ રહે, તો તે દુઃખનું કારણ થઇ પડે છે. જો કે કાળરૂપી પર્વત બધા ઉપર પડવાનો છે. પણ કામભોગનો ત્યાગ કરી વર્ત્તનારા પ્રાણીઓને છેવટે મોક્ષની પ્રાપ્તિ થવાથી તેની પર એ કાળ પર્વત પડી શકતો નથી. જેઓ એ વાત સમજી કામભોગનો સર્વથા ત્યાગ કરે છે, તેઓ ખરેખર દુષ્કર કામ કરનારા સમજવા. " રાજકુમારના આ વચન સાંભળી રાજાના હૃદય ઉપર સારી અસર થઈ ગઇ. તો પણ તેણે વિચાર કરીને જણાવ્યું, "વત્સ ! તું કહે છે તે સત્ય છે, પણ મોહનો સર્વથા ત્યાગ કરવો જોઇએ. કારણકે, તેનો અંત ઘણો વિપરીત છે. એટલે તેનું પરિણામ સારૂં આવતું નથી. " રાજકુમારે કહ્યું, " પૂજ્ય પિતા, એ વાત ખરી છે. મોહનું પરિણામ ઘણુંજ નઠારૂં છે. તે છતાં મોહને વશ થયેલા પ્રાણીઓ મૃત્યુ સમીપ છતાં અને જરાવસ્થાથી પીડાતા છતાં અર્થ અને ભોગની ઇચ્છા રાખ્યા કરે છે. અને તેઓ મોક્ષસાધક જિનોક્ત ધર્મની અંદર પ્રવર્ત્તતા નથી. " " વત્સ, તારૂં કથન યથાર્થ છે. " રાજાએ ઉંચે સ્વરે કહ્યું. આ સમયે રાણી સુંદરી બોલી " પુત્ર, મોહના નાશથી અમારી ઇચ્છાતો પૂર્ણ થઈ, પરંતુ આ તારી બાળસ્ત્રીઓનું શું થશે ? " રાજકુમાર

બોલ્યો " માતા, તે વિષે ઉદ્વેગ કરશો નહીં. એ તમારી બંને વધૂઓની ઈચ્છા પણ પૂર્ણ થઇ છે. તેમણે પણ મારી સાથેજ બ્રહ્મચર્યવ્રત ધારણ કરી આ સંસાર તરફ પૂર્ણ વૈરાગ્ય પ્રાપ્ત કર્યો છે." રાણી પ્રસન્ન થઈને બોલી—" વત્સ, તો એ બંને વધૂને પણ ધન્યવાદ ઘટે છે." આ વખતે તે બંને વધૂઓએ પોતાની પૂજ્ય સાસુને વંદના કરી વિનયથી જણાવ્યું. " પૂજ્ય માતા, આર્યપુત્રની કૃપાથી અમો નિર્મોહ અવસ્થાને પ્રાપ્ત થયા છીએ. આ દુઃખરૂપ સંસાર તરફ અમોને સંપૂર્ણ અભાવ થયેલો છે."

વધુની આવી સુધામય વાણી સાંભળી મહારાજા પુરૂપસિંહ અને રાણી સુંદરી હૃદયમાં સંતુષ્ટ થઇ ગયાં. અને તેમના હૃદયમાં વધુઓને માટે જે ચિંતા રહેતી હતી, તે તત્કાળ દૂર થઇ ગઇ.

આ પ્રમાણે તેઓની વચ્ચે વાર્ત્તાલાપ થતો હતો, તેવામાં એક મોટો કોલાહલ સાંભળવામાં આવ્યો. તે સાંભળતાંજ સર્વે ચમકી ગયા. તે જાણવાને માટે રાજાએ એક સેવકને મોકલવા તૈયાર કર્યો, તેવામા કુમારે કહ્યું, " પિતાજી, આ સંસારનો ચમત્કાર મારા જાણવામાં આવી ગયો છે." રાજાએ કહ્યું, 'વત્સ, તે સ્ફુટ રીતે કહી બતાવ.' કુમાર બોલ્યો " પૂજ્ય પિતા, આપણા મહેલની પાસે પુરંદર નામનો ભટ્ટ રહે છે. તે અત્યારે મરણ પથારી પર પડયો છે. તેથી તેના ઘરમાં તેના સંબંધીઓનો આ આક્રંદ થાય છે. અને તેનું આ અકાળ મૃત્યુ થયેલ છે." રાજાએ પ્રશ્ન કર્યો, " વત્સ. કાંઇ વ્યાધિ

વગર અકાળ મૃત્યુ શી રીતે થાય ?" રાજકુમારે ઉત્તર આપ્યો "એ વૃત્તાંત નિંદવા યોગ્ય હોવાથી કહેવા યોગ્ય નથી." રાજાએ ઇંતેજારિથી પૂછયું, "વત્સ, આ સંસારમાં નિંદવાયોગ્ય શું નથી ? તે વૃત્તાંત સાંભળવાનું મને કૌતુક થયું છે, માટે કહે તો વધારે સારૂં" રાજકુમારે કહ્યું, પિતાજી જ્યારે તમોને તે સાંભળવાનું કૌતુક થયું છે, તો સાંભળો. "એ પુરંદર ભટને નર્મદા નામે એક પત્ની છે, તેની ઉપર પુરંદર ભટનો ઘણોજ પ્રેમ છે. તેના ઘરમાં અર્જુન નામનો એક સેવક રહે છે. તે ઉપર નર્મદા મોહ પામી આસક્ત થઇ છે. આ વાત કર્ણ પરંપરાએ પુરંદરને જાણવામાં આવી તો પણ પોતાની સ્ત્રીના પ્રેમથી તે, તે વાતને સાચી માનતો નથી. તે પુરંદરની માના જાણવામાં આ વાત આવતાં તેણીએ પુરંદરને કહ્યું કે, "પુત્ર તારી સ્ત્રી સારી ચાલની નથી. માટે તેની ઉપર વિશ્વાસ રાખીશ નહીં" તોપણ તેના મનમાં વિચાર થયો કે, 'કોઇ પ્રકારે હું મારી પત્નીની પરિક્ષા કરૂં, જેથી મને વિશેષ ખાત્રી થાય, આવું વિચારી તેણે પોતાની સ્ત્રી નર્મદાને એકાંતે બોલાવીને કહ્યું, "પ્રિયા, આજે રાજાના હુકમથી મારે કેટલાક દિવસ પરગામ જાવાનું છે, માટે તું ઘરમાં સારી રીતે રહેજે." નર્મદાએ કહ્યું, 'પ્રાણનાથ, તમારા વિના મારાથી શી રીતે રહેવાશે ?' એમ કહી તેણીએ રૂદન કરવા માંડયું. પુરંદરે 'હું જલદી આવીશ' એમ કહી તેણીને સમજાવી, પોતે બાહેરગામ નીકળ્યો. તે દિવસ પોતાના ગામની આસપાસ રહી રાત્રીના બે પોહોર પછી પોતે છુપી રીતે

ઘરમાં પેશી ગયો. ત્યાં પોતાના સેવક અર્જુનની સાથે રતિશ્રાંત થઈ એક શય્યા ઊપર સુતેલી નર્મદા તેના જોવામાં આવી. તે જોઇ તેણે વિચાર્યું કે, ' અહા! સ્ત્રી જાતિ કેવી ખરાબ છે? તે અમૃતના આહાર જેવી છે. ભોગ કરવો એજ તેનું રક્ષણ છે. વળી આ અર્જુન કેવો દુરાચારી છે કે, જે મારૂં નિમક ખાઈ આવું દુષ્ટ કામ કરે છે! માટે આ દુરાચારીને મારી નાંખવોજ યોગ્ય છે." આવું વિચારી તેણે શસ્ત્રવડે અર્જુનને સુતો મારી નાખ્યો. અને પોતે ઘર બાહર નીકળી એક ખુણામાં ભરાઇ બેઠો. ગાઢ નિદ્રામાં સુતેલી નર્મદા રૂધિર લાગવાથી જાગ્રત થઇ. તેણે જોયું ત્યા અર્જુનને મરેલો જોયો. " હાય, હાય, આ મારા પ્રાણવલ્લભને કોઇ પાપીએ મારી નાંખ્યો! હું હવે તેના વિના શી રીતે રહી શકીશ? હવે મારા રતિ સુખનો અંત આવી ગયો. મારા હૃદયનું બંધન તુટી ગયું." આ પ્રમાણે અપશોષ કરી તેણીએ તે અર્જુનના શબને ત્યાં ખાડો કરીને દાટી દીધું. પછી પેલો ખૂણામાં ભરાઇ રહેલો પુરંદર ત્યાંથી છુપી રીતે નીકળી બાહેર ચાલ્યો ગયા.

નર્મદાએ જે સ્થળ ઉપર તે અર્જુનને દાટ્યો હતો, તે ઉપર એક ઓટલી કરી. તેને વિષે તેની પ્રતિમા બેસારી. દેવતાની જેમ હમેશાં તેની પૂજા કરવા લાગી. ચંદન, પુષ્પ, ધૂપ, નૈવેદ્ય અને દીપ વિગેરે, તેની આરાધના કરવા લાગી. પૂજા કર્યા પછી મોહવડે તેનું આલિંગન કરવા લાગી.

એક વખતે પુરંદરે પુનઃ છુપી રીતે ઘરમાં આવી જોયું તો નર્મદા પેલા યારની પ્રતિમાનું આરાધન કરતી તેના જોયા-

માં આવી, તે જોઇ તેણે વિચાર્યું કે, " અહા ! આ મૂર્ખ સ્ત્રીની કેવી ઉગ્ર રાગદશા છે ? શાસ્ત્રને નહીં જાણનારી સ્ત્રીઓ આવી મૂઢજ હોય છે. જેનામાં મૂર્ખતા હોયછે, તેનીપર દયા કરવી જોઇએ." આવો વિચાર કરી પુરંદર તે વખતે મનથી નર્મદાને ક્ષમા આપી તેણીની તે વાત ગુપ્ત રાખી પોતે પ્રકાશ થઈ ઘેર આવી તેણીની સાથે રહી ગૃહ–વ્યવહાર ચલાવવા લાગ્યો. હે પૂજ્યપિતા, સ્ત્રીના મોહને આધીન થયેલા તે પુરંદરને તેણીની સાથે રહેતાં બાર વર્ષ વીતી ગયાં.

એક દિવસે નર્મદા પોતાના યારની મૂર્ત્તિની મહાપૂજા કરતી હતી, તે દિવસે તેના ઘરમાં બ્રહ્મભોજનનો પ્રસંગ હતો. આ વખતે નર્મદા પ્રતિમાના આરાધનમાં એટલી બધી આસક્ત થઈ ગઇ કે, નિમંત્રણ કરેલા બ્રાહ્મણો ભોજન વગર બેશી રહ્યા, તો પણ તેણીએ આરાધનાની સમાપ્તિ કરી નહીં. આથી પુરંદરે હસતાં હસતા કહ્યું, " ભદ્રે, એ મૂર્ત્તિની આટલી બધી શામાટે પૂજા કરેછે ? એનાથી શું વળવાનું છે ? એ તો ચાલ્યોજ ગયો. " પુરંદરના આ વચનો સાભળી નર્મદાને ખાત્રી થઈ કે, " જરૂર મારા પ્રિયને આણેજ માર્યો છે, માટે કોઇ પણ ઉપાયથી તેને મારી નાંખી મારા યારનો બદલો લઉં. " આ પ્રમાણે વિચારી તેણે છુપી રીતે પુરંદરને ભોજનમાં ઝેર આપેલું છે., અને તેથી તે અત્યારે મરણ પથારીએ પડ્યો છે.

પિતાજી, બીજો પણ એવો બનાવ બન્યો છે કે, કોઇ શ્વાને નર્મદાના યારની પ્રતિમાને અડકી અભડાવી હતી, તે ઉપરથી તેણીએ તે શ્વાનને પણ ઝેરવાળો ખોરાક આપી તેવી સ્થિ-

તિમાં મૂકયો છે. પિતાજી જે તેણીનો યાર અર્જુન હતો, તે મૃત્યુ પામી કૃમિ, ઘરોળી, ઉંદર, દેડકો, અલસ, સર્પ અને શ્વાન રૂપે સાતવાર અવતર્યો હતો. તેને તેણીએ એ સ્થળપર રહેલી પોતાના યારની પ્રતિમાના મોહથી માર્યો હતો. અરે! આ સંસારને કેવો ધિક્કાર છે કે, રૂપનો ગર્વ ધરનારો જે યુવાન પોતાનાજ કલેવરમાંજ પાછો કૃમિ રૂપે ઉત્પન્ન થાયછે. દુષ્ટ અર્જુનને માટે એમજ બન્યું હતું. આવું છતાં પ્રાણી મોહને વશ થઇ વિષયોમાં ખેલ્યા કરેછે. અહા! વિષયી પ્રાણીઓની કેવી અજ્ઞાનતા!

આ વખતે રાજાએ ઇંતેજારીથી પૂછયું, " વત્સ, આ વૃત્તાંત સાંભળી મારા હૃદયમાં વૈરાગ્ય ભાવના જાગ્રત થઇ આવી છે. હવે કોઇપણ ઉપાયથી એ પુરંદર અને શ્વાનના જીવો બચાવાય તો વધારે સારૂં." રાજકુમારે કહ્યું, " પિતાજી, આજ્ઞા આપી વિષ વૈદ્યોને સત્વર મોકલો એટલે એ બંને આત્માઓ જીવતા રહેશે." રાજકુમારના કહેવાથી રાજાએ આજ્ઞા કરી વિષ વૈદ્યોને સત્વર મોકલાવ્યા. તે પછી પુરંદર અને શ્વાનનો વૃત્તાંત સાંભળી, જેના હૃદયમાં ભારે અસર થઇ આવી છે, એવા રાજા પુરૂષસિંહે વૈરાગ્યયુક્ત થઇ આ પ્રમાણે કહ્યું, "વત્સ, અહા! આ સંસારમાં પ્રાણીઓની વિષયલોલુપતા કેવી છે? તેમનામાં કેવી અજ્ઞાનતા સ્ફુરે છે? અરે! કર્મોની ગતિ કેવી વિચિત્ર છે? આવું નજરે જોવાય છે, તે છતાં પ્રાણીઓને સમજણ પડતી નથી. એ કેવી મૂર્ખતા! હું પણ તેવોજ મૂર્ખ છું, કે એ સંસાર અને વિષયોપર પ્રીતિ કરી પડી રહ્યો છું.

મારા રાજકુમાર સમરાદિત્યને સહસ્રવાર ધન્યવાદ ઘટે છે. તેણે બાલ્યવયથીજ સંસાર તરફ વૈરાગ્ય ધારણ કર્યો છે. આ જગતની મોહક જાળમાં તે પ્રથમથી સપડાયો નથી. ”

આ પ્રમાણે રાજા વિચાર કરતો હતો, તેવામાં પેલા વૈંદ્યોએ આવી ખબર આપ્યા કે, “ મહારાજા, આપના પ્રસાદથી પુરંદર અને શ્વાન બંનેને મરણથી બચાવ્યા છે. ” તે સાંભળી રાજા હૃદયમાં ખુશી થયો, તેવામાં નગરીના મધ્યભાગે આકાશ તરફ જતો એક તેજનો પૂંજ જોવામાં આવ્યો. તે સાથે દુંદુભિના નાદઅને દિવ્ય ગાયન સાંભળવામાં આવ્યું. રાજા સંભ્રમથી આશ્ચર્ય પામી બોલ્યો–“વત્સ, આ શું હશે ? ” રાજકુમાર બોલ્યો—“ પિતાજી, એ દેવતાનો આવિર્ભાવ છે. ગુણધર્મ નામના એક ગૃહસ્થનો જિનધર્મ નામનો પુત્ર આજે દેવતા થઇ અહીં આવ્યો છે. પોતાની સ્ત્રી અને મિત્રને બોધ કરવાને તેનું આવવું થયેલ હતું. તેણે તે બનેને પ્રતિબોધ આપ્યો. અને પછી તે પોતાની સમૃદ્ધિ બતાવવાને માટે તે આ તેજસ્વી થઇ આકાશ તરફ જાય છે. ” મહારાજાએ પ્રશ્ન કર્યો “ વત્સ, તેણે આજે દેવપણું શામાટે પ્રાપ્ત કર્યું અને પોતાની સ્ત્રી અને મિત્રને શા માટે પ્રતિબોધ આપ્યો ? ” રાજકુમારે વિનયથી કહ્યું, “ પિતાજી, એ ધનાઢ્ય ગૃહસ્થનો પુત્ર જિનધર્મ જિન વચનના શ્રવણથી સંસારમા વસવાનો ભય રાખતો હતો. તેથી તે વિષયોમાં નિઃસ્પૃહ અને વિરક્ત થઇ ગયો. તેને ધનદત્ત નામનો એક મિત્ર હતો. તે જાણી તેનું બીજું હૃદય હોય તેમ તેની સાથે રહેતો હતો. તેને બંધુલા નામની સ્ત્રી હતી, તે

મોહથી તેનો મિત્ર ધનદત્તની સાથે ચાલતી હતી. જિનધર્મે તે વાત જાણી તોપણ તે ઉપેક્ષાથી તેમની તરફ વર્તતો હતો.

એક વખતે જિનધર્મ પોતાના ઘરની પાસે આવેલા એક શૂન્ય ગૃહમાં સર્વ રાત્રની પ્રતિમાએ રહ્યો હતો. તેની સ્ત્રી બંધુલા તે જાણતી ન હતી. તે ઘર તેણીનું સંકેત સ્થળ હતું. તેણી રાત્રે અંધારે પોતાનો લોઢાના ખીલાવાળો પલંગ તે ઘરમાં લઇ ગઈ તે પલંગનો એક પાયો જિન ધર્મના પગ ઉપર આવ્યો. ધ્યાનમાં રહેલો જિનધર્મ તેનાથી ચલાયમાન થયો નહીં. તેનો પગ લોઢાના ખીલાથી વીંધાય ગયો. તે સમયે તેનો દુષ્ટ મિત્ર ધનદત્ત ત્યાં આવ્યો. અને બાંધુલાની સાથે તે પલંગ ઉપર સુતો. બંનેના ભારથી તે પાયાનો ખીલો જિનધર્મના પગને ફાડી નીચે જમીનમાં ખુંચી ગયો. ઘણીવારે જિનધર્મ તે પીડાથી મૂર્છિત થઇ પૃથ્વીપર પડી ગયો. તે વખતે તેણે એ સર્વ બનાવ નજરે જોયો. તે જોતાંજ તે મહાનુભાવ હૃદયમાં આ પ્રમાણે વિચાર કરવા લાગ્યો–" અહા! ધર્મબુદ્ધિને વિમોહ કરનારા આ વિષયો કેવા છે? શીલરત્નને નાશ કરનારા, દુર્ગ એવી દુર્ગતિમાં લઈ જનારા, આ પ્રાણીઓના ભાવ રોગો કોઇ રીતે મટાડી શકાય તેવા નથી, ત્રણ જગત્‌ને પૂજવા યોગ્ય શ્રી તીર્થંકરોને અને તે મહાત્મા મુનિઓને ધન્ય છે કે, જેમની પાસે રહેનારા પ્રાણીઓને પણ પાપબુદ્ધિ થતી નથી. આ વિષયી સ્ત્રી પુરૂષ કે જે પાપ કર્મમાં નિત્ય આસક્ત રહેનારા છે, તેમનો ભાવોપકાર કરવાને હું સમર્થ થઇ શકતો નથી, તેથી મને અધન્ય છે. ત્યાં સુધી હું કેવળ પેટભરો નિરૂપયોગી પામર

છું. જ્યાંસુધી આ દુરાચારી જાર દંપતિને મારાથી ઉદ્ધાર ન થાય, ત્યાંસુધી મારી કૃતાર્થતા નથી; અને ત્યાંસુધી હું તેમના દુઃખનો કારણ રૂપ છું. જ્યારે મારા સંબંધમાં આવ્યા છતાં આ સ્ત્રી અને મિત્ર મારા તરફથી કલ્યાણનો માર્ગ પ્રાપ્ત ન કરે ત્યાંસુધી મારામાં કલ્યાણબુદ્ધિ શી રીતે કહેવાય ? માટે કોઇપણ ઉપાય કે યુક્તિથી આ પાપી સંબંધીઓનો મારે ઉદ્ધાર કરવો જોઇએ." આ પ્રમાણે વિચારી, તેણે પરમેષ્ટી મંત્રનો જપ કરવા માંડયો અને તેનું ધ્યાન કરતાં કરતાં પોતાના પ્રાણનો ત્યાગ કર્યો પછી તે મૃત્યુ પામી બ્રહ્મલોકમાં દેવતા થયો ત્યાં અવધિજ્ઞાનથી પોતાની સ્ત્રી બંધુલા અને મિત્ર ધનદત્તને પ્રતિબોધ આપવાને વેગથી આવ્યો. ત્યાં આવી તેણે વિચાર કર્યો કે, કાંઇપણ ઉપદ્રવ કર્યા વગર આ બંનેને બોધ થશે નહીં. પછી તેણે બંધુલાના શરીરમાં ઝાડાનો રોગ ઉત્પન્ન કર્યો. અને તે ઝાડામાં ચીકાશ અને દુર્ગંધ વિકુર્વ્યા. ઝાડાની ભારે પીડાથી બંધુલા પોતાના યાર ધનદત્તની પાસે પોકાર કરવા લાગી. અને ધનદત્તના શરીર ઉપર પડતાં મુકવા લાગી. એટલો બધો જોરથી ઝાડા થયો કે જેથી ધનદત્તનું શરીર વિષ્ટાથી ખરડાઇ ગયું. તેની દુર્ગંધથી ધનદત્ત મુંઝાઇ ગયો. ધનદત્ત તેણીની પાસેથી નાસવા લાગ્યો, પણ બંધુલા ' મારા અંગો ભાંગે છે. મને જોરથી દાબો ' એમ પોકાર કરતી તેની ઉપર પડવા લાગી. ધનદત્તે કંટાળીને કહ્યું, "હું શું કરૂં ? આ અસાધ્ય રોગ છે." બંધુલા બોલી "પ્રિય, મારૂં અંગ દાબો, મને ભારે પીડા થાય છે." ધનદત્ત તેના અંગને દાબવા લાગ્યો. તેના હાથ ઝાડામાં એટલા બધા

ખરડાઈ ગયા કે તે ચાલી શકતા ન હતા. ધનદત્તે ચિંતવ્યું, કે, “અહો ! આ મારૂં પાપ કયાંથી પ્રગટ થયું ? અરે મેં મિત્રને છેતરીને જે નઠારૂં કામ કર્યું, તેનુંજ આ પરિણામ છે.” આવું ચિંતવી ધનદત્તે કંટાળીને કહ્યું, “હું હવે ચાલ્યો જાઉં છું. આ ગંદકીમાં મારાથી રહેવાતું નથી.” તે વખતે બંધુલા પોકાર કરતી બોલી “અરે આર્ય પુત્ર જિનધર્મ, હું તમારી સાથે છલ કપટ રમી છું. તમને છેતરી હું આ અનાર્ય ધનદત્ત સાથે જારી રમી છું.” આ વખતે ધનદત્તે પણ હૃદયમાં ચિંતવ્યું કે, “અરે મિત્ર, મેં ઘણા પાપ કર્યાં છે. એ પાપ કર્મનું પરિણામ આ વખતે પ્રત્યક્ષ થયું છે. હે પ્રિય મિત્ર, મેં મંદભાગ્યે તને પણ છેતર્યો છે. અને તારો મહાન્ દ્રોહ કર્યો છે.” આ પ્રમાણે સંવેગ ધારણ કરી તે મૂર્છિત થઈ ગયો. તેમને બોધ થવાનો સમય જાણી તે જિનધર્મ દેવરૂપે પ્રત્યક્ષ થઇ શબની પૂજાનું બહાનું કરી ત્યાં ઉભો રહ્યો. તેને જોતાંજ બંધુલાની વેદના શમી ગઇ. અને ધનદત્ત પણ દુઃખ રહિત થઈ ગયો. આ ચમત્કાર જોઇ તેઓ બંને ખુશી થયાં. અને તે દેવના ચરણમાં નમી પડયાં. તેમણે તેમને પૂછયું, “આપ કોણ છો ? શા માટે અહિં આવ્યા છો ? તમારા દર્શનથી અમારી વેદના દૂર થઇ ગઇ છે.” દેવતાએ ઉત્તર આપ્યો. “હું જિનધર્મની શબ મૂર્ત્તિની પૂજા કરવા આવ્યો છું.” તે પછી તેમણે આશ્ચર્યથી પૂછયું, “તે જિનધર્મ અહિં કયાં છે ?” પછી દેવતાએ પેલા પલંગ પાસે પાયાના ખીલાથી પગે વીંધાઇ મૃત થયેલી જિનધર્મની મૂર્ત્તિ બતાવી. તે જોતાંજ

તેઓ બને ક્ષોભ પામી ગયાં, અને ઇંતેજારીથી દેવને પૂછવા લાગ્યા કે, "આ શું બન્યું ! કૃપા કરી તેની હકીકત જણાવો." પછી દેવતાએ તેમની આગળ સર્વ વૃત્તાંત કહ્યો. પોતાના પલંગના પાયાથી જિનધર્મનું ખુન થયું છે એ વાત જાણી તેમને ભારે ક્ષોભ થઇ આવ્યો. તત્કાળ તેઓ આત્મઘાત કરવાને તૈયાર થયા. તે વખતે તે દેવતાએ તેમને તેમ કરતાં અટકાવ્યા. અને કહ્યું કે, "તમે શામાટે મરો છો ? તે જિનધર્મ દેવતા થયો છે. જો તમારે તેને પ્રસન્ન કરવો હોય તો તેની આજ્ઞા પાળવી એ મરવાથી વધારે સારૂં છે." તેમણે કહ્યું, "મહાનુભાવ, હવે અમે તેની આજ્ઞા પાળવાના અધિકારી રહ્યા નથી. જ્યારે તે અદૃશ્ય દશાને પામેલ છે, તો પછી અમો પાપીને તે શી રીતે આજ્ઞા આપશે ? માટે અમારે મરણજ શરણ છે." આ વખતે તે દેવતાએ કહ્યું. "તમે મૃત્યુ પામશો નહીં. તે જીનધર્મ હું પોતેજ છું. હું મૃત્યુ પામીને દેવભૂમિમા ગયો છું. હવે તમારે કાંઇપણ શોક કરશો નહીં. કર્મની ગતિ વિચિત્રજ હોય છે. વિષયનો માર્ગ દારૂણ છે; અને મોહની ચેષ્ટા ભયંકર છે. તેથી જે વાત વીતી તેમા શો અપશોષ કરવો ? હવે તો ધર્મનું શરણ લ્યો, અને તેની સાથેજ મૈત્રી બાધો." બંધુલા અને ધનદત્ત નમ્રતાથી બોલ્યાં. "ભગવન્, કૃપા કરી અમોને તે ધર્મ સંમજાવો અને અમારે હવે શું કરવું તે બતાવો." પછી તેણે સર્વજ્ઞ પ્રભુએ કહેલ ક્ષમાદિક દશ પ્રકારનો ધર્મ સમજાવ્યો. તે સાભળી તેમના પરિણામ શુદ્ધ થઇ ગયાં. પછી તે દેવ

અનશન લઇ કૃતાર્થ થઇ પોતાનું કલેવર ફેંકી દિવ્ય રૂપે આકાશમાં ઉડયો છે " આ પ્રકાશ તેનાજ તેજનો છે.

રાજકુમાર સમરાદિત્યના મુખથી આ વૃત્તાંત સાંભળી રાજા પુરૂષસિંહના વૈરાગ્યમાં વધારો થઇ ગયો. તેણે ઉંચે સ્વરે જણાવ્યું " વત્સ, મને હવે પૂર્ણ ખાત્રી થઇ છે કે, આ સંસારનું પ્રવર્ત્તન ઇંદ્રજાળના જેવું છે. કલ્યાણકારી મિત્રનો યોગ થવો દુર્લભ છે. મહાનુભાવ જિનધર્મને પૂર્ણ ધન્યવાદ ઘટે છે, કે જેનાથી તેની સ્ત્રી અને મિત્રને ભારે લાભ થઇ આવ્યો. " રાજકુમારે કહ્યું, " તેઓ બધા છેવટે સંવેગ પામી સૌધર્મ દેવલોકમાં ગયા છે. "

રાજાએ શંકા કરી. " ભદ્ર, એવા દુષ્ટોને સ્વર્ગ કેમ મળવો જોઇએ ? " રાજકુમારે કહ્યું, " પિતાજી, વિરતિનું એટલું બધું સામર્થ્ય છે કે, તેનાથી ક્ષણવારમાં સર્વ દુષ્કૃત્યોનો નાશ થઇ જાય છે. પરિણામ શુભ થવાથી આત્મા સર્વ પ્રકારની યોગ્યતામાં આરૂઢ થઇ જાય છે. પૂજ્ય પિતા, જો કૃપા કરી આજ્ઞા આપો, તો સંસારરૂપ નાટકના પડદામાંથી મુક્ત થવાની મારી ઇચ્છા છે. ચારિત્ર રૂપી તીક્ષ્ણ ખડ્ગ લઇ કર્મરૂપી શત્રુઓની ભયંકર સેના સાથે યુદ્ધ કરવાને હું ઉતરી પડું, અને આ ભવાટવીના ભયને દૂર કરી મોક્ષના મનોહર મહેલમાં શાંતિ સાથે પ્રવેશ કરવાનો અધિકારી બનું. " રાજકુમારની આ પ્રાર્થના સાંભળી જેના હૃદયમાં વૈરાગ્યનો પ્રવાહ વેગથી વહન થયેલો છે; એવા રાજાએ આનંદપૂર્વક જણાવ્યું, " ભદ્ર, તારી ઇચ્છા હોય તેમ કર. આ સંસારનું સ્વરૂપ મારા જાણવામાં

આવ્યું છે. હવે એ સંસારસાગરમાં તને પાડવાને મારી ઇચ્છા નથી. વળી તેં મને ખરેખરો બોધ આપી, જાગ્રત કર્યો છે, તેથી તું મારો ઉપકારી ગુરૂ થયેલ છે, માટે તારા વચનને માન આપવુંજ જોઇએ. તારી સુઇચ્છા પાર પાડવાને હું તત્પર છું, અને તારી સાથે હું પણ મારૂં પારમાર્થિક હિત કરવાની ઇચ્છા રાખું છું. હવે જે તને ઉચિત લાગે તે કર અને કરાવ. "

સમરાદિત્યના પિતાના આ વચનને તેની માતાઃ સુંદરીએ પણ અનુમોદન આપ્યું. આથી શિવસ્વરૂપ સમરાદિત્યને ભારે પ્રમોદ પ્રગટ થઇ આવ્યો. તેના અંગો રોમાંચિત થઇ ગયા. અને હૃદયમાં ભવતારિણી ભાવનાઓ ફલોન્મુખ થવા લાગી. વાંચનાર, આ પ્રસંગને તારા હૃદયમાં સ્થાન આપજે. અને સમરાદિત્યના શિવરૂપ પ્રવર્ત્તનને અનુસરવાની યથાશક્તિ ભાવના ભાવજે. એ ભાવના તારા જીવનને ઉચ્ચ ગદિમાં લઇ જશે. અને તને આત્મસ્વરૂપનું દિવ્ય દર્શન કરાવી છેવટે ચિદાનંદ સુખ સંપાદન કરાવશે.



## પ્રકરણ ૬ ઠું.

### ઉદયની ઇર્ષ્યા.

મધ્યાન્હ સમય હતો. સૂર્ય પોતાના કિરણોથી વિશ્વને તપાવતો હતો. ઉદ્યોગચક્રમા લાગેલા મનુષ્ય વિશ્રાંતિ લેવા

ઊત્સુક થયાં હતા. ક્ષુધાને શાંત કરવાને ઉદ્યોગી લોકો આતુર બન્યા હતા. પ્રમાદી લોકો મધ્યાન્હ નિદ્રા લેવાને તત્પર થતા હતા. આ સમયે એક સાદા ઘરમાં યુવાન પુરૂષ બેઠો બેઠો કુવિચાર કરતો હતો. તે પુરૂષની આકૃતિ બેડાળ હતી. મુખમુદ્રા ઉપર શ્યામવર્ણની છાયા પ્રસરી રહી હતી. નાસિકાનો ભાગ ચપટો હતો. આંખો ઉંડી ગઈ હતી. હાથપગ લાંબા ટુંકા હતા.

તે કુરૂપી પુરૂષે વિચાર્યું કે, "અરે ઉજ્જયિની નગરીનો રાજકુમાર આજકાલ બહુમાન પામે છે. તેના માતાપિતાએ તેને ચડાવી દીધો છે. તે સર્વનો પ્રભુ થઇ બેઠો છે. લોકોમાં સન્માન લેવાની ઇચ્છાથી ગુરૂપદ લીધું છે. હજારો લોકો તેના ચરણમાં નમે છે; અને તેને બહુમાન આપે છે. એ ઢોંગી-ધુતારાનો મદ ઉતારવો જોઇએ. જો કોઈ પણ લાગ આવે તો તેને જીવતોજ મારી નાંખું. તે ધૂર્ત્તનું બહુમાન મારાથી સહન થઈ શકતું નથી. એવા શઠ અને લુચ્ચાને તો શિક્ષાજ કરવી જોઇએ. જો રાજકુમાર સમરાદિત્ય મરણને શરણ થાય તોજ મારા જીવને શાંતિ વળે. જેમ જેમ તેનો ઉત્કર્ષ થાય છે, તેમ તેમ મારા હૃદયમાં પરિતાપ વધતો જાય છે."

વાંચનાર આ કુરૂપીને ઓળખવા ચિંતાતુર થયા હશો, માટે તેની ઓળખ આપવાની જરૂર છે. તેજ ઉજ્જયિની નગરીમાં અંથિક નામે એક માતંગ જાતિ પુરૂષ રહેતો હતો. તેને યક્ષદેવા નામે સ્ત્રી હતી. તે બંનેમાંથી એ કુરૂપીનો જન્મ છે. તેનું નામ ગિરિસેન છે. તે બાલ્યવયથી દુર્ગુણી

થયો છે. પૂર્વના કોઈ વૈરના યોગથી ગિરિસેન રાજકુમાર સમરાદિત્યની સાથે દ્વેષબુદ્ધિ રાખ્યા કરે છે. મહાનુભાવ સમરાદિત્યનો કોઈ જાતનો ઉત્કર્ષ તે સહન કરી શકતો નથી. સમરાદિત્યની સત્કીર્ત્તિ સાભળી ગિરિસેન અતિશય પરિતાપ પામતો હતો.

મહાનુભાવ સમરાદિત્યે સંસારનો ત્યાગ કરી, આર્હત દીક્ષા અંગીકાર કરી છે. તેની સાથે તેના માતાપિતા, બંને પત્નીઓ, અને મિત્રો પણ આર્હત દીક્ષાથી અલંકૃત થયા હતા. તેમના દીક્ષામહોત્સવમા ઉજ્જયિની નગરીની સર્વે પ્રજાએ ઉત્સાહથી ભાગ લીધો હતો મહારાજા પુરૂષસિંહે જ્યારે રાજકુમાર સમરાદિત્યની સાથે દીક્ષા લીધી, તે વખતે **સુનિચંદ્ર** નામના પોતાના એક ક્ષત્રિય ભાણેજને તેમણે રાજ્યાસનપર બેસાર્યો હતો. સુનિચંદ્ર ધાર્મિક અને નીતિમાન્ હતો. તેણે અલ્પ સમયમાંજ પ્રજાની પ્રીતિ સંપાદન કરી હતી.

મહાનુભાવ સમરાદિત્યને ભગવાન્ પ્રભાસાચાર્યે દીક્ષા આપી હતી. તે આચાર્યનો પ્રભાવ ભારતવર્ષ ઉપર વિખ્યાત હતો. જ્યારે તેમણે ઉજ્જયિની નગરીમા દીક્ષામહોત્સવ કર્યો, તે વખતે તે ઉત્સવમાં એ આચાર્યના પ્રભાવથી દેવતાઓ પણ ત્યાં હાજર થયા હતા. નવા રાજા સુનિચંદ્રે તે પ્રસંગે મહાદાનો, ધાર્મિક મહોત્સવો અને અમારીઘોષણા વિગેરે સત્કર્મો કર્યાં હતાં.

આવો મહાન્ ઉત્સવ દુષ્ટ ગિરિસેનથી કેમ સહન થઈ

શકે ? તેણે તે વખતે અનેક દુષ્ટ સંકલ્પો કરવા માંડ્યા; અને તે મહામુનિપણાને પ્રાપ્ત થયેલા સમરાદિત્યનું અશુભ કરવા તત્પર બની ગયો.

વાંચનાર મિત્રો, આ પ્રસંગ ઉપરથી ગ્રહણ કરજો કે, દુર્જનનો સ્વભાવ કેવો નઠારો હોય છે ? દુર્જન કારણ વિના ઈર્ષ્યા, દ્વેષ અને વૈરને ધારણ કરે છે. રાજકુમાર સમરાદિત્યે કોઇપણ રીતે ગિરિસેનનું બગાડયું નથી, તેમ તેણે તેના અશુભમાં કોઇ પણ જાતનો ભાગ લીધો નથી. કારણ કે, તે બાલ્યવયથીજ મહાત્મા અને વિરક્ત હતો. જગત્ના સર્વ પ્રાણી ઉપર સમદૃષ્ટિ રાખવાની પ્રકૃતિ તેને પુણ્યના પ્રભાવથી પ્રથમથીજ પ્રાપ્ત થઈ હતી. તોપણ દુરાત્મા ગિરિસેને તેની ઇર્ષ્યા કરવા માંડી; એ તેની દુષ્ટ પ્રકૃતિનુંજ પરિણામ હતું. એવી પ્રકૃતિને ધારણ કરનારા આત્માઓ છેવટે તેમના દુષ્કૃત્યોનું ફળ ભોગવ્યા વિના રહેતા નથી. માટે ભવિ આત્માઓએ સર્વથા એવી પ્રકૃતિનો ત્યાગ કરવો જોઈએ. અને મન, વચન અને કાયાથી મહાશય સમરાદિત્યના જેવી ઉત્તમ પ્રકૃતિ ધારણ કરવી જોઇએ.



# પ્રકરણ ૭ મું.

## સૂરિ સમરાદિત્યનું ચારિત્ર-વર્ત્તન.

સત્પુણ્યશાળી સમરાદિત્ય હવે એક મહાત્મા મુનિવર થયો હતો. તે મહાત્મા ચારિત્રધર્મનું પૂર્ણ સ્વરૂપ પ્રાપ્ત કરવાને પ્રવર્ત્યો હતો. તે સદાથકી, સદ્ગુણી મહાત્મા દ્વાદશાંગીમાં પ્રવીણ થઇ ગયો. વૈરાગ્યના ઉત્કૃષ્ટ મહિમાથી તેની પવિત્ર વૃત્તિમાં કોઇ જાતની વાસના રહી ન હતી. તેનું વર્ત્તન ચારિત્રના નિર્મળ પ્રવાહમાં વહેતું હતું. તેણે સર્વદા પ્રમાદનો ત્યાગ કરી સ્વાધ્યાય ધ્યાન આરંભ્યું હતું, તેનું આવું ઉચ્ચ પ્રવર્તન જોઈ પ્રભાસાચાર્યે તેમને વાચકપદ બક્ષ્યું હતું. અનેક મુનિવરો તેના આશ્રય નીચે રહી ચારિત્રારાધન કરતા હતા. વિશ્વ ઉપર સમદૃષ્ટિ ધારણ કરનાર; અને યોગવિદ્યાનુ અનુષ્ઠાન આચરનાર મહાત્મા સમરાદિત્ય મુનિનાં ઉપદેશથી અનેક આત્માઓ પ્રબુદ્ધ બનતા હતા. અને તેમના મુનિમંડળમાં સામિલ થતા હતા. એક વખતે તે મહાત્માએ પોતાના ગુરૂને વિનયથી જણાવ્યું કે, ' જો આજ્ઞા હોયતો અન્ય સ્થળે વિહાર કરવાની ઈચ્છા છે ' વાચકપદને ધારણ કરનારા વિનીત શિષ્યની આ ઇચ્છા પ્રભાસાચાર્યે માન્ય કરી, એટલે તે મહાનુભાવ વિહાર કરી અયોધ્યા નગરીમાં આવી પહોંચ્યા હતા. તે નગરની બાહેર શક્રાવતાર ચૈત્ય આવેલું હતું. તે ચૈત્ય રમણીયતામાં ઘણું

ચડીયાતું હતું. તેની અંદર મણિમય દીવાલો અને પુતળીઓવાળા થાંભલાઓ શોભાયમાન હતા. ગર્ભગૃહ અને બહિર્ગૃહમાં બાંધેલા ચંદરવાની અંદર મોતીની માળાઓની ઝાલરો લટકાવી હતી. ગર્ભગૃહની અંદર આવેલા રત્નના દીવાઓથી તે દેદીપ્યમાન લાગતું હતું. તેની ભૂમિકાઓ પારિજાત વિગેરેના પુષ્પોના સમૂહથી અર્ચિત થયેલી હતી ત્યાં આવી મળેલા દેવતાઓ નૃત્ય, ગીત અને વાજીંત્રના સંગીત કરતા હતા. દહન થતા અગરૂ ધૂપની ખુશબોથી દિશાઓના માર્ગ સુવાસિત થઈ રહ્યા હતા. ચારણ મુનિઓએ ઉચ્ચારેલા સ્તોત્રોની ધ્વનીઓ અને તેના પ્રતિધ્વનીઓથી તે ચૈત્ય ગાજી રહ્યું હતું. મોતીની માળા, બરફ, ગાયનું દૂધ, ડોલરના પુષ્પ અને ચંદ્રના જેવાં ઉજ્વલ કીરણો તેની આસપાસ આવી રહ્યાં હતાં. તેની ઉપર ધ્વજા એવી રીતે ફરકતી હતી કે જાણે તેનાથી તે નગર લોકોને બોલાવતું હોય, એમ દેખાતું હતું.

આવા સુંદર ચૈત્યમાં બિરાજમાન થયેલા પ્રભુને વંદના કરી મહાનુભાવ સમરાદિત્ય ચૈત્યના એક પ્રદેશમાં વિશ્રાંત થયા. તે વખતે ચાર શ્રમણોએ, વિદ્યાધરોએ અને સિદ્ધોએ આવી તેમને વંદના કરી. આ વૃત્તાંત ઉદ્યાનપાળે અયોધ્યાના રાજા પ્રસન્નચંદ્રને જણાવ્યો, જે ઉપરથી તે પ્રસન્ન થઇ તે મહાત્માને વંદના કરવા આવ્યો. મહારાજા પ્રથમ પ્રભુની પૂજા કરી, પછી વાચક સમરાદિત્યને વંદના કરી તેમની પાસે બેઠો. તેણે નમ્રતાથી પ્રશ્ન કર્યો કે, “ ભગવાન્, શ્રીઋષભદેવ ભગવાન

પ્રથમ ધર્મચક્રી-તીર્થંકર કેમ થયા હતા ? અને તેમણે પ્રરૂપેલો ધર્મ પહેલાં હતો કે નહીં ? " તેનો આ પ્રશ્ન સાંભળી મહાત્મા સમરાદિત્યવાચક ગંભીર સ્વરથી બોલ્યા-" રાજા, ઋષભદેવ ભગવાન પહેલા ધર્મચક્રી નથી, તેમ તેમણે ધર્મને પ્રથમ પ્રરૂપેલો નથી. જિન-તીર્થંકરો અનાદિ છે અને તેમનો કહેલો ધર્મ પણ અનાદિ છે. આ જગતમાં પાંચ ભરત, પાંચ ઐરાવત અને પાંચ વિદેહ-એ પંનર ક્ષેત્રો કર્મભૂમિ કહેવાય છે. તેની અંદર ધર્મચક્રીઓ, ચક્રવર્તીઓ, વાસુદેવો, બળદેવો સદાકાળ થયા કરે છે. તેની અંદર કાળ સર્વદા રહેલો છે. તેમાં ભરત અને ઐરાવત એ દશ ક્ષેત્રોમાં બાર આરાવાળું કાળચક્ર પ્રવર્તે છે. તેમાં છ આરા અવસર્પિણીકાળના અને છ આરા ઉત્સર્પિણીકાળના છે. તેમાં એકાંત સુષમા આરો ચાર કોટાનુકોટી પ્રમાણનો છે. સુષમા આરો ત્રણ કોટાનુકોટી પ્રમાણનો છે. સુષમ દુષમ અને દુષમ સુષમ એ પ્રત્યેક એકવીશ હજાર વર્ષના પ્રમાણવાળા છે. જ્યારે એથી વિલોમ કરવામાં આવે, ત્યારે દુષમાતિ દુષમા ઉત્સર્પિણીકાળ કહેવાય છે. તેમાં પેહેલા ત્રણ આરામાં ત્રણ બે અને એક પલ્યોપમની આયુષ્યવાળા, ત્રણ, બે અને એક ગવ્યૂત ઉંચાઇવાળા અને ત્રણ, બે અને એક દિવસે ભોજન કરનારા થાય છે, તેઓનો નિર્વાહ કલ્પવૃક્ષોથી થાય છે. અને તેમનામાં ધર્મ કે અધર્મ હોતો નથી. જ્યારે તેનો ત્રીજો આરો ક્ષીણ થવા લાગે છે, ત્યારે એક ધર્મચક્રી-તીર્થંકર ઉત્પન્ન થાય છે. તેઓની તરફથી નિર્વાહ વગેરેનો વ્યવહાર શીખડાવવા-

માં આવે છે અને ચતુર્વિધ ધર્મની સ્થાપના કરવામાં આવે છે. હે રાજા પ્રસન્નચંદ્ર ! તે પછી ચોથા આરામાં મનુષ્યો પૂર્વ-કોટી આયુષ્યવાળા અને પાંચસો ધનુષ્યની ઉંચાઈવાળા પ્રગટ થાય છે. તે પછી પાંચમા આરામાં સો વર્ષની આયુષ્યવાળા અને સાત હાથની ઉંચાઈવાળા મનુષ્યો ઉત્પન્ન થાય છે, જેઓમાં ધર્મ અને અધર્મનું ભાન પ્રવર્ત્તે છે. છઠ્ઠા આરામાં સોળ વર્ષ-ની આયુષ્યવાળા અને એક હાથની ઉંચાઇવાળા મનુષ્યો ઉત્પન્ન થાય છે. તઓમાં તેવી જાતનું ધર્મ કે અધર્મનું ભાન હોતું નથી. એ પ્રમાણે ઉત્સર્પિણી કાળના છ આરા એકાંત દુ:ખરૂપ સમજવા. એવી રીતે આ ભગવાન આદિનાથ પ્રભુ પ્રથમ ધર્મ-ચક્રી થયેલા કહેવાય છે અને તેમણે તેવીજ રીતે પ્રથમ ધર્મની પ્રરૂપણા કરેલી છે. ”

રાજા પ્રસન્નચંદ્ર પ્રસન્ન થઇ બોલ્યો—“ મહાનુભાવ, હવે મારી શંકા દૂર થઇ ગઈ છે. આપે મારી ઉપર મહાન્ અનુગ્રહ કરેલો છે. હવે આપની પાસે ધર્મશિક્ષા પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખું છું. ”

આ પ્રમાણે મહાનુભાવ સમરાદિત્ય અને અયોધ્યાનો મહારાજા પ્રસન્નચંદ્ર પરસ્પર ધર્મચર્ચા કરતા હતા, તેવામાં એક ઇંદ્રશર્મા નામનો વૃદ્ધ બ્રાહ્મણ આવ્યો, તેણે વાચકવર્યને વંદના કરી નીચે પ્રમાણે પ્રશ્ન કર્યો.

“ ભગવન્, આ જગત્‌માં જીવ આઠ પ્રકારના કર્મોને કેવી રીતે બાંધે છે ? તે સંક્ષેપમાં સમજાવો. ”

ઈંદ્રશર્માના આ પ્રશ્નના ઉત્તરમાં મહાનુભાવ બોલ્યા કે—" ભદ્ર, જ્ઞાનનો નિન્હવ, દ્વેષ, આશાતના અને તેમાં વિઘ્ન કરવાથી તેમજ તેની વિપરીત પ્રરૂપણા કરવાથી જ્ઞાનાવરણીય કર્મ બંધાય છે. પ્રાણી ઉપર અનુકંપા કરવાથી સાતા વેદનીય અને પ્રાણીને દુઃખ અને પરિતાપ વગેરે કરવાથી અસાતા વેદનીય કર્મ બંધાય છે, તીવ્ર કષાય અને મિથ્યાત્વથી મોહનીય કર્મ બંધાય છે, મોટા આરંભ તથા પરિગ્રહથી નરકાયુ બંધાય છે, પંચેંદ્રિય જીવના વધથી તથા માંસાહારથી તિર્યંચાયુ બંધાય છે. માયા કપટ, મિથ્યાવચન, ખોટા તોલ, ખોટા માપ, સ્વભાવે વિનયતા અને અમત્સરથી મનુષ્યાયુ બંધાય છે, અને અકામ નિર્જરા, અજ્ઞાનકષ્ટ, સરાગ સંયમ અને સંયમ અસંયમથી દેવતાયુ બંધાય છે. સરલતા, અને મન, વચન તથા કાયાની શુદ્ધિથી શુભનામ કર્મ અને તેથી વિપરીત વર્ત્તનથી અશુભ નામ કર્મ બંધાય છે. જાતિ વગેરેનો મદ ન કરવાથી ઉચ્ચૈર્ગોત્ર કર્મ અને તેનો મદ કરવાથી નીચૈર્ગોત્ર કર્મ બંધાય છે. દાન, લાભ, ભોગ, ઉપભોગ અને વિર્યના અંતરાયથી અંતરાય કર્મ બંધાય છે. હે ઈંદ્રશર્મા, આ પ્રમાણે જીવ કર્મના બંધને પામે છે અને તે તે બંધ પ્રમાણે સુખ દુઃખ ભોગવે છે."

મહાત્મા સમરાદિત્યના આ વચન સાંભળી તે વૃદ્ધ બ્રાહ્મણ ઈંદ્રશર્મા બોલ્યો—" ભગવન્, જ્યારે આવી રીતે હાલતા ચાલતા કર્મના બંધ થાય, તો પછી જીવ મોક્ષના બીજને શી રીતે પ્રાપ્ત કરી શકે ? "

મહાનુભાવ સમરાદિત્યવાચક મધુર અને ગંભીર સ્વરથી બોલ્યા—" ભદ્ર શમથી અંકિત, સારા પરિણામરૂપ અને દુષ્કર્મને નાશ કરનાર સમ્યક્ત્વજ મોક્ષનું બીજ છે. તે સમ્યક્ત્વ અર્હંત પ્રભુના દર્શનથી, ધર્મ શ્રવણથી, સદ્ગુણીના સમાગમથી, ગુણોના પક્ષપાતથી, ભાવ્ય નિયોગથી, દયાદિ ભાવથી, અને કર્મના ક્ષયોપશમથી પ્રાપ્ત થાય છે."

ઇંદ્રશર્માએ બીજો પ્રશ્ન કર્યો. " ભગવન્, જો એવી રીતે હોય તો મને એક બીજી શંકા ઉત્પન્ન થાય છે કે, વ્રતનું આચરણ, દુઃખદાયક છે, તો તેના દુઃખદાયક આચરણથી એકાંતે સુખરૂપ એવો મોક્ષ શી રીતે પ્રાપ્ત થાય ? "

ગુરૂએ પ્રસન્ન થઇને ઉત્તર આપ્યો, " ભદ્ર, જેમ રોગી માણસને દુઃખદાયક ઔષધોપચાર કરવાથી સુખદાયક આરોગ્ય પ્રાપ્ત થાય છે, તેવી રીતે દુઃખરૂપ સંયમવ્રતના આચરવાથી અત્યંત સુખમય મોક્ષ પ્રાપ્ત થાય છે. વળી તે સંયમનું આચરણું દુઃખરૂપ લાગે છે, પરંતુ વસ્તુતાએ તે દુઃખરૂપ નથી; કારણ કે, તેનાથી પરિણામે શમ સુખ પ્રાપ્ત થાય છે અને લેશ્યાની શુદ્ધિ થાય છે, તેને માટે અનુભવી મહાત્માઓ લખે છે કે, " લોકના વ્યાપારને છોડનારા મુનિને જે સુખ છે, તેવું સુખ, ઇંદ્ર કે ચક્રવર્ત્તીને તેના સંસારમાં મળતું નથી."

ઇંદ્રશર્માએ પુનઃ પ્રશ્ન કર્યો. " હે પ્રભુ, જે શ્રમણ નિર્ગ્રંથો આર્યપણાને લઇને વર્તનારા છે, તેઓ કોની તેજોલેશ્યાને પ્રાપ્ત

કરે છે ?" તેના ઉત્તરમાં વાચકવર્ય બોલ્યા—"વ્યંતરો નવે નાગકુમાર વગેરે ભવનવાસીઓ, અસુરો, ગ્રહો, સૂર્ય, ચંદ્ર, આનત પ્રાણુત લોક શિવાય બીજી કલ્પો, ગ્રૈવેયક વિમાનવાળાઓ અને જે અનુત્તર દેવતાઓ છે, તેઓના એકથી માંડી બારમા છેલ્લા માસ પર્યંતના પર્યાયથી ગૌતમના સાધુઓ અનુક્રમે તેજોલેશ્યાને પ્રાપ્ત કરે છે. તે પછી તે સાધુ શુકલ લેશ્યાવાળો અને શુકલ ધ્યાનવાળો થાય ત્યારે તે પ્રબુદ્ધ, સિદ્ધ અને સર્વ દુઃખનો અંત કરી મુક્ત થાય છે, તે ઉપરથી સમજવાનું કે, વસ્તુતાએ સંયમ દુઃખરૂપ નથી, પણ પરમ સુખરૂપ છે."

મહાત્મા સમરાદિત્યવાચકના આવા વિવેચનથી ઇંદ્રશર્મા ખુશી થઇ ગયો અને તેના હૃદયમા સંયમને ધારણ કરવાની ઇચ્છા પ્રગટ થઇ આવી. તત્કાળ તેણે મહાનુભાવ સમરાદિત્ય વાચકને વંદના કરી જણાવ્યું,—"ભગવન્, હું તમારા અનુશાસનની ઇચ્છા કરૂં છું."

આ વખતે તે સ્થાનમાં પ્રથમથી આવેલો ચિત્રાંગદ વાચકને વંદન કરીને બોલ્યો—"પ્રભો, કયા પ્રાણીઓ કેટલા પ્રકારના કર્મ બાંધે છે અને તે કર્મની સ્થિતિ કેટલી છે, તે કૃપા કરી સમજાવો." વાચક વિશેષ આનંદ ધરી બોલ્યા—"પ્રાણીઓ આયુષ્ય વગરનું સાત પ્રકારનું કર્મ બાંધે છે. સૂક્ષ્મ સંપરાયવાળા મોહ અને આયુ કર્મ શિવાય છ પ્રકારનાં કર્મ બાંધે છે. જિન ભગવંતો બે સમયની સ્થિતિવાળું વેદ્ય કર્મ બાંધે છે. શૈલેષીને પ્રાપ્ત થયેલા અબંધક આત્માઓ સંપરાયને

પ્રાપ્ત થતાં નથી. અપ્રમત્ત મુનિઓને કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ આઠ મુહૂર્ત્ત સુધી અને જઘન્ય અંતમુહૂર્ત્ત સુધી રહે છે. જે પ્રમાદથી હિંસા કરે છે, તેમને કર્મની સ્થિતિ ઉત્કૃષ્ટી આઠ વર્ષ સુધી અને જઘન્યથી અંતમુહૂર્ત્ત સુધીની છે. સમ્યગ્ દૃષ્ટિવાળાઓને કર્મનો બંધ કદિપણ ગ્રંથિનું ઉલ્લંઘન કરતો નથી અને મિથ્યાદૃષ્ટિને તે ઉત્કૃષ્ટ કહેલો છે."

મહાત્માના આ વચન સાંભળી ચિત્રાંગદ બોલ્યો—" ભગવન્ આપના વચનોએ મને નિઃશંક કરી દીધો છે, તેથી હું આપના શાસનની ઇચ્છા રાખું છું."

આ સમયે કાળવેલા થઇ, એટલે મહાનુભાવ સમરાદિત્યે પોતાની ચર્ચાવાણી સમાપ્ત કરી. સર્વ શ્રોતાઓ પોતપોતાને સ્થાને ચાલ્યા ગયા હતા. બીજે દિવસે પાછા તેજ સમયે સર્વે એકત્ર થયા. તેવામાં અગ્નિભૂતિ નામે એક બ્રાહ્મણ ત્યાં આવ્યો અને તેણે વાચકવર્યને પ્રશ્ન કર્યો કે, " ભગવન્ દેવોમાં કોઇ ઉત્તમદેવ બતાવો અને તેની ઉપાસનાં કરવાના પ્રકાર અને તેનું ફળ જણાવો." વાચકજી પ્રસન્ન થઇને બોલ્યા—" ભદ્ર, જે વીતરાગ, દોષરહિત, જ્ઞાની, અસુરોને પૂજ્ય, પરમાર્થના ઉપદેશક, કૃતાર્થ, અચિંત્ય મહિમાવાળા, સર્વ જીવોના હિતકારી, જન્મ, મૃત્યુ અને જરાએ રહિત, એવા પરમાત્મા તે ઉત્તમ દેવ છે. કોઇ જાતની સ્પૃહા રાખ્યા વગર અતિભાવ પૂર્વક તેમનો સારરૂપ અને અતિચારરહિત ઉપદેશ યથાશક્તિ પાળવો. દાન આપવું, શીલ પાળવું, તપસ્યા

કરવી અને ભાવના ભાવવી એ તેમની ઉપાસનાનો વિધિ છે. તે ઉપાસના કરવાથી દિવ્ય કામ ભોગ, ઉત્તમ કુળ, રૂપ, બુદ્ધિ, ધર્મમાં સ્થિરતા અને પરમપદની પ્રાપ્તિરૂપ ફળ પ્રાપ્ત થાય છે.

અગ્નિભૂતિએ અહીં શંકા કરી કે, "તમે તે દેવને વીતરાગ અને મધ્યસ્થ ભાવે રહેનારા કહ્યા છે, તો તેવા દેવ બીજાને વ્યથા થવાના ભયથી કોઇનો પણ ઉપકાર કરી શકે નહીં અને જ્યારે ઉપકાર કરે નહીં તો પછી તેઓ સર્વના હિતકારી શી રીતે કહેવાય ? તેનું કારણ મને સમજાવો."

વાચકવર્ય ઉત્સાહથી બોલ્યા—"હે સુંદર, સાંભળો. તે પરમાત્મા દેવ પરમાર્થને કહી મોટા મોહને નાશ કરનારા છે, તેથી તેમના જેવો બીજો કોઈ પણ ઉપકારી કોણ છે ? તેઓ બીજાને પીડા ન થાય, તેમ વર્તી ઉપકાર કરે છે. એજ તેમાં હેતુ છે."

અગ્નિભૂતિએ પૂછયું, "ભગવન, તમે જે ઉપાસનાનો પ્રકાર કહ્યો, તેમાં એમનો ઉપકાર કેવી રીતે થાય ? અને ઉપકારનો અભાવ હોય તો પછી ફળની સિદ્ધિ કેવી રીતે થાય ?"

ગુરૂ બોલ્યા—"ભદ્ર, તેમનો ઉપકાર કરવાથી કાંઈ ફળસિદ્ધિ થતી નથી, પણ તેમની ઉપાસનાથી ફળસિદ્ધિ થાય છે. જુવોને ચિંતામણી, અગ્નિ અને મંત્રનો શો ઉપકાર કરવામા આવે છે ? તથાપિ વિધિ વડે તેમનું સેવન કરવાથી ફળ થયેલું જોવામાં આવે છે."

મહાત્માના મુખથી આ ઉત્તર સાંભળી અગ્નિભૂતિ પ્રતિ-

બુદ્ધ થઇ ગયો. તેના હૃદયમા સર્વ પ્રકારનો નિશ્ચય થઇ ગયો, અને તે શાંત થઇ બેશી આર્હતતત્ત્વનું ચિંતવન કરવા લાગ્યો.

આ વખતે ધનવૃદ્ધિ નામનો એક નવીન શ્રાવક પરિવાર સાથે ત્યા આવ્યો. તેણે પ્રથમ ચૈત્યમાં પ્રવેશ કરી શ્રી ઋષભદેવ પ્રભુની પૂજા કરી પછી વાચકવર્યને વંદના કરી તેમની સમક્ષ બેશી નીચે પ્રમાણે પ્રશ્ન કર્યો:—

ભગવન્, મુનિને સર્વ સાવદ્ય વ્યાપારની વિરતિ હોય છે તો શ્રાવકોને સ્થૂલ પ્રાણાતિપાતાદિ રૂપ અણુવ્રતના દાનથી બીજા સૂક્ષ્મ વ્રતમાં અનુમતિ કેમ હોતી નથી?" ગુરૂ બોલ્યા—" વિધિવડે આપવામા આવે છે. તેથી શ્રાવકોને તે અનુમતિ હોતી નથી."

ધનવૃદ્ધિએ પ્રશ્ન કર્યો—" વિધિદાન આપવું તે શું છે? એ કૃપા કરી સમજાવો."

વાચક બોલ્યા—" સંવેગથી આ સંસારને નાશ કરવામાં શક્તિમાન અને મોક્ષને સાધનાર એવા મુનિધર્મને પ્રાપ્ત કરી શુભ ભાવ વડે સંવેગને વધારે તે વિધિદાન કહેવાય છે. તેમાં શ્રાવકોનું પ્રવર્ત્તન થઇ શકતું નથી, તેથી તેમાં શ્રાવકોને અનુમતિ આપવામાં આવી નથી."

ધનવૃદ્ધિએ ફરીવાર દલીલ કરી કે, " ભગવન્, એથી કરીને શ્રાવકોને અનુમતિ કેમ ન મળે? અનુમતિ આપવામાં બીજું કાંઇ કારણ છે કે નહીં?"

સમરાદિત્ય સાનંદવદને બોલ્યા—ભદ્ર, તે ઉપર એક વૃત્તાંત છે, તે સાવધાન થઇને સાંભળો. વસંતપુરમાં જિતશત્રુ રાજા હતો તેને ધારિણી નામે શીલવતી સ્ત્રી હતી, તે ઉત્તમ પ્રકારનું નાટય જાણતી હતી, એક વખતે તેણીએ એવું રમુજી નાટય કર્યું કે, જેથી રાજા તેણીની ઉપર સંતુષ્ટ થઈ ગયો. તેણે પ્રેમ પૂર્વક પુછયું, " પ્રિયા તારી શી ઇચ્છા છે ? તે કહે, હું તારી ઇચ્છા પૂર્ણ કરવા તત્પર થયો છું." ધારિણીએ કહ્યું, " પ્રાણનાથ ! જો, આપ મારી ઉપર પ્રસન્ન થયા હો તો થોડા દિવસમા કૌમુદી મહોત્સવ આવે છે, તેમા આપના અંતઃપુરને સ્વેચ્છા પ્રમાણે નગરમાં ફરવાની છુટ આપો."

રાજાએ તે વાત અંગીકાર કરી. તે પછી થોડા દિવસમાં કૌમુદી મહોત્સવનો દિવસ આવ્યો, એટલે રાજાએ આખા શહેરમાં જાહેર ઘોષણા કરાવી કે, " આજ રાત્રે સર્વ પુરૂષોએ નગરની બાહેર નીકળી જવું. જો કોઇપણ પુરૂષ શહેરમાં રહેશે તો તેનો સખ્ત દંડ કરવામાં આવશે. " આ જાહેર ઘોષણાથી તે રાત્રે સર્વ પુરૂષો શેહેરમાથી બાહેર નીકળી ગયા. કોઇ એક શેઠના છ પુત્રો વેપારના કામમાં એટલા બધા ગુંચાઇ ગયા હતા કે, તેઓ શહેરની અંદર રહી ગયા. પછી શહેરના દરવાજાઓ બંધ કરવામાં આવ્યા. તેથી તેઓ એક સ્થળે ગુપ્ત રીતે સંતાઈ રહ્યા. અને રાત્રે કૌમુદી ઉત્સવ ચાલુ થયો હતો.

બીજે દિવસે બાતમીદારોથી રાજાના જાણવામાં આવ્યું કે, એક શેઠના છ પુત્રો રાત્રે છુપી રીતે શહેરમાં રહ્યા હતા.

આથી રાજાને ભારે ક્રોધ ઉત્પન્ન થયો અને તત્કાળ તેણે પોતાના સેવકોને આજ્ઞા કરી કે, તે છ પુત્રોને પકડી મોતની શિક્ષા કરો. રાજાની આવી આજ્ઞા થતાં તે છ પુત્રોને પકડવામાં આવ્યા, અને તેઓને વધ્યસ્થાનમા લઇ જવામાં આવ્યા. આ ખબર તે છ પુત્રોના પિતાના જાણવામાં આવતાં તે રાજાની પાસે ભેટ લઇ દોડી આવ્યો રત્નોનો ભરેલો એક મોટો થાળ રાજાને ભેટ કરી તેણે આજીજી સાથે જણાવ્યું-' દેવ, એક વખત આ પુત્રોનો અપરાધ ક્ષમા કરો. મારા કુળનો ક્ષય ન થવો જોઈએ. જો બધા પુત્રોનો નાશ થઇ જશે, તો પછી મારા વંશનો ઉચ્છેદ થઈ જશે.' આ પ્રમાણે તેણે જ્યારે ઘણી આજીજી કરી એટલે રાજાએ તેઓમાંથી એક મોટા પુત્રને છોડી મુકયો અને બાકીના પાંચ પુત્રોને મારી નંખાવ્યા. તે શેઠને બધા પુત્રો ઉપર સરખી પ્રીતિ હતી, તોપણ રાજાએ એક પુત્રને છોડી મુકયો, તેથી તે શેઠ જરા ખુશી થયો હતો. તે ઉપરથી એમ સમજવું નહીં કે, બીજા પુત્રોને રાજા હણાવે તેમાં તે શેઠની અનુમતિ હતી. તેવીજ રીતે આ ઊપનય અહિં ઘટે છે. જે રાજા છે, તે શ્રાવક સમજવો. જે શેઠ તે સાધુ સમજવા. જે છ પુત્રો તે છ પ્રકારના જીવ સમજવા. જે શેઠે રાજાને વિજ્ઞપ્તિ કરી હતી તે વિજ્ઞપ્તિ સાધુધર્મની દેશના સમજવી. એ ઉપરથી સમજવું કે, શ્રાવક જે સૂક્ષ્મ જીવોને બચાવી શકે નહીં, તેથી સાધુની તેમાં અનુમતિ છે એમ જાણવું નહીં. તે ઉપરથી શ્રી જિનેશ્વરોએ કહ્યું છે કે, "પ્રથમ જ્ઞાન અને તે પછી દયા. એથીજ સર્વ સમ્યગ્ અનુષ્ટાન જ્ઞાનપૂર્વક કહેલું છે."

મહાત્માની આ વાણી સાંભળી ધનવૃદ્ધિ શેઠ અત્યંત ખુશી થઇ ગયો. તેણે આનંદપૂર્વક જણાવ્યું, “ ભગવન્, આપે જે કહ્યું તે સત્ય છે. શ્રી જિન ભગવંતે યથાર્થ ધર્મને અવલોકયો છે. અને તેમની વાણીમાં ધાર્મિક તત્ત્વોનું સત્ય રહસ્ય રહેલું છે. ”

આ અરસામાં પ્રથમ આવેલો અશોકચંદ્ર વાચકવર્યને વંદના કરી બોલ્યો. “ ભગવન્, શાસ્ત્રમાં સાંભળવામાં આવે છે કે, જો થોડો પ્રમાદ સેવ્યો હોય તોપણ તેનું પરિણામ ભયંકર આવે છે, શું આ વાત ખરી હશે ? ” વાચકવર્ય બોલ્યા “ ભદ્ર, જે વાત આર્હત સિદ્ધાંતમાં જણાવેલી છે, તે સત્યજ છે. કારણકે, જિન ભગવંત કદિ પણ અન્યથાવાદી હોતા નથી. ” અશોકચંદ્રે પુન: શંકા ઉઠાવી. “ ભગવન્, જો એમ હોય તો કેટલાએક હિંસા વગેરેમાં પ્રવર્ત્તે છે અને વિરૂદ્ધ કાર્ય કરે છે, તોપણ તેમને અક્ષય સંપત્તિ, પરિપૂર્ણ ભોગવિલાસ, અને દીર્ઘ આયુષ્ય પ્રાપ્ત થાય છે. અને બીજાઓને થોડો અપરાધ હોય તોપણ તેમને એથી ઉલટું બને છે. તેનું શું કારણ હશે ? ”

વાચક ગુરૂ બોલ્યા—“ ભદ્ર, એ તો કર્મની વિચિત્રજ ગતિ છે. જે જીવો પાપાનુબંધી પુણ્યવાળા, દુર્ગતિમાં જનારા, ભવનું અભિનંદન કરનારા, હલકી વૃત્તિવાળા, કલ્યાણથી વિમુખ રહેનારા, અને નીચ હોય છે, તેમને જે સંપત્તિ વગેરે પ્રાપ્ત થયેલા દેખાય છે, તે તેમને પાપની પૂર્ત્તિને

માટેજ છે. ખરી રીતે તે સંપત્તિ નથી, પણ તે વિપત્તિને કરનારી છે. અને જે મહાત્માઓ છે, તેમને તેનાથી વિપર્યય ભાવ જોવામા આવે છે."

મહાનુભાવ સમરાદિત્યે આપેલો આ ખુલાસો સાંભળી અશોકચંદ્રનું હૃદય નિઃશંક થઇ ગયું. અને તેણે હૃદયથી તે મહાત્માનો આભાર માની તેમના ચરણમાં વંદના કરી.

આ વખતે ત્રિલોચન નામના એક ગૃહસ્થે પ્રાંજલિ થઇ પ્રશ્ન કર્યો—"ભગવન્, આધારદાન અને અભયદાન એ બંનેમાં કયું દાન ઉંચુ હશે ?" મહાત્માએ ઉંચે સ્વરે કહ્યું, "સર્વ દાનમા અભયદાન વિશેષ છે. તે ઉપર એક શ્રવણીય અને પ્રખ્યાત દૃષ્ટાંત છે, તે અવધાન પૂર્વક સાંભળો—

"આ દેશમાં બ્રહ્મપુર નામે એક નગર છે, તેની અંદર કુશધ્વજ રાજા રાજ્ય કરતો હતો. તેને ચાર રાણીઓ હતી. તેઓમાં કમળા રાણી મુખ્ય હતી. એક વખતે રાજા કુશધ્વજ પોતાના મહેલના ગોખ ઉપર તે ચારે રાણીઓની સાથે સોગઠાબાજી રમતો હતો, તેવામાં એક પોલીસનો નાયક કોઇ વૃદ્ધ ચોરને પકડી રાજા પાસે આવ્યો અને તેણે રાજાને જણાવ્યું "મહારાજા, આ પુરૂષે બીજાનું દ્રવ્ય ચોર્યું છે, તેથી તેને શી શિક્ષા કરવી છે ?" "તેને ગરદન મારી નાંખો" રાજાએ ક્રોધના આવેશથી આજ્ઞા કરી. આવી આજ્ઞા થતાં તે રાજસેવકોએ તે વૃદ્ધ ચોરને વધ્યસ્થાન તરફ લીધો. ત્યાં તેણે મોટા સ્વરથી પોક મુકી. અને ઉંચે અવાજે કહેવા લાગ્યો. "અરે ! હું આ પહેલી ચોરીમાં માર્યો જાઉં છું. મને કોઇ દયા લાવી

બચાવો. મારો મનોરથ અપૂર્ણ રહી જાય છે." આ તેનો પોકાર રાજાની કમળા રાણીના સાંભળવામાં આવતાં તેણીએ રાજાને વિજ્ઞપ્તિ કરી, "પ્રાણનાથ, આ બિચારાને તેનો મનોરથ પૂરો કરવા દ્યો. તે પછી તેને મારી નંખાવજો." રાણીના કહેવાથી રાજાએ તે ચોરને છોડી મુકયો, એટલે તે દયાળુ રાણી તેને પોતાના વાસસ્થાનમાં લઇ ગઇ. ત્યાં પોતાના દાસ અને દાસીઓની પાસે તેની ભારે બરદાસ કરાવી. તેને સુગંધી તેલ ચોળી ન્હવરાવ્યો. પછી ચંદનનો લેપ કરી રેશમી વસ્ત્રો પેહેરાવ્યાં. તે પછી તેને ઉંચી જાતનાં ભાવતાં ભોજન જમાડ્યાં. અને તેને તાંબૂલ આપી આરામ લેવાને એક પલંગ ઉપર સુવાર્યો આ પ્રમાણે ઊંચી જાતની બરદાસ કરી તે કાર્યમાં રાણીએ મોટો ખર્ચ કર્યો. અને પોતાની પાસે જેટલું દ્રવ્ય હતું, તે ચોરને પ્રસન્ન કરવામાં ખર્ચી નાંખ્યું.

તે દિવસે રાત્રે રાજા રાણીના મેહેલમાં આવતાં રાણીનું મુખ ગ્લાનિ પામેલું જોવામાં આવ્યું. તેથી રાજાએ પૂછયું, "કેમ રાણી, આ ચોરને કાંઇ પણ આપતા નથી ? અને શા માટે શોકાતુર દેખાઓ છો ?" રાણી બોલી—"પ્રાણનાથ, મારી પાસે આપવાનું કાંઇ પણ છે નહીં. મેં આજે દિવસમા બધું દ્રવ્ય તેની પાછળ ખર્ચી નાખ્યું છે." રાજાએ કહ્યું, "શું તમારી પાસે કાંઇ નથી ? આ મારા પ્રાણ પણ તારે આધીન છે, તો પછી તારે શો ટોટો ?" રાણીએ આનંદ પૂર્વક કહ્યું, "આર્યપુત્ર, જો આપની સંમત્તિ હોય તો હું આ ચોરને કાંઇ પણ આપું." રાજાએ આજ્ઞા આપી એટલે તેણીએ પેલા ચોરને-

કહ્યું, "ભદ્ર, હવે તારા નઠારા કાર્યરૂપી વૃક્ષને પુષ્પ આવ્યા છે, તે તારા જોવામાં આવે છે કે નહીં?" વૃદ્ધ ચોરે કહ્યું, "દેવી, મારા જોવામાં આવેલ છે, તેથી મને અનુતાપ થાય છે મેં ચોરીનું નઠારૂં કાર્ય કર્યું, તેનુંજ આ ફળ છે. પરંતુ હવે હું યાવજ્જીવિત એ નઠારા કાર્યથી નિવૃત્ત થયો છું." દેવી બોલી—"જો એમ હોય તો હું તને અભય આપું છું." રાજાએ તે વાતને સંમતિ આપી, એથી એ ચોર વિશેષ ખુશી થયો. તે વખતે બીજી રાણીઓએ હસીને કહ્યું, "બ્હેન, તમે બહુ સારૂં આપ્યું, એમાં આ ચોરનું શું વળશે?" કમળા દેવી બોલી—"બ્હેનો, એમાં શું હસો છો? આ ચોરને પૂછો કે, તને સારૂં શું આપ્યું?" પછી તે બધીઓએ ચોરને પૂછયું, "કહે ભાઈ, જે દેવીએ મોટો ખર્ચ કરી તને આપ્યું અને આ અભયદાન આપ્યું, એમાં તને વધારે પ્રિય શું થયું?" ચોર બોલ્યો—"દેવી તરફથી મને જે આ અભયદાન આપવામાં આવ્યું, તેથી હું ઘણોજ ખુશી થયો છું. કમળા દેવીએ મોટો ખર્ચ કરી મને જે સુખ આપ્યું હતું, તે મરણના ભયને લઇને મારા જાણવામાં આવ્યું નહતું. હું અત્યારેજ સર્વ રીતે સુખી થયો છું." ચોરના આ વચન સાંભળી સર્વ દેવીઓએ એ વાત માન્ય કરી હતી. અને તેમણે ઉંચે સ્વરે કહ્યું કે, "**આ જગત્‌માં અભયદાન સર્વથી ઉત્તમ છે**"

મહાત્મા વાચકજીના આ વચન સાંભળી ત્રિલોચન હર્ષિત થઈ ગયો અને આ "જગત્‌માં અભયદાન સર્વોત્તમ દાન છે," એ સિદ્ધાંત તેણે અતિ આદરથી માન્ય કર્યો હતો.

આ સમયે કાળવેળા થઈ, એટલે મહાત્મા વાચકરત્ને પોતાની ધર્મચર્ચા બંધ કરી અને તત્કાળ સર્વ પર્ષદા વિસર્જન થઈ ગઈ.

મહાનુભાવ સમરાદિત્યે તે પછી અયોધ્યા નગરીના પ્રદેશમાંથી વિહાર કર્યો હતો. તેમના વિહાર વખતે અયોધ્યાની શ્રાવક પ્રજાએ ભારે ધામધૂમ કરી અને મહાત્માના નિર્ગમનોત્સવને ઉજવ્યો હતો.

વાંચનાર, મહાનુભવ્ય સમરાદિત્યનું ચરિત્ર જીવન તમે સંક્ષેપમાં વાંચ્યું છે. તે ઉપરાંત તેમનું વિશેષ વૃત્તાંત અહિં લખી શકાયું નથી. તે લખવા બેશીએ તો ગ્રંથનો વિસ્તાર વધી જાય તેમ છે. ટુંકામાં એટલુંજ કહેવાનું કે, અર્હંત ધર્મના પ્રાચીન ઇતિહાસમાં સમરાદિત્યનું ચારિત્ર ગણનીય અને માનનીય બન્યું છે. તે મહાત્માએ ભારતની જૈન પ્રજાને ચારિત્ર ધર્મનું યથાર્થ સ્વરૂપ બતાવી આપ્યું હતું. ચારિત્ર એ કેવી અદ્ભુત વસ્તુ છે. અને તેનાથી આત્મા ગુણસ્થાનની શ્રેણીપર કેવી રીતે આરૂઢ થાય છે? તે વાત વાચક સમરાદિત્યના ચારિત્રના પ્રવર્ત્તન ઉપરથી દેખાઇ આવે છે. એ મહાત્માના ચારિત્રના જીવનને હૃદયથી માન આપી તે પ્રમાણે થોડે ઘણે અંશે પ્રવર્ત્તવાની સદ્ભાવના ભાવ્યા કરજો. એજ લેખકની આદર સહિત પ્રાર્થના છે.



જાય" આવું ચિંતવી તે હુઈ કોઈ ઠેકાણેથી ફાટેલા કપડાંના ચીરા લાવ્યો, અને તે વડે તે મહાત્માના શરીરને વીંટી લીધું; પછી તે ઉપર તેલનું સિંચન કર્યું. ત્યારબાદ તેને અગ્નિથી સળગાવ્યું. મહાત્માના બધા શરીર ઉપર અગ્નિ લાગી ગયો. કોઈ યોગના અતિશયથી તેઓ ચલાયમાન થયા નહીં. અગ્નિની મોટી જ્વાલામાં તેઓ દગ્ધ થવા લાગ્યા, તોપણ તેમના નિર્મળ હૃદયમાં કોઈ જાતનો વિકાર ઉત્પન્ન થયો નહીં. જ્યારે દેહ બળવા લાગ્યો, ત્યારે તેઓ ધ્યાનમુક્ત થઇ આ પ્રમાણે વિચારવા લાગ્યા "અહા ! આ સંસાર કેવો ભયંકર છે ? હું કોઇપણ આત્માને કલેશનું કારણુ થયો છું. જેણે કોઇપણ કારણથી આ કાર્ય કર્યું હશે, તેને મહાન દુઃખ ભોગવવું પડશે. જેમાં હું કારણભૂત થઈશ. હવે આ વખતે બીજું કાંઇપણ કરવું નહીં. માત્ર સમતાજ રાખવી સારી છે" આ પ્રમાણે ચિંતવી તેણે તે પણ ચિંતા છોડી દીધી. પછી તે શુદ્ધ ધ્યાન ધ્યાવા લાગ્યો, તેને યોગપરિણત થયો. એટલે તેનામાં મહાન સામાયિક ઉત્પન્ન થઇ આવ્યું અને અનુક્રમે અપૂર્વ કરણ થવાથી તે મહાત્મા ક્ષપક શ્રેણીપર આરૂઢ થઇ ગયા. તત્કાળ જીવવીર્ય વૃદ્ધિ પામ્યું, તે વખતે ધ્યાનાગ્નિ એવો વૃદ્ધિ પામ્યો કે જેથી કર્મરૂપી શત્રુઓ દગ્ધ થઇ ગયા. મોહરૂપી ઈંધણું બળી ગયું. લબ્ધિઓ પ્રાપ્ત થઇ અને તથી પોતાના આત્માને મુક્ત કરાવ્યો. અને તેને પરમ યોગમાં સ્થાપિત કર્યો, તેજ વખતે ઘાતિ કર્મો તુટી ગયા અને પછી લોકાલોકને પ્રકાશ કરનારૂં કેવળજ્ઞાન પ્રગટ થઇ આવ્યું.

# પ્રકરણ ૮ મું.

## અમરાદિત્ય કેવળી.

એક રમણીય ઉદ્યાન આવેલું હતું. તેની અંદર વિવિધ જાતના વૃક્ષો રહેલા હતા કુસુમિત વૃક્ષોના સુગંધને લઇ શીતળ અને મંદ પવન વનવિહારી લોકોને તૃપ્ત કરતો હતો. વિવિધ જાતના પક્ષીઓ મધુર શબ્દો કરી વનલક્ષ્મીના વિલાસને જાહેર કરતા હતા

આવા રમણીય ઉદ્યાનમા એક મહાત્મા પ્રતિમાવડે રહેલા હતા તેઓ એક તાનથી પરમાત્માનુ ધ્યાન ધરતા હતા તેમની મનોવૃત્તિ ધ્યાનના બળથી ધ્યેયાકાર થઇ ગઇ હતી જ્ઞાનના નિર્મળ પ્રકાશથી તેમનુ હૃદય શુદ્ધકાર બન્યુ હતું. આ વખતે એક કુરૂપી પુરૂષ ત્યા આવી ચડયો પ્રતિમાવડે સ્થિર રહેલા તે મહાત્મા તેના જોવામા આવ્યા તેમને જોતાજ તેના હૃદયમા ક્રોધની મહાજ્વાળા પ્રગટ થઈ આવી તેના અંગો ક્રોધના આવેશથી કંપાયમાન થઇ ગયા રૌદ્ર ધ્યાનના અંશોએ તેના હૃદયને ઘેરી લીધુ તત્કાળ તેણે પોતાના ઘાતકી હૃદયમા વિચાર કર્યો—" આ બરાબર લાગ આવ્યો છે આવો લાગ ફરીવાર નહીં મળે આ દુરાત્માને ધ્યાનમાજ મારી નાખુ, અને ચિરકાળનો મારો મનોરથ પૂર્ણ કરૂ આ ધૂર્તને એવી રીતે મારૂ કે જેથી તે મરતા મરતા મહાન દુઃખનો અનુભવ કરતો

જાય" આવું ચિંતવી તે દુષ્ટ કોઈ ઠેકાણેથી ફાટેલા કપડાંના ચીરા લાવ્યો, અને તે વડે તે મહાત્માના શરીરને વીંટી લીધું. પછી તે ઉપર તેલનું સિંચન કર્યું. ત્યારબાદ તેને અગ્નિથી સળગાવ્યું. મહાત્માના બધા શરીર ઉપર અગ્નિ લાગી ગયો. કોઇ યોગના અતિશયથી તેઓ ચલાયમાન થયા નહીં. અગ્નિની મોટી જ્વાલામાં તેઓ દગ્ધ થવા લાગ્યા, તોપણ તેમના નિર્મળ હૃદયમાં કોઈ જાતનો વિકાર ઉત્પન્ન થયો નહીં. જ્યારે દેહ બળવા લાગ્યો, ત્યારે તેઓ ધ્યાનમુક્ત થઇ આ પ્રમાણે વિચારવા લાગ્યા "અહો! આ સંસાર કેવો ભયંકર છે? હું કોઇપણ આત્માને કલેશનું કારણ થયો છું. જેણે કોઇપણ કારણથી આ કાર્ય કર્યું હશે, તેને મહાન દુઃખ ભોગવવું પડશે. જેમાં હું કારણભૂત થઈશ. હવે આ વખતે બીજું કાંઇપણ કરવું નહીં. માત્ર સમતાજ રાખવી સારી છે" આ પ્રમાણે ચિંતવી તેણે તે પણ ચિંતા છોડી દીધી. પછી તે શુદ્ધ ધ્યાન ધ્યાવા લાગ્યો, તેને યોગપરિણત થયો. એટલે તેનામાં મહાન સામાયિક ઉત્પન્ન થઈ આવ્યું અને અનુક્રમે અપૂર્વ કરણ થવાથી તે મહાત્મા ક્ષપક શ્રેણીપર આરૂઢ થઇ ગયા તત્કાળ જીવવીર્ય વૃદ્ધિ પામ્યું. તે વખતે ધ્યાનાગ્નિ એવો વૃદ્ધિ પામ્યો કે જેથી કર્મરૂપી શત્રુઓ દગ્ધ થઈ ગયા. મોહરૂપી ઇંધણું બળી ગયું. લબ્ધિઓ પ્રાપ્ત થઇ અને તેથી પોતાના આત્માને મુક્ત કરાવ્યો. અને તેને પરમ યોગમાં સ્થાપિત કર્યો, તેજ વખતે ઘાતિ કર્મો તુટી ગયા અને પછી લોકાલોકને પ્રકાશ કરનારૂં કેવળજ્ઞાન પ્રગટ થઇ આવ્યું.

પેલો દુષ્ટ પુરૂષ મુનિના શરીરને બળતું જોઇ રાજી થયો. તે બળતું શરીર જાણે મહાતમઃ પ્રભા નામની નરકભૂમિમાં જવા માટે તેણે દીવી કરી હોય તેવું દેખાતું હતું. કારણ કે, તે આ ઉગ્ર પાપથી તે ભૂમિમાં જવાને અધિકારી થઈ ચુકયો છે.

વાંચનાર, આ પ્રસંગને સ્પષ્ટ રીતે જાણવાને તમે ઉત્સુક થઈ રહ્યા હશો, તેથી સાવધાન થઇને એ પ્રસંગનું સ્પષ્ટીકરણ સાંભળો.

આ ઉદ્યાન ઉજ્જયિની નગરીની બાહેર આવેલું છે. જે મહાત્મા ત્યાં પ્રતિમાએ રહેલા છે તે મહાનુભાવ સમરાદિત્ય વાચક છે. તેઓ અયોધ્યા પાસેથી વિહાર કરી અહીં અવંતિ નગરીના ઉદ્યાનમાં આવેલા છે, જે કુરૂપી દુષ્ટ પુરૂષે તેમની મૂર્તિને સળગાવી છે, તે પેલો દુષ્ટાત્મા ગિરિસેન છે. ગિરિસેન મહાત્મા સમરાદિત્યનો નિષ્કારણ-શત્રુ છે. તેણે તે મહાત્માનો નાશ કરવાને તેમના શરીરને સળગાવ્યું છે. મહાત્મા શાંતમૂર્તિ સમરાદિત્ય એવી દુઃખી અવસ્થામાં પણ શુભ ધ્યાનમાં સ્થિર રહેલા છે અને તેમણે એ સ્થિતિમાં લોકાલોક પ્રકાશક કેવળજ્ઞાન પ્રાપ્ત કરેલું છે. વાંચનાર, હવે તે પછી શું બને છે, તે અવધાનપૂર્વક સાંભળવા તત્પર બનજો.

મહાત્મા સમરાદિત્યનું શરીર દગ્ધ થઇ ગયું, તે સાથે તેમનાં કર્મ પણ દગ્ધ થઇ ગયાં. તેઓને કેવળજ્ઞાન પ્રકાશિત થઇ આવ્યું. દુષ્ટ ગિરિસેને મહા કુકર્મ કરી ઘોર કર્મ બાંધ્યું. ને દુર્ગતિનો પથિક બની ગયો. ઘોર નરકની મહાવેદનાનો

ભોક્તા થઇ ચુકયો, મહાત્મા સમરાદિત્યનો દેહ જે અગ્નિને આધિન થયો, તે અગ્નિનો પ્રકાશ તેમની કેવળ લક્ષ્મીના મંગળદીપની જેમ શોભવા લાગ્યો.

તે મહાત્માને જ્યારે કેવળજ્ઞાન ઉત્પન્ન થયું, ત્યારે તેના પ્રભાવથી ઈંદ્રનું આસન કંપાયમાન થઇ ગયું. તે અવધિજ્ઞાનથી તે વૃત્તાંત જાણી દેવતાઓના પરિવાર સાથે કેવળજ્ઞાનનો મહોત્સવ કરવાને ત્યાં હાજર થયો. તેણે તે મહાત્માને પ્રણામ કરી તેમની ઉપર પુષ્પ વૃષ્ટિ કરી. તેમના શરીર ઉપર લાગેલા અગ્નિને બુઝાવી તે પર જીર્ણ વસ્ત્રો નાંખ્યા. જ્યારે અગ્નિ બુઝાઇ ગયો, તે વખતે કવિઓએ એવી કલ્પના કરી છે કે, સમરાદિત્ય મુનિરૂપ ઉદયગિરિ ઉપર કેવળજ્ઞાન રૂપ સૂર્યનો ઉદય થતાં અગ્નિ નિસ્તેજ થઇ જાય તેમાં કાંઇ આશ્ચર્ય નથી.

આ સમયે વેલંધર દેવ કે જે તે સમયે ઈંદ્રની સાથે ત્યાં આવ્યો હતો. તેણે ત્યાં રહેલા પેલા દુષ્ટ ગિરિસેનને બોલાવીને કહ્યું, " અરે પાપી, દુરાચાર, નરાધમ, તેં આ શું કર્યુ ? હે વિશ્વનિંદ્ય આ વિશ્વવંદ્ય મહાત્માને આવી સ્થિતિમાં તેં કેમ મુકયા ? તારા જેવા પાપીને સહસ્રવાર ધિક્કાર છે. "

વેલંધર દેવ આ પ્રમાણે કહેતો હતો, તેવામાં મુનિચંદ્ર રાજા પોતાની નર્મદા વગેરે પ્રિયાઓને લઇ ત્યાં આવ્યો. તેણે પોતાના સર્વ પરિવાર સાથે મહાત્મા સમરાદિત્યના ચરણમાં વંદના કરી. તેણે વેલંધર દેવને પુછયું, ' શું છે ? ' ત્યારે તેણે જણાવ્યું કે, " આ અધમ પુરૂષે આ મહાત્માને અગ્નિથી મૃત્યુ-

કારક ઉપદ્રવ કર્યો છે, તેને જે શિક્ષા કરીએ તે ઓછી છે. હું તો માત્ર ઉપાલંભ આપું છું." રાજા મુનિચંદ્ર બોલ્યો– "અહા ! આ અધમ પુરૂષને મોહનું સામર્થ્ય મોટું લાગે છે. આ મહાત્મા કદિ પણ કોઈના અપરાધમાં આવે તેવા નથી. આ વિશ્વને સમદષ્ટિથી જોનારા આ મહાનુભાવ કોઇ પણ પ્રાણીને હાનિ કરે તેવા નથી. તે છતાં આ દુરાશય શામાટે તેની સાથે વૈર રાખતો હશે ?" આવો અધ્યવસાઈ થવાનું કાંઇપણ કારણ જોવું જોઇએ. સર્વ જીવ ઉપર વાત્સલ્ય રાખનાર અને પરપીડાને વર્જનારા આ મહાત્માની ઉપર આ પુરૂષ વૈરબુદ્ધિ રાખે છે, તેનું કારણ જો તમારા જાણવામાં હોય તો જણાવો" વેલંધર દેવ બોલ્યો "રાજા, હું તેનું કારણ જાણતો નથી. હું માત્ર અટકળ કરી શકું છું કે, આ પુરૂષને કોઈ અનંત સંસારનું કારણરૂપ અશુભ કર્મનો બંધ થયો હશે."

રાજાએ જણાવ્યું, "એ વાત સત્ય છે, તથાપિ આ વિષે આપણે આ મહાત્માને પુછીએ કે જેથી આપણા સંશયનો ઉચ્છેદ થઇ જાય."

આ પ્રમાણે વેલંધર અને રાજા મુનિચંદ્ર વાતચીત કરતા હતા, તેવામાં મહાત્મા સમરાદિત્ય મુનિનો કેવલોત્સવ કરવાને ઇંદ્ર ઐરાવત પર બેશી દિવ્ય નાટ્ય કરતો ત્યાં આવ્યો. પ્રથમ પૃથ્વીને, સુગંધી જળ છાંટી, પુષ્પોથી અર્ચિત કરી અને તે ઉપર એક સુવર્ણકમળ સ્થાપિત કર્યું. મહાત્મા સમરાદિત્ય કેવળી તે ઉપર વિરાજમાન થયા. ઇંદ્રે પોતાના પરિવાર સાથે

તેમને વંદના કરી આ પ્રમાણે કહ્યું, " ભગવન્, આપને ધન્ય છે. આપનો મોહ તદન નષ્ટ થઈ ગયો છે. સર્વ ક્લેશો તદન નાશ પામ્યા છે. કર્મરૂપી શત્રુઓ જીતાઇ ગયા છે અને આપે ભવ્ય પ્રાણીઓનો ઉપકાર કરી કેવળ લક્ષ્મી પ્રાપ્ત કરી છે. " ઇંદ્રના મુખથી આવા સ્તુતિવચનો સાંભળી રાજા મુનિચંદ્ર ખુશી થઇ ગયો. રાણીઓ અને સામંત રાજાઓની સાથે તેણે તે કેવળીને પુનઃ વંદના કરી. આ વખતે કિનરોએ ગાયન ગાયું,અને સ્વર્ગીય સુંદરીઓએ નૃત્ય કર્યું. આ પ્રમાણે લોકોએ ઉજવેલો કેવળી પ્રભુનો મહિમા પ્રત્યક્ષ જોઇ પેલા દુરાશય ગિરિસેનના હૃદયમાં પશ્ચાતાપ થવા લાગ્યો. તેણે વિચાર્યું— " અહો ! આ કોઇ મહાનુભાવ લાગે છે. આવા પૂજ્ય મહાત્માની ઉપર મેં ઉપદ્રવ કર્યો, તે સારૂં કર્યું નહીં. "

આ પ્રમાણે અનુતાપ કરવાથી ગિરિસેન પુણ્યબીજવાળો થયો, અને તે પછી ત્યાંથી ચાલ્યો ગયો.

આ બરાબર યોગ્ય સમય જાણી મહાનુભાવ કેવળીએ નીચે પ્રમાણે દેશના આપી. તે વખતે તેમના દાંતની ઉજ્વળ કાંતિ એવી તો પ્રસરી ગઇ કે, જાણે તેઓ શુકલધ્યાની વાનકી બતાવતાં હોય તેવા દેખાતા હતા.

" ધર્મશીળ ભવ્યજનો, આ જગત્માં જીવ અનાદિ કાળથી સુવર્ણ કમળની જેમ કર્મના મળથી યુક્ત છે. તે કર્મમળના દોષને લીધે તે વિવિધ યોનિઓમાં વિકારને પ્રાપ્ત કરે છે. અને તે યોનિઓમાં ઉત્પન્ન થઇ જરા, રોગ અને મરણથી

ઘણોજ હેરાન થાય છે. તે ઘણી વેદનાઓ ભોગવે છે. તે છતાં ત્રિદોષ ( સંનિપાત ) ના રોગની જેમ મોહને લઇને પોતાનું હિત–અહિત જાણી શકતો નથી. તે મૂઢ જીવ હિતને છોડી દેછે અને અહિતને આચરે છે. એમ કરવાથી છેવટે મોટી આપત્તિઓને પામે છે. તેથી તમે મૂઢ ભાવને છોડી દો, આદરથી તત્વોને જુવો, દેવગુરૂને માન આપો, વિધિથી દાન કરો. પ્રાણીઓમાં દુત્સિતભાવ છોડી મૈત્રીનો અંગીકાર કરો; શુદ્ધ શીલ પાળો, બે પ્રકારના તપનો અભ્યાસ કરો, ભાવનાઓ ભાવો; કદાગ્રહ છોડી દો અને શુભ ધ્યાનથી ચીરકાલના કર્મરૂપી મળનો ત્યાગ કરો. આ પ્રમાણે કર્મમળના ક્ષયથી જીવ કલ્યાણરૂપ બને. એટલે દુષ્કૃત વિકારો તેને ઉત્પન્ન થતા નથી અને તેથી તેને પરમ સુખ પ્રાપ્ત થાય છે. માટે આ ઉપદેશ કરેલા ગુણોને પ્રાપ્ત કરવા યથાશક્તિ સદા ઉદ્યમ કરો." મહાનુભાવ કેવળીનો આ ઊપદેશ સાંભળી સર્વ પરિષદા સંવેગ પામી ગઇ હતી તે પછી ઈંદ્ર પોતાના દેવ પરિવાર સાથે તે મહાત્માને વંદના કરી પોતાની અમરાવતી નગરીમાં ચાલ્યો ગયો હતો.

તે પછી મુનિચંદ્રે વિનયથી પ્રશ્ન કર્યો; " મહાનુભાવ ભગવન્, જે ગિરિસેને તમોને ભારે ઉપસર્ગ કર્યો, તેનું શું કારણ છે ? તે કૃપા કરી જણાવશો."

મહાત્મા કેવળી બોલ્યા " રાજેંદ્ર, આ ગિરિસેન મારો નવ ભવનો વૈરી છે. હું પણ તેની સાથેજ નવ ભવ કરતો આવું છું. પ્રથમ ગુણસેન અને અગ્નિશર્મા, નામે અમે થયા હતા.

બીજે ભવે સિંહ અને આનંદ નામે પિતા પુત્ર થયા હતા. ત્રીજે ભવે શિખી અને જાલિની નામે માતા પુત્ર થયા હતા. ચોથે ભવે ધન અને ધનશ્રી નામે સ્ત્રી પુરૂષ થયા હતા. પાંચમે ભવે જય અને વિજય નામે સહોદર બંધુ થયા હતા. છઠે ભવે ધરણ અને લક્ષ્મી નામે સ્ત્રી પુરૂષ થયા હતા. સાતમે સેન અને વિષેણ નામે કાકાના દીકરા ભાઇઓ થયા હતા, આઠમે ગુણચંદ્ર અને વાનમંતર નામે પૂર્વાપર થયા. અને આ નવમે ભવે હું સમરાદિત્ય અને તે ગિરિસેન થયેલ છીએ. ગિરિસેન તે અગ્નિશર્માનો જીવ છે. મારે માટે તેનામાં વૈરબુદ્ધિ નવ ભવ થયાં ઉત્પન્ન થયેલ છે કર્મની ગતિ એવી વિચિત્ર છે કે જેથી આ સંસારમાં આવા અદ્ભુત બનાવો બન્યા કરે છે. પૂર્વે વાવેલું વૈરનું બીજ અનુક્રમે એક મોટા વૃક્ષનું રૂપ ધારણ કરે છે. જેને માટે હું અને ગિરિસેનનું સંપૂર્ણ દૃષ્ટાંત છે."

પ્રભુના મુખથી આ વાર્તા સાંભળી તે વેલંધર દેવ અને બીજા શ્રોતાઓ અતિશય આશ્ચર્ય પામી ગયા હતા. સર્વના હૃદયમાં,આ સંસાર તરફ પૂર્ણ વૈરાગ્ય થઇ આવ્યો હતો. તે વખતે વેલંધરે અંજલિ જોડી કેવળીને પ્રશ્ન કર્યો. "ભગવન્, હવે આ પાપકર્મી ગિરિસેનને તેના પાપનું પરિણામ શું આવશે ? તે કૃપા કરી સમજાવો."

મહાનુભાવ કેવળીએ ગંભીર સ્વરથી ઉત્તર આપ્યો. "ભદ્ર, તે ગિરિસેનને હાલ નરકની પ્રાપ્તિ થશે અને તે પછી તે અનંતા ભવો અનુભવશે."

આ સમયે નર્મદા દેવીએ પ્રશ્ન કર્યો—" પ્રભો, નરક ભૂમિઓ અને તેની અંદર રહેતા નારકી જીવો કેવા હોય ? તે દયા લાવી દર્શાવો. "

કેવળી ભગવાન્ બોલ્યા—" હે ધર્મવતિ, સાવધાન થઇ સાંભળ. નરકના સ્થાનો ચોરસ અને વચમાં ગોળાકાર હોય છે. તેની બહાર અને અંદર અંધકાર રહેલું હોય છે. નીચે સજાયાના જેવી ધાર હોય છે. તેમાં સૂર્ય વગેરે ગ્રહોનો પ્રકાશ પડતો નથી. દુર્ગંધથી ભરેલા ચરબી, મેદ અને રૂધિરના કાદવ વડે તેમના તળીયા લીંપેલા હોય છે, તેથી તેની ચારે બાજુ દુર્ગંધ પ્રસરે છે. તેમનો વર્ણ અગ્નિના જેવો હોય છે. તે સાથે તે ઘણાં કઠોર છે. તેની અંદર લોઢાના એવા તીક્ષ્ણ ગોખરૂ આવેલા હોય છે કે જેથી તેમના રસ્તાઓમાં દુઃખે સંચાર થઇ શકે છે. કાતર, ચક્ર, ભાલા, શૂળ, ખડ્ગ અને શક્તિઓથી તે જોઇ શકાય નહીં તેવા હોય છે. તેમની અંદર દુર્ગંધી રસ વહ્યા કરે છે, તેથી તે સ્પર્શ કરી શકાય તેવા નથી. તે સાથે તેમાં ઘણાં દુષ્ટ શબ્દોનો ધ્વનિ થયા કરે છે. આવા ઘોર નરકમાં તે નારકીના જીવો રહે છે. તે નારકીના જીવો કાળા રંગના, ભયંકર, ત્રાસ આપે તેવા, નિત્યે ઉદ્વેગ ધરનારા, અને દુઃખથી પીડિત રહે છે. તેવીજ સ્થિતિમા તેઓ સંસારને અનુભવે છે. તેઓને તેમના કર્મની વિચિત્રતા પ્રમાણે વિવિધ જાતની વેદનાઓ ભોગવવી પડે છે. મસ્તકના છેદ, ત્રિશૂળના ભેદ, કરવતવડે વિદારણ, શરીરના સાંધાના તથા જીભના રોગ, તપાવેલા તાંબાનું પાન, છેરી

પ્રાણીઓ પાસે શરીરનું ભક્ષણ, શરીરનું બળિદાન, શીકારી પ્રાણીઓનો ભય, નેત્રોને ઉખેડી નાંખવા, સાંકડા ભાગમાં પ્રવેશ કરાવવો, ઘોર શસ્રો ઉપર પાત કરવો, અગ્નિમાં ધમેલ લોઢાની પુતળીઓને આલિંગન, બળતી શિલામાં પતન અને મુર્છાવડે પરતંત્રતા તે સિવાય શીત તથા ઉષ્ણની મહાન્ વેદનાઓ તે નરકભૂમિમાં રહેલી છે. તેમની ઉપમા આપી શકાય તેમ નથી. તે નારકીઓ એકંદર સાત હોય છે. તેમાં સાતે નારકીમાં ક્ષેત્રથી ઉત્પન્ન થયેલી પીડાઓ થાય છે, છઠ્ઠી નારકી સુધી પરસ્પર કરેલી પીડાઓ થાય છે, અને પેલી નારકીમાં પરમાધાર્મિકોએ કરેલી પીડાઓ હોય છે. "

પ્રભુના મુખથી આ પ્રમાણે નારકીની પીડાઓ સાંભળી સર્વ શ્રોતાવર્ગ કંપી ચાલ્યો અને ધર્મારાધન કરવાને નિશ્ચય કરવા લાગ્યો. તે વખતે સુલસમંજરીએ કેવલી પ્રભુને પ્રશ્ન કર્યો–" ભગવન્, નારકીની ભયંકર વેદના સાંભળી મારૂં હૃદય કંપાયમાન થાય છે, માટે કૃપા કરી હવે દેવતાઓના વિમાનોનું સ્વરૂપ અને તેમની સુખસંપત્તિ કહો, જેથી મારા ઉદ્વિગ્ન હૃદયને શાંતિ અને આનંદ ઉત્પન્ન થાય. "

ગુરૂ પ્રસન્ન થઇને બોલ્યા–" ભદ્રે, દેવતાઓના વિમાનોનું વર્ણન સાંભળવા જેવું છે. તે વિમાનો ઘણાંજ સ્વચ્છ હોય છે. કાદવ, મેળ કે રજ તેમની અંદર બીલકુલ હોતા નથી. તેમની ચારે તરફ રત્નો જડેલા હોય છે, સુંદર સ્થાનોની તેમાં રચના કરેલી હોય છે. કોમળતા, શોભા, અને પ્રભાના પ્રકાશથી

તેઓ દર્શનીય છે. તેમની અંદર ઉત્તમ જાતના ચંદરવા બાંધેલા હોય છે. તોરણો અને રમણીય ચિત્રોથી તે મનોહર છે. સેવક દેવતાઓ તેમની રક્ષા કરે છે. ગોશીર્ષ ચંદનના રંગેલા હાથોઓ તેમા પાડેલા હોય છે. પાચવર્ણી પુષ્પોની માળાઓના ઉપચારથી તેઓ વિરાજીત છે. દહન થતાં અગુરૂના ધૂમના ધુમાડાથી તે ખુશબોદાર બની રહે છે. અપસરાઓના ગણથી તેઓ વ્યાસ છે. અને વાજીંત્રોના ધ્વનિઓથી ગાજી રહ્યા હોય છે.

તેવા મનોહર અને રમણીય વિમાનોની અંદર દેવતાઓ રહે છે. તે દેવતાઓને વિચિત્ર પ્રકારના ચિન્હો હોય છે. સ્વરૂપ અને સમૃદ્ધિથી તેઓ પ્રકાશમાન છે. અપૂર્વ યશ, સુખ, બળ અને કાંતિથી તેઓ વિરાજીત છે. તેમના શરીર ઉપર દિવ્ય અલંકારો અને વસ્ત્રો રહેલા હોય છે. સુગંધી પુષ્પોની માળાઓ અને સુગંધી ચંદનથી તેઓ વિભૂષિત હોય છે. દિવ્ય વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, દિવ્ય કાંતિ, લેશ્યા અને તેજથી તેઓ દશે દિશાઓમાં ઉદ્યોત કરી રહ્યા છે. દિવ્ય વાદિત્રોના નાદ અને દિવ્ય સંગીતના સૂર સાથે તેઓ હંમેશા દિવ્ય ભોગવિલાસ ભોગવે છે.

આ પ્રમાણે દિવ્ય વિમાનો અને તેમાં વસનારા દેવતાઓના વૈભવ સાંભળી સર્વ પર્ષદા આનંદમગ્ન થઈ ગઈ. નારકીની મહાવેદના સાંભળી સર્વના મનમાં જે ઉદ્વેગ થઇ ગયો હતો, તે તત્કાળ શાંત થઇ ગયો અને તેને ઠેકાણે આનંદનો મહાસાગર ઉછળી રહ્યો હતો.

સુલોચનાએ પ્રશ્ન કર્યો. " ભગવન, દેવતાને સુંદર સુખ હોય છે, એ વાત તો સમજવામાં આવી, પરંતુ સિદ્ધિનું સુખ કેવું હોય છે ? અને સિદ્ધ પુરૂષો કેવા હોય ? તે કૃપા કરી કહો. "

કેવળી બોલ્યા—" હે ધર્મશીલે, એ દેવતાના સુખમાં અને સિદ્ધના સુખમાં મોટું અંતર છે. દેવતાઓના શરીરમાં સૌંદર્ય હોય છે, પણ તેમનું સૌંદર્ય શાશ્વત રહેતું નથી. તેમનામાં કષાયોની ઉગ્રતા હોય છે. કર્મબંધમાં પરતંત્રતા છે. ઇંદ્રિયો વશ હોતી નથી. વિષયોની તૃષ્ણા મોટી હોય છે. ઉત્કર્ષ અને અપકર્ષ વિચિત્ર રીતે થયા કરે છે. મોહ રહ્યા કરે છે. તેમનો અંતસમય વિરસ હોય છે અને તેમને મરણનો ભય હોય છે. તે દેવતાઓને સુખ ક્યાંથી હોય ? તેમનાથી તો સિદ્ધના જીવોને ઘણે દરજ્જે ઉત્તમ સુખ છે. સિદ્ધજીવો સર્વ રીતે સુંદર, કર્મના બંધથી રહિત, મનોરથ વગરના, નિર્ભય સર્વ ભાવોના જ્ઞાતા, અને દૃષ્ટા, બુદ્ધિઓના હેતુ અને જરા મરણથી રહિત હોય છે. તેમના સુખને માટે સિદ્ધાંતમાં એટલે સુધી લખેછે કે, પરમ—આનંદના યોગથી સિદ્ધોને જે સુખ મળે છે, તેવું સુખ બીજે ક્યાંય પણ હોતું નથી. તેમના સુખનો રાશિ જો એકઠો કર્યો હોય અને પ્રત્યક્ષ થયો હોય તો તે સર્વાકાશમાં સમાતો નથી. "

કેવળીના મુખકમળમાથી ઝરતી આ મધુર વાણી સાંભળી

શ્રોતાઓના હૃદય આર્દ્ર બની ગયા અને તેવી ભાવના ભાવવા લાગ્યા.

આ વખતે વેલંધરે પ્રશ્ન કર્યો, “ મહાનુભાવ, આપે એ સિદ્ધોના સુખનું વર્ણન કર્યું, પરંતુ તેમનું સ્વરૂપ કેવું તે પ્રદર્શિત કરવા કૃપા કરો. તેમના રૂપનો આકાર કેવો હોય તે જાણવાની પ્રબળ ઇચ્છા છે. ”

કેવળી આનંદ પૂર્વક બોલ્યા —“ ભદ્ર, એ સિદ્ધિના જીવોનો આકાર લાંબો, ટુંકો, ત્રિકોણ, ગોળ, કે ચોરસ હોતો નથી. પાંચ વર્ણો માંહેલો કોઇ વર્ણ તેમનામાં નથી. સુગંધ, દુર્ગંધ, સ્ત્રીવેદ, પુરૂષવેદ અને નપુંસક વેદ તેમનાથી દૂર છે. તેમજ સ્નિગ્ધ, રૂઢ, કોમળ, પ્રચંડ, ઉષ્ણ, શીત, ગુરૂ, લઘુ કે સંગ તેમનામાં હોતા નથી. તેમને સંજ્ઞા, ઉપમાં, પરિજ્ઞા, અને રૂપ નથી. તે માત્ર સત્તાથી રહે છે. શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ તેમનામાં નથી. તે સિદ્ધને જ્ઞાનિઓ અનંત, યોગીંદ્ર, આનંદ, સુંદર અને સર્વ પ્રપંચથી રહિત પરબ્રહ્મ કહે છે. તે ઉપર એક દૃષ્ટાંતિક કથા છે તે સર્વે એક ચિત્ત થઇ શ્રવણ કરો. ”

ક્ષિતપ્રતિષ્ઠિત નામે એક નગર હતું. તે ઇંદ્રની અમરાવતીના જેવું સુશોભિત હતું. તેમાં જિતશત્રુ નામે રાજા રહેતો હતો. તેનું તે નામ સર્વ રીતે સાર્થક હતું. તેને જયશ્રી નામે રાણી હતી. તેઓ બંને રાજદંપતિ સુખ વિલાસથી પોતાનો સમય નિર્ગમન કરતા હતાં. એક વખતે તે રાજા વાહ્યાળિ

જાતના ઘોડા ઉપર બેશી મૃગયા કરવાને ફરવા નીકળ્યો. તેણે નિર્દયતાથી ઘણા પ્રાણીઓનો સંહાર કર્યો. તે પછી દૈવયોગે તે પવનના જેવા અશ્વ કર્મની જેમ તેને ખેંચી ગયો. વિંધ્યાચલ ગિરિના એક ગહન વનમા તેને લઇ ગયો. તે પ્રદેશનો માર્ગ ઘણો વિષમ હોવાથી તેનો વાહ્લીક અશ્વ તેમાં ચાલી શકયો નહીં; એટલે તે મંદ મંદ ગતિથી ચાલવા લાગ્યો. આ વખતે કોઇ એક કિરાત તે માર્ગે જતો હતો. અશ્વ સાથે વિકટ માર્ગમાં પડેલો તે રાજા તેના જોવામા આવ્યો. તેને જોઇ તે કિરાત હૃદયમાં વિચાર કરવા લાગ્યો. " અરે ! આ કોઇ મહાનુભાવ પુરૂષ વિષમ માર્ગમાં આવી પડયો છે. આ વખતે હું તેને કાંઈ મદદ કરૂં તો તેનો ઉપકાર થશે. " આવું વિચારી તેણે પાસે આવી જિતશત્રુ રાજાના ઘોડાની લગામ પકડી અને તેને ત્યાં આવેલા કોઇ જળાશયથી નજીક લઇ ગયો. ક્ષુધા અને તૃષાથી પીડીત એવા રાજાને અશ્વ ઉપરથી ઉતાર્યા પછી અશ્વને પગે બંધન કરી રાજાને વિશ્રાંતિ આપી. રાજાએ તે જળાશયમા સ્નાન કર્યું. પેલા ભલા ભીલે વિવિધ જાતના સ્વાદુ ફળ લાવી આપ્યા, એટલે રાજાએ ફલાહાર કરી શીતળ જળનું પાન કર્યું. ભીલ તરફથી એવી બરદાસ્ત થતી જોઇ રાજા ઘણોજ પ્રસન્ન થઇ ગયો. તેણે પોતાના હૃદયમાં વિચાર્યું કે, " આ હીન જાતિનો પુરૂષ છે, છતાં મારી તરફ આવો મહાન્ પ્રેમ કેમ દર્શાવતો હશે ? તે સાથે તેની વાણીમાં વિનય કેવો છે ? આ કોઇ આચરણથી મહાન્ પુરૂષ લાગે છે. " આ પ્રમા-

એ રાજા વિચાર કરતો હતો, તેવામાં તે કિરાતે આવી વિનય પૂર્વક જણાવ્યું " મહાશય, હવે શી ઇચ્છા છે ? જે કાંઇ ઇચ્છા હોય તે આ સેવકને જણાવવા કૃપા કરશો. " તેનો ભક્તિ જોઇ પ્રસન્ન થયેલા રાજાએ તેને અભિનંદન આપ્યું. આ સમયે સૂર્ય અસ્તગિરિ પર આરૂઢ થયો, રાજાએ સંધ્યાકાળને યોગ્ય ક્રિયા કરી. તે વિનીત ભીલે રાજાને સુવા માટે એક પથારી કરી આપી અને અશ્વને ઘાસ નાંખ્યું. પછી હાથમાં ધનુષ્ય લઇ પોતે રાજાની પાસે આવ્યો અને વિનયથી જણાવ્યું કે " મહાનુભાવ, સુખે નિદ્રા કરો. હું આપની ચોકી કરૂં છું. "

આ પ્રમાણે કહી તે કિરાત મહારાજાની આસપાસ ફરવા લાગ્યો. રાજાએ પોતાના મનમાં વિચાર્યું કે, ' આ કોઇ ઉત્તમ જાતિનો મનુષ્ય લાગે છે. ' એમ વિચારતાં રાજા નિંદ્રાને આધિન થઇ ગયો. રાત્રિ વ્યતિત થઇ. પ્રાતઃકાલ થયો, એટલે રાજા જાગ્રત થયો. તે સમયે પાછળ અશ્વને પગીરે ચાલતો ચાલતો તેનો કાફલો ત્યાં આવી ચડ્યો. સેનાપતિએ રાજાના અશ્વને ઓલખી લીધો. અતિ આનંદથી તે રાજાને મળ્યો. પછી તેને એક તુરૂષ્ક જાતના ઘોડા ઉપર બેસાર્યા. રાજા પેલા કિરાતનો ઉપકાર માની તેને સાથે લઇ પોતાના કાફલાં સહિત રાજધાનીમાં આવી પહોંચ્યો. રાજાને આવતો જાણી તેની રાજભક્ત પ્રજાએ મોટી ધામધૂમથી તેનો પ્રવેશોત્સવ કર્યો અને આખા નગરમાં આનંદ ઉત્સવ થઇ રહ્યો હતો. રાજાએ પોતાના ઉપકારી કિરાતને સાથે રાખી સ્નાન કર્યું. તે કિરાતને પોતાની

જાતે ચંદન અર્ચી ઉત્તમ જાતનો પોશાક પહેરાવ્યો અને પછી બંનેએ વિવિધ પ્રકારના રસવાળુ ભોજન કર્યું. ભોજન કર્યા પછી તે પોતાના મિત્ર કિરાતને લઇ સભા મંડપમાં આવ્યો. પોતાના સામંતો અને મંત્રિઓ રાજાને મળવા તે સ્થાને એકઠા થઇ ગયા. એક વનેચર ભીલ તરફ રાજાને બહુમાન કરતો જોઈ તેઓ અતિશય આશ્ચર્ય પામી ગયા. કિરાત જાતિના પુરૂષોને રાજાનું બહુમાન જોઇ તેમને તેનું કારણ પુછતાં ઘોર જંગલમાં કરેલા તે કિરાતના મહોપકારનો વૃત્તાંત રાજાએ પોતાના સભ્યોની આગળ કહી સંભળાવ્યો. તે ઉપરથી તેઓ સાનંદાશ્ચર્ય થઇ ગયા અને તેમણે તે કિરાતની ભારે પ્રશંસા કરી.

ત્યારપછી રાજાએ તે કિરાતને પોતાના રાજ્યમાં રહેલા નાટક વગેરે તમાસાઓ બતાવ્યા અને તેને વિનોદ આપવાને માટે બીજા કેટલાએક નાચરંગ કરાવ્યા. છેવટે તે ભીલને લંખિકા નામની રાજસુંદરી અર્પણ કરી. રાજાએ લંખિકાને કહ્યું કે "હે સુંદરી, આ મહાપુરૂષે ભયંકર અટવીમાં મારા પ્રાણ બચાવ્યા છે, તેથી તારે તેની ભાવથી સેવા કરવી." રાજાની આજ્ઞાથી તે રાજસુંદરીએ તે વાત માન્ય કરી અને તેને રાજમેહેલના સાતમે મજલે તે લઇ ગઈ. વિચિત્ર જાતના ચિત્રોથી રમણીય અને અતિ મનોહર એવા તે વાસગૃહમાં તે સુંદરીએ તેને વિવિધ પ્રકારના ભોગવિલાસો કરાવ્યા. એ રીતે તે કિરાત ઘણો વખત રાજવૈભવ ભોગવતો તે સ્થાને રહ્યો હતો.

કેટલોક સમય વિત્યા પછી એક દિવસે તે કિરાતે રાજા-ની પાસે પોતાના સ્થાનમાં જવાની વિજ્ઞપ્તિ કરી, તેની આગ્રહ ભરેલી ઇચ્છા જોઇ રાજાએ તેને જવાની રજા આપી, તે ઉપરથી તે ભીલ પોતાના જંગલના સ્થાન પ્રત્યે જવાને તૈયાર થઇ ગયો. આ પ્રસંગે રાજાએ તેનો ભારે સત્કાર કર્યો. ઉત્તમ જાતના રત્નો અને આભૂષણોથી તેને નવાજ્યો અને તેની સાથે ઉંચી જાતના વસ્ત્રાલંકાર સહિત ઘણું દ્રવ્ય આપ્યું. અને તેની સાથે કેટલાએક પોતાના વિશ્વાસુ માણસો મોકલ્યા..તે ભીલ ઘેર પહોંચ્યો, તે પછી તેણે રાજાના માણસોને પાછાં મોકલ્યાં. કિરાતપતિના આવવાના ખબર સાંભળી તેના સગા સ્નેહીઓ અને મિત્રો તેને મળવા આવ્યા. તેમણે ઇંતિજારીથી પૂછયું, કે, "તું કયાં ગયો હતો ? અને ત્યા તેં શું શું જોયું ? તે જણાવ." તે ભીલે પોતાને જે બન્યું હતું, તે બધો વૃત્તાંત તેમની આગળ કહી સંભળાવ્યો. પછી તે લોકોએ પૂછયું કે, " તે નગર કેવું હતું ? ત્યાં રાજા કેવો હતો ? તેને રહેવાનું સ્થાન કેવું હતું ? ત્યાં ખાવા પીવાના પદાર્થો કેવા હતા ? " તેમના આ પ્રશ્નોનો ઉત્તર તે ભીલ આપી શકયો નહીં, કારણકે, જે વસ્તુઓ તેણે જોઈ હતી અને અનુભવી હતી, તેવી વસ્તુઓની ઉપમા તેને જંગલમા મળી શકી નહીં, એટલે તેને માટે તે ભીલ કાંઇપણ દ્રષ્ટાંત કહી શકતો ન હતો. પછી તેણે ગુફા, વૃક્ષો અને બીજી વનની વસ્તુઓની સાથે તે વસ્તુઓ સરખાવી કહેવા માંડયું, " આ ગુફા અને વૃક્ષોના મૂલના જેવાં ત્યાં ઘરો હતાં, આ

ફળના જેવા ભક્ષ્ય પદાર્થો હતા. આ ભીલડીઓ જેવી યુવતીઓ હતી. આ ચનોઠીના ફૂલ જેવા આભૂષણો હતાં અને આ ધાતુના જેવું વિલેપન હતું." આ પ્રમાણે તેણે ઉપરચોટીયું કહેવા માંડયું, પણ તે વસ્તુઓના ગુણ તેનાથી કહી શકાયા નહીં. તે મુખ વિકાસી બેસી રહ્યો.

"હે રાજા મુનિચંદ્ર, આ દૃષ્ટાંત ઉપરથી સમજવાનું છે કે જેમ તે ભીલ ઉપમાના અભાવથી નગર અને રાજવૈભવના સુખનું વર્ણન કરી શક્યો નહીં, તેમ માણસ મોક્ષના સુખનું વર્ણન કરી શકતો નથી. કારણકે, તે મોક્ષની ઉપમા હોતી નથી. તે તો જિનવચનની શ્રદ્ધાથીજ સાબીત થાય છે. જે શ્રદ્ધામાં 'જિનભગવંત અન્યથાવાદિ હોતા નથી' એવો નિશ્ચય હોવો જોઈએ.

મહાનુભાવ સમરાદિત્યના મુખથી આ સર્વ હકીકત સાંભળી રાજા મુનિચંદ્રનું ચારિત્રમોહનીય કર્મ તત્કાળ ક્ષયોપશમને પામી ગયું. તે સાથે તેની રાણીઓ અને સામંતોના કર્મ પણ ક્ષયોપશમને પ્રાપ્ત થયાં. તેઓ સર્વે મળી તે મહાત્માને આ પ્રમાણે કહેવા લાગ્યા—"ભગવન્, આ તમારી ધર્મદેશનાથી અને તમારા ચરિત્રથી અમોને આ સંસારરૂપ કારાગૃહ ઉપર કંટાળો ઉત્પન્ન થયો છે, અમે એ કારાગૃહમાંથી મુક્ત થવાની ઇચ્છા રાખીએ છીએ, તેથી હવે અમારે શું કરવું ? તે કૃપા કરી બતાવો."

ભગવાન સમરાદિત્ય બોલ્યા—"ભવ્યાત્માઓ, તમોને

ધન્યવાદ ઘટે છે. તમોએ જ્ઞાનીની સમક્ષ આ સંસારરૂપ કારાગૃહમાંથી મુક્ત થવાની ઇચ્છા દર્શાવી ભાવથી જે શુદ્ધ ચારિત્ર પ્રાપ્ત કર્યું, તે ઘણુંજ ઉત્તમ કાર્ય કર્યું છે. તમોએ પ્રાપ્ત કરેલ એ અતિચારરહિત ભાવચારિત્ર આ સંસારરૂપ કારાગૃહમાંથી મોક્ષ આપનારૂં, સ્નેહબંધનને તોડનારૂં, મોહરૂપી ધૂલિને સાફ કરનારૂં, જ્ઞાનના ઉત્કર્ષને આપનારૂં અને મોક્ષનું પરમ કારણરૂપ છે. હવે તમો તે સાથે દ્રવ્ય ચારિત્રને પણ ગ્રહણ કરો કે જેથી તમો આત્મિક ઉન્નતિના પૂર્ણ અધિકારી થઇ જાઓ."

પ્રભુના આ વચન સાંભળી તેઓ એકી અવાજે બોલ્યા કે, "પ્રભુનો આદેશ અમારે પ્રમાણ છે." આ વખતે પેલા વેલંધરદેવે પોતાના હૃદયમાં ભાવના ભાવવા માંડી કે, "આ સર્વને ધન્ય છે, કે જેમણે આ મનુષ્યજન્મના સારરૂપ ભાવચારિત્ર પ્રાપ્ત કર્યું છે. મને આવો અપૂર્વ લાભ ક્યારે પ્રાપ્ત થશે!" આવી ભાવના ભાવી તેણે હર્ષથી તેમને વંદના કરી. તે પછી તે બધાએ શ્રી શીલદેવીની સમિપે વ્રત ગ્રહણ કર્યું હતું.

ઉત્તમ ભાવનાથી ભાવિત થયેલા વેલંધરે આ સમયે કેવળી ભગવંતને પ્રશ્ન કર્યો. "ભગવન્, જે પેલા ગિરિસેને તમોને ઉપસર્ગ કરેલ છે, તે ભવ્ય છે કે અભવ્ય? તે આપ્તબીજ છે કે અનાપ્તબીજ છે?" પ્રભુએ ઉત્તર આપ્યો. "તે ગિરિસેન ભવ્ય છે અને અનાપ્તબીજ છે." "ત્યારે તે ક્યારે આપ્તબીજ થશે?" વેલંધરે પુનઃ પ્રશ્ન કર્યો. કેવળીએ તેનું

ભવિષ્ય કહેવા માંડયું. "અનંત અને અસંખ્ય પુદ્ગળ પરાવર્ત્ત થયા પછી શાર્દૂલસેન રાજાનો તે અશ્વ થશે; ત્યારે તે આપ્ત બીજ થશે. તેણે મને ઉદ્દેશીને પ્રથમ ચિંતવ્યું હતું કે, "જેને મેં ઉપસર્ગ કર્યો, તે કોઇ આ મહાનુભાવ છે." આ ચિંતવન તેને જન્મોની પરંપરા થયા પછી સમ્યકત્વનું કારણ થઇ પડશે તે અસંખ્યાતા ભવ વીત્યા પછી સંખ્ય નામનો એક બ્રાહ્મણ થઇ અવતરશે. તે ભવમાં એ સત્કર્મ કરી નિર્વાણને પ્રાપ્ત થશે."

આ વૃત્તાંત સાંભળી વેલંધર દેવ પ્રસન્ન થઇ ગયો. તે પછી તે મહાત્મા કેવળીને નમન કરી પોતાના સ્થાનમાં આવ્યો હતો.

વાંચનાર, મહાનુભાવ સમરાદિત્ય કેવળીની ચારિત્રાવસ્થાનું સદાસ્મરણ કરજો એ મહાનુભાવે જે જે ઉપદેશ વચનો કહ્યાં છે, તેમને હૃદયમાં સ્થાપી તેવી ઉત્તમ ભાવના ભાવવાને સદા તત્પર રહેજો. ભગવાન્ કેવળી મહાત્માએ જે ચારિત્ર પાળ્યું છે, તે સર્વને દૃષ્ટાંત રૂપ બન્યું છે. તેમણે પોતાના ચારિત્ર જીવનમાં એટલા બધા ઉપકારો કર્યા છે, કે જે ઉપકારો તેમને પરમપદની પ્રાપ્તિમાં સાધનરૂપ થઇ પડયા છે. સાધુ, મુનિ, અનગાર, નિર્ગ્રંથ અને ક્ષમાશ્રમણ એ બધા મુનિ નામના પર્યાયો, મહાત્મા સમરાદિત્યે પોતાના ચારિત્ર વર્ત્તનથી સાર્થક કર્યા છે. એ મહાનુભાવને ત્રિકરણ શુદ્ધિથી

વારંવાર યાદ કરજો અને તેમના જેવું વર્ત્તન ભાવિત કરવાને તેવી ભવ્ય ભાવનાઓને ભાવ્યા કરજો.



# પ્રકરણ ૯ સું.

## પરિણામ અને ઉપસંહાર.

પુણ્યનો પ્રભાવ ક્યાંઇ પણ છુપો રહેતો નથી અને પાપનું પરિણામ કદિ પણ નિષ્ફળ થતું નથી. કર્મની શ્રેણીઓના જાળમાં ગુંચવાઇ ગયેલા પ્રાણીઓ અનેક સ્થિતિમાં આવ્યા કરે છે. હૃદય અને હૃદયની વૃત્તિઓ પણ કર્મોને આધીન થઇ તે પ્રમાણે પ્રવર્ત્તે છે.-અને જંતુઓને અનેક સ્થિતિઓમાં મુકી અનંત ભવમાં ભ્રમણ કરાવે છે અને સુખ દુઃખના સાથી કરે છે. અનંત અને અપાર શક્તિના પાત્ર બનેલા અને જગત પૂજ્યની મહાન્ પદવીના અધિકારી થયેલા અર્હંત ભગવાનોને પણ એક વાર કર્મની સત્તાને તાબે થવું પડે છે. જેમની પૂજા, ભક્તિ અને ઉપાસના બીજાને કર્મોથી મુક્ત કરે છે, પણ તેમણે પોતે ઉપાર્જેલા કર્મો ભોગવ્યા વિના તેમનો તેનાથી છુટકારો થતો નથી, એ આર્હત ધર્મનો સિદ્ધાંત વિશ્વમાં સર્વોપરિ બન્યો છે અને બને છે. જે સિદ્ધાંતમાં ઇશ્વરને કર્ત્તા, અકર્ત્તા અને અન્ય

કર્યા હતા અને અનેક જીવોને બોધીબીજને પમાડયા હતા તે મહાનુભાવના પ્રભાવથી વિશ્વ ઉપર આર્હત ધર્મની પ્રભાવના વધી હતી. તેમના જીવનમાંથી અનેક જાતની આત્મિ. ઉન્નતિની સૂચનાઓ મળતી હતી અને અનેક ભાવનાઓ ભાવવાની તક પ્રાપ્ત થતી હતી. જે ભવ્યાત્માઓ એ મહાત્મા સમરાદિત્ય કેવળીની વાણી સાંભળતા, તેઓ દંભરૂપ પર્વતને ભેદવામાં વજ્ર સમાન, ભાવના રૂપ મહાસાગરની વેલ વધારવાને ચંદ્ર સમાન અને મોહ માયાના પ્રબળ વનને દહન કરવામાં દાવાનળ સમાન થતા હતા; એટલુંજ નહી પણ એ મહાનુભાવના કહેલા વચનોના શ્રવણથી તેમના પાપ રૂપી ચોર પલાયન કરી જતા હતા. તેમને કોઇ ઉપદ્રવ પ્રગટ થતા ન હતા. તેમને કદાપી વિષયો અને કષાયોનો તાપ થતો નહોતો. પંડિતોને પણ પીડા કરનારો કામ ચંડાળ તેમનાથી ઘણે દૂર રહેતો હતો. તેમની તૃષ્ણાઓ છેદાઇ જતી હતી.

મહાનુભાવ સમરાદિત્ય કેવળી અધ્યાત્મ બળથી આત્મશુદ્ધિને અર્થે શુદ્ધ અને નિર્દોષ ક્રિયાઓ કરતાં હતાં. ચોથા ગુણસ્થાનથી ચૌદમા ગુણસ્થાન સુધી અનુક્રમે વધારે વધારે શુદ્ધિવાળી અધ્યાત્મમય ક્રિયાઓ તેમના શુદ્ધસ્વરૂપમાં દેખાઇ આવતી હતી. તે મહાત્મા શાંત, દાંત, નિયમમાં સાવધાન અને વિશ્વવત્સલ હતા.

મહાત્મા સમરાદિત્ય કેવળી સર્વ ઉત્તમ ક્ષેત્રોમાં વિહાર કરી કોઇ પવિત્ર પ્રદેશમાં આવ્યા હતા. ત્યાં તેમણે ભવ્ય પ્રાણીઓને છેલ્લો ઉપદેશ આપ્યો હતો. તે મહાનુભાવના છેલ્લા ઉપદેશમાં તેમણે જે વચનો ઉચ્ચાર્યા છે, તેમના પ્રતિધ્વનિ અદ્યાપિ પ્રવચન રૂપે ભારતવર્ષ ઉપર પડેલા છે.

વાચકવૃંદ, તે મહાત્માના તે વચનોમાંથી કેટલાએક વચનો અહિં આપવામાં આવ્યાં છે, તેમને તમો સદા સ્મરણમાં રાખજો અને તેનું ઉત્તમ રીતે મનન કરી તે પ્રમાણે યથાશક્તિ પ્રવર્ત્તન કરવાનો પ્રયત્ન કરજો અથવા તેને ઉદ્દેશીને ઉત્તમ ભાવના ભાવ્યા કરજો.

"હે ભવ્યાત્મા, તું તારા જીવનને ધાર્મિક વૃત્તિમાં સદા જાગ્રત રાખજે અને સન્માર્ગે પ્રવર્તવાનો પ્રયત્ન કર્યા કરજે. હે આત્મા, તું ખાત્રી રાખજે કે, જ્યારે શીત–તાપ વગેરે ભાવોથી તારા ચિત્તની લાગણી જરા પણ દુઃખાશે નહીં. અને સર્વ સાધક તથા બાધક ભાવોને એક સરખી રીતે સહન કરી શકવાની અભેદ વૃત્તિ થશે, ત્યારે તને પરમ સુખ પ્રાપ્ત થશે. હે ભદ્રાત્મા, જ્યારે તારૂં ચિત્ત અનાદિવાસના રૂપ પવન વડે જ્ઞાનના આસ્વાદનથી બીજે સ્થળે દોરાઇ નહીં જાય, પરંતુ કેવળજ્ઞાનના રસમાંજ મગ્ન બન્યું રહેશે, ત્યારેજ તને પરમ સુખ પ્રાપ્ત થશે.

હે પવિત્ર આત્મા, જ્યારે સમ્યગ્ જ્ઞાનરૂપી નિર્મલ જળ વડે અને દુર્ધર મતરૂપી તીક્ષ્ણ ક્ષાર વડે તારૂં મનરૂપી વસ્ત્ર સર્વ પાપરૂપ મલથી રહિત થઈ શુદ્ધ થશે, ત્યારેજ તને પરમ સુખની પ્રાપ્તિ થશે.

હે શુદ્ધાત્મા, જ્યારે તારો આત્મા સંપૂર્ણ જ્ઞાનવડે જગતના ન્હાના મોટા સર્વ જીવોને સમદૃષ્ટિથી અવલોકશે, ત્યારે જ તું પરમ આનંદનો ભોક્તા થઈ શકીશ.

હે કલ્યાણેચ્છુ જીવ, જ્યારે પાણીના પરપોટા જેવા આ સંસારના ક્ષણિક ભાવોને સમેટીને તારૂં ચિત્ત આત્મ ઉદધિમાં સ્થિતિવાળું થશે, એટલે સર્વ સાંસારિક પદાર્થો ઉપરથી સર્વથા વિરક્ત બની તારૂં ચિત્ત પરમ શાંતિના સ્વરૂપ આત્મામાં સ્થિત થશે, ત્યારેજ તને પરમ આનંદની

ચોથી અવસ્થાને અનુભવશે, ત્યારેજ તને પરમ સુખને સ્વાદ પ્રાપ્ત થશે.

મહાત્મા સમરાદિત્ય કેવળીના આ વચને દરેક ભવિ આત્માએ સ્મરણમાં રાખવા યોગ્ય છે. આવા વચનામૃતને વર્ષાવતા એ મહાત્મા કેવળી આ ભારતભૂમિ ઉપર ફર્યા હતા. તે મહાત્મા સૂર્યની જેમ આ પૃથ્વી ઉપર પ્રકાસ્યા હતા અને તેઓ સત્પુરૂષોના સમૂહને સુખદાયક અને શમતાના તેજથી દોષના ઉદયના આચ્છાદક બન્યા હતા. એવી રીતે પૃથ્વીમાં વિહાર કરતાં તે મહાજ્ઞાનીનો જાણવામાં આવ્યું કે, 'હવે અલ્પ સમયમાં નિર્વાણ સમય આવવાનો છે,' આથી તત્કાળ તેઓ વૃષભ તીર્થમાં આવ્યા હતા, ત્યાં કેવળીત્વ સમુદ્‌ઘાત અને શૈલેશીકરણને પ્રાપ્ત કરી તે મહાત્માએ ભવોપગ્રાહી કર્મો ને ખપાવ્યા હતા અને તત્કાળ તેઓ પરમ આનંદરૂપ મોક્ષને પ્રાપ્ત થયા હતા.

"પ્રિય વાચકવૃંદ, હવે અંહીં આ વાર્ત્તાની સમાપ્તિ થાય છે.' પુણ્ય પ્રભાવને મહિમા આ સ્થળે સંપૂર્ણ થાય છે નવખંડના અદ્‌ભુત વૃત્તાંતોના મહાનાયક સમરાદિત્ય કેવળીનું જીવનવૃત્ત પૂર્ણ કરતાં પહેલા તેમના સર્વ ઈતિહાસનું પુનઃ સ્મરણ કરજો અને તેમાંથી જે બોધ લેવા યોગ્ય હોય તેને ગ્રહણ કરી તેનુ મનન કરજો. અને તેની ભાવનાઓ ભાવવાને માટે

આ મહાન્ અને અદ્ભુત ચરિત્રના લેખક શ્રી પ્રદ્યુમ્નાચાર્યનો નીચેનો શ્લોક સદા કંઠસ્થ રાખજો.

" विज्ञातु हृदि तत्त्वसत्त्वनवकं जेतुं कपायेंद्रिया
रातीनां नवकं द्विधा नवविधब्रह्मव्रतं रक्षितुम् ।
निर्मातुं नव नोकपायकपणं यद्यस्ति वांछाततो
जन्मानां नवकं निरोध समरादित्यस्य वृत्ते विभोः" ॥१



# સૂચી પત્ર.

## ડીપોઝીટનો નિયમ.



બેદરકારીથી અથવા તો ભૂલથી વી પી પાછુ ન વળે એટલા માટે ઓર્ડરની સાથેજ રૂપીયા દીઠ એક આનાની ડીપોઝીટ મોકલી આપવાની અમો આ વિનતી પત્રદ્વારા અમારા ગ્રાહકોને ભલામણ કરીએ છીએ જેઓ આ ડીપોઝીટના નિયમને માન આપી યોગ્ય રકમ નહીં મોકલે તેઓને માલ મોકલવામા આવશે નહીં.



| | | |
|---|---|---|
| ૨૯ | " બીજી ચોપડી .... .... | ૦–૨–૦ |
| ૩૦ | જૈનોપનિષદ્ .... .... .... | ૦–૩–૦ |
| ૩૧ | જૈન લગ્ન વિધિ તથા જૈન ગીતસંગ્રહ. .... | ૦–૪–૦ |
| ૩૨ | જૈનધર્મ .... .... .... | ૦–૨–૦ |
| ૩૩ | જૈન કથા સંગ્રહ .... .. .... | ૧–૮–૦ |
| ૩૪ | જૈન ઐતિહાસિક રાસ માળા જૈન ઇતિહાસિક જિજ્ઞાસુઓ માટે પરમ આદરણીય ગ્રંથ | ૧–૦–૦ |

**૩૫ તપાગચ્છીય પંચ પ્રતિક્રમણ સૂત્રવિધિ સહિત—**
— આ ગ્રંથની ખાસ ત્રીજી આવૃત્તિ મોટા અક્ષરોમાં છપાયેલ છે, અને તેની અંદર પાંચે પાંચ પ્રતિક્રમણ એટલે કે, " **સામાયિક** " " **દેવસી** " " **રાઇ** " " **પાક્ષિક** " " **ચૌમાસી** " " **સંવચ્છરી** " એમ પાંચે પ્રતિક્રમણો વિધિસહિત આપવામાં આવેલ છે ઘણે ભાગે બ્હેનો અને ભાઇઓને પ્રતિક્રમણ કરવાની ઈચ્છા તો ઘણીએ થાય પણ વિધિ આવડતી ન હોય અગર કરાવનાર ન હોય તો તેના અભાવે આ ઉત્તમ ક્રિયા થઇ શકતી નથી. તેવાજ ભાઇઓ અને બ્હેનોને ગુજરાતી બાળપોથી વાંચતા આવડતી હશે તે ભાઇઓ અને બ્હેનો આ ગ્રંથ વાંચીને પાંચે પ્રતિક્રમણમાંથી કોઈ પણ પ્રતિક્રમણ વાચીને કોઇની મદદ લીધા વગર ઓશીયાળાપણું ભોગવ્યા વગર સહેલાઈથી કરી

શકશે. આ ગ્રંથ દરેક શ્રાવકભાઈના ઘરમાં અને દરેક શહેર અને ગામડીઆ ગામના ઉપાશ્રયમાં અવશ્ય હોવોજ જોઈએ અને એટલાજ માટે અમો અમારા શ્રાવક ભાઈઓને અને શ્રાવિકા બ્હેનોને વિનંતી કરીએ છીએ કે કોઈ તમારા સંબંધિની કે ઉપકારી મુનિરાજની યાદગીરી રાખવા ઈચ્છા હોય તો તેમના નિમિત્તે તેમના સ્મરણાર્થે આ ગ્રંથની અમુક નકલો ખરીદી ખાસ સ્ંઘેહીતાર્થે અગર જૈન ઉપાશ્રયોમા ભેટ મોકલો ૨—૦—૦

૩૬ તત્વચિંતામણી—આત્મિક શાન્તિ ઇચ્છનારે વાચવું.... .... .... .... ૧—૦—૦

૩૭ તત્વભૂમિમાં પ્રવાસ—તત્વ ઇચ્છનાર માટે ૧—૮—૦

૩૮ ત્રિશષ્ઠીશલાકા પુરૂષ ચરિત્ર—( ભાષાંતર ) પર્વ ૧ થી ૧૦ .... .... ૧૦-૦-૦

૩૯ તીર્થાવળી પ્રવાસ—આ ગ્રંથ ૧૪૩૩ નાના મોટા તિર્થોએ સિદ્ધા જવાના માર્ગ બતાવનાર ભોમીઓ. .... .... .... ૧—૮—૦

૪૦ તિર્થંકર ચરિત્ર સચિત્ર— .... ૨—૮—૦

૪૧ દીક્ષાકુમારી પ્રવાસ ભાગ ૨ .... ૧—૮—૦

૪૨ દ્રવ્ય ગુણ પર્યાયનો રાસ-કર્તા શ્રીમદ્ યશોવિજયજી મહારાજ આ ગ્રંથમા દ્રવ્ય, ગુણ, પર્યાય, તત્વ, નય,

સપ્તભંગી, ત્રિભંગી ઇત્યાદિ વિષયો ઉપર રસિક ભાષા માંવિવેચન થયેલ છે. .... ... ૧-૪-૦

૪૩ દિવ્ય યાત્રા .... .... ... ૦-૬-૦

૪૪ દેવસીરાઈ પ્રતિક્રમણ વિધિ સહિત ૦-૧૦-૦

૪૫ ધન્ના ચરિત્ર-વૈરાગ્ય રસથી ઓતપ્રોત છે. ૦-૬-૦

૪૬ ધર્મબિન્દુ-( ભાષાંતર )... .... ૧-૦-૦

૪૭ ધના શાલી ભદ્રનો રાસ- .... ૧-૪-૦

૪૮ પ્રવૃતિ-નિવૃતિ. કર્તા પ્રસિદ્ધ વક્તા ચારિત્રવિજયજી મહારાજ .... .... .... ૦-૮-૦

પંચપ્રતિક્રમણ સૂત્ર મોટા અક્ષરે .... ૧-૪-૦

૪૯ પંચપ્રતિક્રમણ અર્થ સહિત-તથા જીવ વિચાર નવતત્વ અને દંડક લઘુ સંઘયણી અર્થ સહિત અને નવસ્મરણ સ્તોત્રોના સંગ્રહ સાથેસચિત્ર. ૨-૦-૦

૫૦ પ્રેમથી મુક્તિ—પ્રસિદ્ધ વક્તા ચારિત્રવિજયજી મહારાજ. આ ગ્રંથ પ્રેમનું શુદ્ધ સ્વરૂપ અને પ્રેમનું મહાત્મ્ય રજુ કરે છે .... .... ૦-૮-૦

૫૧ શ્રી ભજનપદ દોહન-આવૃત્તિ બીજી. આ ગ્રંથ માટે જૈનપત્રના અધિપતિ પોતાના તા. ૧૧-૬-૧૬ના અંકમાં લખે છે કે આ ગ્રંથમાં આત્મા અને પરમાત્માના ઐક્યમાં તદ્રૂપ થએલા અનેક મહાન પુરૂષોના ભજનોનો

સંગ્રહ કરવામાં આવ્યો છે. ભજનની ચુંટણીમાં ધર્મ કે નીતિમાં ભેદ વગર જેના વાચનથી આતરઉર્મિઓ જાગૃત થઇ જાય, તેવાં મહાત્મા ચિદાનંદજી, યશોવિજયજી, વિનયવિજયજી, બુદ્ધિસાગરજી શતાવધાની રત્નચંદ્રજી, નાનચંદ્રજી, લાલન, શીવાનંદ, ગંગારામ, મીરાંબાઇ, મહિપતિ, સુરશ્યામ, કબીર, નરસિંહ મહેતો, ઋષિરાજ, કેશવ, સુંદરદાસ, તાનસેન, કલાપી, ભવાનીદાસ, ભોઝો-ભગત, દયારામ, લછીરામ, સુશીલ, અમૃત, ધીરો ભગત, ડાહ્યાભાઇ, પ્રેમાનંદ સ્વામી વગેરે અનેક પ્રાચીન અને અર્વાચીન ભકતો, કવિઓ અને રસજ્ઞોનાં આલ્હાદક ૧૨૫ ભજનોનો શ્રીયુત શીવજી દેવશીએ એકત્ર કરેલ આ સંગ્રહ છે, જે આત્મચિંતન અને મનઃશુદ્ધિ માટે ખાસ વાચવા અને મનન કરવા યોગ્ય છે. કપડાની ચાલુ બાઇન્ડીંગ–ગ્લેઝ કાગળ અને લગભગ અઢીસો પૃષ્ટ તથા ખીસામા રહી શકે તેવી સાઇઝ રાખવા સાથે કિંમત ઓછી રાખેલ હોવાથી આ ગ્રંથ દરેક આત્મચિંતન માટે રાખવા યોગ્ય છે. .... .... ૦–૮–૦

ભામાશાહ ચરિત્ર– .... .... ૨–૦–૦

ભગવતીસૂત્ર ભાષાંત્તર– .... .... ૨–૮–૦

૫૨ શ્રી મહાવીર જીવન ચરિત્ર–મહાત્મા ગાંધીજી જેમ અસહકાર કરવામાં કોઇની મદદ માગતા નથી,

તેમ પૂર્વે જૈનોના ચોવીસમાં તિર્થંકર શ્રી મહાવીર સ્વામી થઇ ગયા છે, તેઓના ઉપર બાર બાર વર્ષ સુધી સંગમ નામે દેવતા, શ્રી મહાવીર પ્રભુને તેમના નિશ્ચયોમાંથી ડગાવા. ચલાયમાન કરવા અનેક પ્રકારના સંકટો આપવા લાગ્યો, તે સમયે ઇંદ્ર મહારાજને મહાવીર પ્રભુ ઉપર દયા આવી, અને કહ્યું કે, આપ આજ્ઞા આપો તો આપના ઉપર પડતા આ વિકટ દુઃખો દૂર કરવા હું આપની સેવામાં રહું, ત્યારે તેઓએ તેમની મદદનો અસ્વીકાર કર્યો અને મહાન્ પુરૂષો કોઇની મદદ ઉપર જીવતા નથી, પણ તેઓ પોતાના બળેજ પોતાનાં દુઃખો હરે છે. એવો ખુલ્લો જવાબ આપ્યો હતો, આ ગ્રંથની પ્રથમાવૃત્તિ થોડાજ સમયમાં ખપી જવાથી, અને વાંચકોની અતિ માગણી હોવાથી, આ ગ્રંથની બીજી આવૃત્તિ કાગળોની અને બીજી સખ્ત મોંઘવારી હોવા છતાં ન છુટકે છપાવવી પડી છે. સંવત ૧૯૭૭ ના અસાડ શુદ ૧ ના દિને બહાર પડી ચૂકી છે.... .... ૨—૦—૦

આ ગ્રંથની પ્રથમાવૃત્તિ પ્રસિદ્ધ થયાં પહેલાં અને તે પછી ઘણાજ વર્તમાન પત્રો અને માસિકોનાં વિદ્વાન તંત્રીઓએ આપેલ અભિપ્રાય આ સ્થળે પ્રસિદ્ધ કરીએ છીએ.

મહાવીરજીવન વિસ્તાર;-પ્રથમાવૃત્તિ માટે સાહિત્ય સેવી રા સુશીલ લિખિત ગ્રંથ માટે મળેલ અભિ-પ્રાયોનો સારાંશઃ-(૧) મહાત્મા મોહનલાલ ગાંધીજી લખે છે કે-હું તે પુસ્તક વાંચી ગયો છું. મને તે ગમ્યું છે. (૨) પ્રસિદ્ધ વક્તા મુનિશ્રી ચારિત્રવિજયજી લખે છે કે ભાષાની મીઠાશ, પ્રૌઢતા અને આશયની ગંભીરતા જેઓની લેખિની ઝરારૂપ છે. જેમણે આ પુસ્તક લખીને પોતાની બુદ્ધિના વિકાસનું સામર્થ્ય બતાવી આપ્યું છે. (૩) શ્રી. ગો. દ. દેશાઈ લખે છે કેઃ-પુસ્તક એવી સુરમ્ય, ચિત્તાકર્ષક, બોધપ્રદ અને શૌર્યાન્વિત શૈલીમાં વિચાર પૂર્વક રા. સુશીલે રચ્યું છે કે તે એક વાર વાંચવા લીધું તો પડતું મુકવું નજ ગમે. (૪) મુંબઇના સાહિત્યરસિક બારીસ્ટર અને જાણીતા નાટક લેખક શ્રી. વિભાકર જણાવે છે કે-આ જીવનકથા સંસ્કારી લેખિનીથી લખાયેલી છે. ભાષા સંસ્કારી તેમજ વીર્યવતી છે. આ પવિત્ર જીવન કથામાંથી જૈનધર્મનું તત્વજ્ઞાન આપોઆપ નિષ્પન્ન થાય છે. જૈન બંધુઓને માત્ર આ ગ્રંથ સંતોષ આપતો નથી, પણ જૈનેતરોને પણ એક પ્રતાપી અને પવિત્ર આત્માની પવિત્રતાનો સહદક સ્પર્શ કરાવે છે.

ટુંકામાં—આ ગ્રંથ ગ્રહનું એક રત્ન છે. લાયબ્રેરીનો શણગાર છે. અને ખરા રસિકોને માટે તો તે એક દેવદુર્લભ ચિંતામણી સમાન છે. મુંબઈના એક ઉત્તમ ચિત્રકારની પીંછીથી ચિતરાએલા ચિત્રો પણ ક્ષણભરને માટે તમને મુગ્ધ બનાવે તેવા છે. સાહિત્યની દૃષ્ટિએ, ચિત્રકળાની દૃષ્ટિએ અને મુદ્રણકળાની દૃષ્ટિએ પણ આ ગ્રંથ એક અપૂર્વ વસ્તુ છે. .... .... કીં ૨–૦–૦

## ૫૩ મલયાસુંદરિ ચરિત્ર.

નાટક અને સીનેમાઓમાં તન-મન-ધનની બરબાદી કરવા કરતાં અવનવા ભાવો અને હૃદયભેદક બાર ચિત્રોયુક્ત આદર્શ ચરિત્ર.

**વાંચી જીવનને પવિત્ર, ઉજ્વળ અને સ્વર્ગીય બનાવવું શું ખોટું છે?**

નાટક અને સીનેમા એ આજકાલની એક મ્હોટી મજાહ ગણાય છે. પરન્તુ તેની પાછળ તન મન-ધનનો જે દુરૂપયોગ થાય છે અને તે ઉપરાંત જે દુરાચારો દાખલ થાય છે, તેનું વર્ણન કરવું નકામું છે। એવો બચાવ કરવામાં આવે છે કે નાટક જોવાથી મનુષ્ય દુરાચારી થાય છે, સીનેમા જોવાથી મનુષ્યને દુનીઆદારીનું ભાન થાય છે. તો પછી વસ્તુતઃ દુનીઆમાં દુરાચાર અને દુષ્-

તાનો પ્રચાર નિત્ય વધતો જતો જોવામાં આવે છે, તેનું શું કારણ ? આજે આપણી દૃષ્ટિ આગળથી આદર્શ પુરૂષોનાં ચરિત્રો અને સતી સન્નારીઓનાં દેવી જીવનો છેક અદૃશ્ય થઇ ગયાં છે. તેને બદલે દુષિત જીવનોના ચિતારો પગલે પગલે આપણી દૃષ્ટિ સંમુખ ખડા કરવામા આવે છે. એમાં શિક્ષણ અને બોધ-લેવા લાયક અંશો તો નહિ જેવાજ હોય છે.

અમે કહીએ છીએ કે, "મલયાસુંદરીનું" જે આદર્શ ચરિત્ર અમારા તરફથી થોડાજ વખતમા બહાર પડી ચૂકયું છે, તેના વાચનથી જાણે જુદીજ દુનીઆમાં વિમાન વડે વિહાર કરતા હોઇએ, સ્વર્ગોદ્યાનમા ચમત્કારિક દૃશ્યો અનુભવતા હોઇએ એવો ભાસ થાય છે. નાટક અને સીનેમાના દેખાવો તો આ ચરિત્રમાંના પ્રસંગ પાસે પાણી ભરે ! એક વાર પુસ્તક હાથમાં લીધા પછી નીચે મુકવાનું મન થતું નથી, પ્રત્યેક લીટી અને પૃષ્ઠ વાચતા બીજી લીટી અને બીજું પૃષ્ઠ વાચવાની જીજ્ઞાસા વધતી જાય છે. મૂળ આચાર્યની વર્ણનશૈલીની અદ્‌ભુતતા સાથે મનોહર બાર ચિત્રોનો સંયોગ થવાથી સુવર્ણ અને સુગંધનોજ સંગમ થયો છે, એમ કહીએ તો ખોટું નથી.

પન્યાસજી શ્રી કેશરવિજયજી મહારાજ કે જેમની

લેખનશૈલી "યોગશાસ્ત્ર" ગ્રંથના અભ્યાસીઓ એકી અવાજે વખાણી રહ્યા છે તેજ માનવંતા લેખકની લેખિનીથી મલયાસુંદરીનું ચરિત્ર નવા જમાનાની નવી શૈલીમાં લખાયેલું છે, .... .... ૨–૮–૦

૫૪ રાજચંદ્ર જૈન કાવ્યમાલા ભાગ ૨—આ ગ્રંથમાં દેવચંદ્રજીકૃત ચોવીશી, ધમ્મીલ કુમારનો રાસ, અને ચંદ્રશેખરનો રાસનો સંગ્રહ કરવામા આવેલ છે. ૧–૮–૦

૫૫ રત્નસેન રત્નમંજરીનો રાસ .... ૦–૪–૦

૫૬ રાજપ્રશ્ન .... .... ....

૫૭ લાલન જૈન આત્મ વાટિકા—પરિ ગીય સુવાસવાળા આત્મથી કોણ

જયજીની ઉમદા કલમથી લખાયેલ છે. જે મુનિરાજો, જે સાધ્વીઓ, જે શ્રાવકો અને જે શ્રાવિકાઓ પોતાનો અને પરનો જન્મ સફલ કરવા ઇચ્છતા હોય, તેઓએ આ ગ્રંથ વાંચવો અને વંચાવવો, એવી અમારી ખાસ સૂચના છે. આ ગ્રંથ ૬૦૦ પૃષ્ઠનો છે; અને સુંદરમાં સુંદર ભવ્ય અને આદર્શ ચિત્રો આપવામાં આવ્યા છે. જેમાં "મૂખ્ય ચિત્ર વિન્ધ્યાચળ પહાડ ઉપર ચંપકલતા અને ચંડવેગ મુનિનો ઉપદેશ અને એવાંજ બીજાં અસરકારક અને ભવ્ય ચિત્રો આપવામાં આવ્યા છે કે જેનાં દર્શન માટે લાખો રૂપિયા ખર્ચતાં પણ ન થાય તે આ ગ્રંથ ખરીદ કરવાથી થઇ શકે છે. .... .... .... ૩–૦–૦

૬૦ વ્યાખ્યાન સંગ્રહ-પ્રસિદ્ધવક્તા ચારિત્રવિજયજી કૃત .... .... .... .... ૧–૮–૦

૬૧ વિવિધ પૂજા સંગ્રહ ભાગ ૧–૨–૩–૪ ૨–૮–૦

૬૨ વર્ધમાન દેશના ભાષાંતર-અવશ્ય વાંચો કથાનો સાગર છે. .... .... .... ૨–૮–૦

૬૩ વચનામૃત-કર્તા આચાર્ય શ્રી બુદ્ધિસાગર ૧–૮–૦

૬૪ શત્રુંજય (સંપૂર્ણ) ભાષાંતર સહિત.... ૨–૮–૦

૬૫ શ્રાવિકાભૂષણ ભાગ ૧–૨–૩–૪ દરેક ભાગના ૧–૮–૦

૬૬ શાસનદેવીનો પ્રવાસ અને ગૃહસ્થધર્મ નિરૂપણ—આ ગ્રંથમાં વર્તમાન સાધુ–શ્રાવકના ચમત્કારો બતાવવામાં આવ્યા છે..... .... .... ૧–૮–૦

૬૭ શુદ્ધોપયોગ—(સહજ સમાધિ) બહિરાત્મભાવ છોડી, અંતરાત્મભાવ પોતામાં જોડી પરમાત્માના દર્શન કરવાનો મોક્ષાભિલાષીને સુગમ માર્ગ બતાવનાર ઉત્તમોત્તમ ગ્રંથ .... .... .... ૦–૪–૦

૬૮ સમાધીશતક અને સમતાસતક. ૦–૮–૦

૬૯ શ્રીપાલ રાજાનો સચિત્ર રાસ અર્થ સહિત ૩–૮–૦

૭૦ શ્રીપાલરાજાનો નાનો રાસ— .... ૦–૮–૦

૭૧ શ્રાવક કર્તવ્ય.... .... .... ૧–૮–૦

૭૨ વિવેક વિલાસ યાને સ્ત્રી પુરૂષનો સાચો સલાહકાર—સ્ત્રી પુરૂષોના લક્ષણિક ભેદો દર્શાવનાર શશક, મૃગ, વૃષભ અને અશ્વ એ ચાર પુરૂષોના તથા પદ્મિની, હસ્તિનિ ચિત્રણી અને શંખિની એ ચાર સ્ત્રીઓની સુંદર બોધક અને સુચક આઠ ચિત્રોં સાથે.

મૂળ કર્તા—(શ્રીઆચાર્ય શ્રી જીનદત્તસૂરિ મહારાજ)

ગ્રંથની લોકપ્રિયતા—ટુંક મુદતમાંજ આ અતિ ઉપયોગી ગ્રંથની ત્રણ ત્રણ આવૃત્તિઓ હાથો હાથ ઉપડી ગઈ છે. અને એટલું છતાં લોકોની માગણી ચાલુજ રહી છે. અમોએ લોક લાગણીને માન આપી આ વખતે ખાસ આવૃત્તિ તૈ-

ચાર કરાવી છે અને જમાનાને અનુકુળ ચિત્રો સાથે એક બાળક પણ વાંચી અને વિચારી શકે એવી શૈલી પુર્વક-સંવાદના રૂપમાં આ ચતુર્થ આવૃત્તિની યોજના કરી છે. ગ્રંથ છપાઈને બાર પડી ચુકયો છે અને અમને સંપૂર્ણ વિશ્વાસ છે કે એકાદ પખવાડીઆમાં તેની સમસ્ત નકલો ખપી જવી જોઈએ.

**ગ્રંથકર્ત્તા અને દેશકાળ**—શ્રીમાન્ આચાર્ય શ્રી જીનદત્તસૂરિ ગુજરાતના સાહિત્ય ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. તેમણે લગભગ તેરમાં સૈકામાં—કે જે વખતે સાહીત્યનો અભ્યાસ પ્રાય: લુપ્ત અને શુષ્ક પ્રાય: થઇ ગયો હતો તે વખતે કેવળ ઉપકાર કરવાની બુદ્ધીથી એકજ ગ્રંથમાં સકળ શાસ્ત્રના સારભુત તત્વો, સિદ્ધાંતો અને વ્યવહારો સમજાવવા માટે વિવેક વીલાસની રચના કરી હતી આચાર્ય શ્રી તત્વજ્ઞાનથી લઇ વાસ્તુ શાસ્ત્ર અને સામુદ્રિક શાસ્ત્ર આદિ લગભગ સઘળા વિષયોનું અદ્‌ભુત જ્ઞાન ધરાવતા હતા અને એ જ્ઞાનનો નિષ્કર્ષજ આ ગ્રંથમાં તેમણે નીચોવી નાંખ્યો છે.

**વિષયોની વાનગી**—પરમ પારંગત આચાર્યશ્રીએ સંસારનો અને ધર્મનો કોઇપણ વિષય એવો નથી રહેવા દીધો કે જે ગ્રંથમાં પોતાના અસાધારણ બુદ્ધીબળથી ન ચર્ચ્યો હોય ! શુકનશાસ્ત્ર, વૈદ્યશાસ્ત્ર, ઋતુચર્યા, રતિશાસ્ત્ર, જ્યોતિષશાસ્ત્ર, સામુદ્રિકશાસ્ત્ર, દર્શનશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર, નીતિશાસ્ત્ર આદી અને-

કાનેક વિષયોનો આ ગ્રંથમાં અતિ નિપૂણુતા પુર્વક સમાવેશ થઈ જાય છે, દાખલા તરીકે એકજ વાનગી બસ થશે.

**સ્ત્રી કેવી પરણુવી?** કન્યાના લક્ષણો અને પરીક્ષા, કેવી સ્ત્રીનો ત્યાગ કરવો? સ્ત્રીઓની પ્રસન્નતા શી રીતે પ્રાપ્ત કરવી? સ્ત્રીની પ્રીતિ રાખવાનું પ્રયોજન, ગંધ અને કેશ ઉપરથી નારી પરીક્ષા, સ્ત્રીઓ સાથે ચુંબન કરવું, સ્ત્રીનો પ્રેમ કયારે છુટે? રાગવીનાની સ્ત્રીના લક્ષણુ, મર્કટ સમાન મન, કામાંતુર લક્ષણુ, કામપ્રિય સ્ત્રીઓ પાસે દુર્ગચ્છા કરવાનું પરિણામ, પતિ પરદેશ હોય ત્યારે કુલીન સ્ત્રીએ કેવી રીતે વર્તવું? રજસ્વળા વખતની ફરજો, ગર્ભાધાન વિધિ, ઉદરમાં ગર્ભવૃદ્ધિના નિયમો, જન્મ સમયના નક્ષત્રોની અસર તેવીજ રીતે પુરૂષના લક્ષણો તથા કર્તવ્યો વિષે પણ એજ પ્રમાણે અનેક પ્રમાણો આપી વિવેચન કરવામાં આવ્યું છે.

આવા ગ્રંથની જરૂર શું છે? કોઈ પ્રશ્ન કરશે કે આ જમાનામાં એવા પુરાણા ગ્રંથનો પુનરૂદ્ધાર કરવાની શું જરૂર છે? અમે કહીએ છીએ કે આ યુગમાં અત્યારે લગ્ન, બ્રહ્મચર્ય, શરીર, વીર્ય, જીવન, અને સંતતી સંબંધી જે ભયંકર અજ્ઞાનતા અને ભ્રમપુર્ણ માન્યતાઓ ચાલી રહી છે તે દુર કરવાનો આ ગ્રંથ એક ઉજ્વલ સુર્ય સમાન છે. ભારત વર્ષના યુવાનોના શારિરીક, માનસિક અને અધ્યાત્મીક

શક્તિઓ લગભગ ક્ષીણ થઇ ગઇ છે. આ વખતમાં એક પ્રાચીન આચાર્યની સ્પષ્ટ અને સરલ વાણી જેવી અપુર્વ અસર કરી શકે એવી અન્ય કોઇની વાણી ન કરી શકે એ સ્પષ્ટ છે. એટલાજ માટે અમે કહીએ છીએ કે પુર્વના જમાનામાં આ ગ્રંથની જેટલી જરૂર હતી તેના કરતાં પણ અત્યારે હજાર ગણી અધિક આવશ્યકતા છે. મુંબઇની યુનીવર્સીટીએ ગુજરાતી સાહિત્યના અખુટ ભંડારમાંથી આ વિવેક વિલાસ ગ્રંથ રત્ન ચુંટી લઇ બી. એ. ની પરીક્ષા માટે નિર્માણ કરેલો છે, એ શું સુચવે છે?

**ગ્રંથની નવી શૈલી**—આ ચતુર્થ આવૃતિ અમે સંવાદના રૂપમાં તૈયાર કરાવી છે. અને તેથી દરેક વાંચનાર જાણે કે આ મહારાજની પાસે બેસી પોતાના મનની ગુપ્ત શંકાઓનું સમાધાન કરતો હોય એવો ભાસ થયા કરે છે, વિવેક વિલાસ એ એક ગુર્જર સાહિત્યનું મ્હોટું ગૌરવ છે; સાહિત્ય ભંડારનું એક અણમોલું રત્ન છે. વ્યક્તિ માત્રનો સજ્જનમિત્ર છે. સ્ત્રી પુરૂષનો સલાહકાર છે.

ગ્રંથ બહાર પડી ચુકયો છે. ચિત્રો અને બીજા આકર્ષણોના પ્રમાણમાં રૂ. ૨-૮-૦ ની કીમત કંઇ બીસાતમાં નથી.

—૭૩ સમ્યકત્વ બાર વૃતની ટીપ-યોજક પ્રસિદ્ધ વક્તા મુનિ ચારિત્રવિજયજી .... .... ૦-૧-૦

૭૪ સજાયમાલા ભાગ ૧–૨–૩–૪ દરેક ભાગના  ૨–૦–૦

૭૫ સુરીશ્વર અને સામ્રાટ—આ મહાન ગ્રંથ સુપ્રસિદ્ધ શાસ્ત્ર વિશારદ–જૈનાચાર્યશ્રી વિજયધર્મ સૂરી મહારાજના શિષ્ય–પ્રસિદ્ધ લેખક વિદ્યાવિજયજીની કસાયેલી કલમથી લખાયેલો છે. આ ગ્રંથમાં મહાન્ ગીતાર્થ, પરમયોગીશ્વર.જગદ્ગુરૂશ્રી હિરવિજય સૂરીશ્વરજી મહારાજે મુસલમાન સમ્રાટ અકબરને આપેલા ઉપદેશનું અને તેઓશ્રીના ઉપદેશથી અકબરે કરેલાં કાર્યોનું સંપૂર્ણ વૃત્તાન્ત આપવામાં આવ્યું છે, તે ઉપરાન્ત હિરવીજયસૂરીની મૂર્તિનું સુંદર ચિત્ર અકબર અને અબદુલફજલના સુંદર ફોટાઓ હીરવિજયસૂરીના વિહારનો નકશો, તથા અકબર અને જહાંગીર બાદશાહે જૈનોને આપેલા ફરમાનો, તેના ગુજરાતી ભાષાંતરો સાથે આપીને પુસ્તકની ઉપયોગિતા અને સુંદરતામાં અસાધારણ વધારો કરવામાં આવ્યો છે. ઉંચી જાતના કપડાનું પાકું બાઈંડિંગ અને સાડી ચારસો પાનાનો મહાન ગ્રંથ હોવા છતાં કિંમત માત્ર રૂ. ૨–૧૨–૦

૭૬ સામ્ય શતક–અધ્યાત્મ માર્ગ ઇચ્છનારનેજ આ પુસ્તક વાંચવાનો હક્ક છે.  ૦–૬–૦

૭૭ શિષ્યોપનિષદ્  ૦–૩–૦

૭૮ સરસ સચિત્ર સ્તવનાવલી—જેમાં અનંત રૂદ્ધિ-સિદ્ધિ સમૃદ્ધિનો માર્ગદર્શક શ્રાવક, શ્રાવિકાનો નિસ્પૃહ સલાહકાર વિઘ્ન વિનાશક મંત્રો મહા મંત્રો અને સ્તવનોથી ભરપુર સરસ સચિત્ર સ્તવનાવલી તૈયાર કરતાં અમને ઘણો વખત લાગ્યો છે.

છેલ્લાં દશ વર્ષ થયાં અમારી પાસે એજ ફરિઆદ સુ-ખ્યત્વે આવ્યા કરતી કે શ્રાવકોને તેમના નિત્યના ધર્મ કૃત્યોમાં સરલતા થાય એવો કોઇ ગ્રંથ કયાં છે ? અમો એ ફરિઆદનો સંતોષકારક ઉત્તર ઉકત ગ્રંથ બહાર પાડી શક્તિમાન થયા છીએ. આ મનોહર સ્તવનાવલી જૈન સાહિત્યમાં આ પ્રથમજ છે એમ કહેવામાં લેશ પણ અતિશયોક્તિ નથી. ભાવિક સજ્જનો અને સન્નારીઓ નિત્ય પોતાની પાસે રાખી શકે એવા ઉદ્દેશથી ડાયરી સાઇઝમાં તૈયાર કરેલ છે. જે શ્રાવકો પોતાનું શ્રાવકપણું ઉજ્વલ બનાવવા આહતા હોય તેમને માટે આ ગ્રંથ સલાહકાર તરીકેનું કર્તવ્ય બજાવે છે. આ ગ્રંથના વિષયોની વાનગી. વિધિપૂર્વક મંદિરે જવાની સમજણ—ચૈત્યવંદન વિધી, જીનેશ્વર ભગવાનના અંગ પૂજન સમયે ભાવનાની ભાવના, સ્તવનો, ચૈત્યવંદનો, તિર્થોના સ્તવનો, બાર વૃતની ટીપ, જૈન શારદાપૂજન વિધિ, વિઘ્ન વિનાશક મંત્રો—મહા મંત્રો, રત્નાકર પચીશી અર્થ સહીત, સામાયક સૂત્ર, નવકાર

મંત્ર સંગ્રહ આદિ અનેક વિષયો ઉપરાંત આ ગ્રંથમાં આ મુજબ ફોટાઓ દાખલ કરવામાં આવ્યા છે.

(૧) શ્રી મહાવીર સ્વામી (૨) શ્રી પાર્શ્વનાથજી (૩) શ્રી કેશરીઆનાથજી (૪) શ્રી મણીભદ્ર યક્ષ (૫) શ્રી ચક્રેશ્વરી દેવી (૬) પદ્માવતી દેવી (૭) ચોવીસ તિર્થંકર (૮) શ્રી જિનદત્તદાદા સૂરિશ્વરજી અને નવપદજીનું મંડળ આદર્શનીય છબીઓ ખાસ મોટા ખર્ચે તૈયાર કરાવેલ છે. આ ગ્રંથનું પુંઠું અતિ સુંદરમાં સુંદર બનાવવામાં આવેલ છે કિંમત ૩—૦—૦

૭૯ સામાયિક અર્થ સહિત ૦—૨—૦

૮૦ રસીક સુધારસ સ્તવન સંગ્રહ—ભાગ ૧ થી ૮ આ ગ્રંથમાં ચૈત્યવંદન કરવાની વિધિ, ચૈત્યવંદનો, સ્તવનો, થોયો, પ્રભાતીયાં, લાવણીઓ, સ્તુતિઓ, ગજલો, સજઝાયો અને વૈરાગી પદોના સંગ્રહ ઉપરાંત પચ્ચખાણ લેવાની વિધિ, ચોવીશ તિર્થંકરોના નામ, લંછન, વર્ણ—ઉંચાઈનો કોઠો આત્મગોષ્ટિ ઈત્યાદિ વિષયો આવેલાછે. સાઈઝ પોકેટ પુઠું સુંદરમાં સુંદર છતાં કિંમત માત્ર રૂા. ૦—૧૦—૦

૮૧ હરિ વિક્રમ ચરિત્ર—આ મહાન ચરિત્રનો ગ્રંથ છે. અને મહાન થવા જે સજ્જનો ઇચ્છા રાખતાં હોય તેવાઓએ અવશ્ય વાંચવો. .... .... ૨—૦—૦

૮૨ પ્રધુમ્ન ચરિત્ર—ભાષાંતરકર્તા પ્રસિદ્ધ વક્તા મુનિ ચારિત્રવિજયજી ગ્રંથ ઉત્તમોત્તમ છે.... ૨—૦—૦

## દેશના યશસ્તંભ સમા યુવકો !

તમારે કેવો આદર્શ નજર સામે રાખવાનો છે અને તમે જો દેશ તથા ધર્મની યત્કિંચિત્ સેવા બજાવવા માગતા હો તો તમારે તમારા જીવનને કેવું સંયમ અને વિવેકમય બનાવવું જોઇએ તે તમે આ પુસ્તકના વાંચનથી બરાબર સમજી શકશો.



## શક્તિ સ્વરૂપ બ્હેનો !

રત્નમાળા તમારી જાતીનીજ એક વણિક કન્યા હતી. તેનું ક્ષાત્રતેજ તથા વિરાગબળ અનુભવી, તમારી નાડીમાં વહેતું લોહી ઉછળી આવશે, તમને તમારા યથાર્થ સ્થાનની ખબર પડશે.

# ભવિક ધર્મબન્ધુઓ ?

તમે જો તમારાં સંતાનોને ધર્મવીર બનાવવા માંગતા હો, તમારા સંતાનો ધર્મની પ્રભાવના કરી તમારી સાત પેઢીઓનું મુખ ઉજ્જવળ કરે એમ ઈચ્છતા હો, મહાવીર પ્રભુના શાસન માટે તમને સ્હેજ પણ શ્રદ્ધા હોય તો તમે જરૂર આ પુસ્તક તમારાં સંતાનોને વાંચવા પ્રેરણા કરો.

# શાસનપ્રિય બન્ધુઓ !

તમે જો આ પુસ્તક એકવાર વાંચવાનો અવકાશ મેળવશો તો તમને ખાત્રી થશે કે આવાં પુસ્તકોની લાખો પ્રતો બ્હાર પાડી દરેક ઘરમાં એક એક નકલ જરૂર દાખલ કરાવવી જોઇએ.

| | |
|---|---|
| પ્રથમથી નામ નોંધાવનાર પાસેથી | રૂા. ૧-૦-૦ |
| પાછળથી નામ નોંધાવનાર પાસેથી. | રૂા. ૧-૮-૦ |

અગાઉથી નામ નોંધાવતાં ચાર આના પત્ર સાથેજ મોકલી આપવા.

ગ્રંથ શ્રાવણ શુદિના પ્રારંભમાંજ બહાર પડશે.

આ ગ્રંથ માટે મળેલ અભિપ્રાયો વાંચો અને ગ્રંથની ઉત્તમતાનો ખ્યાલ કરો.

## મહાવીરભક્ત મણીભદ્ર તથા રત્નમાળા સચિત્ર વિષે

# વિદ્વાનોના અભિપ્રાયોનો સારાંશ.

શ્રીયુત પંડિત લાલન—" ઠામ ઠામ હૃદયને પ્રવીભૂત કરનારી રા. સુશીલની આ સુંદર કૃતિ લાલનને આનંદ આપે છે. જૈન શાસનરૂપી ધાર્મિક રાજ્યમાં શ્રાવક પ્રજાનું જીવન કેવું હોય તો તેઓ પોતાનું કલ્યાણ પ્રાપ્ત કરવા ઉપરાંત તેમનો ઉદયભાનુ જગતમા પોતાનો વિજયી પ્રકાશ પ્રસરાવી માનવ જગતનું હિત સાધી શકે તેનું આબેહૂબ હૃદયચિત્ર ખડું થાય છે. આ પુસ્તક તરૂણ તથા વૃદ્ધ સર્જને શિક્ષણીય અને ઉપયોગી છે. "

શ્રીયુત ન્રૃ. ભ. વિભાકર–બાર. ઍટ. લૉ.—" મહાવીરભક્ત મણીભદ્ર વાંચીને કોઇપણ ગુર્જર સાહિત્યસેવક આનંદ પામ્યા વિના રહેશે નહીં. રા. સુશીલે મહાવીર સ્વામીના સમયનું વાતાવરણ વાચક સમક્ષ ખડું કરવા સુંદર પ્રયત્ન કર્યો છે. જે દ્રષ્ટિથી આ કથા લખવામાં આવી છે તે દ્રષ્ટિનો વિચાર કરતાં લેખકનો પ્રયત્ન બહુ અંશે સફળ થયો છે. ભાષા આકર્ષક અને જોસવાળી છે. "

પ્રસિદ્ધવક્તા મુનિ મહારાજ શ્રી ચારિત્રવિજયજી— " રા. સુશીલની કસાયેલી કલમથી લખાયેલી આ ચોપડી દરેક વિષયને અચ્છી રીતે ઇન્સાફ આપનારી છે. ભાષા સુમધુર અને અલંકારમયી છે. મણીભદ્રને મહાવીરના ભક્ત તરીકે સિદ્ધ કરવા લેખકે પોતાની બુદ્ધિનો સારો

ઉપયોગ કર્યો છે. બીજા પાત્રોને પણ યથાયોગ્ય ઇન્સાફ આપવામાં આવ્યો છે.

ષડ્દર્શનવેત્તા મહાશય ગોકુળદાસ નાનજી–ટંકારાવાળા—" મહાવીરભક્ત મણીભદ્ર હું આદિથી તે અંત સુધી વાંચી ગયો છું. શ્રીયુત સુશીલ જેવા ઉચ્ચતર કોટીના વિશુદ્ધાત્મા પાસે શ્રી મહાવીર જીવનવિસ્તાર તથા મહાવીરભકત મણીભદ્ર જેવાં ગ્રંથો લખાવીને તેવી ઉજ્વળ લેખિનીનો જૈન સમાજને લાભ આપ્યો છે તે માટે ભાઈ મેઘજી હીરજી–જૈન બુકસેલરને ધન્યવાદ ઘટે છે. પ્રસ્તાવનાની રચના સારી છે. મૂળ લેખમાં આલેખાયેલું ચરિત્ર પણ સારૂં છે. ભાષાશૈલી સરલ અને મીઠી છે. સ્થળેસ્થળે અપાયેલો ઉપદેશ પણ ખાસ વાંચવા લાયક છે. પુસ્તક એકંદરે રસિક અને વાંચવા લીધા પછી પુરૂં કર્યા વગર મૂકવાની મરજી ન થાય તેવું છે. "

श्रीमान् नाथुराम प्रेमी—" महावीरभक्त मणीभद्र " जैन साहित्यमें अवतक जितने उपन्यास लीखे गये है उन सबमें अच्छा है ॥ पात्रोका स्वभावचित्र बहुत अच्छा है ॥ महावीर भगवान के महत्वको बडी सावधानीसे रक्षा की गइ है ॥ वैदिक धर्म विरोधकी अवतारणा करके भी लेखकने अपने हृदयकी विशालताके कारण कोइ एक शब्द भी एसा नहीं आने दीया है जो धार्मिक द्वेषकी सृष्टि करनेवाला हो ॥ और यह करके भी जैन

प्रति पाठकोंकी विशेष श्रद्धा आकर्षित करनेमें लेखक समर्थ हुए है प्रस्तावना भी बडे विचारसे लीखी गई है.

जैन समाज—जैन समाजमें श्रीयुत सुशीलके लेख बडे मानसे पढे जाते है. मणीभद्र पुस्तक सुंदर व रोचक है. कथा बहुत चित्ताकर्षक और बोधप्रद है, चित्र भी बडे आकर्षक है.

जैन संसार—" महावीरभद्र मणीभद्र " में लेखकने उत्कृष्ट पवित्र प्रेमकी कल्पनाका चित्र चित्रित कीया है. भगवान महावीरके प्रभावको अच्छी तरहसे गाया है. कथाके बहाने, विषयवासनाके कीचडमें फंसे हुए लोगोंको लेखकने यह स्पष्ट दिखा दीया है कि मनुष्य यदि पक्षापायदा कर लें तो अपनी आत्मशक्तिका विकास करके,सारे विषयविकारों को पैरों तले कुचल सकता है, और अहर्निश दम्पति साथ रह कर भी पवित्रताके साथ अपना जीवन बिता सकता है. पुस्तक बहुत ही उत्तम है. हम चाहते हैं इन पुस्तकोंको घर घरमें प्रचार हो और प्रत्येक व्यक्ति इनसे लाभ उठाये.

જૈન જ્યોતિ—" રા. સુશીલની છટાદાર મર્મભેદક લેખિનીથી આ પુસ્તક લખાયું છે. પ્રબળ પ્રભુભક્તિ-ઉત્કર્ષ શાસનપ્રેમ અને અપૂર્વ આત્મસંયમના મહાન્ ગુણોનું ઘણુંજ સરસ આકારમાં પ્રસ્ફોટન કરવામાં આવ્યું છે. પુસ્તક એવી રમ્ય શૈલીમાં લખાયું છે કે અથથી ઈતિ સુધી વાંચ્યા વિના રહી શકાય નહિ. "

દશા સોરઠીઆ માસીક—" વિષયલુબ્ધો વિષયેતા રસને પડતા મૂકી ઈશ્વરની નિષ્કામપણે ભકિત કરી મનુષ્ય જન્મ સાર્થક કરે એવા ઉદ્દેશથી, વાંચતાં રસ પડે અને બોધ મળે એવી સમર્થ શૈલીમાં આ પુસ્તક લખી રા સુશીલે જૈન ભાઇયોની ઉત્તમ સેવા બજાવી છે. જૈન બંધુઓને અમારી સલાહ છે કે આવા રસિક બોધદાયક પુસ્તકને ખરીદી અવશ્ય લાભ લે. "

વિદ્યાર્થી વિમાન—" રા. સુશીલની ભાષા રમ્ય છે-ચિત્તાકર્ષક છે-સૌંદર્ય યુકત છે. ઉચ્ચ પંકિતની જૈન નવલકથાઓમાં આ નવલકથા સંપૂર્ણ સ્થાન પામવાને યોગ્ય છે. જૈન નવલ-કથાઓમાં હાલ સૌથી પ્રથમ દરજ્જે રા. સુશીલકૃત આ મહાવીરભકત મણીભદ્રને સ્થાન મળવું જોઇએ એમ અમારૂં માનવું છે. "

જૈન શાસન—" કોઇ પણ ઉચ્ચ સંસ્કારવાળા જૈન યુવક તથા સુશિક્ષિત જૈન બાળાના હસ્તમા આ પુસ્તક મ્હોટા આનંદ પૂર્વક આપી શકાય તેમ છે. વિશુદ્ધ સ્નેહનું સ્થાન, આત્મલગ્નનું સાફલ્ય, પ્રતિજ્ઞાનું દ્રઢીકરણ અને દિવ્ય પ્રેમનું કેન્દ્ર આ ન્હાનકડું પુસ્તક છે. રા. સુશીલની આવી ઉચ્ચ વસ્તુ માટે આથી વિશેષ લખવાને અમને શબ્દો મળતા નથી. "

---